# પહેલી ગુજરાત કેળવણી પરિષદ્.

તારીખ ૨૩ મી અને ૨૪ મી ઑક્ટોબર ૧૯૧૬ ને રોજ
મળેલી બેઠકનો હેવાલ.

પરિષદના મંત્રીઓ તરફથી પ્રકટ કરનાર,
રા. અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર.
દાદાભાઇ લાઇબ્રેરી—અમદાવાદ

૧૯૧૭.

કિમ્મત રૂ. ૨-૦-૦

# પહેલી ગુજરાત કેળવણી પરિષદ્.

તારીખ ૨૩ મી અને ૨૪ મી ઑક્ટોબર ૧૯૧૬ ને રોજ
મળેલી બેઠકનો હેવાલ.

પરિષદના મંત્રીઓ તરફથી પ્રકટ કરનાર,
રા. અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર.
દાદાભાઈ લાઈબ્રેરી—અમદાવાદ.

૧૯૧૭.

કિમ્મત રૂ. ૧—૦—૦.

# પ્રસ્તાવના.

પહેલી ગુજરાત કેળવણી પરિષદ્‌નો હેવાલ ગુજરાતી પ્રજા સમક્ષ રજુ કરતાં અમને સંતોષ થાય છે—જો કે તે પ્રકટ કરવામાં અનેક કારણોને લીધે અણધાર્યો વિલંબ થયો તે માટે કંઇક ખેદ પણ થાય છે. પરિષદ્‌ના અત્યાર સુધીમાં પ્રકટ થયેલા તેમજ અપ્રકટ રહેલા બધા કાર્યોની માહીતિ આ હેવાલમાંથી મળી આવશે, અને તેથી તેના કાર્ય વિષે સર્વદેશીય તુલના હવે કરી શકાશે. અમે અત્રે આ હેવાલના સ્પષ્ટીકરણમાં કેટલીક બાબતો રજુ કરીશું.

આ હેવાલના પહેલા ભાગમાં પરિષદ્‌ની તા. ૨૩ મી અને ૨૪ મી ઓક્ટોબરની બેઠકમાં જે કાર્ય થયું હતું તેનો ક્રમસર હેવાલ આપવામાં આવ્યો છે. પરિષદ્‌ના પ્રમુખના ભાષણનું જે ગુજરાતી ભાષાંતર તેની બેઠકમાં વહેંચવામાં આવ્યું હતું તે આ વિભાગમાં છાપવામાં આવ્યું છે અને તેમણે કરેલું અંગ્રેજી ભાષણ પરિશિષ્ટ ૮ તરીકે પ્રકટ કરવામાં આવ્યું છે. ઠરાવો રજુ કરતાં અને તેને અનુમોદન આપતાં તેમજ નિબંધના વિષયોની ચર્ચા કરતાં જુદા જુદા વક્તાઓએ જે ભાષણો કર્યાં હતાં. તેના મુખ્ય મુદ્દાજ પ્રકટ કરવાનો ઉદ્દેશ અમે રાખ્યો છે. પરિષદ્‌ને માટે બધા ભાષણની નોંધ લેનાર એક સન્મિત્રના ટાંચણ પરથી અને કેટલાંક પ્રમાણરૂપ વર્તમાનપત્રોની સહાયથી ભાષણોના સાર બને ત્યાંસુધી વક્તાઓનીજ ભાષામાંજ આપવામાં આવ્યા છે. આ હેવાલ બે ત્રણ મહીનામાં સત્વર પ્રકટ કરવાનો અમારો અભિલાષ હોવાથી વક્તાઓના ભાષણનો સાર તેમની સંમતિ માટે તેમને મોકલવામાં આવ્યો નહોતો. આથી જો કોઇ પણ વક્તાના વિચારોનું અયોગ્ય નિરૂપણ થયું હોય તો તેઓ દરગુજર કરશે એવી આશા છે.

જે નિબંધો અમને મળ્યા હતા તે ગોખલે સોસાયટીએ નીમેલી એક ખાસ કમિટિએ તપાસ્યા હતા, અને તેની સૂચના મુજબજ નિબંધો પરિષદ્‌માં વાંચવા અને છાપવા માટે પસંદ કરવામાં આવ્યા હતા. સમયના સંકોચને લીધે જે નિબંધો સાર રૂપે પણ પરિષદ્‌માં વંચાયા નહતા તે બધા બીજા વિભાગમાં છાપવામાં આવ્યા છે. તેમાંના ઘણાખરા લગભગ પહેલીજ વાર પ્રકટ થાય છે અને અમારી ખાત્રી છે કે તે ધ્યાનમાં લેવાથી પરિષદ્‌ના કાર્યનો સંપૂર્ણ ખ્યાલ હવે આવી શકશે. કેટલાક નિબંધના લેખકોનાં નામ તેમની ખાસ ઇચ્છાથી પ્રકટ કરવામાં આવ્યા નથી.

પરિષદ્‌ની બે દિવસની બેઠકમાં જે કામ થયું તે ઉપરાંત તે મળતા પહેલાં જે પ્રવૃત્તિ આદરવામાં આવી હતી, તેનો સંપૂર્ણ ખ્યાલ આપવા જતાં પરિશિષ્ટનો વિભાગ મોટો થઇ ગયો છે.

દેશી રાજ્યો, લોકલબોર્ડના સભાસદો વગેરેને પૂછેલા પ્રશ્નો અને તેના જવાબોનું તારણ, અભ્યાસક્રમ અને પાઠયપુસ્તકોની કમીટીનો રીપોર્ટ વગેરેનો સમાસ આ વિભાગમાં કરવામાં આવ્યો છે.

ગુજરાતના તાલુકાઓમાં કેળવણીની સ્થિતિ વિષે જે આંકડાઓ કેળવણી ખાતા તરફથી અમને મળ્યા હતા તે ભૂલથી પરિશિષ્ટ ૧ તરીકે છાપવામાં આવ્યા છે અને તે પરિશિષ્ટના વિભાગની છેવટે જોવામાં આવશે.

મુંબાઇની સરકારે અને કેટલાંક દેશી રાજ્યો અને મ્યુનીસીપાલીટીઓએ પોતાના ખાતામાં કામ કરતા શિક્ષકોને પરિષદ્‌ની બેઠકમાં હાજર રહેવાની રજા આપવા માટે અમે તેમનો ઉપકાર માનીએ છીએ. જે મ્યુનીસીપાલીટી અને લોકલબૉર્ડના સભાસદોએ ખાનગી શાળાના વ્યવસ્થાપકો અને દેશી રાજ્યોએ અમારા પ્રશ્નના ઉત્તર આપીને ઉપયોગી માહિતી રજુ કરી છે તેમના પણ અમે આભારી છીએ. જે દેશી રાજ્યોએ અને કેળવણીની જાહેર સંસ્થાઓએ પોતાના હેવાલ અમને મોકલી આપ્યા છે તેમણે પણ અમને ઉપકૃત કર્યા છે. અમે આશા રાખીએ છીએ કે સ્થાનિક મંડળોના સભાસદો તેમજ દેશી રાજ્યોના અધિકારીઓ આ કાર્યમાં વધારે ને વધારે રસ લઇને તેને સંગીન ઉત્તેજન આપશે.

આ પ્રસ્તાવના પુરી કરતાં પહેલાં પ્રથમ તો અમદાવાદની જે ગોખલે સોસાયટીએ આ પરીષદ પહેલીવાર ભરવાની જવાબદારી ઉઠાવીને ગુજરાતમાં કેળવણીની આ હિલચાલને જન્મ આપ્યો છે તેનો ગુર્જર પ્રજા તરફથી અમે આભાર માનીએ છીએ. તેમજ આ પરિષદ સંબંધી કાર્ય કરવામાં આ સોસાઇટીના અધિકારીઓએ અમને નિરંતર અને અંતઃકરણપૂર્વક જે સહાય આપી છે તે માટે અમે તેમના ખાસ આભારી છીએ. પરિષદ્‌ને અંગે નીમાએલી કમિટિઓમાં કામ કરીને, તેને અંગે મળેલી સભાઓમાં ભાગ લઇને, સંગીન સલાહ આપીને, અને સામાન્ય રીતે આ કાર્યમાં એક કે બીજી રીતે રસ લઇને જે અનેક સદ્‌ગૃહસ્થોએ અમને સહાય આપી છે તેમનો પણ આભાર માનવો ઘટે છે. તેમનામાંથી કોઈનો ખાસ ઉપકાર માનવો એ કદાચ બાકીનાને અન્યાય રૂપ ગણાય. છતાં પણ સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ—જેમણે પાઠય પુસ્તકોની તેમજ નિબંધની કમિટિમાં કામ કરીને તેને પોતાના લાંબા અનુભવ અને વિદ્વતાભરી વિવેકબુદ્ધિનો લાભ આપ્યો હતો—સ્વર્ગસ્થ ભાઈ રણજીતરામ વાવાભાઇ મહેતા—જેમણે પરિષદ સંબંધી પ્રવૃત્તિની શરૂઆતથી તે લગભગ આ માસ સુધી તેમાં અપૂર્વ રસ લઇ પગલે પગલે અમને અતિશય કીમતી સલાહ અને અંગત સહાય આપી હતી અને જેમના અકાળ અવસાનનો ધ્રા આપણને લાંબા વખત સુધી સાલશે—અને પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ—જેમણે પરિષદ્ મળતાં પહેલાં લગભગ એક પખવાડીઆ સુધી પોતાનો બધો સમય પરિષદ્‌ના કાર્યમાં ગાળી અમારા કાર્યનો ભાર ઘણો હલકો કર્યો હતો—આ ત્રણ ગૃહસ્થોનો અમે જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. ઉપરાંત પરિષદ્‌ના કાર્ય સંબંધી બધા લખાણો પોતાના પત્રોમાં ધ્યાન દઇ પ્રકટ કરવા માટે અમે સામાન્ય રીતે સર્વે ગુજરાતી પત્રોના તંત્રીઓના અને ખાસ કરીને "ગુજરાતી" અને "ગુજરાતી પંચ"ના તંત્રીઓના આભારી છીએ. છેવટે આ પરિષદ્‌ની ભાવનાને અને તેના કાર્યને ઉદારપણે આવકાર આપી તેને કંઇક પણ સફળ કરવા માટે અમે ગુર્જર પ્રજાજનોના ઋણી છીએ.

તા. ૧૭–૬–૧૯૧૭ 

**અમૃતલાલ વિ. ઠક્કર.**
**ઇશ્વરલાલ હિ. દેસાઇ.**
**ઈન્દુલાલ ક. યાજ્ઞિક.**
**મંત્રીઓ.**

# ગુજરાત કેળવણી પરિષદ.[1]

લેખકઃ—રા. રણજિતરામ વાવાભાઈ મહેતા, બી. એ.

ભારતવર્ષમાં જે પ્રજાની આણુ આજ વર્તે છે તે આત્મશાસક પ્રજા છે. ભારતવર્ષના રાજ્ય વહીવટમાં પ્રજાશાસનના તત્ત્વને તેમણે સ્થાન આપ્યું છે. પ્રસંગે હવે એવા આવતા જાય છે કે બ્રિટિશ સામ્રાજ્યમાં ભારતવર્ષને સામ્રાજ્યનાં બીજાં અંગો જેવું સ્થાન પ્રાપ્ત થશે. એ અંગો પ્રજાશાસક છે અને ભારતવર્ષ નથી એટલે આજ દિન લગી ભારતવર્ષની ઉપેક્ષા કરવામાં આવી છે. યુરોપના વર્તમાન કુરુક્ષેત્રમાં ભારતવર્ષનાં સંતાનોના રેડાએલા લોહીથી એ ઉપેક્ષા કમી થઇ છે. સામ્રાજ્યકુટુંબમાં ભારતવર્ષનો ગૌરવભર્યો આદર થાય માટે એણે પ્રજાશાસક થવું ઘટે છે. શાસનનું મૂલ્ય પ્રજા પીછાનતી હોય, શાસન પર પ્રભાવ પાડવા આતુર હોય અને શાસન હાથમાં લેવા યોગ્ય, સંપન્ન અને શકિતવાળી હોય તો જ પ્રજાશાસનનો નિર્વાહ થઇ શકે છે. ઈષ્ટાપત્તિ માટે ભારતવર્ષની સમગ્ર પ્રજાએ યોગ્યતા પ્રાપ્ત કરવાની છે. ભારતવર્ષ વિસ્તીર્ણ ખંડ જેવડો દેશ છે તેથી સમગ્રની સંકલના કરનારી હિલચાલની સાથે સાથે સમગ્રનાં અવયવો ચેતનવંતા કરવાની હિલચાલો પણ થવી જોઇએ. એ અવયવો તે જૂદા જૂદા પ્રાંતો છે. સર્વની પરિસ્થિતિ પ્રમાણે લોકજીવન જાગૃત કરવા નાનાવિધ પ્રવૃત્તિઓ ચાલે છે. પ્રાંતિક રાજદ્વારી પરિષદ, જીલ્લા રાજદ્વારી પરિષદ, સાહિત્યસંમેલન, વિદ્યાર્થીસંમેલન, સામાજિક સુધારણા પરિષદ, કેળવણી પરિષદ, પંડિતપરિષદ, પ્રાંતિક પરિષદ (આન્ધ્ર અથવા ઉત્કલ પરિષદ જેવી) વગેરે અનેક ચળવળોનાં મોજાં ભારતવર્ષના વિવિધ પ્રદેશોમાં ઉછળી રહ્યાં છે.

ગુજરાત ભારતવર્ષનું એક અવયવ છે. ઉદ્યોગ અને વ્યાપારમાં તેના સંતાનોની નિપુણતાથી ભારતવર્ષના વર્તમાન જીવનમાં તેનું સ્થાન મહત્ત્વનું છે. તેથી પ્રખર કર્તવ્ય માટે તે નિર્માણ થએલો છે. એ કર્તવ્ય કરવાની તેની શકિત ખીલવવી અને કર્તવ્ય કરવાના પ્રસંગો ઉત્પન્ન કરવા એ ગુજરાતીઓની ફરજ છે.

ભારતવર્ષના બીજા બધા રાજદ્વારી પ્રાંતો કરતાં ગુજરાતની પરિસ્થિતિ તદ્દન નિરાળી અને વિષમ છે. જેટલો ગુજરાત બ્રિટિશ સત્તામાં છે તેનાથી સાડાપાંચ ગણો દેશી રાજ્યોને અધીન છે. દેશી રાજ્યોના વિસ્તાર પણ નાના મોટા છે—મુંઝવે એવા છે. એમની પ્રગતિ પણ એવી જ નિરાશ કરે એવી છે. વડોદરા જેવું રાજ્ય ઘણી દિશામાં પ્રગતિમાન છે તો કચ્છ જેવું એટલું જ વિશાળ રાજ્ય હજૂ પ્રગતિથી દૂર—ઘણું જ દૂર છે. બ્રિટિશ રાજ્યમાં પ્રજાની સત્તા વધતી જાય છે ત્યારે દેશી રાજ્યોમાં હતી તેટલી સત્તા પણ પ્રજાની ઘટતી જાય છે. છતાં દેશી રાજ્યો ધારે તો ગુજરાતને ગૌરવાન્વિત કરવામાં આગેવાની લઇ શકે એમ છે.

---

૧. આ પરિષદના હેતુ અને ઉત્પત્તિ વિષે અમે કંઈ પણ વિવેચન ન કરેલું હોવાથી અને પરિષદ મળતા પહેલાં સમાલોચકના ગુજરાત પરિષદ અંકમાં (પુ. ૨૧. અંક ૧૦) તે વિષે જે એક સંગીન લેખ પ્રકટ કરેલો હોવાથી તે અહિંયા ઉપોદ્‌ઘાત રૂપે છાપવામાં આવ્યો છે.

વસ્તુસ્થિતિ આવી વિષમ છે, પ્રગતિની ગતિમાં પાછળ રહી જવાની તીવ્ર દહેશત પણ લાગે છે; છતાં ગુજરાતના આગેવાનોમાં અને યુવાનોમાં ઉત્સાહ છે. એ ઉત્સાહ કાર્યપરાયણ થતો જાય છે તો કોઈ દિવસ કાર્યસાધક પણ નીવડશે.

અનેક રાજ્યવહીવટવાળા ગુજરાતમાં સર્વત્ર ફરી વળે એવી રાજદ્વારી પ્રવૃત્તિ શક્ય નથી. ધર્મ અને સંસારના ભેદો પણ એકતા સાધવામાં વિરોધ કરે એવા છે. આમ હોવાથી, જે વસ્તુનો ગુજરાતમાં સર્વત્ર પ્રસાર અને આદર હોય તેના અન્વયે પ્રજાકીય પ્રવૃત્તિ ચલાવી હોય તો લાભ થાય. ગુજરાતી ભાષા સમસ્ત ગુજરાતમાં બોલાય છે. તેનો અને તેના સાહિત્યનો પ્રવેશ સર્વત્ર છે. અમદાવાદની સાહિત્યસભા દ્વારા તેથી ગુજરાતી સાહિત્યપરિષદનો જન્મ થયો અને એ હિલચાલ ગુજરાતમાં બધે ફરી વળી છે. પરન્તુ પ્રજાજીવનના પ્રશ્નો એટલા બધા છે—સંખ્યા મ્હોટી છે, વિવિધ છે, વિષમ છે કે એક પ્રવૃત્તિ બસ નથી. આથી ભાષા જેવા સર્વસામાન્ય વિષય કેળવણીપરત્વે પણ વાર્ષિક સંમેલન ભરવાની સૂચના સાહિત્યસભા સંમુખ ઈ. સ. ૧૯૦૯ માં રજૂ થઇ હતી પરંતુ કેટલાંક કારણોસર તેનો અમલ થઇ શક્યો ન્હોતો. ત્યાર પછી ગયે વર્ષે મે મહિનામાં સુરતમાં સાહિત્યપરિષનું પાંચમું અધિવેશન થયું. ત્યાં ફરજિયાત કેળવણી, કન્યા કેળવણી આદિ પ્રશ્નો ચર્ચવા કે નહીં એ સવાલ થયો. આખરે એમ ઠર્યું કે સાહિત્યપરિષદમાં કેળવણીના પ્રશ્નોને સ્થાન ન આપવું અને જરૂર લાગે તો કેળવણી સંબંધમાં અલાહિદી પરિષદ યોજવી. સાહિત્ય સભાના જે સભાસદો ત્યાં હાજર હતા તેમને આ વાત રૂચી. અમદાવાદ જઇ એમણે સાહિત્યસભા દ્વારા કન્યા કેળવણી માટે પ્રશ્નાવલિ તૈયાર કરી ગુજરાતમાં ફેરવી. ગઇ નાતાલમાં એઓ કોંગ્રેસમાં મુંબાઇ આવ્યા ત્યારે મુંબાઇના કેટલાક ગુજરાતી યુવાનો સાથે મસલત થતાં અલાહિદી કેળવણી પરિષદ યોજવાની જરૂર ફરીથી સ્વીકારાઇ. વખત વહેતો હતો ત્યાં અમદાવાદમાં ગોખલે સોસાયટિની સ્થાપના થઇ. હિન્દ સેવકસમાજ (Servants of India Society)ના યુવાન ગુજરાતી સભ્ય રા. રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક એવામાં અમદાવાદ ગયા અને ગોખલે સોસાયટિ (જેના કેટલાક આગેવાનો સાહિત્યસભાવાળા સભાસદ છે) સમક્ષ આ પ્રશ્નનો ઊહાપોહ થયો અને આગામી પ્રાંતિક રાજદ્વારી પરિષદની સાથે પહેલી કેળવણી પરિષદ ભરવાનું નક્કી થયું. ઑક્ટોબરમાં તેનું સંમેલન થશે અને પ્રમુખસ્થાને ઑનરેબલ મિ. ચીમનલાલ હરિલાલ સેતલવાડ બિરાજશે.

જેમ જેમ સંમેલનો થતાં જશે તેમ તેમ પરિષદનો ઉદ્દેશ સ્પષ્ટ થતો જશે, આકાર પામતો જશે અને કાર્યપ્રદેશ વ્યવહારૂ થતો જશે. આમ છતાં ઉદ્દેશ અને કાર્યપ્રદેશ સંબંધમાં કાંઇ કહેવાનું પ્રાપ્ત થાય છે.

આ ચળવળને **ગુજરાત કેળવણી પરિષદનું** અભિધાન આપવામાં આવ્યું છે. કોઇ સવાલ કરશે કે કેળવણીનો પ્રશ્ન ભાષા અને સાહિત્ય જેવો એકદેશી નથી, સર્વદેશી છે—માત્ર ગુજરાતને જ લાગુ પડે છે એમ નથી પણ આખા મુંબાઇ ઇલાકાને લાગુ પડે છે તો પછી પ્રાન્તિક રાજદ્વારી પરિષદ જેવી પ્રાન્તિક કેળવણી પરિષદ ભરવાને બદલે ગુજરાત કેળવણી પરિષદ શા માટે ભરવી ? આ ગંભીર સવાલનો ખુલાસો સવિસ્તર કરવો પડશે.

(૧) ગુજરાત કેળવણી પરિષદ મળવાથી પ્રાંતિક કેળવણી પરિષદની આવશ્યકતા મટી

જતી નથી. મુંબાઇમાં એ સંબંધમાં હિલચાલ પણ શરૂ થઇ છે. બે વચ્ચે વિરોધ નથી પણ અન્યોન્યને સહાયક થઇ શકશે. દેશ સમગ્રમાં ચેતન જગાવવા તેનાં નાનાં નાનાં અંગોમાં પણ નાની મોટી પ્રવૃત્તિઓ સંચલિત કરવાનું સૂત્ર જેમને માન્ય હોય તેઓ આથી રાજી થશે.

(૨) આથી મહત્ત્વના હેતુઓ પણ ગુજરાત કેળવણી પરિષદના પ્રેરક છે.

ક. ગુજરાત વેપાર અને ઉદ્યોગની ભૂમિ છે. વર્તમાન યુગમાં પ્રજાજીવનમાં એ બેનું સ્થાન ઘણું જ આવશ્યક અને ઉપયોગી છે. રાજ્યદ્વારી પરતંત્રતા કરતાં આર્થિક (વેપાર ઉદ્યોગાદિની) પરતંત્રતા અધિક હાનિપ્રદ નીવડે છે. ભારતવર્ષ જેવા વિશાળ પ્રદેશ ઉપર પ્રકૃતિ પ્રસન્ન છતાં–પ્રસન્નતાને લીધે વિવિધ પ્રકારનો “ કાચો માલ ” (raw materials) હમ્મેશ મબલખ ઉત્પન્ન થતો હોવા છતાં એ માલમાંથી વપરાશ માટે તૈયાર થતી ચીજો કરવાની આવડત, સાધન વગેરે ભારતવર્ષમાં ન હોવાથી તે ચીજો મેળવવા બીજા દેશોને અધીન તેને રહેવું પડે છે. તેથી પરિણમતી હાનિ સુવિદિત છે. આ હાનિ કાંઇક ઓછી કરવાનો યોગ ગુજરાતના ભાગ્યમાં જણાયો છે. વર્તમાન વૈજ્ઞાનિક યુગની સામગ્રીઓથી ઉદ્યોગો એણે સ્થાપ્યા છે. કલાભવન જેવી સંસ્થા પ્રથમ વડોદરામાં જ સ્થપાઇ છે અને વૈજ્ઞાનિક કેળવણીનો ઘોષ કરનાર અને સ્વાર્થત્યાગે તેનો પ્રચાર કરનાર પ્રો. ગજ્જર પણ ગુજરાતી છે અને તેમનું કાર્યક્ષેત્ર તે જ રહ્યું છે.

ભારતવર્ષમાં અને ભારતવર્ષ બ્હાર જ્યાં જ્યાં હિંદીઓ વેપાર ખેડે છે તેમાં ગુજરાતીઓની સંખ્યા નાનીસૂની નહીં જણાય. પૂર્વમાં જાપાનથી માંડી પશ્ચિમમાં ઇંગ્લંડ પર્યંત તેઓ પ્રસર્યા છે.

જે વેપાર ઉદ્યોગ ગુજરાતીઓના હાથમાં છે તે સરી ન જાય માટે તેમ જ ઉલટો વધે તે માટે તત્સંબંધી કેળવણીની જેવી અને જેટલી જરૂરિયાત તેની વિચારણા કરવી, વ્યવસ્થા કરાવવી એ પ્રજાજીવના વિકાસનો નાનોસૂનો પ્રશ્ન નથી. વણિજ્ય માટે જે યોગ્યતા ગુજરાતીઓમાં છે તે યોગ્યતા હજૂ વધારે ભારતષર્ષના ઉત્કર્ષની સાધક શી રીતે થાય તેનો ઉત્તર ગુજરાતે દેવાનો છે.

ખ. ઉપર કહેવાઇ ગયું કે ગુજરાતમાં અનેક દેશી રાજ્યો છે. બ્રિટિશ રાજ્યમાં રાજ્યવ્યવહારના કેટલાક ખંડોમાં આપણો પ્રવેશ નથી એટલે એમને અંગે ઉંચા પ્રકારનો રાજ્યવહીવટી અનુભવ મેળવવાની જોગવાઇ પણ નથી. એ જોગવાઇને અભાવે આપણી બુદ્ધિનો વિકાસ કુંઠિત રહે અને પરિણામે રાષ્ટ્ર એ શકિત વિના પાંગળું રહે છે. પણ દેશી રાજ્યોમાં એવી જોગવાઇઓ પુષ્કળ છે. રાજ્યવહીવટના ઉંચા અને અટપટા પ્રશ્નોથી બુદ્ધિ કેળવવા, એવી બુદ્ધિથી પ્રજાશાસન અને રાષ્ટ્રજીવનની ખીલવણી માટે પ્રયોગો-કરવા અને એ પ્રદેશોમાં પ્રાપ્ત કરેલાં બુદ્ધિ અને અનુભવોથી બ્રિટશ સામ્રાજ્યમાં ભારતવર્ષનું સ્થાન ગૌરવભર્યું કરવા ગુજરાતીઓ શક્તિમાન થાય માટે એમને મળતી કેળવણી રેંજીપેંજી ન હોવી જોઇએ. દેશનાયકો થવાની તાલિમ લેવાની નિશાળો જ્યાં આટલી બધી છે ત્યાં કેળવણીનો પ્રશ્ન મહત્ત્વનો છે.

---

૧. મુંબાઇની સિડનહામ વેપારી કોલેજનો જન્મ ગુજરાતીઓના જ દ્રવ્યથી થયો છે.

ગ. વડોદરાના રાષ્ટ્રવત્સલ નરેશે ગુજરાત ઉપર કરેલા અનેક ઉપકારોમાં પોતાના રાજ્યમાં મફત અને ફરજિયાત પ્રાથમિક શિક્ષણની કરેલી વ્યવસ્થાનો ઉપકાર ઘણો મ્હોટો છે. પ્રત્યક્ષ પરિણામ તેનાં લાભદાયક નીવડતાં તેનું અનુકરણ શીઘ્રતાથી ગુજરાતનાં દેશી રાજ્યોમાં થવા સંભવ છે—વસ્તુત: અનુકરણ થવા પણ માંડયું છે. પરિસ્થિતિ અને અનુકૂળતા પ્રમાણે આ રીતે ગુજરાતમાં અનેક પ્રકારની કેળવણીના પ્રયોગો કરવાની જોગવાઇ છે. એ જોગવાઇઓનો લાભ લેવા અને અન્યોન્યના પ્રયોગો અને તેમાંથી પ્રાપ્ત થતા અનુભવોનો મુકાબલો કરવા અલાહિદી ચળવળ અને સંસ્થાની જરૂર છે.

વડોદરા રાજ્ય કેળવણીમાં અગ્રસ્થાન લેતું હોય અને ગુજરાતના બીજા ભાગો પાછળ રહે તો આપણા અનેક ભેદોમાં નવો એક ભેદ વધશે, પણ સર્વત્ર કેળવણીનો સરખો પ્રસાર કરવાની ચળવળ થાય તો ઘણે અંશે આ વિષમતા દૂર રહેશે.

ઘ. આ વૈજ્ઞાનિક યુગમાં સમુદ્રને મનુષ્યે પોતાનો દાસ બનાવ્યો છે. વેપાર ઉદ્યોગમાં આખા જગતનો વ્યવહાર સંકુલ એની મદદથી થયો છે. તેમ આક્રમણ, રક્ષણ આદિને માટે પણ પ્રજાઓને એ મદદ કરે છે. પૂર્વે ભારતવર્ષમાં ઉત્તરમાંથી આક્રમણ થતાં અને સમુદ્રથી રક્ષિત પ્રદેશો નિર્ભય રહેતા પણ હવે એવી નિર્ભયતા રહી નથી. સમુદ્રસ્થ પ્રદેશોને વેપાર માટે જેમ હાલમાં અનુકૂળતા વધી છે તેમ દેશના રક્ષણની જવાબદારી પણ વધી છે. ગુજરાત સમુદ્રસ્થ દેશ છે. એના વેપારીઓ અને ખલાસીઓના સાહસ અને પરાક્રમ મશહુર છે. શોચની વાત છે કે હાલમાં તે બધું સુષુપ્તિમાં છે. બ્રિટિશ સામ્રાજ્યમાં સમાન સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી ભારતવર્ષને પોતાનું નૌકાસૈન્ય કરવા અને વાણિજ્યનૌકાઓ રાખવાની જરૂર પડશે એવો વખત આવવાનો છે. આ પ્રસંગ માટે ગુજરાત તૈયાર હોવું જોઇએ. નાવિક શિક્ષણ માટે એક ગુજરાતી મુસલમાને મ્હોટી રકમ સરકારને સ્વાધીન પણ કરી છે.

ઙ. વેપારઉદ્યોગના પ્રદેશમાં જે ધર્મ ગુજરાતને માટે નિર્માણ થયો છે તેનો યથાર્થ નિર્વાહ કરવા ગુજરાતની રાજ્યદ્વારમાં પ્રતિષ્ઠા હોવી જોઇએ. રાજ્યકર્તાઓના સમાગમમાં, રાજ્યવ્યવહારની અનેક શ્રેણિઓમાં સંખ્યાબંધ ગુજરાતી હોય અને તેમની બુદ્ધિ, વિદ્યા, અનુભવ રાજ્યકર્તાને ઉપયોગી નીવડતાં હોય તો રાજ્યદ્વારમાં ગુજરાતની પ્રતિષ્ઠા અને સત્તા જામે. એ પ્રતિષ્ઠા એ સત્તા મેળવવા ગુજરાતીઓ એવી ઉંચા પ્રકારની વિદ્યાથી સંપન્ન હોવા જોઇએ કે સરકારને તેમને રાજ્યવહીવટમાં સામેલ કર્યા વિના ચાલે જ નહીં.

ચ. રાજ્યદ્વારમાં જેવી પ્રતિષ્ઠા નથી તેવી પ્રતિષ્ઠા ભારતવર્ષના લોકસમૂહમાં પણ નથી. આપણા પડોસી મહારાષ્ટ્રીઓમાં પણ નથી તો બીજેથી તો વાત જ ક્યાં? સર જમસેદજી જીજીભાઇ, પ્રેમચંદ રાયચંદ, દાદાભાઇ નવરોજી, સર ફીરોઝશાહ મહેતા, જમસેદજી ટાટા, સર સયાજીરાવ ગાયકવાડ, મોહનદાસ કરમચંદ ગાંધી, દયાનંદ સરસ્વતી, અબ્દુલ જમાલ, વગેરે અનેક ગુજરાતીઓએ વેપાર અને રાજ્યકીય પ્રશ્નોને અંગે ભારવર્ષની સેવા કરી છે, છતાં રાનડે, ટીલક, ગોખલે, રામમોહનરાય, કેશવચંદ્રસેન, સુરેન્દ્રનાથ બાનર્જિ, પ્રો. જગદિશચંદ્ર બોસ, સર રવીન્દ્રનાથ ઠાકુરની સાથે એમની ગાદી મંડાતી નથી. મહારાષ્ટ્ર અને બંગાળાને જે પ્રતિષ્ઠા એમનાં સંતાનોથી મળી છે તે ગુજરાતને એનાં

સંતાનોથી—એમની અપ્રતિમ અને ચિરસ્થાયી સેવા છતાં મળી નથી. પણ હવે એ પ્રતિષ્ઠા મેળવવા પ્રયત્ન કરવાનો અવસર આવી લાગ્યો છે. પ્રજામાં શક્તિ છે પણ તેનું રાષ્ટ્રીય મમત્વ નથી. તે મમત્વ પ્રદીપ્ત કરી પ્રજ્વલંત કરવાનું છે.

પ્રતિષ્ઠા અને સત્તા માત્ર વિલાસ ખાતર નથી જોઇતાં, પરંતુ ભારતવર્ષની આધુનિક પ્રગતિને ગુજરાત સહાયક થાય માટે. ગુજરાતમાં કંઇ પાણી ન હોય અને ગુજરાત આવા મ્હોટા મ્હોટા મનોરથો હવામાં બાંધતું હોય તો તે હાસ્યાસ્પદ લેખાય. પરંતુ ગુજરાતમાં શક્તિ છે. ભારતવર્ષના અભ્યુદયમાં એનો હિસ્સો નિર્મિત થએલો જણાતો જાય છે, પછી શક્તિને કેળવવામાં બેદરકાર રહેવું તે પાપ નથી? જે નવી સંસ્કૃતિ ભારતવર્ષમાં જન્મશે તેમાં ગુજરાતનું સ્થાન તેની સંગીન સેવાના અનુરૂપ થવું જોઇએ એ મહેચ્છા પુણ્ય લેખાવી જોઇએ.

છ. વેપાર અને ઉદ્યોગમાં મ્હાલતા ગુજરાતમાં લક્ષ્મીની છોળ ઉડે છે.[1] રાષ્ટ્રની ઉન્નતિ અર્થે એ લક્ષ્મી જેટલી વપરાવી જોઇએ તે નથી વપરાતી એ ગંભીર ખેદનો વિષય છે. ગુજરાતમાં એ લક્ષ્મીનો સદુપયોગ કરાવવા લોકોપયોગી ચળવળ થાય તો દેશ, પ્રજા અને રાજ્યને અનેકધા લાભ છે. સદુપયોગ માટે ચર્ચા થાય, આદર્શો રજૂ કરવામાં આવે અને પ્રયોગો કરી તેનાં મીઠાં ફળ બતાવવામાં આવે તોજ લક્ષ્મી રાષ્ટ્રની ઉન્નતિ તરફ વળે.

જ. વેપારમાં સ્વાભાવિક રીતે આપખુદ કે એકહથ્થી સત્તાને અવકાશ નથી. તેમાં સર્વનો સરખો સમાસ છે. આપણાં પંચો, મહાજનો વગેરે એ સૂત્રનું સમર્થન કરે છે. લોકશાસનનાં ( Democracy ) તત્ત્વો આપણે ત્યાં વિદ્યમાન છે એટલુંજ નહીં પણ પ્રવર્તમાન છે; અલબત અમુક પ્રદેશોમાં પણ એ તત્વોને નવા જમાનાનો પાસ લાગ્યો નથી. એમનું રૂપ ફર્યું નથી. એમાં વહેતું લોહી નવો જન્મ પામ્યું નથી. લોકશાસનનો જે નવો પ્રવાહ ચાલ્યો આવે છે તેમાં આ નાના કુંડોનું પાણી નહિં ભેળવવામાં આવે તો તે વધારે સડી જશે અને નવો પ્રવાહ જેટલી શીઘ્રતાથી પ્રજાના રૂધિરમાંસમાં એકરસ થવો જોઇએ તેટલી ઝડપથી નહીં થાય, કેળવણીના વિપુલ પ્રચારથી પ્રચલિત જીવનયંત્ર નવેસર ચાલતું થશે.

ગુજરાતમાં જે નવજીવન ઉદય પામતું જાય છે અને તેના જે ફળ રૂપે ગુજરાત કેળવણી પરિષદનો જન્મ છે તેના ગહનતમ અંતરમાં રહેલાં કેટલાંક પ્રેરક બળોનું સંક્ષિપ્ત દિગ્દર્શન કર્યું—એ દર્શન એટલું બધું ભવ્ય અને ગંભીર છે કે એ પ્રમાણે સ્થિતિ પ્રાપ્ત કરવા જે સાધનો, કાર્યક્રમ યોજાય, જે પ્રણાલિકાએ કાર્ય થાય તે અનુભવીઓને ઊણાં લાગવાનાં અને આશાનો ઉલ્લાસ સળગાવવાનાં નહી, ગુજરાતીઓ વ્યવહારૂ છે. ભાવના ઊંચી રાખે પણ કામ જે સામગ્રીથી કાર્યસાધક થઇ શકે તેનો ઉપયોગ કરવામાં પાછા હઠતા નથી. કેવી રીતે કામ કરવા ધારણા છે?

૧. ગુજરાતમાં વિવિધ રાજ્યસત્તા હોવાથી કેળવણીનો ફેલાવો પણ ઓછો વત્તો છે. હાલમાં કેળવણીથી સ્થિતિ જૂદે જૂદે સ્થળે કેવી છે? તેનાં કારણો શા? અને તેમાં વેગ શી

---

૧. બંગાળાથી કે પંજાબથી ગુજરાત શ્રીમંત છે તેનું માપ કહાડી શકશે નથી.

રીતે આવી શકે ? એ પ્રશ્નોના નિરાકરણ માટે પ્રસિદ્ધ થએલા અહેવાલો ઉપરથી, પત્રવ્યવહારથી અને બને તેમ અંગત તપાસથી માહિતી મેળવવામાં આવશે. એ મેળવવા શરૂઆત તરિકે પ્રશ્નમાળા કહાડી ઠેકઠેકાણે મોકલવામાં આવી હતી.

૨. માહિતી મળ્યા પછી નિકટવર્તિ વર્તમાનમાં કેળવણીની વૃદ્ધિ માટે ક્યા પ્રશ્નો જરૂરના છે તે નોખા તારવવામાં આવશે. સુરત, ગોધરા, અમદાવાદ, રાજકોટ, ભુજ જેવા શહેરોમાં કોલેજોની જરૂર; ઊંચામાં ઊંચી વિદ્યા પ્રાપ્ત કરવા ગુજરાતીઓ પરદેશ જઈ શકે એવાં સાધનોની જરૂર; ઊંચા કન્યાશિક્ષણ કે યુવતીશિક્ષણની જરૂર; કેળવણીમાં પછાત કોમોની કેળવણીની જરૂર; ગામડામાં વિશેષ શિક્ષણપ્રસારણની જરૂર વગેરે જે કાંઇ લાગશે તે સંબંધમાં ચોક્કસ યોજનાઓ સરકાર સંમુખ, દેશી રાજ્યો સંમુખ અને શ્રીમંત ગુજરાતીઓ સંમુખ રજૂ કરવામાં આવશે. તે યોજનાઓ સિદ્ધ થાય માટે જરૂરની ચળવળ કરવામાં આવશે.

૩. કેળવણીની વર્તમાન સ્થિતિમાં જે ખામીઓ, દોષો, ન્યૂનતા, સ્ખલનો વગેરે જણાતાં જશે તેમના સંબંધમાં ચોક્કસ અને સંપૂર્ણ માહિજ મળતી જશે તેમ તેમ લાગતા વળગતા સન્મુખ ફરીઆદો લઇ જવામાં આવશે અને તેમના નિકાલ માટે પ્રયત્ન કરવામાં આવશે. સરકારની, દેશી રાજ્યોની (ગાયકવાડી રાજ્ય સુદ્ધાંતની) કેળવણીની નીતિની ટીકા થશે અને લોકમત જાગૃત કરી ઇષ્ટપ્રાપ્તિ માટે ચળવળ થશે.

૪. પ્રચલિત સ્થિતિમાં શુભ ફેરફાર કરાવવામાં જેમ જેમ વિજય મળતો જશે તેમ તેમ તે સ્થિતિમાંથી બીજી દિશાઓમાં ગતિ કરવાના પ્રશ્નો લેવાશે અને તેમના સંબંધમાં લોકમત જાગૃત કરવામાં આવશે. ગુજરાતને માટે અલાહિદું વિશ્વવિદ્યાલય (University); વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક શિક્ષણ માટે ગંજાવર વિદ્યાપીઠો (Technological Institutions); પ્રાચીન આર્ય સંસ્કૃતિના પુનર્જન્મ માટે તેમજ ગુજરાતીઓના વર્તમાન જીવનને વાસ્તવિક આર્યજીવન કરવાનાં સાધનો—નવા પુરોહિતોની કેળવણી ધર્મનું શિક્ષણ, ચારિત્ર્યનાં બંધારણની તજવીજ; જે જે નવા નવા ધર્મો ગુજરાતને પ્રાપ્ત થતા જાય તેમના નિર્વાહ માટે જરૂરી કેળવણીની તદ્દન નવીજ સંસ્થાઓ; વગેરે વગેરે પ્રશ્નો આ કોટિના છે.

આ રીતે કામ કરવાથી આટલા લાભ થવાનો સંભવ હાલ તો જણાય છે.

કેળવણીના વિષયમાં ગુજરાત જાગૃત થશે. કેળવણીના વહીવટમાં કયાં ખામી છે તે જણાસે અને તે દૂર કરવા લોકો તત્પર થશે. કેળવણીનો ફેલાવો ઓછો અથવા ધીમો લાગશે તો તેમાં વેગ ભરવા પ્રયત્નો થશે.

કેળવણીની જરૂરિયાત ચર્ચાથી સમજાશે. જ્યાં જ્યાં હાલ કેળવણી વિના મ્હોટાં મ્હોટાં સાહસો ખેડાય છે ત્યાં ત્યાં કેળળણીનો પ્રવેશ થશે અને એ સાહસોમાં વિસ્મયકારક પરિવર્તન થશે. ગુજરાતનું દ્રવ્ય અનુત્પાદક અને નિરૂપયોગી રીતે ખરચાય છે તે ભવિષ્યની પ્રજા તૈયાર કરવામાં ખર્ચાશે.

કેળવણી માટે ચળવળ કરવામાં અને સરકાર અથવા રાજાઓ પ્રજાની ખરેખરી વાંછનાઓ નહિ સંતોષે તો લોકો જાતે તે વાંછનાઓને અનુસાર કેળવણીની સંસ્થા ઉભી

કરવામાં સ્વાશ્રય શીખશે, આત્મશાસનના પાઠ શીખશે, સાર્વજનિક જીવનનો અનુભવ મેળવશેઅને રાષ્ટ્રનું મમત્વ પોષશે.

કેળવણીના વિશેષ ફેલાવાથી જ્ઞાનની લ્હાણી વધશે, સંસારની વિષમતા ઘટશે, નવી શક્તિઓ ખીલશે અને આ યુગની સંપન્નતા આવશે, વિચાર વધશે અને ભારતવર્ષની સેવા માટે ગુજરાત તૈઆર થશે.

પરિષદનો સર્વે વ્યવહાર ગુજરાતીમાં થવાનો છે એટલે અંગ્રેજી નહીં શીખેલા અસંખ્ય ગુજરાતીઓ તેમાં રસ લઈ શકશે, સામેલ થઇ શકશે અને મદદ કરી શકશે. લોકાદર ( democratic ) નું આ પહેલું અને મહત્ત્વનું પગલું લેવાયું છે.

એક આવી હીલચાલ ચલાવવાથી ગુજરાતના સાર્વજનિક જીવનમાં નવું ચેતન આવશે. આજે ગુજરાતમાં બોલતા અને વિચારતા આગેવાનો માત્ર સેંકડો છે. તેમની સાથે બીજા વર્ગમાંથી આગેવાનો ઉમેરાશે. 'સાક્ષરતા' અને સંસ્કૃત શબ્દોથી ભડકતા ઘણા ગુજરાતીઓ આ હીલચાલમાં જોડાતાં સંકોચાશે નહીં. એમના જ્ઞાન અને અનુભવનો ગુજરાતને લાભ મળશે અને એમની નિગૂઢ, ક્રિયારહિત શક્તિઓ ખીલશે.

હવે વિષય સમેટી લેતાં પુનઃકથનનો દોષ વ્હોરી લઇ ટૂંકામાં પરિષદની જરૂર જણાવીશ.

પ્રાંતિક કેળવણી પરિષદથી નિરાળી ગુજરાત કેળવણી પરિષદ કરવાનાં કારણો સ્પષ્ટ થયાં હશે. (૧) ગુજરાતનું રાષ્ટ્રીય જીવન ઘડવા ગુજરાતને પોતાની ખાસ ચળવળ જોઇએ છીએ. દેશી રાજ્યોવાળા ગુજરાતમાં આદર પામે એવી પણ સાથે સાથે. (૨) પ્રાંતિક કેળવણી પરિષદમાં દેશી રાજ્યોમાં પ્રચલિત કેળવણીના પ્રશ્નો બાતલ કરવામાં આવે તે ગુજરાતને પાલવે એમ નથી. દેશી રાજ્યોને જૂદાં રાખવાથી એની એકતા નિરંતર ખંડિત રહેશે. (૩) પ્રાંતિક કેળવણી પરિષદમાં ઘણીવાર મુંબાઇ ઇલાકાના પછાત ભાગો ( સિંધ, દક્ષિણ મહારાષ્ટ્ર ખાનદેશ વગેરે )ના લાભો આગળ ગુજરાતના લાભો દટાઇ જવાનો ભય છે.

પોતાની ખાસ પરિષદ ભરવાથી ગુજરાતના લોકો પોતાનો ઉદ્ધાર કરવા જાતે જ પ્રવૃત્ત થશે. રાજ્યકીય અને રાષ્ટ્રીયજીવન ખીલવી શકશે. પોતાની લક્ષ્મીના પ્રમાણમાં કેળવણીના લાભ મેળવી શકશે. અને મહેચ્છા ( aspiration ) ના પ્રમાણમાં સિદ્ધિ ( achievement ) સાધી શકશે.

# અનુક્રમણિકા.

**પરચુરણ.**



**પરિશિષ્ટ.**

# પહેલી ગુજરાત કેળવણી પરિષદ.

## પ્રથમ દિવસ.

સને ૧૯૧૬ ના ઑકટોબર માસની તા. ૨૩ મીએ આઠ વાગે આ પરિષદનું કાર્ય શરૂ થયું હતું.

શરૂઆતમાં સૌ. શારદા મહેતા બી. એ. ની આગેવાની નીચે અમદાવાવાદ વનિતા વિશ્રામ મહિલા વિદ્યાલયની કેટલીએક બાળાઓ તથા બીજી કેટલીક સન્નારીઓએ નીચેનાં બે ગીત ગાયાં હતાં.

૧.

સુખ દાયિની, સુખ દાયિની, સરસ્વતી માતા તું.
સુખ દાયિની, સરસ્વતી તું, પંડિત જનની પુણ્યગતિ તું;
આપ અમોને આશિષ બ્રહ્મસુતા તું. હે સરસ્વતી.
મયૂરવાહની પ્રણતપાલિની,
સુરતરૂપીણી સ્વર્ગમાલિની,
જ્વાલામુખી જગજનની ભક્તરતા તું. હે સરસ્વતી.
પારસમણિ તું પાવન કરજે,
દાસજનો આવ્યા સંઘરજે,
દીન દયાળી દેવી દિવ્ય સુધા તું. હે સરસ્વતી.

૨.

જય જય ગરવી ગુજરાત,
દીપે અરૂણું પરભાત.
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી, પ્રેમ શૌર્ય અંકિત
તું ભણવ ભણવ નિજ સંતતિ સહુને
પ્રેમ ભક્તિની રીત
ઉંચી તુંજ સુંદર જાત. જય જય૦
ઉત્તરમાં અંબા માત, પૂરવમાં કાળી માત
છે દક્ષિણ દિશમાં કરંત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ
ને સોમનાથ ને દ્વારિકેશ એ
પશ્ચિમ કેરા દેવ
છે સહાયમાં સાક્ષાત. જય જય૦

નદી તાપી નર્મદા જોય, મહીને બીજી પણ જોય
વળી જોય સુભટના જુદ્ધ રમણુને, રત્નાકર સાગર
પર્વત ઉપરથી વીર પૂર્વજો,
દે આશિષ જયકર
સંપે સોહે સહુ જાત. જય જય૦

તે અણહિલવાડના રંગ, તે સિદ્ધરાજ જયસિંગ
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વર માત
શુભ શુકન દીસે મધ્યાહ્ન–શોભશે
વીતી ગઈ છે રાત
જન ઘૂમે **નર્મદા સાથ.** જય જય૦

## ગૉખલે સોસાઇટીના પ્રમુખનું આવકારનું ભાષણ.

ગૉખલે સોસાઇટીના પ્રમુખ રા. જીવણલાલ વ્રજરાય દેસાઇ બી. એ., બાર. એટ. લૉ. એ પ્રતિનિધિઓને આવકાર આપતાં નીચેનું ભાષણ આપ્યું હતું:—

**પ્રથમ ગુજરાત કેળવણી પરિષદ્‌ના પ્રતિનિધિ બંધુઓ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

આપના અમૂલ્ય વખતનો ભોગ આપીને આપણા દેશની ઉછરતી પ્રજાના ભવિષ્યની જોડે ગાઢ સંબંધ ધરાવતા વિષય ઉપર ચર્ચા કરવાને માટે આપ અહીં પધાર્યા છો તેને માટે આપનો આભાર માનવાની હું આ તક લઉં છું.

ગયા ડિસેમ્બર મહિનામાં મુંબાઇમાં નેશનલ કોન્ગ્રેસ મળી હતી તે વખતે અમદાવાદના કેટલાક ડેલીગેટોનો એવો વિચાર થયો કે આ સાલમાં એક અઠવાડીઆ માટે ગુજરાતના જુદા જુદા સ્થળોથી પ્રતિષ્ઠિત ગૃહસ્થોને અમદાવાદમાં ભેગા કરવા અને તે વખતે ગુજરાતને લગતા રાજદ્વારી, સાંસારિક, ઔદ્યોગિક, કેળવણી સંબંધી અને બીજા વિષયો ચર્ચાવવા અને એ નમ્ર સંસ્થાને બહુ મ્હોટું રૂપ નહીં આપતાં વાર્ષિક મેલાવડા કર્યે જવાય તેવી ગોઠવણ કરવી. ગુજરાતના જુદા જુદા સ્થળોમાં આવી રીતે દર વર્ષે મળવાની ગોઠવણ ના થાય તો અમદાવાદમાં તો મળવું જ, એવી કાંઇ યોજના કરવી એવો નિશ્ચય તે વખતે કરવામાં આવ્યો હતો; અને ત્યારબાદ અહીં બધા પાછા આવ્યા બાદ એ સંબંધી વિચાર કરવાને માટે બે ત્રણ વખત મળ્યા છતાં, એ વિચાર અમલમાં મૂકી શકવા સંબંધી કેટલાકનાં મનમાં શંકા પેદા થતાં એ વિચાર છોડી દેવામાં આવવાની તૈયારી થતી હતી; તેવામાં અત્રેની **ગોખલે સોસાઇટીના** મેમ્બરોની એક સભા વખતે આ વિષય સંબંધી ચર્ચા થતાં કેટલાક મિત્રો તરફથી એવી સૂચના કરવામાં આવી કે બીજા વિષયો સંબંધી વિચાર કરવાને માટે બધા મળી શકે નહીં તો પણ કેળવણીને લગતા પ્રશ્નોનો વિચાર કરવાને માટે તો ગુજરાતના જુદા જુદા સ્થળોના અગ્રગણ્ય ગૃહસ્થો અને બાનુઓને અહીં કોઇ યોગ્ય વખતે ભેગા કરવાં અને આ અતિ મહત્વના વિષયના સંબંધમાં જે સૂચનાઓ અને ઠરાવો થાય તે તાકીદે અમલમાં મૂકાય તેવી યોજના

કરવી. આ ઉપરથી આપને તસ્દી આપવાનો નિશ્ચય થયો અને તે સંબંધી પત્રવ્યવહાર વગેરે શરૂ થયો. ત્યાર બાદ અત્રે મુંબાઇની પ્રાંતિક પરિષદ્ મેળવવાનો પણ વિચાર થતાં ગયા ડિસેમ્બર માસમાં મુંબાઇમાં થયેલો વિચાર ઘણે અંશે ફળીભૂત થવાનો પ્રસંગ મળ્યો અને ગુજરાત કેળવણી પરિષદ્ની પ્રથમ બેઠક આટલી મ્હોટી વભા અને વજનવાળી ભેગી કરવાનું અમદાવાદને માન મળ્યું.

જ્યારે પ્રાંતિક પરિષદ્ અત્રે ભરાવાનું નક્કી થયું ત્યારે કેટલાક મિત્રો તરફથી એવી સૂચના કરવામાં આવી હતી કે આ પરિષદ્ને ગુજરાત પરિષદ્ને બદલે મુંબાઇની પ્રાંતિક કેળવણી પરિષદ્નું રૂપ આપવું; પરંતુ અમારો નમ્ર અભિપ્રાય એમ થયો કે, કેળવણી જેવા વિષયમાં પ્રાંતના દરેક ભાગમાં ચાલુ ચળવળની જરૂર છે અને આ પરિષદ્ને પ્રાંતિક પરિષદ્માં ફેરવી નાંખવામાં આવશે તો ગુજરાતની અંદરની ચળવળ ટકી રહેવી મુશ્કેલ થશે અને મને આશા છે કે, અમારા આ નમ્ર અભિપ્રાયને આપ સંમત થશો.

આપણા દેશની પ્રગતિ સંબંધમાં કેળવણી એ પ્રથમ વિષય છે એમ મ્હારો નમ્ર મત છે. આ દેશમાં કેળવણીનો પ્રચાર ઘણો જ સંકુચિત છે એ વાત સર્વ માન્ય છે: એટલે એ સંબંધી કાંઇ પણ વિગતવાર દલીલ કરીને આપનો વખત લેવો એ કેવળ ગેર-મુનાસબ છે. લગભગ ૧૬૦ વર્ષથી બ્રિટિશ પ્રજાની સાથે આપણો સંબંધ જોડાયો છે: છતાં કેળવણીના સંબંધમાં આપણો દેશ આટલો બધો પછાત રહ્યો છે તે ઘણું ખેદજનક છે. (hear, hear.) અસલના ઇતિહાસના અભ્યાસકો કહે છે કે, સ્વાર્થત્યાગી ઋષિ મુનીઓના ગુરૂકુળોમાં હજારો વિદ્યાર્થીઓ ઉંચા પ્રકારની કેળવણી, માબાપો ઉપર બોજો મૂક્યા સિવાય, લેઈ શકતા હતા. (સાંભળો) તે દેશની હાલની પ્રજાનો ઘણો મોટો ભાગ અજ્ઞાનના ગાઢ તિમિરમાં દબાયેલો રહે છે તેથી આપણું અંતઃકરણ હમેશ દ્રવ્યાં કરે છે.

કેળવણીના સંબંધમાં આ દેશની આવી સ્થિતિ થઇ ગઇ છે તેથી દેશના બધા ભાગોના આગેવાનો એ સંબંધમાં શું કરવું જોઈએ તેના સંબંધમાં વિચાર કરે છે, અને એ બાબતનો વિચાર કરવાને માટે આપણે ભેગા મળેલા છીએ. આપણા નામદાર શહેનશાહ ૧૯૧૨ ની સાલમાં કલકત્તે ગયેલા તે વખતે ત્યાંની યુનિવર્સિટીએ તેમને એક માનપત્ર એનાયત કર્યું હતું તેના જવાબમાં ના. શહેનશાહે નીચે પ્રમાણે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી.

"It is my wish that there may be spread over the land a network of schools and colleges from which will go forth loyal and manly and useful citizens, able to hold their own in industries and agriculture and all the vocations in life. And it is my wish, too, that the homes of my Indian subjects may be brightened and their labour sweetened by the spread of knowledge with all that follows in its train, a higher level of thought, of comfort and of health. It is through education that my wish will be fulfilled, and the cause of education in India will ever be very close to my heart."

"મ્હારી એવી ઇચ્છા છે કે આ દેશમાં નિશાળો અને કોલેજોની હારની હાર એવી રીતે ગોઠવાઇ જાય કે તેમાંથી વફાદાર, બહાદૂર, અને ઉપયોગી શહેરીઓ બહાર પડે, અને તેઓ હુન્નરઉદ્યોગમાં, ખેતીમાં તથા જીવનના બીજા રોજગારોમાં સર્વ ઠેકાણે હરીફાઇ કરી શકે. હું એમ પણ આશા રાખું છું કે મ્હારી હિંદી પ્રજાના ઘરમાં આનંદ પ્રસરે, તેમના રોજગારો સતેજ થાય અને જ્ઞાનના પ્રસારથી પ્રાપ્ત થતાં બીજા અનેક સુખો, જેવાં કે ઉચ્ચ વિચાર, સુખ સંપતિની વિશાળ ભાવનાઓ વગેરે તેઓ સંપાદન કરે. મ્હારી આ આશાઓ કેળવણી વડેજ ફળીભૂત થશે અને હિંદીઓની કેળવણીનો પ્રશ્ન મ્હારા હૃદયમાં આજ પછી પ્રથમ સ્થાન ભોગવશે." (તાળીઓ)

વખતોવખત નામદાર સરકારના મ્હોટા મ્હોટા અધિકારીઓએ હિંદની સામાન્ય અજ્ઞાન દશાના સંબંધમાં ઉદ્ગારો કાઢ્યા છે. ૧૮૧૧ ની સાલમાં હિંદુસ્તાનના એક આગલા વખતના વાઇસરોય લોર્ડ મિન્ટોએ એક મીનીટમાં જણાવ્યું હતું કેઃ—

The ignorance of the people is subversive to good Government and conductive to crime.

(લોકોના અજ્ઞાનને લીધે સારો કારોબાર અશક્ય થઇ પડે છે અને ગુનાહો વધે છે.)

અને આ મીનીટ લખાયે એક સૈકુ પસાર થઇ ગયા પછી પણ એની એજ ફરિયાદ અને અભિપ્રાય ચાલુ રહે છે તે ખરેખર શોચનીય છે. કેળવણીના સંબંધમાં નામદાર સરકાર તેમ પ્રજા જેટલું કરી શકે તેટલું ઓછું છે. કેળવણીના સંબંધમાં પાશ્ચાત્ય દેશોમાં કેવી પ્રગતિ ચાલે છે તે ઉપર સ્હેજ દૃષ્ટિ ફેરવવામાં આવશે તો આપણી દશા કેવી દયાજનક છે તે જણાઇ આવશે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં તો એવો નિયમ અંગીકાર કરાયેલો છે કેઃ—

The children cf a nation are her capital, and in her *proper* investment of that capital consists her prosperity and life.

( દેશનાં બાળકો એ દેશની મુડી છે અને એ મુડીનો સદ્ઉપયોગ કરવાથીજ દેશની પ્રગતિ થાય છે. )

અને પ્રજાની કેળવણી પાછળ જે કાંઇ ખરચનો વધારો થાય છે તે તરફ સંતોષથી જુએ છે. અમેરિકાના કેળવણી ખર્ચ સંબંધમાં એક લેખક લખે છે કેઃ—

Our expenditures for public education have more than doubled in the past ten years; no more investment produces so large a return. More money means better schools. Better schools mean more efficient citizens, more efficient citizens produce more money. A free common school education is the common birth-right of every American child; and this is provided for by the taxation of property without reference to whether the owner has children to be educated or not.

(જનસમાજની કેળવણી પાછળનું આપણું ખરચ ગયા દસ વર્ષમાં બમણા કરતાં પણ વધ્યું છે, પરંતુ બીજી કોઇ પણ થાપણ તેથી વધારે સારો નફો આપી શકનાર નથી.

વધારે નાણાં ખરચ્યાથી નિશાળો સુધરી છે અને નિશાળો સુધરવાથી વધારે લાયક શહેરીઓ તૈયાર થાય છે. આવી વિશેષ લાયકાતવાળા શહેરીઓ વધુ પૈસા પેદા કરી શકે છે. નિશાળોમાં મળી શકતી સામાન્ય કેળવણી મફત લેવી એ અમેરીકન બાળકનો જન્મથી પ્રાપ્ત થતો હક છે, અને મીલકત ઉપર વેરો નાંખીને આવી કેળવણીમાં થતા ખરચની જોગવાઇ કરવામાં આવે છે. મીલકતના માલીકને કેળવણી લે એવાં છોકરાં છે કે નહિ તે સુદ્ધાંનો વેરો લેતી વેળા વિચાર કરવામાં આવતો નથી. )

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસની એક યુનીવર્સિટી સંબંધમાં એમ જોવામાં આવ્યું હતું કે, એ સ્ટેટની ઉપજમાંના અમુક ભાગોની ઉપજ એ યુનીવર્સિટીના ખર્ચ માટે અલાયદી કાઢવામાં આવેલી હતી, અને સ્ટેટની કેટલીક જમીનો પણ એ યુનીવર્સિટીને આપી દેવામાં આવેલી હતી, અને આ એક અપવાદ રૂપ કેસ (exceptional) case નહોતો. આવી યોજના સામાન્યતઃ અમેરિકાની બધી યુનીવર્સિટીઓના સંબંધમાં છે. કોઇ પણ બાળક અજ્ઞાન રહે તે વાત ત્યાંના કારોબારીઓને લજ્જાસ્પદ જણાય છે. પાશ્ચાત્ય દેશની આવી સ્થિતિ ઉપર નજર નાંખીએ છીએ ત્યારે આપણને ખેદ થયા વગર રહેતો નથી. સને ૧૯૧૧ ની સાલમાં આપણા લોકમાન્ય મર્હુમ મિત્ર રા. ગોપાળ કૃષ્ણ ગોખલેએ નામદાર વાઇસરોય સાહેબની કૌન્સીલમાં પ્રાથમિક કેળવણી **Elementary Education** ના સંબંધમાં કાયદાનો ખરડો રજુ કર્યો હતો. એ રજુ કરતાં પૂર્વ અને પશ્ચિમના દેશોની સાથે હિંદુસ્થાનની કેળવણીનું દિગ્દર્શન કરાવ્યું હતું; અને નામદાર ગાયકવાડ સરકારે (તાળીયો) મફત અને ફરજીયાત કેળવણીનો નિયમ દાખલ કર્યો છે તેનું સૂચન કર્યું હતું; તે વખતે વાઇસરોય સાહેબની કૌન્સીલના કેળવણી ખાતાના મેમ્બર મી. બટલર જે હવે સર હારકોર્ટ બટલર છે તેમણે એવી દલીલ કરી હતી કે સામ્રાજ્યના બચાવના સંબંધમાં હિંદુસ્થાનની સરકારને ઘણા ખર્ચનો બોજો ઉઠાવવો પડે છે તેથી કેળવણીના સંબંધમાં જોઇએ તેટલું ખર્ચ થઇ શકે તેમ નથી. આપણો અનુભવ એમ કહે છે કે, જ્યારે જ્યારે હિંદુસ્તાનની સરકારના ખર્ચમાં કાંઇ કાપકુપ કરવાની હોય છે ત્યારે ત્યારે પહેલે ઝપાટે કેળવણી ખાતું આવે છે. હાલના ચાલુ વખતમાં જે બનાવો બન્યા છે તે સંબંધી ફક્ત આપનું ધ્યાન ખેંચવાની જરૂર છે. આપણા વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડ સાહેબે તેમની પહેલી કૌન્સિલ સન્મુખ જે વિચારો દર્શાવ્યા હતા તે ઉપર આપ સાહેબોનું ધ્યાન ખેંચું છું. તે સાહેબે જણાવ્યું છે કેઃ—

**" In the sphere of education the influence of war has been very apparent. The Provincial Governments have, as the Council is aware, been forced by the financiial situation to restrict their educational programmes, and the Government of India, for the same reason, had been unable to assist them with increased grants. "**

કેળવણીના ક્ષેત્રમાં લડાઇની અસર ચોકખી જણાઇ આવી છે. સભાની જાણમાં છે તે પ્રમાણે પ્રાંતિક સરકારોએ નાણાંની તંગીને લીધે કેળવણીનો વિસ્તાર અટકાવ્યો છે, અને હિંદી સરકાર પણ ઉપલાજ કારણસર તેમને નાણાંની વધુ મદદ આપી શકી નથી.

આ દેશમાં કેળવણીનો પ્રચાર સંકુચિત છે અને અજ્ઞાન અવસ્થા ( illiteracy ) ઘણી ગાઢ છે એ વાત સર્વમાન્ય છે તેથી એ સ્થિતિમાં ફેરફાર કરવાની યોજનાઓ કરવી તે નામદાર સરકારની તેમ જ પ્રજાના અગ્રગણ્ય ગૃહસ્થો અને બાનુઓની પ્રથમ ફરજ છે. નામદાર વાયસરોયની કૌન્સીલમાં મી. ગોખલેએ ૧૯૧૧ ની સાલમાં જણાવ્યું હતું કે—

My Lord, an American legislator, addressing his countrymen more than half a century ago, once said that if he had the Archangel's trump, the blast of which could startle the living of all nations, he would sound it in their ears and say, " educate your children, educate all your children, educate every one of your children ." The deep wisdom and passionate humanity of this aspiration is now generally recognized, and in almost every civilised country, the State to-day accepts the education of the children as a primary duty resting upon it. Even if the advantages of an elementary education be put no higher than a capacity to read and write, its universal diffusion is a matter of prime importance, for literacy is better than illiteracy any day, and the banishment of a whole people's illiteracy is no mean achievement. But elementary education for the mass of the people means something more than a mere capacity to read and write It means for them a keener enjoyment of life and a more refined standard of living. It means the greater moral and economic efficiency of the individual. It means a higher level of intelligence for the whole community generally. He who reckons these advantages lightly, may as well doubt the virtue of light or fresh air in the economy of human health. I think it is not unfair to say that one important test of the solicitude of a Government for the true well-being of its people is the extent to which, and the manner in which, it seeks to discharge its duty in the matter of mass education, and judged by this test, the Government of this country must wake up to its responsibilities, much more than it has hitherto done, before it can take its proper place among the civilized Governments of the world. Whether we consider the extent of literacy among the population, or the proportion of those actually at school, or the system of education adopted, or the amount of money expended on primary education, India is far, far behind other civilised countries.

( નામદાર સાહેબ:—એક ધારાશાસ્ત્રીએ આશરે અડધા સૈકા ઉપર પોતાના દેશી ભાઇઓ સમક્ષ નીચેના ઉદ્ગારો કહાડયા હતા કે ' જો મ્હારી પાસે ભેરીનાદ કરે એવો શંખ હોય અને જો તે વગાડીને હું સઘળી પ્રજાઓના જીવતા મનુષ્યોનું ધ્યાન ખેંચી શકું તો તેમના કાનમાં શંખ ફૂંકીને પણ હું કહું કે તમારા બાળકોને કેળવણી આપો, તમારાં બધાં બાળકોને કેળવણી આપો, તમારા દરેકે દરેક બાળકને કેળવણી આપો. આ અભિલાષામાં સમાયેલું ગૂઢ ડહાપણ અને તેમાં રહેલી જનસમાજના ભલાની તીવ્ર લાગણી-નો હવે સર્વત્ર સ્વીકાર થાય છે. અને રાજ્ય તરફથી પ્રજાજનોનાં બાળકોને પ્રાથમિક શિક્ષણ મળવું જોઇએ એ સિદ્ધાંત લગભગ દરેક સુધરેલા દેશમાં સર્વમાન્ય છે. પ્રાથમિક શિક્ષણથી માત્ર લખતાં વાંચતાં આવડે તે શિવાય વિશેષ લાભ ના થતો હોય તોપણ એવા શિક્ષણનો સર્વત્ર પ્રસાર જરૂરી છે; કારણકે તદન અજ્ઞાન કરતાં સામાન્ય શિક્ષણ કોઇ પણ સમયમાં લાભદાયક છે; અને પ્રજા સમસ્તનું અજ્ઞાન દૂર કરવું એ પરાક્રમ કાંઈ ન્હાનું સુંનું નથી. પણ પ્રાથમિક શિક્ષણથી પ્રજા સમૂહને માત્ર લખવા વાંચવાની શક્તિ આવવા ઉપરાંત વધારે સંગીન લાભ થાય છે. તેને લઇને પ્રજાજનો જીવનના આનંદો વિશેષ સારી રીતે ભોગવી શકે છે, અને તેમની રહેણી કરણીમાં આવકારદાયક સુધારો થાય છે. કેળવાએલો મનુષ્ય વિશેષ માનસિક અને આર્થિક લાયકાતવાળો થાય છે. આખો જનસમૂહ કેળવણીને લીધે આવડત તથા હોંશીઆરીમાં એક ડગલું આગળ વધે છે. જે માણસ આવા લાભની કીમત ઓછી આંકતો હોય તે માણસ કદાચ જનસુખાકારીમાં પ્રકાશ અને ચોકખી હવાની અગત્ય વિશે શંકા લાવશે. કોઇપણ સરકારને પોતાની પ્રજાનું હિત હૈડે છે કે કેમ તે જાણવું હોય તો પ્રજાને કેળવણી આપવાનો ધર્મ તે કેવી રીતે બજાવે છે તે જોયાથી વ્યાજબી રીતે કહી શકાય. અને આ દેશની સરકારની આ ધોરણે તપાસ કરતાં એમ કબુલ કરવું પડશે કે બીજી સુધરેલી સરકારો સાથે પોતાનું યોગ્ય સ્થાન લેતાં પહેલાં તેણે જાગૃત થઇ હાલ કરતાં ઘણી વધારે ઝડપથી પોતાની જવાબદારીઓ સમજવી જોઇશે. જનસમાજ માંહેલા શિક્ષિત વર્ગનું ધોરણ લઇએ, અથવા હાલની શિક્ષણપદ્ધતિ તપાસીએ, અથવાતો પ્રાથમિક શિક્ષણ માટે ખરચાતાં નાણાંનો વિચાર કરીએ, અરે કોઇપણ ધોરણે આપણી સરકારની પરીક્ષા કરીએ તો માલુમ પડશે કે હિંદુસ્થાન દુનિયાના બીજા સુધરેલા દેશો કરતાં અતિશય પછાત છે. )

આ શબ્દો ઉચ્ચારે વખત થયો; છતાં તે સ્થીતિમાં કાંઇ ગણવા જેવો સુધારો થઇ શક્યો નથી. જે પ્રાથમિક શિક્ષણ હાલમાં અપાય છે તેથી પણ સંતોષ પામવા જેવું નથી. કેળવણીની સંસ્થાઓ સાથે સબંધ ધરાવનાર કેટલાકોનો એવો અભિપ્રાય છે કે, જે પદ્ધતિથી પ્રાથમિક શાળાઓમાં શિક્ષણ અપાય છે તે બરાબર નથી અને પ્રાથમિક શાળાઓમાં બાળકોના વખતનો નકામો વ્યય થાય છે, અને બરાબર યોજના કરીને તે વખતનો સારો ઉપયોગ કરવો તે જરૂરનું છે. ચાલુ સાલના "વસન્ત"ના એક લેખમાં લખ્યું છે કે "પાશ્ચાત્ય દેશમાં હાલની બાળ કેળવણી સંબંધી ઘણો અસંતોષ જાહેર કરવામાં આવ્યો છે. ત્યાંના વિદ્વાનોની એવી ફરિયાદ છે કે, યોગ્ય કેળવણીની પદ્ધતિના અભાવે બાળકની સ્વાભાવિક શક્તિનો ઘણો દુરૂપયોગ થાય છે; અને જે દયાજનક સ્થિતિમાં બાળકો તેમનો વખત નિશાળમાં ગાળે છે તે ફક્ત ઢંગધડા વગરની પદ્ધતિને

લીધે છે, અને તેથી તેમના ટૂંકા જીવનમાંનો એ ઉપયોગી વખત એળે જાય છે. Dorothy Fisher નામની એક વિદુષી બાઈ લખે છે કેઃ—

A successful head—master told me that after his life-time of experience in modern education, he had sickening moments of *doubt* as to whether the whole system did not do more *harm* than good, inasmuch as it seemed to crush out what small natural genuine *living* abilities the children have, in order to replace these by a certain amount of rote-learned information.

( નિશાળનો આખી જીંદગી સુધી અનુભવ લીધા પછી એક મુખ્ય શિક્ષકે દીલગીર થઇને મને કહ્યું હતું કે ' હાલની કેળવણી આપવાની પદ્ધતિથી લાભને બદલે કદાચ વધારે હાનિ તો નહિ થતી હોય એવો મને શક છે; કારણકે ગોખણપટ્ટીથી કેટલીક બાબતો શીખીને બાળકો પોતામાં રહેલી થોડી ઘણી કુદરતી ખરેખરી સબળ શક્તિઓ ગુમાવે છે, અને તે કચડાઇ જતી હોય તેમ લાગે છે. )

જેવી રીતે પ્રાથમિક શિક્ષણ બાબતની ફરિયાદો છે, તેવી જ કડવી ફરિયાદો ઉંચા દરજ્જાની કેળવણી સંબંધી છે. શાળાઓની સંખ્યા, અભ્યાસક્રમ, શિક્ષણની મોંઘવારી; એ વિષયોએ લોકોનાં મન ખેંચેલાં છે. હિંદુસ્થાનના વતનીઓની કમાણીના પ્રમાણમાં કેળવણી પાછળ દરેક કુટુંબને થતું ખરચ એટલું બધું ભારે છે કે, નથી કુટુંબની બરાબર સારી સંભાળ લેવાતી, કે નથી પોતાંના બાળકોને બરાબર કેળવણી અપાતી. હાઇસ્કુલો અને કોલેજની કેળવણી દિનપ્રતિદિન મોંઘી થતી જાય છે અને શિક્ષણના ક્રમમાં વખતો વખત અસંતોષકારક ફેરફાર થતો જાય છે. લોકોમાં કેળવણી સંબંધી ચળવળને અંશે ખાનગી સાહસથી ખાનગી શાળાઓ ઉભી થાય છે; પણ તે શાળાઓના સંબંધમાં ઘણા અંકુશ રાખવામાં આવે છે. આજથી ૬૦ વર્ષ ઉપર જ્યારે ગવર્મેન્ટ ઓફ ઇન્ડિયાની કેળવણી પૉલીસીનો ડિસ્પેચ તૈયાર કરવામાં આવ્યો હતો ત્યારે આવી ખાનગી સંસ્થાઓને બહોળી મદદ અને સહાનુભૂતિ આપવી એવો ઉદ્દેશ હતો; અને કાળે કરીને આવી સંસ્થાઓ શરૂ થઇ અને પગભર થતી ગઈ ત્યારે અંકુશો મૂકવવા શરૂ થયા. શિક્ષકો અમુક પ્રતિના જોઇએ, મકાનો અમુક જાતનાં જોઇએ, શિક્ષણ અમુક ધોરણે અપાવવું જોઇએ, શિક્ષણ પદ્ધતિ ડીપાર્ટમેન્ટ નક્કી કરે તેવી જોઇએ, પાઠ્ય પુસ્તકો તેઓ ઠરાવે તેવા જોઇએ, ( હમાહસ ને તાળીયો. ) નોટ બુકો અમુક જાતની જ જોઇએ, નિશાળોના ઇન્સ્પેકશનો સંબંધમાં પણ ધીમે ધીમે વધુ સખ્તાઇ કરતા જવી. આમ થવાથી કેળવણીનો ખરો ઉદ્દેશ બાજુ ઉપર મૂકાતાં ફક્ત બાહ્ય દેખાવો ઉપર ધ્યાન આપવામાં આવે છે. આ બધી જુદી જુદી બાબતો મહત્વની છે અને તેના સંબંધમાં જુદા જુદા ઠરાવો આપની રૂબરૂ રજુ થશે.

આ પ્રસંગે હાલની કોલેજોની સ્થિતિ સંબંધમાં બે શબ્દ બોલવાની હું રજા લઉં છું. જેમ જેમ વખત જાય છે તેમ તેમ, મ્હોટી સંખ્યામાં વિદ્યાર્થીઓ મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કરે છે, અને ત્યારબાદ કોલેજમાં વધુ અભ્યાસ કરવાને ઇંતેજારી રાખે છે; પણ હાલની કોલેજમાં, આ બધા વિદ્યાર્થીઓને જગા આપવી મુશ્કેલ માલમ પડયું છે.

કોલેજોના મકાનો અને શિક્ષાગુરૂઓની capacity ને કાંઇ પણ હદ હોવી જ જોઇએ; તેથી આ વધતી જતી કોલેજના વિદ્યાર્થીઓની સંખ્યાની જરૂરીઆતો પૂરી પાડવાને માટે કોલેજની સંખ્યામાં વધારો કરવાની ખાસ જરૂર કેટલાકને માલુમ પડેલી છે; અને અને હું આશા રાખું છું કે, રાજ્ય અને પ્રજાની મદદથી આવી જોઇતી કોલેજોની સ્થાપના જલદી થશે, અને આપણી ઉછરતી પ્રજાને ઉંચા પ્રકારની કેળવણી મળી શકે તેવાં સાધનો જલદી પૂરાં પાડી શકાશે.

હાલ અસ્તિત્વમાં છે તેવી શાળાઓ તથા કોલેજોના સંબંધમાં સુધારાઓની જરૂર છે એટલુંજ નહીં, પણ એ શાળાઓના શિક્ષણની પદ્ધતિમાં પણ ફેરફાર થવાની ખાસ જરૂર છે. આપણા દેશનું ગૌરવ તથા તેના ઇતિહાસમાં આપણા દેશી બંધુઓએ જે જે કામો કર્યાં છે તેની માહીતી વિદ્યાર્થીઓને આપવાની જરૂર છે. હીંદી પ્રજામાં સ્વદેશ-જુસ્સો ( Indian National spirit ) ઉછરતી પ્રજામાં આવવો જોઇએ એ નિર્વિવાદ છે; (સાંભળો, તાળીઓ) પણ હાલની પદ્ધતિથી આવો spirit આવવાનો સંભવ જ નથી. વળી જે જે વિષયો શીખવવામાં આવે છે અને જે ભાષાદ્વારા તે શીખવવામાં આવે છે તે પણ વિચાર કરવા જેવો વિષય છે. જે બાબતનું જ્ઞાન માતૃભાષાદ્વારા આપવામાં આવે, તે જ્ઞાન બીજી ભાષા મારફત મળતા જ્ઞાનથી વધારે ઉંચા પ્રકારનું હોય છે એવી ઘણાની માન્યતા છે અને હું તેઓ પૈકીનો એક છું.

આયર્લેન્ડમાં અપાતી કેળવણીના સંબંધમાં એક લેખક જે લખી ગયેલો છે તે આપણા દેશમાં હાલ અપાતી કેળવણીની સ્થિતિને ઘણે અંશે લાગુ પડે છે; તેથી તે અહીં ટાંકી બતાવવાને હું રજા લઉં છું. એ લેખકે લખ્યું છે કે—

Departments of Educ tion in, Ireland primary, secondary, university, are directly controlled by the Government. The language of Ireland, the history of Ireland, the economics of Ireland, the possibilities and rights of Ireland, find no place in the curriculum. Education in Ireland encumbers the intellect, chills the fancy, and enervates the body. It destroys the fancy. It does not acquaint the youth with the traditions of his country, nor does it afford him facilities for physical culture.

( આયર્લાન્ડ દેશમાં પ્રાથમિક, માધ્યમિક અને યુનિવર્સિટીની કેળવણીના ખાતા ઉપર સરકારનો સીધો અંકુશ છે; અભ્યાસક્રમમાં આયર્લાન્ડની ભાષાને, ઇતિહાસને, અર્થશાસ્ત્રને અને હક તથા અભિલાષાઓને બીલકુલ સ્થાન મળ્યું નથી. આયર્લાન્ડમાં કેળવણી બુદ્ધિ ઉપર બોજારૂપ છે. કલ્પનાશક્તિને તે મંદ પાડી દે છે અને શરીરને કમજોર બનાવે છે. કલ્પનાશક્તિની તે વિનાશક છે. પોતાના દેશની દંતકથાઓથી ઉછરતા યુવાનોને તે અજ્ઞાન રાખે છે, તેમજ શારીરિક કેળવણીને તેમાં સ્થાન નથી.)

આપણા દેશમાં પણ આજ સ્થિતિ છે. આપણા દેશ સિવાય બીજો એવો કોઇ દેશ ભાગ્યેજ હશે કે જેમાં માતૃભાષા સિવાય બીજી ભાષાદ્વારા કેળવણી આપવામાં આવતી હોય. વિલાયતની શાળાઓમાં ફ્રેન્ચ અગર જર્મન ભાષાઓ મારફત શિક્ષણ

આપવાની પદ્ધતિ ચાલુ કરવા પ્રયત્ન થાય તો લોકોમાં કેટલો બધો ખળભળાટ થાય તેનું અનુમાન કરાવવુંજ બસ થશે. આપણા દેશમાં આ રીતનું શિક્ષણ દાખલ થયું છે તેનું મૂળ કારણ ઇતર દેશના શિક્ષકોનું આપણી માતૃભાષાઓનું અજ્ઞાન અને તે તરફ તેમનું દુર્લક્ષ એજ છે. પુસ્તકોની ખામીથી માતૃભાષામાં કેળવણી આપી શકાતી નથી એવી કેટલાકોની દલીલ છે તેનો રદિયો જાપાને પૂરેપૂરો આપ્યો છે.

આપણી શાળા તથા કોલેજોમાં ફક્ત literary side ( સાહિત્યની બાજૂ ) તરફજ ખાસ ધ્યાન આપવામાં આવે છે; તેને પરિણામે આપણા ઉધરતા યુવાનોની જીંદગીના લક્ષ્ય ઘણુંજ સંકુચિત છે. વકીલાત, દાક્તરી, અગર નોકરી સિવાય બીજા લક્ષ્યો ભાગ્યેજ હોય છે. આ સંબંધમાં પાશ્ચાત્ય યુવાનના લક્ષ્ય સાથે સરખામણી કરવી અનુચિત નહીં ગણાય. પાશ્ચાત્ય શાળાના કોઇ વિદ્યાર્થીને પૂછવામાં આવે કે તે કયી જીંદગી પસંદ કરશે તો તે પહેલો જવાબ આપશે કે, હું મ્હોટો વ્યાપારી થઇશ, અગર મ્હોટા કારખાનાંનો માલીક થઇશ. “ I shall be a great merchant or captain of Industry. ” નોકરી સંબંધી કદાચ કોઈનો વિચાર થશે તો Diplomatic service ( દેશપરદેશના એલચી ખાતામાં નોકરી) સબંધી પ્રથમ વલણ બતાવશે કે પોતાની હોંશિયારીથી દુનિયામાં પોતાની ખ્યાતિ વધારે અને ત્યારબાદ Army અને Navy ( લશ્કર અગર જળસૈન્ય )ની નોકરી તરફ વલણ બતાવશે, અને civil service ( સનંદી નોકરી ) તરફ છેવટનું જ લક્ષ આપશે. ભીરૂ માણસ આવી નોકરીને માટે લાયક છે એમ પાશ્ચાત્ય યુવકની માન્યતા હોય છે. હાલની ચાલતી પ્રચંડ યાદવાસ્થળીએ બતાવી આપ્યું છે કે, હજારો માણસો પોતાના civil occupations ( શાન્ત ધંધા ) છોડી દઇને લઢાઇમાં જોડાયા છે, અને પોતાના દેશની કીર્તિ માટે પોતાના પ્રાણ અર્પણ કરે છે. આપણા યુવકને પૂછવામાં આવશે તો નોકરી, civil employmentને માટે પ્રથમ પસંદગી બતાવવામાં આવશે. આપણી હાલની કેળવણી ફક્ત મગજની કેળવણી છે, તેથી આપણો કેળવાએલો યુવક કાંઇપણ શારીરિક કામ કરતાં ઘણો અચકાય છે. સ્ટેશનથી ઘેર સુધી જતાં એક ન્હાની હેન્ડ બેગ ઉચકવી હોય, તો પોતાના દરજ્જાને હલકું લગાડતું ગણવામાં આવે છે. પોતાના કુટુંબના સ્ત્રીવર્ગની પાસે મજુરનું કામ કરાવવાને તે હમેશ તૈયાર હોય છે; (shame) પણ સ્ત્રી કરતાં વિશેષ મજબુત પોતે તે કાંઇ પોટલું ઉપાડી શકતો નથી. ઘરમાં એક ખીલી ઠોકવી હોય અગર પોતાના કપડાને એક ટાંકો દેવો હોય તો તે કરી શકતો નથી! જો કે કેટલીક બાબતોમાં અહંપુરતા ( self-sufficiency ) બતાવવાનો આડંબર રાખે છે. ટુંકામાં, હાલની કેળવણી લીધેલો માણસ સ્વાશ્રયી અને practical ( વ્યવહારી ) નથી. મ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે વિદ્યાર્થીઓને સ્વાશ્રયી બનાવી શકે એવી કેળવણી અપાતી સંસ્થાઓની આ દેશમાં જરૂર છે. હાલની કેળવણી ઘણી મોંઘી છે અને તેથી ઘણા યુવકોને ખર્ચને માટે ફાંફાં મારવાં પડે છે, અને ગરીબ માફી વિદ્યાર્થી અગર ભિક્ષુક વિદ્યાર્થી તરીકે ભણવું પડે છે; અને કેટલીક વખતે લાયક, પરંતુ ખર્ચ ન ઉપાડી શકે તેવા, વિદ્યાર્થીઓથી અભ્યાસ પૂર્ણ થઈ શકતો નથી; આવા વિદ્યાર્થીઓને માટે આવી સંસ્થાઓ આશીર્વાદ રૂપ થશે. અમેરિકામાં આવી ઘણી સંસ્થાઓ છે. અને આવી એકાદ સંસ્થા આપણા પ્રદેશમાં કાઢવામાં આવે અને બરાબર નિભા-

વાય તો કેળવણી સંબંધીના કેટલાક પ્રશ્નોનું નિરાકરણ વ્હેલું આવી શકશે. આ સંબંધમાં થોડાક વખત ઉપર મ્હેં **શારદા અને ઉદ્યોગ ભવન** સંબંધી એક યોજના પ્રજા સમક્ષ મૂકેલી છે અને કેટલીક તરફથી એને સારો આવકાર આપવામાં આવ્યો છે, પણ કેટલાક કારણથી એ યોજના અમલમાં આવી શકી નથી; પણ હું આશા રાખું છું કે ગુજરાતના સખી ગૃહસ્થોની મદદ મળ્યે એ યોજનાને વ્યવહારૂ રૂપ આપવામાં આવશે. એ યોજનાનો મુખ્ય હેતુ એ છે કે માનસિક કેળવણીની સાથે ઔદ્યોગિક કેળવણી આપવી, અને વિદ્યાર્થી પોતે જે કાંઇ કામ કરે તેનું જે કાંઇ ઉત્પન્ન આવે તે ત્હેને મળે; એટલે એના અભ્યાસનું ખર્ચ એ પોતાની જાત મહેનતથી પૂરૂં કરી શકે અને અમુક મુદત વીતે કેળવાયેલા મગજવાળો યુવક એક હુન્નર શીખીને દુનિયામાં જોડાય, કે જેથી તેને પોતાની આજીવિકાનું સાધન મળે અને આકાશવૃત્તિ ઉપર બેસી રહેવું ન પડે.

કેળવણી કેવા પ્રકારની આપવી તે સંબંધમાં આપણા મિત્ર રા. મોહનદાસ કરમચંદ ગાંધીએ (તાળીઓ) હરદ્વારની ગુરૂકુળના છેલ્લા વાર્ષિક ઉત્સવ સમયે નીચેનો અભિપ્રાય આપ્યો હતો અને તે ઘણો મનન કરવા જેવો છેઃ—

The Gurukula boys need a thorough industrial training if they are to become self-reliant and self-supporting It seems to me, that in our country in which 85 per cent of the population is agricultural and perhaps 10 percent occupied in supplying the wants of the peasantry, it must be part of the training of every youth that he has a fair, practical knowledge of agriculture and hand-weaving. He will lose nothing if he knows a proper use of tools, can saw a piece of board straight, and build a wall that will not come down through a faulty plumber's line. A boy who is thus equipped will never feel helpless in battling with the world and never be in want of employment. A knowledge of the laws of hygiene and sanitation, as well as the art of rearing children should also form a necessary part of the training of Gurukula lads.

(ગુરૂકુળના શિષ્યો સ્વાશ્રયી અને આત્મશ્રદ્ધાવાળા થવા ઇચ્છતા હોય તો તેમને સંપૂર્ણ ઉદ્યોગનું શિક્ષણ આપવાની જરૂર છે. આપણા દેશમાં વસ્તિના ૮૫ ટકા મનુષ્યો ખેતીપર નિર્વાહ કરે છે અને સેંકડે દસ મનુષ્યો ખેડુતોના ઉપયોગમાં આવે એવી વસ્તુઓ બનાવે છે, આવી વસ્તુસ્થિતિમાં દરેક છોકરાના અભ્યાસક્રમમાં ખેતી, અને હાથ વણાટના સાધારણ વ્યવહારૂ જ્ઞાનને સ્થાન મળવું જોઇએ એમ મને લાગે છે. જો તેને ઓજારનો બરાબર ઉપયોગ કરતાં આવડતો હોય અને તે એકાદ લાકડાનું પાટીયું સીધું વહેરી શકતો હોય અને ઓળંભાની દોરી સીધી રાખીને પડે નહિ તેવી દિવાલ ચણી શકતો હોય તો તેને ગેરલાભ થશે નહિ. આ રીતે સજ્જ થએલા વિદ્યાર્થીને જીવનના સંગ્રામમાં લાચારી

દેખાડવી પડશે નહિ અને કોઈ દિવસ તે બીનધંધેદાર રહેશે નહિ. ગુરૂકુળના શિષ્યોના અભ્યાસક્રમમાં આરોગ્યશાસ્ત્રનું સામાન્ય જ્ઞાન અને બાળકોને ઉછેરવાની કળા પણ અવશ્ય હોવાં જોઇએ.

પુરૂષવર્ગની કેળવણી સંબંધમાં મ્હેં કેટલીક ટીકા કરી છે તેથી એમ સમજવાનું નથી કે હાલમાં આ દેશમાં અપાતી સ્ત્રી કેળવણીના સંબંધમાં કાંઇ કહેવા જેવું નથી. શિક્ષણ પદ્ધતી તથા પાઠ્ય પુસ્તકોના સંબંધમાં પુરૂષ કેળવણીના સંબંધમાં જે ટીકા કરી છે તે બધી ટીકાઓ સ્ત્રી કેળવણીના સંબંધમાં પણ લાગુ પડે છે; અને તેના ઉપરાંત કન્યાશાળાઓની નજીવી સંખ્યાના સંબંધમાં જેટલું બોલાય તેટલું ઓછું છે. આપણા દેશની બાળાઓને થાટે તેમની સ્થિતિને યોગ્ય શિક્ષણ આપી શકાય તેવી ગોઠવણ દરેક ગામેગામ થવાની જરૂર છે અને દરેક જીલ્લાની બાળાઓ સારામાં સારૂં અને ઉંચામાં ઉંચું શિક્ષણ લઇ શકે તેવી ગોઠવણ દરેક જીલ્લાના મુખ્ય સ્થળે થવી જોઇએ, તેવો મ્હારો નમ્ર અભિપ્રાય છે; અને તે સંબંધમાં આપની રૂબરૂ જે ઠરાવો મૂકવામાં આવશે તે ઠરાવો ઉપર આપ યોગ્ય અભિપ્રાય ઉપર આવશો. સ્ત્રીઓને ઉંચા દરજ્જાની કેળવણી વગર સંકોચે આપી શકાય તે હેતુથી સ્ત્રીઓને માટે ઇલાયદી કોલેજની યોજના હાલમાં કરવામાં આવે છે તે સંતોષની વાત છે.

યુનિવર્સિટીની કેળવણીના સંબંધમાં એક પ્રશ્ન છે તે એ છે કે, હાલની યુનિવર્સિટીઓએ સંતોષકારક કામ કર્યું છે કે કેમ? એક વખત એવો હતો કે જ્યારે યુનિવર્સીટીની કેળવણીથી પાશ્ચાત્ય સાહિત્ય અને વિદ્યાનો પ્રચાર કરવો તે બસ ગણાતું હતું. પરંતુ તે સંબંધમાં પણ લોકમત બદલાતો જાય છે. " Modern Review " ના છેલ્લા અંકમાં X નામથી એક લેખકે લખ્યું છે કે:—

The Indian Universities were not at the outset founded to impart education as we generally understand the term; viz. a harmonious development cf the physicial, intellectual, and moral faculties combined with some practical training or technical knowledge, to fit the recipient of education for public and individual duties in life or a station in life which suits his attitudes and interests. The only object of the University is to test proficiency. Teaching in Indian Schools and Colleges implies coaching for examinations.

(શારીરિક, માનસિક અને નૈતિક શક્તિઓની એક સરખી વૃદ્ધિ અને તે સાથે કાંઇક પ્રકારનું વ્યાવહારિક શિક્ષણ તથા ઔદ્યોગિક જ્ઞાન જે આ વિદ્યા શીખેલાને જાહેર તેમ ખાનગી જીવનની ફરજો બજાવવાને અથવા જીંદગીની હરકોઈ સ્થિતિ જે તેના સ્વભાવને અનુકૂળ તથા લાભદાયી હોય તેમાં પડવા લાયક બનાવે તેનું નામ કેળવણી કહી શકાય. આવા પ્રકારની કેળવણી આપવાના ઇરાદાથી હિંદની યુનિવરસીટીઓ સ્થપાઇ નથી. યુનિવરસીટીનો આશય એકજ છે અને એ આવડતને કસી જોવાનો છે. હિંદની નિશાળો અને કોલેજોના શિક્ષણનો અર્થ પરીક્ષાઓ પસાર કરવાના ઉદ્દેશથી ભણવું એજ છે.)

અને તેજ અંકમાં મી. સુબેદાર લખે છે કેઃ—

We no longer regard the sole aim of University education to be the unfolding of Western literature and learning before the speculative and philosophic intelligence of the East. We have learnt to look to the Universites not merely to enable our youths to comprehend the writings and ideas of European scholars and authors, but to nnderstand and get a grip of the world in which they are born and in which they have to live. Higher education of any other kind does not deserve that name, if it does not stimulate thinking and impart the quality of forming sound judgement; and in short, if it does not equip a man to go out into the world and to meet it with rectitude and strength and with a certain measure of success.

(યુનિવરસીટીની કેળવણીનો મુખ્ય હેતુ પૂર્વની તત્વજ્ઞાની અને કાલ્પનિક બુદ્ધિ સમક્ષ પ્રાશ્ચાત્ય સાહિત્ય અને જ્ઞાન રજુ કરવાં એટલોજ થતો હોય એ હવે અમે માનતા નથી. પશ્ચિમના પંડિતો અને ગ્રંથકર્તાનાં લખાણો તથા વિચારો આપણે ત્યાંના નવજુવાનોને માત્ર સમજાવવાને યુનિવરસીટીઓ છે એટલુંજ નહિ પણ જે દુનિયામાં આપણા યુવકો જન્મ્યા છે અને જેની વચમાં તેઓ રહે છે તે દુનિયા સમજવાનો તથા તેના ઉપર કાબુ મેળવે તેવી શક્તિવાળા તેમને બનાવવાનો ઉદ્દેશ પણ યુનિવરસીટીઓનો છે. જે કેળવણી વિચાર શક્તિને ખીલવતી નથી અને ખરા નિર્ણયપર કેમ આવી શકાય તે શીખવતી નથી તેને ઉંચી કેળવણી કહી શકાય નહિ. ટુંકામાં બળ, નીતિ અને ફત્તેહમંદીથી જગતમાં પોતાનો રસ્તો કરી લેવા મનુષ્યને સજ્જ કરતી નથી તે ઉંચી કેળવણી નથી. )

જેવી રીતે પ્રાથમિક તથા માધ્યમિક કેળવણીના સંબંધમાં ફેરફાર થવાની જરૂર છે તેવી જ રીતે યુનિવર્સિટીની કેળવણીમાં પણ ફેરફાર કરવાની ઘણી જરૂર છે. મ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે પ્રજાકીય જુસ્સો દરેક યુવકનાં મનમાં ઉદ્‌ભવે તેવી, અને સ્વાશ્રયી બનાય તેવી કેળવણી આપણા દેશને ઘણી આવશ્યક છે. ( hear—hear ).

માનસિક શક્તિના વિકાસને માટે મનની કેળવણીની જેટલી જરૂર છે તેથી ઓછી જરૂર શારીરિક કેળવણીની નથી.

એક ચીનાઇ વિદ્વાન, ચીનની શાળાઓમાં શારીરિક શિક્ષણના અભાવ સંબંધમાં લખે છે કેઃ—

It was regarded, in China, as beneath the dignity of scholars to engage in vigorous exercises, like running and jumping, which they thought were actions suited to naughty boys. But physical training and moral education must go side by side.

( ચીનમાં દોડવા કે કુદવાની મહેનત પડે એવી કસરતોમાં ભાગ લેવો તે નિશાળીઆ-ઓની આબરૂને કલંક લગાડનારૂં ગણાતું હતું. તેઓ એમ માનતા હતા કે આવી જાતના કૃત્ય તોફાની છોકરાઓને શોભે; પણ શારીરિક અને નૈતિક કેળવણી હંમેશા સાથે સાથે આપવી જોઇએ. )

Bushido, in Japan, firmly grasped the moral ideals in bodily competition, and hence it fostered the spirit of daring and bearing; and, above all, it brought up the spirit of indifference to death, which pervaded the whole nation and laid the corner-stoue of patriotism.

( જાપાનમાં શારીરિક કસરતોની સ્પર્ધામાં રહેલો નીતિનો આશય બુશીડોએ સચોટ પારખ્યો હતો, અને તેથી તે કેળવણીને લીધે બહાદૂરી અને સહનશીલતાને પોષણ મળ્યું. સૌથી વધારે તો મરણ માટે આખી પ્રજા બેફીકર બની, અને તે કેળવણીને લીધે સ્વદેશાભિમાનનો પાયો રોપાયો. )

A close investigation into physical education reveals four fundamental characteristics, which are the essential foundations of a patriotic people.

( શારીરિક કેળવણીની બારિક તપાસ કરવાથી તેમાં ચાર વિશેષ લક્ષણ જણાઇ આવે છે જે લક્ષણો કોઇપણ સ્વદેશાભિમાની પ્રજા માટે આવશ્યક છે. )

FIRST—Rectitude or the absolute conformity to the rules of right principle or practice. Rectitude I say, is the most cogent precept in physical education.

( લક્ષણ ૧—નીતિ અથવા સત્ય સિદ્ધાંત અથવા વ્યવહારના કાયદાને સંપૂર્ણ રીતે અનુકૂળ થઇ રહેવું. હું કહી શકું છું કે, પ્રામાણિકતા શારીરિક કેળવણીમાં ઘણીજ અગત્યની છે. )

SECOND—Courage, or the spirit of daring and bearing. Courage, in its real sense means doing what is right Confucius, in his Analects, defines courege by explaining what its negative side is. ‘ Perceiving what is right ’ he says, ‘ and doing it not, argues a lamentable lack of courage’. So courage in my opinion, is one of the most important requisites in physical education, as in every thing else.

( લક્ષણ ૨—હિંમત અથવા બહાદૂરી અને સહનશીલતા. હિમતનો ખરો અર્થ જે સત્ય હોય તે કરવું એવો થાય છે. કોન્ફ્યુસીઅસના વચનોમાં હિમતની વ્યાખ્યામાં હિંમતનો અભાવ ક્યાં ક્યાં હોય છે તે બતાવ્યું છે. તે કહે છે કે ખરી વાત શી છે તે જાણી જવી

અને તે પ્રમાણે વર્તવું નહિ તે નાહિંમત ગણાય. તેથી મ્હારા અભિપ્રાય પ્રમાણે શારીરિક કેળવણીમાં તેમજ બીજી દરેક બાબતમાં હિંમત ખાસ અગત્યની છે.)

**THIRD—Veracity or truthfulness. Truth or falsehood in a man can best be detected in games. Modern educationists have made thorough use of games in the study of students psychologically.**

(લક્ષણ ૩—સાચવટ અથવા સત્ય રમતગમતમાં માણુસ સાચો છે કે જૂઠો તે બહુ સારી રીતે પકડાઇ આવે છે. નિશાળીઆઓના મનની રચનાના અભ્યાસમાં સાંપ્રત સમયના કેળવણીના હીમાયતીઓએ રમતગમતનો ઘણો ઉપયોગ કર્યો છે.)

FOURTH—Loyalty—By loyalty we mean oneness of purpose. We mean a single aim at the progress of an institution of which one is a member. We mean sacrifice for the welfare of the nation. In athletics we mean team-spirit. Victory is often predicted for a certain team because the individual members are the best players. Those who make such predictions are ignorant as to what team-work means. Hence, in group games, team-spirit, or more plainly, care for the team as a whole, is the essential factor in victory. On the degree of team-spirit alone we may judge as to possible victory or defeat of a team. If the individuals of a team care more for their own accomplishments than they do for the team, there would be discord, confusion, chaos, the result of which would be defeat, shameful defeat.

(લક્ષણુ ૪ વફદારી—વફાદારી એટલે આશયની એકતા એક સંસ્થાનો સભાસદ તે સંસ્થાની પ્રગતિનો એકજ હેતુ મનમાં રાખીને કાર્ય કરે તેને આપણે વફાદારી કહીએ છીએ. પ્રજાના લાભને અર્થે સ્વાર્થનો ત્યાગ કરે તેને આપણે વફાદાર કહીએ છીએ. કસરત અને રમતગમતમાં પોતાની ટોળી તરફની લાગણી અને જુસ્સો તેને આપણે વફાદારી સમજીએ છીએ. જો અમુક ટુકડીના માણુસો બહુ સારા ખેલાડીઓ હોય તો તે ટોળી જીતશે એમ આપણે ઘણીવાર ભવિષ્ય ભાખીએ છીએ. જે લોક આવાં ભવિષ્ય ભાખે છે તેઓ આખી ટુકડીનું સમગ્ર બળ શેમાં છે તે સમજતા નથી. આને લીધે ટુકડી પાડીને રમવાની રમતોમાં જીત મેળવવા સારૂ આખી ટુકડીને માટે લાગણી અથવા વધારે સરળ ભાષામાં કહેતાં પોતાની ટોળીના સમગ્ર હીત માટે કાળજી જરૂરી છે. એક ટુકડીને જીતવાના કે હારવાનો સંભવ વધારે છે તેનો નિર્ણય ટોળી માટે તે ટોળીના માણુસોને કેટલી હદ સુધી લાગણી છે તે ઉપરથીજ કહી શકાય. જો એક ટોળીના માણુસો ટોળીના

હિત માટે જેટલી દરકાર રાખે તેના કરતાં પોતાની હોંશીઆરી અને કીર્તિ વધારવા વધારે દરકાર કરે તો ટોળીની અંદર માંહોમાંહે તકરાર ગરબડ અને ગોટાળો થાય; જેના પરિણામે આખી ટોળી શરમભરેલી રીતે પરાજય પામે. )

Man's moral nature is nowhere more outwardly manifested than in games. There he involuntarily shows his moral nature, as if compelled to do so by some spiritual force. If he be virtuous, his virtues will be noticed. Therefore, loyalty, as developed by long hours of practice, will be stronger and readier for emergency than the loyalty taught merely by words. Thus we see that loyalty is attained best through physical education.

( માણસનું નીતિમય જીવન રમતગમતોમાં જેટલું બહાર દેખાઇ આવે છે તેટલું બીજા કોઇપણ વખતે દેખાઇ આવતું નથી. ત્યાં આગળ જાણે કોઇ અમાનુષિ શકિત તેનું નીતિમય જીવન પ્રદર્શિત કરાવવા ફરજ પાડતી હોય તેમ જણાય છે. તેથી ઘણા કાળ સુધી કસાઇને વૃદ્ધિ પામેલી વફાદારી ફકત શબ્દોથી શીખવેલી વફાદારી કરતાં ઘણીજ ચઢીઆતી અને અણીને પ્રસંગે જલદીથી ઉપયોગમાં આવે એવી થશે. આ પ્રમાણે આપણે જોઇએ છીએ કે શારીરિક કેળવણી દ્વારા વફાદારી સૌથી સારામાં સારી રીતે મેળવી શકાય છે. )

દુનિયાનો નિયમ છે કે, મજબુત શૂરવીર માણસને દરેક માન આપે છે. શરીરે સુખી તો સુખી સર્વ વાતે. **નાऽयमात्मा बलहीनेन लभ्यः ।** (ઉપાનષદ્). કેટલાક શાળાઓમાં શારીરિક કેળવણીને માટે ગોઠવણ હોય છે; પણ જોઇએ તેટલું ધ્યાન એ બાબતમાં અપાતું નથી. મ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે શારીરિક શિક્ષણ દરેક શાળામાં ફરજીયાત હોવું જોઇએ, એટલુંજ નહીં પણ મનુષ્ય જીંદગીમાં હંમેશ તેનો લાભ લેઇ શકાય તેટલા માટે દરેક શહેર અને મ્હોટાં મ્હોટાં ગામોમાં સારા અખાડાઓ અગર કસરતશાળાઓની જરૂરીઆત છે; (તાળીયો) અને હાલમાં અત્રે સ્થપાયેલી સેનિટરી એસોસીએશને પોતાના પ્રોગ્રામમાં આ બાબતને સ્થાન આપ્યું છે, તે કેવળ ઉચિત છે.

માનસિક અને શારીરિક કેળવણી વિષે બોલ્યા બાદ સંગીતની કેળવણી વિષે બે શબ્દ બોલવા અનુચિત નહીં લેખાય. સામાન્ય કેળવણીમાં સંગીતને યોગ્ય સ્થાન પાશ્ચાત્ય દેશોમાં અપાય છે, પણ આપણા દેશમાં આ વિષયને સમૂળગો વિસારી દેવાય છે. હાલ થોડા વખતથી ટ્રેનિંગ કોલેજમાં સંગીતના શિક્ષણ સંબંધી ગોઠવણ થયેલી છે, તે બેશક આવકારદાયક છે; પણ તેને વધુ વિકાસ આપવાની જરૂર છે. દરેક શાળાઓમાં યોગ્ય શિક્ષકો દ્વારા આ વિષયની કેળવણી આપવાથી આપણી ઉધરતી પ્રજાને ઘણા પ્રકારે લાભ થશે, એમ મ્હારૂં માનવું છે. શાસ્ત્રીય પદ્ધતિથી સંગીત શીખવનાર માણસોને પ્રજાની કેળવણીમાં યોગ્ય સ્થાન આપવાથી આવા ઘણા શિક્ષકો તૈયાર થશે, અને વધુ શિક્ષકો તૈયાર થયે વિદ્યાર્થીઓની સંખ્યામાં પણ વધારો થશે, અને આ રસિક કળાની અભિરૂચિ જનસમાજમાં વધશે.

કેળવણીના વિષય સંબંધમા બોલતાં સરકારી કેળવણી ખાતામાં થતી નીમણુકોના સંબંધમાં બે શબ્દ બોલવા અનુચિત નહીં ગણાય. પ્રાથમિક શાળાના શિક્ષકોને જે પગાર આપવામાં આવે છે તે એક માણસના ઉદરનિર્વાહને માટે ભાગ્યેજ પૂરતો હોય છે. આપણો આ શિક્ષક કાંઇ સાધુરામ હોતો નથી, પણ ગૃહસ્થ કુટુંબી હોય છે એટલે બીચારાને ગૃહવ્યવસ્થા કરવી ઘણી મુશ્કેલ પડે છે. તાલુકાઓ અને ગામડાઓમાં મ્હેતાજીની સ્થિતિ દયાપાત્ર હોય છે. તાલુકાનો મામલતદાર અગર બીજો કોઇ અમલદાર એમ માને છે કે, પ્રાથમિક શાળાઓના શિક્ષકો તેના તાબાનાજ નોકરો છે અને એવી રીતનું વર્તન ચલાવવામાં આવે છે કે, માણસનું મનુષ્યત્વજ રહી શકતું નથી. કેળવણી ખાતાની પદ્ધતિ પણ સંતોષકારક નથી. ડેપ્યુટી અને આસિસ્ટન્ટ ડેપ્યુટી ઇન્સ્પેકટરો એમ જાણે છે કે, એમના હાથમાં એટલી બધી સત્તા છે કે એ સત્તાનો દોર શિક્ષકોને બતાવવામાં કાંઇ ખોટું નથી. શિક્ષક બરાબર કામ કરતો ન હોય તો તેની નોટીસ લેવી એ એક વાત છે; પણ ડેપ્યુટીની મેહેરબાની શી રીતે મેળવાય અને મેળવાયેલી મેહેરબાની શી રીતે જાળવી રખાય એ જ આ બિચારા શિક્ષકનું લક્ષ્ય છે. તપાસનાર વ્યકિતયોએ જાણવું જોઇએ કે શિક્ષકો મનુષ્ય છે અને તેમને લાગણીઓ છે. એમની લાગણીઓ બરાબર ઉત્તેજીત કરવામાં આવે તો, કેળવણીનાં કામમાં ઘણો સુધારો વધારો થઇ શકે છે; પણ એથી ઉલટા વર્ત્તનથી બિગાડ સિવાય કંઈ જોઇ શકાતું નથી.

આપણા દેશી ભાઇઓને આ ખાતામાંની ઉંચી નોકરીઓમાંથી સાધારણ રીતે બાતલ કરવામાં આવે છે. કેળવણી ખાતામાં બે **water-tight compartments** કરવામાં આવે છે. In. an **Educational Service** અને **Provincial Educational Service**; અને ચુંટણી કરવામાં ચામડીનો ભેદ ગણાય છે તેવું જણાય છે. બ્રિટિશ અમલને લગભગ ૧૫૦ વર્ષ થયાં, છતાં પણ આપણા યુવાનોને કેળવણી આપવાને માટે આપણા વિદ્વાનો સરકારની આંખે નાલાયક ગણાય છે તે ઓછું શોચનીય નથી. મદ્રાસની કૌન્સીલમાં એક સભ્યે મદ્રાસ સરકારના કેળવણી ખાતાની ૧૯૦૯ થી ૧૯૧૪ સુધીના પાંચ વર્ષો દરમ્યાન થયેલી નીમણુંકોના સંબંધમાં પ્રશ્ન પૂછયો હતો, અને તેનો જવાબ સરકાર તરફથી આપવામાં આવ્યો હતો, તેના સંબંધમાં એક લેખક લખે છે કે—

**During the five years sixteen appointments were made, fourteen of which carry an income of £ 400 ( 6000 Rs. ) a year as the initial pay, one of £ 600 a year, one of £ 280. Among the candidates selected for the fourteen posts of £ 400 a year, eight have second class Honours of the University of Oxford or Cambridge, two are D. Scs. of the University of Manchester or Birmingham, one is a second class B. A. of London, one has third class Honours Moderations and third class Honours Final, another third class Honours Final and fourth class Literature honours, one does not hold any degree.**

**and only one holds the Oxford and Cambridge Higher Certificate. With one single exception, not one was a first class man, and yet these posts carry salaries of £ 400 rising to over £ 1,200 a year.**

If India was suffering from a scarcity of men lacking the necessary educational qualifications, the paying of high salaries might be excused on the ground of necessity. It might be urged that no Englishman would care to go to India unless it was worth his while to do so. We have to remember that Dr. J. C. Bose ( તાળીઓ ) the eminent physicist, Dr. P. K. Ray, the distinguished chemist, whose pupils have earned a world-wide reputation, Professor C. V. Raman, and a host of brilliant Indians who have won the highest academic distinctions are not considered good enough to serve in the Indian Education Service

ગયા પાંચ વર્ષમાં ૧૬ નીમણુંકો કરવામાં આવી છે. જેમાંની ચૌદ જગોએ નીમાયેલા અધિકારીઓનો દરેકનો વાર્ષિક પગાર ચારસો પાઉંડ એટલે છ હજાર રૂપિઆ છે: એકનો શરૂઆતનો વાર્ષિક પગાર છસો પાઉન્ડ છે અને બીજાનો બસેંએંશી પાઉન્ડ છે. ઉપર જણાવેલી ચારસેં પાઉન્ડના વાર્ષિક પગારવાળી ચૌદ જગા માટે પસંદ થયેલા ઉમેદવારોમાં ઓકસફર્ડ અથવા કેમ્બ્રિજ યુનીવરસીટીમાંથી આઠ સેકન્ડ કલાસ માન સાથે પાસ થયેલા છે. બે ઉમેદવારો મેનચેસ્ટર અથવા બરમીંગહામની સાયન્સની પરીક્ષામાં ઉંચી ડીગ્રીઓ ધરાવનારા એટલે ડી. એસ. સી., છે. એક લંડનનો બીજા વર્ગમાં પાસ થયેલો બી. એ. છે. એક ત્રીજા વર્ગમાં ઑનર્સ મોડરેશનમાં પાસ થયેલો છે અને એક ત્રીજા વર્ગમાં ઑનર્સ ફાઇનલમાં પાસ થયેલો છે. વળી એક બીજો ઉમેદવાર ત્રીજા વર્ગમાં ઑનર્સ ફાઇનલમાં અને ચોથા વર્ગમાં લીટરચર ઑનર્સમાં પાસ થયેલા છે, અને એક ઉમેદવાર કાંઇપણ ડીગ્રી ધરાવતો નથી. માત્ર એકજ ઉમેદવાર પાસે ઑકસફર્ડ અને કેમબ્રીજનું ઉંચા પ્રકારનું પ્રમાણપત્ર છે. એક અપવાદ સિવાય ઉપલી જગા પર નીમીયલામાંનો કોઇપણ ઉમેદવાર પહેલા વર્ગમાં પાસ થયેલો માણસ નથી. અને છતાં તે જગાઓનો વાર્ષિક પગાર ચારસો પાઉન્ડ છે અને બારસો પાઉન્ડ સુધી તે વધે છે.

હિંદમાં જો લાયક પદવીવાળા વિદ્વાનોની ખોટ હોય તો ન છુટકે આવા ભારે પગારો આપવાની જરૂર પડે. કદાચ એમ પણ કહેવામાં આવે કે ભારે પગાર મળ્યા સિવાય અંગ્રેજ સામાન્ય રીતે હિંદમાં આવવાનું પસંદ કરે નહિ. પરંતુ આવી દલીલ કરનારાઓએ યાદ રાખવું જોઇએ કે નામીચો વિજ્ઞાનશાસ્ત્રી ડૉ. જે. સી. બોસ. પ્રખ્યાત રસાયણિક ડૉક્ટર પી. કે. રાય. કે જેઓના શિષ્યોની કીર્તિ આખા જગતમાં ફેલાયલી છે, અને તેજ

પ્રમાણે પ્રોફેસર સી. વી. રમન અને બીજા જગપ્રસિદ્ધ વિદ્વાન હિંદીઓ જેમણે યુનીવરસીટીની ઉચામાં ઉચી પદવીઓ મેળવેલી છે તેવાઓને હિંદી સરકારના કેળવણી ખાતાની ઉંચી નોકરીઓ માટે હજુ સુધી લાયક ગણવામાં આવ્યા નથી.

The following incident will throw light on the manner of selection for these posts. A distinguished Indian student, after a record career in one of the Universities of India, was sent to England as a Government of India scholar. He joined Trinty College, Cambridge, and won in his first year a Major Scholarship. His brilliant Mathematical attainments attracted the attention of his professors. He was ninth Wrangler, missing his Senior Wranglership only by an accident, as he had been an easy first all through and stood first in mathematics at the ensuing Civil Service examination, beating two Senior Wranglers. His professors induced him to apply for a post in the Indian Educational Department. But he was rejected, as his qualifications were not considered good enough. The Madras Presidency College has a similar instance. An Indian professor, who had a most brilliant career, both in Madras and in Cambridge, who had taken a first class honours in every examination, and was afterwards granted a research scholarship, is now in the Subordinate Provincial Service (shame).

ઉપરની જગાઓ માટે પસંદગીનું ધોરણ કેવા પ્રકારનું છે તે વિશે વધુ માહિતી નીચેના બનાવ ઉપરથી મળશે. એક વિદ્વાન હિંદી વિદ્યાર્થીને હિંદની યુનીવરસીટીઓમાં પોતાની માનભરી કારકીર્દી પુરી કર્યા બાદ હિંદી સરકારની સ્કોલરશીપ આપીને વિલાયત મોકલવામાં આવ્યો હતો. તે કેમ્બ્રિજની ટ્રીનીટી કોલેજમાં દાખલ થયો, અને ત્યાં પહેલેજ વર્ષે મેજર સ્કોલરશીપ મેળવી શક્યો. ગણિતશાસ્ત્રના ત્હેના ઉંચા પ્રકારના જ્ઞાનને લઇને તેણે પોતાના પ્રોફેસરોની પ્રીતિ સંપાદન કરી. તે નવમે નંબરે રેંગલર થયો અને માત્ર અકસ્માતથીજ મુખ્ય રેંગલર થતાં રહી ગયો. તે ગણિતની બીજી બધી પરીક્ષાઓમાં સહેલાઇથી પહેલે નંબરે પાસ થયો હતો. અને ત્યાર પછીની સીવીલ સર્વિસ પરીક્ષામાં બે સીનીયર રેંગલરો કરતાં પણ ઉંચે નંબરે આવ્યો હતો. તેના પ્રોફેસરોએ તેને હિંદી સરકારના કેળવણી ખાતામાં જગા માટે અરજી કરવા સલાહ આપી પરંતુ તેને સ્વીકારવામાં આવ્યો નહિ અને તેની ઉંચા પ્રકારની લાયકાતની અવગણના કરવામાં આવી. મદ્રાસની પ્રેસીડન્સી કોલેજમાં પણ આવાજ પ્રકારનો એક દાખલો બન્યો છે. એક હિંદી પ્રોફેસર કે જેણે મદ્રાસ અને કેમ્બ્રિજમાં અભ્યાસ કરી નામના મેળવી હતી અને જેણે દરેક પરીક્ષા પહેલા વર્ગમાં માન સાથે પસાર કરી હતી. તથા જેને શોધ ખોળ કરવા માટે સ્કોલરશીપ પણ આપવામાં આવી હતી તેવો લાયક હિંદી ગૃહસ્થ હજુ સુધી પ્રાંતિક કેળવણી ખાતાની નીચી પાયરીની નોકરીમાં છે.

India looks upon tho Queen's Proclamation of 1858 as a most solemn document; in fact, it is India's Magna Charta, ( hear, hear ) and that Proclamation pledged the Government to abolish all distinctions of colour in India. England has treated that solemn Chapter as a scrap of paper. Before 1880, in Bengal, both Indians and Eupopeans in the Higher Service received the same pay; both began on Rs. 500 p. m. or annually £, 400. In 1880 the pay for Indians was reduced to Rs. 333 per month or nearly £, 266 per annum. And in 1889 to Rs. 250 per month or £, 200 per annum. The highest pay for an Indian now is Rs. 700 per month or £, 560 per annum, however long he may serve; while the English man has Rs. 1000 per month of £, 800, at the end of ten years. The scheme of reorganisation of the Educational Service of 1896 also barred Indians out of Principalships of certain colleges.

હિંદ મહારાણી વિકટોરીયાના ૧૮૫૮ ના ઢંઢેરાને હિંદી લોકો એક પવિત્ર લેખ ગણે છે. ખરી રીતે જોતાં તો તે હિદનો મેગનાકાર્ટા છે, અને તે ઢંઢેરામાં સરકારે. એવું વચન આપ્યું હતું કે હિંદમાંથી જાત અને રંગનો ભેદ નાબુદ કરવામાં આવશે. ઈંગ્લાંડે આવા એક ગંભીર રાજ્ય ફરમાનને કાગળના ટુકડા સમાન ગણ્યો છે. અઢારસો એંશીની સાલ પહેલાં બંગાળામાં ઉંચી નોકરીઓમાં જોડાયલા હિંદીઓ તથા યુરોપીયનોને સરખાજ પગાર મળતા હતા. તેઓ માસિક રૂપીઆ પાંચસોના પગારથી અથવા વાર્ષિક ચારસો પાઉન્ડથી પોતાની નોકરીની શરૂઆત કરતા હતા. સન અઢારસે એંશીમાં હિંદીઓનો પગાર માસિક રૂપીઆ ૩૩૩ અથવા તો વાર્ષિક ૨૬૬ પાઉન્ડનો કરવામાં આવ્યો. અને સને અઢારસો નવાશીમાં માસિક રૂપીઆ ૨૫૦ નો અથવા વાર્ષિક ૨૦૦ પાઉન્ડનો કરવામાં આવ્યો. હાલમાં હિંદી માટે વધારેમાં વધારે દરમાયો માસિક રૂપીઆ ૭૦૦ નો અથવા વાર્ષિક ૫૬૦ પાઉન્ડનો છે. અને તે ગમે તેટલો લાંબો સમય નોકરી કરે તો પણ તેથી આગળ જઈ શકતો નથી. આથી ઉલટું એક અંગ્રેજને દસ વર્ષ નોકરી કર્યા બાદ માસિક રૂપીઆ ૧૦૦૦) અથવા વાર્ષિક આઠસો પાઉન્ડ મળે છે. ૧૮૯૬ ની સાલમાં કેળવણી ખાતાની ઉચી પાયરીની નોકરીઓમાં કેટલાક ફેરફારો કરવામાં આવ્યા છે, જેની રૂઇએ અમુક કોલેજોના પ્રીન્સીપાલની જગામાંથી હિંદીઓને બાતલ કરવામાં આવ્યા છે.

What does India think about this? It feels that England is criminally ignoring the violation of her most solemn pledges, is treating her most sacred promises as mere "scraps of paper" by her representatives in India. India is loth to believe that England, while Indians are shedding their blood for the rights of weaker nationalities and the sacredness of treaties, will consciously support

a policy which is opposed to all principles of justice and morality; and India appeals to England to awake from her apathy and indifference towards India. She has an immense faith in the liberty loving democracy of England, and she raises her voice in protest against that injustice.

આ વિષે હિંદીઓનો શો અભિપ્રાય છે? તેઓ એમજ ધારે છે કે ઇંગ્લાંડ પોતે આપેલા ગંભીર વચનોનો ભંગ કરીને તેની અવગણના કરે છે. અને તેના ગંભીર ફરમાનોને તેણે હિંદમાં મોકલેલા પ્રતિનિધિઓ માત્ર કાગળના ટુકડા સમાન લેખે છે. હિંદ એમ માનવાને અશક્ત છે કે જ્યારે હિંદીવાનો નબળી પ્રજાનાના હકને માટે અને સંધીઓની પવિત્રતાને માટે પોતાનુ લોહી રેડે છે તે વખતે ન્યાય અને નીતિના બધા સિદ્ધાંતોથી વિરૂદ્ધ રાજનીતિનાને ઈંગ્લાંડ ઉઘાડી આંખે ટેકો આપશે; અને હિંદ તરફ પોતાની ઉપેક્ષા અને બેપ્રીકરાઇમાંથી જાગૃત થવાને હિંદ ઇંગ્લાંડને વિનંતિ કરે છે. ઇંગ્લાંડની સ્વાતંત્ર્ય પ્રેમી પ્રજામાં હિન્દુસ્તાનને સંપુર્ણ શ્રદ્ધા છે. અને આ અન્યાય સામે તે પોતાનો મજબૂત પોકાર ઉઠાવે છે.

આવી સ્થિતિ હિંદુસ્થાનના બધા ભાગોમાં છે, અને લાયક દેશીઓને પૂરતી તક અને પૂરતા સાધનો નહિ આપવામાં તેમને મ્હોટો અન્યાય થાય છે. અમારા દેશની સેવા કરવાનો અમારો હક્ક છે. તેમાં કોઇ પણ જાતનો અંતરાય આવે તે કેવળ અનિષ્ટ છે. આપણે આશા રાખીશું કે, આધુનિક સ્થિતિ બદલાશે અને સકળ સામ્રાજ્યના એક અંગ તરીકે આખી દુનિયામાં આપણું નામ વધે એવા પ્રકારની કેળવણીની યોજનાઓ જલદી રચાશે. સને ૧૯૧૩ ની સાલમાં નામદાર હિંદી સરકારે કેળવણી સંબંધી એક ઠરાવ બહાર પાડયો છે તેમાં જણાવ્યું છે કેઃ—

In the forefront of their policy the Government of India desire to place the formation of character of the scholars and undergraduates under tuition. In the formation of character the influence of home and the personality of the teacher play the larger part.

શાળાઓમાં અને કોલેજમાં ભણુતા વિદ્યાર્થીઓના ચારિત્રની રચનાને હિંદી સરકાર પોતાની રાજનીતિમાં અગ્રસ્થાને મુકે છે. ચારિત્રરચનામાં ગૃહજીવનની અસર અને શિક્ષકનું વ્યક્તિત્વ મોટો ભાગ ભજવે છે.

પરંતુ જ્યારે લાયક દેશીઓને તરછોડી કાઢી તેમનાથી હલકા દરજ્જાના વિદેશીઓને કેળવણી ખાતાના ઉંચા ઓદ્ધાઓ આપવામાં આવે, ત્યારે સરકારની આ રાજ્યનીતિ ફળીભૂત થતી નથી, અને નામદાર સરકારનો કેળવણી સંબંધીનો જે ઉદ્દેશ છે તે ગૌણુત્વ પામે છે.

હાલની કેળવણીના પરિણામે દેશનો ઉછરતો વર્ગ વકીલાત, વૈદક અગર ન્યુસપેપરનો ધંધો પસંદ કરે છે, તેના સંબંધમાં નામદાર વાઇસરોય સાહેબે તથા તેમની કૌન્સીલના વેપારી મેમ્બર સર જ્યોર્જ બાર્ન્સે થોડા વખત ઉપર નીચે પ્રમાણે ઉદ્‌ગારો કાઢયા હતા; પણ આપણે જોવાનુ છે કે જેવી કેળવણી લેવાની તેમની સૂચનાઓ છે તે મુજબ કેળવણી આપી શકાય તેવી સંસ્થાઓ ક્યાં છેઃ— વાઇસરોય સાહેબે કહ્યું છે કેઃ—

I should like to impress this further fact on Indian parents, when they are planning the future of their sons they might well pause to consider whether, instead of sending them to join the overstocked market of the legal and literary profession, it would not be better to turn their attention to the possibilities of employment in scientific agriculture. As the department expands it will afford greater opportunities of advancement, and the man who elects this science may do well for himself, and at the same time contribute to the prosperity of his country.

હિંદી માબાપોના મન ઉપર આ વધારાની વાત હું ઠસાવવા માગું છું કે, પોતાના પુત્રોનું ભવિષ્ય ઘડતી વેળાએ તેઓએ ધ્યાનથી વિચાર કરવો જોઇએ કે વકીલાત અને કલમના જે ધંધાઓમાં અતિશય ભરતી થઇ છે તેમાં તેમને મોકલવાને બદલે વિજ્ઞાનિક ખેતીવાડીના ધંધાના લાભ તરફ એમનું લક્ષ દોરવું જોઇએ કે નહિ ? જેમ આ ખાતુ વધશે તેમ આગળ વધવાની વધારે તકો તેમાં મળશે. અને જે માણસ વિજ્ઞાનની આ શાખાને પસંદ કરશે તે પોતાનું ભલું કરશે એટલુંજ નહિ પરંતુ દેશને આબાદ કરવામાં કાંઇક મદદ કરી શકશે.

સર જ્યોર્જ ક્લાર્કે કહ્યું કે:—

I have already felt the great necessity which exists not only on economic grounds, but for reasons which touch closely on problems of national character and development, of securing for the people of the country a greater share in the exploitation of her natural resources and of adding to the limited and somewhat unsatisfactory avenues of employment for your young men, a greater share in those afforded by Commerce and Industry. At present the educated young men of the country seem to seek employment almost exclusively in Government service, at the Bar, or Journalism; and these three channels of employment do not give sufficient scope for the young men of this country. I should like to see a large part of the stream turned in the direction of commerce and industry.

કેવળ આર્થિક કારણોથીજ નહિ પરંતુ દેશના ચારિત્ર અને વિકાસની દૃષ્ટિથી પણ દેશના કુદરતી પદાર્થોની ઉપજમાં દેશના લોકોને માટે વધારે હિસ્સો મેળવવાની અને તમારા યુવકો માટે હાલ સંકુચિત થઇ ગયેલાં ધંધાના દ્વારમાં વેપાર અને ઉદ્યોગના માર્ગનો વધારો કરવાની મ્હને હંમેશાં ઘણીજ જરૂર લાગી છે. હાલ દેશના કેળવાયલા યુવકો ફક્ત સરકારી નોકરીમાં વકીલાતમાં કે વર્તમાન પત્રોમાં ધંધો શોધવાને પ્રયત્ન કરે છે. અને આ ત્રણે માર્ગમાં આ દેશના યુવકોને માટે જોઇતો અવકાશ નથી. આ પ્રવાહનો મ્હોટો ભાગ વેપાર અને ઉદ્યોગની દિશામાં વળે એ જોવા હું ઇચ્છું છું.

ગૃહસ્થો અને બાનુઓ, આપનો ઘણો વખત મ્હેં રોક્યો છે; પણ પ્રજાની કેળવણી એ વિષય એટલો મહત્વનો છે અને એ બાબતમાં એટલું બધું કહેવાનું છે કે એનો અંત આવે નહિ. ખરી વાત છે કે:—

**The most valuable assets of a nation are its children. It is the duty of the State to see that every one of them is properly fed, kept in good health and educated. A Government which does not do this is guilty of neglecting one of its primary duties.**

દેશની વધારેમાં વધારે કીમતી પુંજી તેના બાળકો છે. તેમાંનાં દરેકનું સારૂ પોષણ કરવું, તેમની તનદુરસ્તિ જાળવવી અને તેમને સારી કેળવણી આપવી એ રાજ્યની ફરજ છે. જે સરકાર આ કામ કરતી નથી તે પોતાના એક મહાન ધર્મની અવગણુના માટે ગુન્હેગાર બને છે.

પરન્તુ નામદાર સરકારની પાસે આપણે માંગણી કરીએ છીએ તેવી રીતે આપણા લોકોની પાસે પણ માંગણી કરવાને આપણે હકદાર છીએ. ધાર્મિક લાગણી અને વૃત્તિઓનો ઝરો હંમેશ વહ્યા કરે છે; સેંકડો જમણવારો થાય છે; રખડતા સાધુઓને અને બીજાઓ-ને ખવડાવવામાં હજારો રૂપીઆ ખર્ચનારાઓ છે; મંદિરોમાં અને ઠાકોરજીના નૈવેદ્ય કર-વાને હજારો રૂપીઆના દાન કરનારાઓ છે. આવા દાનવીર નરોને નમ્ર પ્રાર્થના છે કે તમારા દાનની પ્રણાલિકા બદલો અને પ્રજાકીય કેળવણીની વૃદ્ધિ થાય તેવા માર્ગો લો. હાલની ગણત્રી પ્રમાણે એક પ્રાથમિક શાળાનુ વાર્ષિક ખર્ચ રૂ. ૩૫૦) સાડીત્રણસો રૂપીઆ જ ફક્ત થાય છે, અને આથી મ્હોટી રકમ તો કેટલાક લોકો પોતાના અંગત ખર્ચમાં ખરચી નાંખે છે. આ એક શહેરમાંથીજ ઓછામાં ઓછા ૫૦ ગૃહસ્થો નીકળી આવે કે જેમાંના દરેક ઓછામાં ઓછી એક શાળા નિભાવી શકે. અને મ્હને ખાત્રી છે કે ગુજરાત કેળવણી લીગ જે સ્થપાવાની છે તે લીગને આવા સખી ગૃહસ્થો સંગીન મદદ આપશે. મર્હુમ મી. ગોખલેના શબ્દોમાં **Millions upon millions of children are waiting to be brought under the humanising influence of education. The increased efficiency of the individual, the higher general level of intelligence, the stiffening of the moral back-bone of large sections of the community, none of these things can be done without education. In fact the whole of our future as a nation is inextricably bound up with it. If we want our country to advance, there is only one way, and that is that the mass of the people in this country must be raised to a higher level. This can only be achieved by the spread of education, which in turn requires a large expenditure of money.**

લાખો અને કરોડો બાળકો કેળવણીના સંસ્કાર મેળવવા માટે રાહ જુએ છે. વ્યક્તિનું વધારે સામર્થ્ય બુદ્ધિની વધારે ઉંચી ભૂમિકા, પ્રજાના મ્હોટા વર્ગોનું નૈતિક

બળ,—આમાંનું કાંઈ કેળવણી સિવાય શક્ય નથી. ખરૂં જોતાં પ્રજા તરીકે આપણું આખું ભવિષ્ય કેળવણી સાથે અચુક રીતે સંધાયુ છે. જો આપણા દેશની ઉન્નતિ આપણે ઇચ્છતા હોઇએ, તો તેનો એકજ માર્ગ છે અને તે એજ છે કે આ દેશનો જનસમૂહ વધારે ઉંચી ભૂમિકા ઉપર ચઢવો જોઇએ. આ હેતુ કેળવણીના પ્રસારથીજ સિદ્ધ થઈ શકે અને તે માટે પૈસાના મ્હોટા ખર્ચની જરૂર છે.

આ પરિષદ્‌માં દેશી રાજ્યોએ પોતાના પ્રતિનિધિયોને મોકલીને તથા તેમના રાજ્યોના કેળવણી ખાતાંના નોકરોને પરિષદ્‌ના કામકાજમાં ભાગ લેવાને છૂટ આપી છે તેથી તે રાજ્યકર્ત્તાઓનો આભાર માનવાની તક લેઉં છું; અને દિલગીરી માત્ર એટલીજ છે કે મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતાંના ઉપરીના હુકમથી આ ઇલાકાના કેળવણી ખાતાંના વિદ્વાન શિક્ષાગુરૂઓ વગેરેના અનુભવો જાણવાને માટે આપણને તક મળી શકી નથી. (shame, sorry.)

આપના અમૂલ્ય વખતના ભોગે મ્હારા ઉદ્‌ગારો આપે સાંભળ્યા છે તે માટે આપનો આભાર માનું છું. આ પરિષદ્‌ના પ્રમુખની નીમણુક હવે આપ કરશો. ( તાળીયોનો ગગડાટ ).

## પ્રમુખની ચુંટણી.

ઑ. મી. ચીમનલાલ હરિલાલ સેતલવાડને આ પરિષદ્‌ના પ્રમુખપદે નીમવાની દરખાસ્ત રજૂ કરતાં રા. નંદનાથ કેદારનાથ દીક્ષિતે ( વડોદરા ) જણાવ્યું કે:—

જ્યારે કોઇ પણ સમારંભનો આપણે આરંભ કરીએ છીયે ત્યારે પ્રમુખ નીમીયે છીયે. ઑ. મી. ચીમનલાલ આ પરિષદ્‌ના પ્રમુખનું કાર્ય કરવાને સર્વાંશે યોગ્ય છે. તેઓ વિદ્વાન છે. કેળવણીમાં ઉત્સાહ ધરાવે છે. તેમજ બુદ્ધિ સામર્થ્ય અને કર્મ કૌશલ્યમાં તેમના જેવો અત્રે કોઈ છે નહિ. સન ૧૮૯૨ માં પ્રજા તરફથી તેઓ ધારાસભામાં ગયા ત્યારથી, કેળવણી સંબંધી પ્રશ્નોનો તેમણે અભ્યાસ કર્યો છે. શિક્ષકનો પગાર અને શાળાઓનો વધારો, એ વિષયો તરફ તેમણે ખાસ લક્ષ આપ્યું છે. વિદ્વત્તા અને જ્ઞાનથી, જો તેઓ આપણા નેતા નિમાય તો આપણું કાર્ય પાર પડશે તે નિસંદેહ છે. માટે હું દરખાસ્ત મુકું છું કે ઑ. મી. ચીમનલાલને આપણે પ્રમુખ તરીકે નિયત કરવા.

આ દરખાસ્તને ટેકો આપતા રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીએ ( અમદાવાદ ) જણાવ્યું કે:—

આ દરખાસ્તને હું ટેકો આપુ છું. રા. ચીમનલાલને આપ સૌ જાણો છો. જે વખતે ગુજરાતને ધારાસભામાં પ્રતિનિધિ મોકલવાનો હક્ક પહેલીવાર આપવામાં આવ્યો, ત્યારે તેમને ગુજરાત તરફથી પસંદ કરવામાં આવ્યા હતા. આજે પણ આ નવી સંસ્થા શરૂ થાય છે. માટે પહેલા સુકાની તરીકે તેમને પસંદ કરવા તે જરૂરનું છે. આજે ગુજરાત જે હેતુથી નવું પગલું લે છે તેજ હેતુની સિદ્ધિમાં રા. ચીમનલાલે પોતાનું જીવન ગાળ્યું છે અને આજનું સુકાન હાથમાં લઇને તેઓ એવું કાર્ય કરશે કે જેથી ગુજરાતને અવશ્ય લાભ થશે.

પછી રા. જીવણલાલે સભાની અનુમતિ લઇને પ્રમુખની પસંદગી જાહેર કરી.

પ્રમુખસ્થાન લીધા બાદ ઑ. મી. ચીમનલાલ હ. સેતલવાડે પોતાનું ભાષણ અંગ્રેજીમાં વાંચ્યું હતું. તેનું ભાષાંતર નીચે મુજબ છે:—

# પહેલી ગુજરાત કેળવણી પરિષદના પ્રમુખ ઑ. મી. ચીમનલાલ હરિલાલ સેતલવાડનું ભાષણ.

**પ્રતિનિધિબંધુઓ, સન્નારીઓ, અને સદ્‌ગૃહસ્થો,**

કેળવણી પરિષદની બેઠકના પ્રમુખ થવાની મ્હને તક આપવા માટે હું ત્હમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. હું કંઇ વિદ્વાન શીક્ષણશાસ્ત્રી નથી, તેમજ સાહિત્ય કે લેખનકળામાં પ્રવીણ હોવાનો દાવો રાખતો નથી. પરન્તુ મ્હારી આખી જાહેર જીંદગીમાં કેળવણીના વિષયમાં મ્હેં ઘણોજ રસ લીધો છે અને મુંબઇની યુનિવર્સીટીના દીન પ્રતિદીનના કાર્યમાં તેમજ મુંબઇ શહેરની પ્રાથમિક શાળાઓના વહીવટમાં ઘણા વર્ષ સુધી મ્હેં ભાગ લીધો છે, અને હું એમ માનવાની હીમ્મત કરૂં છું કે મ્હને પ્રમુખ નીમીને કેળવણીના આ ક્ષેત્રમાં મ્હેં કરેલા નમ્ર કાર્યની ત્હમે કાંઇક કદર કરી છે. આ સંયોગોમાં મ્હારી મર્યાદાઓ અને ન્યૂનતાઓના સંપૂર્ણ ભાન સાથે ત્હમે મ્હને નીમ્યો છે તેથી મ્હારી ખાત્રી છે કે ખરેખરો શીક્ષણશાસ્ત્રી કેળવણીના વિવિધ અટપટા પ્રશ્નોનું વિદ્વત્તાભર્યું વિવેચન કરી શકે તેવું મ્હારી પાસેથી ન મળતાં ત્હમે નિરાશ નહિ થાઓ. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, હું આવું કાંઇ ઉચ્ચ કાર્ય કરવાનો લોભ રાખતો નથી, પણ બ્રિટિશ રાજ્યની શરૂઆત પછી આ દેશમાં કેળવણીનો ઇતિહાસ, ત્હેની આધુનિક સ્થિતિ અને ખાસ કરીને આપણા પ્રાન્તમાં વધારે પ્રગતિ અને વિકાસની દિશાઓ—એ વિષેજ હું સંક્ષેપમાં સિંહાવલોકન કરી સંતોષ માનીશ.

ઇશ્વરના વિધાન અનુસાર ઇસ્ટ ઇન્ડિઆ કંપનીની સત્તા નીચે આવેલી હિંદની કરોડો મનુષ્યોની પ્રજા તરફ સુધરેલી સરકારનો જે ધર્મ છે ત્હેનો ખ્યાલ બ્રિટનના બુદ્ધિશાળી રાજ્ય કર્તાઓને ઘણોજ વહેલો આવ્યો: અને હિન્દુસ્તાનના લોકોને કેળવવાનો અને ઉન્નત કરવાનો બ્રિટિશ રાજ્યનો સ્પષ્ટ ધર્મ છે એમ સમજીને વૉરન હેસ્ટિંગ્સે સને ૧૭૮૧ માં કલકત્તામાં એક મદરેસા સ્થાપી, અને સને ૧૭૯૧ માં બનારસમાં એક સંસ્કૃત કૉલેજ સ્થપાઇ. આ વિચાર ધીમે ધીમે વધારે સબળ થયો અને સને ૧૮૧૩ માં જ્યારે કંપનીની સનદની મુદત વધારવામાં આવી ત્યારે કેળવણી ખાતે વાપરવાને દર વર્ષે એક લાખ રૂપિઆ જુદા કાઢવાનો ત્હેને આગ્રહ કરવામાં આવ્યો અને સને ૧૮૨૩ માં જાહેર કેળવણી માટે એક સ્થાયી કમિટી રચવામાં આવી. તે વખતમાં સંસ્કૃત અને અરબ્બીનાં જ્ઞાનનું ઉત્તેજન અને પુનર્જીવન કરવાનો સરકારનો હેતુ હતો. પરન્તુ ઇંગ્રેજી ઉદાર શિક્ષણ આપવાની જે રાજનીતિ લૉર્ડ મેકૉલેનાં નામ સાથે જોડાયલી છે ત્હેને આ જુની પદ્ધતિએ તરતજ સ્થાન આપ્યું. પરન્તુ મેકૉલે આ દેશમાં આવ્યા તે પહેલાં વર્ષો પૂર્વે કેટલાંક એવાં તત્ત્વો હસ્તીમાં આવ્યાં હતાં કે જેનું વલણ આજ દિશામાં હતું અને ત્હેની શરૂઆત પણ થઇ ગઇ હતી. ખ્રીસ્તી પાદરીઓ આ દેશમાં આવ્યા હતા અને ત્હેમણે પોતાની ધાર્મિક હીલચાલના સાધન તરીકે ઇંગ્રેજીનું શિક્ષણ આપવાની શરૂઆત કરી હતી. પરન્તુ

આથી પણ વધારે સબળ સંયોગ એ હતો કે કેટલાક આગળ વધેલા હિંદીઓ કે જેમણે ઈંગ્રેજી કેળવણીનો લાભ મેળવ્યો હતો ત્હેમણે હિન્દુસ્થાનના લોકોની ઉન્નતિનાં મુખ્ય સાધન તરીકે આવીજ કેળવણીની માંગણી કરી. રાજારામ મોહનરાય કે જેઓ પોતે ઇંગ્રેજી કેળવણી લીધેલા એક આદર્શરૂપ હિંદી હતા ત્હેમણે કેવળ પૌર્વાત્ય વિદ્યાની સંસ્થાઓ સ્થાપવા સ્હામે મજબુત વાંધો ઉઠાવ્યો અને ઈંગ્રેજી શિક્ષણ આપતી સંસ્થાઓની તરફેણમાં મજબૂત હીલચાલ કરી. પરિણામે સને ૧૮૧૭ માં, "હિન્દુઓના પુત્રોને યુરોપ અને એશિયાની ભાષા અને વિદ્યાઓનું શિક્ષણ આપવાના હેતુથી" કલકત્તામાં હિન્દુ કૉલેજ સ્થાપવામાં આવી. મુંબઇમાં પણ એવીજ કાંઇ શરૂઆત કરવામાં આવી હતી. સને ૧૮૧૫ માં ધિ બૉમ્બે એજ્યુકેશન સોસાઇટિની સ્થાપના થઇ, અને તે મહાન્ અને દિર્ઘદર્શી રાજ્ય પુરૂષ મોન્સ્ટ્રુઅર્ટ એલ્ફીન્સ્ટને કેળવણી માટે ઘણુંજ કાર્ય કર્યું છે. જ્યારે ૧૮૨૭ માં મોન્સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન વાનપ્રસ્થ થયા ત્યારે મુંબાઇના શહેરીઓ તરફથી ત્હેમના [illegible]રણ માટે એક ભંડોળ કરવામાં આવ્યું હતું અને આમ ભેગા કરવામાં આવેલી એ લાખથી વધારે રૂપિઆની રકમમાંથી એલ્ફિન્સ્ટન પ્રોફેસરશીપો સ્થાપવામાં આવી અને તે વડે એલ્ફિન્સ્ટન કૉલેજનો પાયો રચાયો. જ્યારે મેકૉલે સન ૧૮૩૪ માં હિન્દુસ્તાનમાં આવ્યા અને પછીથી કલકત્તાની કમિટી ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશનના પ્રમુખ નીમાયા તે વખતે આટલી શરૂઆતો થઇ હતી. પૂર્વની વિદ્યાઓ કે ઈંગ્રેજી કેળવણી ?—એ પ્રશ્નનો છેવટનો ઉકેલ ત્હેમણે કર્યો અને પોતાનાં નામાંકિત ખરડામાં ત્હેમણે આગ્રહપૂર્વક જણાવ્યું કે હિન્દના બુદ્ધિવિકાસ માટે ઈંગ્રેજીનો અભ્યાસ ઉત્તમ છે. ઈંગ્રેજી કેળવણીની મેકૉલેએ કરેલી મજબૂત વકીલાત સફળ થઇ અને સન ૧૮૩૫ ના માર્ચ માસમાં લૉર્ડ બેન્ટિંક જે ઠરાવ રજુ કર્યો ત્હેમાં ત્હેમણે જણાવ્યું કે, "યૂરોપના સાહિત્ય અને વિજ્ઞાનનો હિન્દુસ્તાનના વતનીઓમાં પ્રસાર કરવો એ બ્રિટિશ રાજ્યનો એક મોટો હેતુ હોવો જોઇએ. અને કેળવણીને માટે જે બધાં ફંડ યોજવામાં આવ્યાં છે ત્હેનો સારામાં સારો ઉપયોગ ઈંગ્રેજી કેળવણીમાંજ થઇ શકે." આ મહત્ત્વનો નિર્ણય ઘણાજ દૂરગામી પરીણામવાળો હતો અને હું એમ કહેવા ની હિમ્મત ધરૂં છું કે હિન્દુસ્થાન તેમજ ઈંગ્લંડનું એ સદ્ભાગ્ય હતું કે તેજ નિર્ણય કરવામાં આવ્યો હતો. સન ૧૮૪૪ માં ઈંગ્રેજીને જાહેર કામકાજની ભાષા તરીકે વાપરવાનું શરૂ થયું અને જેમણે ઈંગ્રેજી કેળવણી મેળવી હોય ત્હેમને સરકારી નોકરીમાં નીમવાની માગણી કરવામાં આવી. સન ૧૮૫૪માં સર ચાર્લ્સ વુડનો નામાંકિત ખરીતો પ્રકટ થયો. હિંદીવાનો ત્હેને ખરી રીતે કેળવણીના વિષયમાં પોતાનું હકપત્ર સમજે છે. આટલી રાજબુદ્ધિ વિશાળ દૃષ્ટિ અને દૂરદર્શિતા સૂચવતા સરકારી ઠરાવો થોડાજ હશે. યુનિવર્સિટિથી માંડીને પ્રાથમિક કેળવણી સુધીની શીક્ષણની બધી ભૂમિકાઓ વિષે ત્હેમાં ચર્ચા કરવામાં આવી છે, ત્હેમાં એવા સિદ્ધાંતો રજુ કરવામાં આવ્યા છે કે જે હજી પણ જીવંત છે; અને એક એવો કાર્યક્રમ સૂચવ્યો છે કે જે હજી સુધી પૂરેપૂરો અમલમાં મૂકાયો નથી. આ ક્રમમાં અંતર્ગત રહેલી રાજ્યપદ્ધતિ આ શબ્દોમાં દર્શાવવામાં આવી હતી:—"ઉપયોગી જ્ઞાનના પ્રસારથી ઉત્પન્ન થતા જે નૈતિક અને ભૌતિક લાભો ઈંગ્લાંડ સાથે સંબંધથી હિન્દને ઈશ્વર કૃપાથી મળી શકે તે હિન્દવાસીઓને આપવામાં બને ત્યાં સુધી સાધનભૂત થવું એ અમારો મ્હોટો ધર્મ છે. અને હિન્દમાં એવી કેળવણીનો પ્રચાર થતો જોવા અમે ઇચ્છીએ છીએ કે

જેનો હેતુ યૂરોપના સાહિત્ય અને તત્વ જ્ઞાન અર્થાત યુરોપીઅ જ્ઞાન પ્રચારવાનો છે."

બ્રિટીશ રાજ્યની કેળવણી સંબંધી રાજનીતિ આવી ચોક્કસ અને સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવેલી હતી. ત્હેને અમલમાં મૂકવામાં આવી અને બધા ઇલાકામાં પ્રાથમિક માધ્યમિક અને ઉંચી કેળવણીની સંસ્થાઓ સ્થાપવામાં આવી. પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ સ્થાપાઇ અને સન ૧૮૫૭ માં હિન્દી ધારાસભાના એક કાયદાથી કલકત્તા, મુંબાઇ અને મદ્રાસની યુનિવર્સિટીઓ ઉત્પન્ન કરવામાં આવી. આથી આ દેશના લોકોમાં ઘણો ઉત્સાહ જાગ્યો અને હિન્દીઓને પાશ્ચાત્ય વિદ્યા અને સંસ્કૃતિનો લાભ આપવાની રાજનીતિની ઘણી કદર થઈ. આ ઇલાકામાં એલ્ફીન્સ્ટન કોલેજ જે એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુશનમાંથી પ્રોફેસરોનો વિભાગ જુદો પાડીને સન ૧૮૫૬ માં જુદી પાડવામાં આવી હતી, તે યુનિવર્સિટી સાથે સન ૧૮૬૦ માં જોડવામાં આવી, સન ૧૮૬૧ માં વીલ્સન કોલેજને યુનિવર્સિટીએ મંજુર કરી અને આઠ વર્ષ પછી જે સંસ્થા સેઈન્ટ મેરીઝ ઈન્સ્ટીટયુશન અને સેઇન્ટ ઝેવીઅર્સ સ્કુલને નામે ઓળખાતી હતી ત્હેને વધારીને સેઇન્ટ ઝેવીયર્સ કોલેજ સ્થાપવામાં આવી. પુનામાં જે સંસ્કૃત કોલેજ સન ૧૮૨૧ માં સ્થપાઇ હતી અને સન ૧૮૫૧ માં જે ઈંગ્લીશ સ્કુલ સાથે જોડવામાં આવી હતી તેમાંથી સન ૧૮૫૭ માં ડેકન કોલેજ ત્હેના હાલના સ્વરૂપમાં સ્થપાઇ. ધંધાની અને ઔદ્યોગિક કાલેજો પૈકી મુંબાઇની સરકારી લૉ સ્કુલ સન ૧૮૬૦ માં મંજુર કરવામાં આવી. ગ્રાન્ટ મેડીકલ કોલેજ જે સન ૧૮૪૫ જેટલી વહેલી સ્થાપવામાં આવી હતી તે યુનિવર્સિટી સાથે સન ૧૮૬૦ માં જોડવામાં આવી અને પૂનામાં સન ૧૮૪૫ માં પબ્લીક વર્કસ ખાતાના નીચલા વર્ગના નોકરોને તાલીમ આપવાને જે સંસ્થા સ્થાપવામાં આવી હતી ત્હેમાંથી ઇજીનેરી કોલેજ સ્થપાઈ અને તે સન ૧૮૬૫ માં યુનિવર્સિટી સાથે જોડવામાં આવી. ગુજરાતમાં સન ૧૮૨૭ માં ૧૦ પ્રાથમિક શાળાઓ સ્થપાઈ હતી અને લોકોના ઉત્સાહથી કેળવણીના કાર્યને ઘણું ઉત્તેજન મળ્યું. દલપતરામ તથા નર્મદાશંકર, ટી. સી. હોપ, (પછી સર થીઓડોર હોપ) જેઓ પોતાની સરસ ગુજરાતી વાંચન માળા માટે ઘણા પંકાયેલા છે, મોહનલાલ રણછોડદાસ, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, પ્રાણલાલ મથુરાદાસ, મહિપતરામ રૂપરામ અને અંબાલાલ સાકરલાલ—એ સર્વે ગૃહસ્થોની કેળવણી સંબંધી પ્રવૃત્તિઓ, ગુજરાત અને ગુજરાતી પ્રજામાં રસ લેતા સઉ કોઇને જાણીતી છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સન ૧૮૪૮ માં સ્થપાઇ અને હજી પણ એક જીવન્ત સંસ્થા તરીકે તે હયાતીમાં છે. સન ૧૮૫૬ માં મુખ્યત્વે કરીને મિ. હોપના પ્રયત્નોથી ગુજરાતમાં ઉંચી કેળવણીને ઉત્તેજન આપવાના હેતુથી એક ફંડની શરૂઆત થઇ હતી. સન ૧૮૬૧ માં કાયદો, સાહિત્ય, ન્યાય અને ગણીતના વિષયોના વર્ગો ઉઘાડવામાં આવ્યા અને તે સંસ્થાને ગુજરાત પ્રાંતિક કોલેજનું નામ આપવામાં આવ્યું. પરંતુ તે યુનિવર્સિટી સાથે જોડવામાં આવી ન હતી અને છેવટે સન ૧૮૭૨ માં તે બંધ કરવામાં આવી હતી. ફરીથી ઉઘરાણું કરવામાં આવ્યું. યુનિવર્સિટીએ મંજુર કરેલી એક કોલેજ તરીકે ગુજરાત કોલેજ સન ૧૮૭૯ માં ઉઘાડવામાં આવી. તે વખતે હું અમદાવાદ હાઇસ્કુલમાં ભણતો હતો અને હાઇસ્કુલના મકાનની એક ન્હાની ઓરડીમાં કરેલી ત્હેની ન્હાની શરૂઆત મ્હને બરાબર યાદ છે. સન ૧૮૮૫ માં કોલેજ હાઇસ્કુલથી જુદી પાડવામાં આવી અને પૂરા બી. એ. ના ક્રમ માટે યુનિવર્સિટી તરફથી મંજુર થઇ. જરા આગળ જતાં, બીજા વિષયપરત્વે મ્હારે આ કોલેજના પછીના બનાવો વિષે કહેવું પડશે.

સન ૧૮૮૨ માં સર વિલિયમ હંટરના પ્રમુખપણા નિચે કેળવણીનું કમિશન લોર્ડ રિપનની સરકારે નિમ્યું. આ કમીશનની એ સૂચનાઓ ઘણી દુરગામી અસરો નિપજાવનારી હતી. ઉંચી અને માધ્યમિક કેળવણીની અંગત વ્યવસ્થા અને દેખરેખમાંથી સરકારે મુક્ત થવું જોઇએ, અને કેળવણીનો તે વિભાગ બને ત્યાં સુધી ખાનગી વ્યવસ્થાપકોને સોંપવો જોઇએ એવો પહેલી ભલામણનો મુદ્દો હતો. આથી જ્યારે એક પાસ કેળવણીના પ્રદેશમાં ખાનગી પ્રયત્નોને ઘણું ઉત્તેજન મળ્યું ત્યારે બીજી પાસ, આ ઇલાકામાં જે રીતે આ ભલામણને એક વખતે અમલમાં મૂકવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો તેથી વિચારવંત પુરૂષોને ઘણી ધાસ્તી લાગી હતી. નિશાળો અને કોલેજોની વ્યવસ્થા ખાનગી મંડળોને સોંપવામાં મુંબાઇની સરકારે ઘણીજ ઉતાવળ કરવા માંડી અને આવા પ્રકારનાં કંઇ સાહસિક પગલાંથી શિક્ષણ અને વ્યવસ્થાનું ધોરણ અવશ્ય હલકું બને એ વાત વિસરી જઇને ડેકન કોલેજ જેવી કોલેજો પણ આવી રીતે સોંપવાની યોજના રચવામાં આવતી હતી. મુંબાઇની યુનિવર્સિટીને મળતી સરકારી વાર્ષિક ગ્રાંટ છેવટે બંધ કરવામાં પણ આ ભલામણનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. તે વખતે જાહેર હીલચાલ થઇ હતી અને એમ આગ્રહપૂર્વક જણાવવામાં આવ્યું હતું કે જો કે કેળવણીના ક્ષેત્રમાં ખાનગી પ્રયત્નોને ઉત્તેજન આપવાની જરૂર છે તો પણ સરકારને હાથે ચલાવવામાં આવતી કોલેજ અને નિશાળોની વ્યવસ્થામાંથી સરકારે મુક્ત થવું ન જોઇએ. વધારામાં જણાવવામાં આવ્યું હતું કે ઇલાકાના દરેક વિભાગમાં તો એક આદર્શરૂપ કોલેજ અને બધાં મ્હોટાં શહેરોમાં એક આદર્શરૂપ હાઇસ્કુલ સરકાર ચલાવે એ ઘણું ઇચ્છવા યોગ્ય છે. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, ઉંચી કેળવણીમાં ખાનગી વ્યવસ્થાને ઉત્તેજન આપવાના આ ધતીંગથી ગુજરાતને વધારેમાં વધારે નુકશાન થયું. સન ૧૮૯૭ સુધી ગુજરાત કોલેજ સરકારને હસ્તક હતી. તે વર્ષમાં સરકારે કોલેજમાંથી પોતાનો હાથ ખેંચો લીધો અને કોલેજની વ્યવસ્થા અને દેખરેખ રાખવાનું કામ, ગુજરાતમાં ઉંચી કેળવણીને ઉત્તેજન માટે સ્થપાએલા એક મંડલને સોંપી દીધું. જે દિવસે આમ કરવામાં આવ્યું તે ખરેખર દુર્ભાગ્યનો દિવસ હતો અને આ વ્યવસ્થા નીચે કોલેજ હતી ત્યારની ત્હેની સ્થિતિ ત્હમને સારી રીતે જાણીતી છે. પૂરતાં ફંડ ન હોવાથી અને તેને અભાવે પ્રોફેસરો અને સાધનોની સામગ્રીની અછતથી કોલેજનું સ્થાન અને પ્રતિષ્ઠા સત્વર ઉતરી ગયાં. ધારાસભામાં વર્ષોવર્ષ સ્વર્ગસ્થ સર ફિરોજશાહ મ્હેતા અને મ્હેં આ બાબત તરફ સરકારનું લક્ષ દોર્યું હતું. પરંતુ સઘળું પત્થર ઉપર પાણી નીવડયું હતું. અમને લજવાવે એવો આક્ષેપ અમારા ઉપર કરવામાં આવતો હતો કે જ્યારે કોલેજ ચલાવવા પ્રજાનીજ બુદ્ધિને અવકાશ આપી સરકાર ઉદાર અને પ્રગતિશાળી રાજનીતિ અમલમાં મૂકતી હતી, ત્યારે અમારા જેવા લોકોના પ્રતિનિધિ લોકસત્તાને બદલે રાજસત્તાથી કોલેજ ચલાવવાની માગણી કરતા હતા એટલા અમે લોકપ્રેમથી વિહીન હતા. આવા આવકારથી જરા પણ ડગ્યા વિના અમે અમારી લડત ચલાવી, અને માત્ર એકલા ગુજરાતમાંજ નહીં, પરન્તુ સિંધમાં તેમજ કર્ણાટકમાં સરકારે સર્વ સાધન સામગ્રીવાળી કોલેજો ચલાવવી જોઇએ એવી માગણી કર્યા કરી. આખરે ઇ. સ. ૧૯૧૨ માં જ્યારે સ્વ. સર ચીનુભાઇએ રૂપીઆ બે લાખની મ્હોટી રકમ આપી ત્યારેજ સરકારે કોલેજ પોતાને હસ્તક લીધી, અને એજ દાનવીરના વિશેષ દાનથી સાયન્સ ઇન્સ્ટિટ્યુટની સ્થા-

પના થઇ. ઉચ્ચ શિક્ષણ ખાનગી સાહસથી થવું જોઇએ, એ વાદના વિચાર વગરના અને ઉતાવળીઆ અભ્યાસથી આ આખા ઇલાકાને મેં દર્શાવ્યું તે રીતે નુકશાન થયું. છતાં આપણા ઇલાકામાં નવી કાલેજો સ્થાપવાનું ઉત્તેજન નિઃસંશય મળ્યું. ૧૮૮૦ કોલ્હાપુરની રાજારામ કાલેજ અને ૧૮૮૧ માં વડોદરાની કાલેજ સ્થપાઇ પરંતુ શિક્ષણના પ્રદેશમાં ખાનગી સાહસનું સર્વથી સફલ અને એકલું ઉદાહરણ ફર્ગ્યુસન કાલેજ છે.

કેળવણી સસ્તી કરવા અને સર્વગમ્યં કરવા સ્વ. વિષ્ણુશાસ્ત્રી ચીપલુણકર, સ્વ. નામજોશી અને રા. બાલગંગાધર ટીલક—જેવા દેશવત્સલ હિંદીઓએ એકઠા થઇ ૧૮૮૦ ની સાલમાં પુણામાં ન્યુ ઇંગ્લીશ સ્કુલ સ્થાપી. પછી બીજાઓ તેમને આવી મળ્યા અને જીંદગીના અમુક વર્ષો શિક્ષણના કાર્યમાં ગાળવા સર્વેએ પ્રતિજ્ઞા લીધી. ૧૮૮૪ માં તેમણે ડેક્કન એજ્યુકેશન સોસાયટિ સ્થાપી અને પછીથી તરતજ ફરગ્યુસન કાલેજ શરૂ કરી. એમાં પરલોકવાસી ગોખલેએ પોતાની જીંદગીનાં કેટલાંક સારામાં સારાં વર્ષો ગાળ્યાં હતાં અને મારા પ્રતિષ્ઠિત મિત્ર મિ. પરાંજપે તેના પ્રિન્સિપાલ છે. ૧૮૮૫ માં ભાવનગરમાં સામલદાસ કાલેજ, ૧૮૮૭ માં કરાંચીમાં દયારામ જેઠમલ કાલેજ અને જૂનાગઢમાં બહાઉદ્દીન કાલેજ ૧૯૦૧ માં થઈ.

ઇ. સ. ૧૮૮૨ ના કેળવણી કમીશને સૌથી અગત્યનો જે મત પ્રકટ કર્યો હતો તે પ્રાથમિક શિક્ષણને લગતો હતો. "કેળવણીની પ્રત્યેક શાખા રાજ્ય તરફથી ઉછેરાવાને વાજબી રીતે હક ધરાવે છે તો પણ દેશના હાલના સંયોગોમાં જનસમાજની પ્રાથમિક કેલવણી, તેની વ્યવસ્થા, તેનો વિકાસ અને સુધારો—એતો કેલવણીના સમગ્ર તંત્રનુ એક એવું અંગ છે કે જેના સંબધમાં પહેલાના કરતાં પણ વધારે અંશે રાજ્યે ખંતીલા પ્રયત્નો કરવા જોઇએ એવું જાહેર કરવું જરૂરનુ છે." આમ જનસમાજની પ્રાથમિક કેળવણીને માટે જે ભલામણ કરવામાં આવી હતી તે કેટલે અંશે અનુસરવામાં આવી છે તે હું આગળ ઉપર તપાસીશ.

ઉંચી કેળવણીને માટે અધુરી અને હલકી વ્યવસ્થા થવાના ભયથી માધ્યમિક શાળાઓ અને કાલેજોને અંગત વ્યવસ્થામાંથી ધીમે ધીમે મુક્ત થવાની જે સરકારી રાજનીતી સામે મુંબઈના હિંદી આગેવાનોએ વિરોધ દર્શાવ્યો હતો તે બીજા એવા બનાવોથી અટકવાને સર્જાએલી હતી કે જેના ખરા મહત્વ અને કારણો વિષે ઘણીજ ગેરસમજ થઇ હતી. રાજકીય આત્મભાન અને જાગૃતિનો નવો યુગ ઉદય પામતો હતો અને આખા દેશમાં નવજીવનના ધબકારા સંભળાતા હતા. સન ૧૮૮૫ માં ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસ સ્થપાઇ અને તેની પહેલી બેઠક મુંબઇમાં મળી. પોતાના કાર્યવ્યવસાયમાં સંપૂર્ણ રીતે ગુંથાએલા અને દેશના પોતાના રાજકારભારની સંપૂર્ણતા વિષે શ્રદ્ધા રાખતા અમલદારો નવી હીલચાલનું ખરૂં રહસ્ય અને હેતુ બરાબર સમજી શકયા નહિ. તે હીલચાલ વર્ષે વર્ષે જામતી ગઈ અને આખા દેશમાં પ્રસરતી ગઇ, અને ત્હેમાં રાજદ્રોહની સુગંધ અમલદારોને લાગી. રાજકીય અસંતોષનો આક્ષેપ કેળવણી ઉપર મૂકાયો. એ ભ્રમે તેટલું ભૂલભરેલું હોવા છતાં ઘણું સહેલું સમજાય તેવું છે, અને કેળવણીની ખાનગી વ્યવસ્થા વિષે કેમ અવિશ્વાસ દર્શાવવામાં આવ્યો તે સહેલાઇથી સમજી શકાય તેવું છે. હું તેનો

એક નમૂનો તમને આપીશ. સરકારી લૉ સ્કુલના સબંધમાં યુનિવર્સિટીમાં તેમજ બ્હાર મુંબાઈમાં ઘણોજ અસંતોષ ઉત્પન્ન થયો હતો. ત્યાંનું શિક્ષણ લાંબા વખત સુધી ઘણું અસંતોષકારક હતું, ત્યાંના પ્રોફેસરો કેવળ તેમની લાયકાતના ધોરણ ઉપર નીમવામાં આવતા નહતા અને ભાષણોના આખા ક્રમથી વિદ્યાર્થીઓને નહિ જેવોજ લાભ મળતો હતો. કાયદાની એક કોલેજ મુંબાઇમાં સ્થાપવાને એક કમિટી નીમવામાં આવી જેના પ્રમુખ ઓ. જસ્ટીસ તૈયબજી હતા અને જેના એક સભાસદ સર નારાયણ ચંદાવરકર હતા. યુનિવર્સિટી તરફથી (આ સંસ્થા માટે) મંજુરીની અરજી કરવામાં આવી. વાઇસ ચાન્સેલર કે જેઓ એક સીવીલીયન હતા તેઓ આ મંજુરીની વિરૂદ્ધ હતા; કારણ કે નવી કોલેજના વિદ્યાર્થીઓમાં રાજ્યદ્વારી અસંતોષ પેદા થાય તેવું શિક્ષણ આપવામાં આવશે નહિ તેની ખાત્રી ત્હેમને ન્હોતી. પરંતુ સીન્ડીકેટે આ કોલેજ મંજુર કરવાની ભલામણ સેનેટને કરી અને સેનેટે તે સ્વીકારી. પણ જ્યારે સરકારની સંમતિ માટે તે બાબત મોકલવામાં આવી ત્યારે મંજુરીને કાયમ રાખવાની તેમણે ના પાડી, અને સરકાર હજી પણ મુંબાઇમાં કાયદાનું શિક્ષણ પોતાનાજ હાથમાં રાખે છે. આનું એક સારૂં પરિણામ એ આવ્યું કે પોતાની કોલેજમાં સત્વર સુધારો કરવાની જરૂરીઆત સરકારને સમજાઇ અને અનેક સુધારા અમલમાં મૂકવામાં આવ્યા. પાછળથી યુનિવર્સિટીને સરકારી અંકુશ નીચે આણવાનો જે પ્રયત્ન કરવામાં આવ્યો તે પણ અમલદારોમાં ગભરાટની આવીજ લાગણીનું પરિણામ હતું.

૧૯૦૧ માં લોર્ડ કર્ઝને કેળવણી કમિશન નીમ્યું. યુનિવર્સિટીઓના ગત કાર્યને ઘણુંજ નિષ્ફળ ગણવાની અને તે સંસ્થાએ બધું ભૂલભરેલી રીતેજ કર્યું હતું તથા ઠેઠ મૂલથી તે ટોચ સુધી ત્હેમાં સુધારો કરવાની જરૂર છે એમ કહેવાની રીત તે દિવસોમાં પડી હતી; જો કે પછી તે સંબંધમાં વધારે ખરા અને ઉંડા વિચાર પ્રવર્તવા માંડયા. એમ સૂચવવામાં આવ્યું હતું કે યુનિવર્સિટીનુ સુકાન રાજદ્વારી પુરૂષોના હાથમાં ગયું હતું અને કેળવણીના વિકાસ માટે જરૂરનું છે કે શિક્ષણશાસ્ત્રીઓના હાથમાંજ તે સત્તા રહેવી જોઇએ. જુની સેનેટો રદ્દ કરવામાં આવી અને ૧૯૦૪ ના કાયદાથી ૧૦૦ સભાસદોની નવી સેનેટ સ્થાપવામાં આવી કે જેમાંના ૮૦ સરકાર તરફથી નીમવામાં આવે સને ૧૦ રજીસ્ટર થએલા ગ્રેજ્યુએટો તરફથી અને ૧૦ ફેકલ્ટી તરફથી પસંદ થાય. પરંતુ આવું વિદ્વાન મંડલ રચ્યા પછી પોતાની કેળવણીની જરૂરીઆતો વિષે આમ રચાયેલી સેનેટને પણ સ્વતંત્ર રીતે નિર્ણય કરતાં કેમ અટકાવવામાં આવી અને સરકારની ઇચ્છાનું ત્હેની ઉપર કેવી રીતે દબાણ કરવામાં આવ્યું તે હું યોગ્ય સ્થળે જણાવીશ.

સન ૧૯૦૪ ના યુનિવર્સિટીના કાયદા પછી ઉચ્ચી, માધ્યમિક, પ્રાથમિક અને ઔદ્યોગિક કેળવણી માટે હિન્દી સરકારે મ્હોટી અને વધતી જતી રકમો આપવાની ગોઠવણ કરી છે એ આપણે આભાર સાથે કબુલ કરવું જોઇએ.

કેળવણી સંબંધમાં જુદે જુદે વખતે સરકારે જે પદ્ધતિ યોજી છે ત્હેની સંક્ષિપ્ત નોંધ મ્હેં લીધી છે અને એમ કહેવું જોઇએ કે જો ક્વચિત્ આચકા અને શંકાની કોઈ ક્ષણો આવતી હતી અને અજ્ઞાન અને વહેમથી કેટલીક ભૂલો થઇ હતી તો પણ હિન્દની

પ્રજાને કેળવણી આપવાની ફરજ કબુલ કરીને સરકારે જે રાજનીતિ શરૂઆતથી નિર્ણિત કરી હતી, તે કદી પણ ત્યજવામાં આવી નથી. પરંતુ જો કે કેળવણીમાં પ્રગતિ થઇ છે તો પણ તે પ્રગતિ પુરતી છે કે નહિ તે હું હવે તપાસીશ, અને થોડા આંકડાનું નિરીક્ષણથી તે સ્પષ્ટ કરવાને બસ થશે. આખા દેશમાં હજારમાં લખી વાંચી શકે એવા ૫૯ માણસ છે, અર્થાત્ સેંકડે ૬ ટકાથી જરા ઓછા છે. જાતિપરત્વે જોઇએ:તો, ૧૦૦૦ પુરૂષમાં ૧૦૮ અને ૧૦૦૦ સ્ત્રીઓમાં ૧૦ લખી વાંચી શકે છે. મુંબાઇ ઇલાકામાં ૧૦૦૦ માણસમાં ૬૯ લખી વાંચી શકે છે, અર્થાત્ આશરે ૨ કરોડ ૭૦ લાખની કુલ વસ્તીમાંથી આશરે ૨ કરોડ ૫૨ લાખ લખી વાંચી શકતા નથી. ઇલાકાના જુદા જુદા ભાગના આંકડા નીચે પ્રમાણે છે:—

| | હજારમાં લખી વાંચી શકે એવા માણસોની સંખ્યા. |
|---|---|
| મુંબાઇ શહેર | ૨૨૭ |
| ગુજરાત | ૧૧૭ |
| કોંકણ | ૫૫ |
| દક્ષિણ | ૪૯ |
| કર્ણાટક | ૫૮ |
| સિંધ | ૪૭ |

ઇલાકામાં હજાર પુરૂષોમાં ૧૪ અને હજાર સ્ત્રીઓમાં ૨.૧ સ્ત્રીઓ ઇંગ્રેજી લખી વાંચી શકે છે, જે પ્રમાણ ગુજરાતમાં તો ૦.૯ ટકા જેટલું છે.

આખા દેશમાં કુલ ૧૫૯૪ શહેરો અને ૫૮૨,૭૨૮ ગામડાંઓ છે અને પ્રાથમિક શાળાઓની કુલ સંખ્યા ૧૨૩,૫૭૮ છે. આ ઉપરથી જણાય છે સરેરાશ માત્ર ૫ ગામડામાં એકજ નિશાળ છે. ખરૂં પ્રમાણ તો આથી પણ ઓછું છે કારણકે શહેરોમાં નિશાળોની સંખ્યા મ્હોટી છે. આમાંથી કન્યાશાળાઓ ૧૨,૮૮૬ છે એટલે સરેરાશ ૪૫ ગામડામાં એક કન્યાશાળા જણાય છે. આખા દેશમાં ૬૩,૪૪૧ કન્યાઓ ઇંગ્રેજી કેળવણી લે છે અને ૨૭૯ સ્ત્રીઓ યુનિવર્સિટીનું શિક્ષણ લે છે—જેમાંની આપણા ઇલાકામાં તો ૭૬ છે. ગુજરાતમાં સ્ત્રી ગ્રેજયુએટ ફક્ત ૪ છે. આખા ઇલાકામાં ૬૭,૫૭૪ વિદ્યાર્થીઓ માધ્યમિક કેળવણી મેળવે છે. ઉંચી કેળવણી માટે આખા દેશમાં ૧૭૯ કાલેજો છે, જેમાંની ૧૫ આપણા ઇલાકામાં છે. ત્હેમાં ભણતા વિદ્યાર્થીઓ ૫,૩૩૦ છે. ઉપરના આંકડા સર્વેને સ્પષ્ટ રીતે જણાવશે કે કેળવણીમાં પ્રગતિ કરવા માટે આપણે ગમે તેટલી મગરૂબી ધરાવીએ તોપણ આપણે ઘણા પછાત છીયે. બ્રીટીશ રાજ્યની ઉન્નતિકારક દેખરેખ નીચે એક સૈકાથી પણ વધારે વખત થયા છતાં અને જનસમાજને કેળવણી આપવાની રાજનીતિ સ્પષ્ટ રીતે કરાવવામાં આવેલી હોવા છતાં દેશની વસ્તીના સેંકડે ૯૫ ટકા લખી વાંચી શકતા નથી એ બીના શું ભયાનક નથી ? કોઇ પણ સુધરેલા દેશ સાથે આપણી સ્થિતિ સરખાવો. જાપાનનો દાખલો લ્યો—જ્યાં સન ૧૮૬૯ સુધી પ્રજાની કેળવણીનો વિચાર કરવામાં આવ્યો ન હતો અને મુંબઇની યુનિવર્સિટીને સ્થપાયે ૨૦ વર્ષ થયાં ત્યાં સુધી બલ્કે

સન ૧૮૭૭ સુધી જ્યાં પહેલી યુનિવર્સિટી સ્થપાઇ ન હતી. સન ૧૮૭૨ ના જાપાનના એજ્યુકેશન કોડના પ્રસ્તાવરૂપે જણાવવામાં આવ્યું છે કે:—"હવે પછી સર્વત્ર વર્ગ કે જાતિના કાંઇપણ ભેદ વગર કોઇ પણ ગામમાં વિદ્યા વગરનું એકે ઘર નહિં રહે અને કોઇ પણ ઘરમાં એકેકે અભણ જણ નહિં રહે." અને આજે ઘણા વર્ષોથી દરેક જાપાનીસ છોકરો અને છોકરી પોતાની ઉમ્મરનું છઠું વર્ષ પૂરૂં કરતાં છ વરસના ફરજીઆત કેલવણીના ક્રમમાંથી પસાર થાય છે. ઘણા દેશોમાં છે તે પ્રમાણે આ દેશમાં પણ પ્રાથમિક કેલવણી મફત અને ફરજીઆત કરવાનો વખત હજી શું નથી આવ્યો? મને તો લાગે છે કે આપણે ઘણો કીમતી વખત નકામો ગુમાવ્યો છે અને હવે આ જેમ બને તેમ જલ્દી હાથ ધરીએ તેમ સારૂં. આ પ્રસંગે તે મહાન સ્વર્ગસ્થ દેશભક્ત અને રાજ્યનીતિનિપૂણુ મર્હુમ ગોપાળ કૃષ્ણ ગોખલેએ મફત અને ફરજીઆત પ્રાથમિક કેલવણી દાખલ કરવાને માટે જે મહાન લડત ચલાવી હતી તે આપણને યાદ આવે છે. અમારામાંના કેટલાએક મી૦ ગોખલેના જેટલાજ મફત અને ફરજીઆત પ્રાથમિક કેલવણીના હિમાયતી હોવા છતાં એવો મત ધરાવતા હતા કે એમણે રજુ કરેલા બીલની અંદર એવી કેટલીક ગંભીર ખામીઓ હતી કે જેથી તે બીલને પૂરેપૂરો ટેકો આપવો એ શકય ન્હોતું. એવો ભય હતો કે એ બીલને પરિણામે પ્રાથમિક કેલવણીનો તુરત અને મોટો વિસ્તાર કે જે બધાનું અંતિમ લક્ષ્ય હતું તે થઇ નહિં શકે. આ વ્યાખ્યાનની અંદર મી૦ ગોખલેના બીલના ગુણનું વિવેચન કરવું એ શકય નથી. હું આશા રાખું છું કે જ્યારે વિગ્રહને અંતે સામાન્ય સ્થિતિ પાછી આવે ત્યારે વડી સરકારની ધારા સભાની અંદર કોઇ સભાસદ આ વિષયનું નવું બીલ સંપૂર્ણ વિચાર કરીને દાખલ કરશે.

મફત અને ફરજીઆત કેળવણી વિષે વાત કરતાં એ કાર્યની વિશાળતા અને તેની મુસ્કેલીઓ આપણે સમજવી જોઇએ. તેને માટે જોઇતા પૂરતા શિક્ષકો, લાયક મકાનો, અને સર્વથી વધારે મહત્વનું, પૂરતાં નાણાંની સગવડ કરવાની ઘણી મુસ્કેલી છે. પરંતુ આ કામ પાર ઉતારવાનો નિશ્ચય કરી સરકાર અને પ્રજા બન્નેએ એકબીજાની મદદે ઉભા રહેવું જોઇએ તેને માટે જરૂરના ભોગ આપવા પડશે. અને જો તે ભોગ અપાશે તો તમે એકદમ તો નહિ પરંતુ યોગ્ય સમયની અંદર તે દિવસ જોશો કે જ્યારે આપણા દેશમાં વિદ્યા વગરનું એક પણ ઘર નહિ રહે," અને કોઇ પણ ઘરની અંદર એકપણ અભણ માણસ નહિં રહે. સર્વત્ર પ્રાથમિક કેળવણીના ફેલાવા સંબંધી કેટલાએક પ્રસિદ્ધ અંગ્રેજ કવિનું વાક્ય ટાંકે છે કે "થોડું જ્ઞાન એક ભયંકર ચીજ છે." તેઓ ભૂલી જાય છે કે બીલકુલ અજ્ઞાન એ એથી પણ વધારે ભયંકર ચીજ છે, અને થોડું જ્ઞાન એ બીલકુલ અજ્ઞાન કરતાં સારૂં છે.

આ પ્રમાણે પ્રાથમિક કેળવણીમાં તુરતના મોટા વધારાની જરૂર છે ત્યારે આપણા માધ્યમિક શિક્ષણની પદ્ધતિમાં ઘણો સુધારો આવશ્યક છે. ગૃહસ્થો, આપણે ઘણીવાર સાંભળ્યુ છે કે આપણી યુનિવર્સિટીનાં ફરજંદો સંતોષકારક નથી. આનું ખરૂં કારણ આપણી હાઇસ્કુલોની સ્થિતિ અને આપણી માધ્યમિક કેળવણીની પદ્ધતિ છે. હાઇસ્કુલોમાંથી ઘણીમાં પૂરતો ઉપસ્કર હોતો નથી, તેમ પૂરતા શિક્ષકો હોતા નથી. ડીરેક્ટર જનરલ

ઑફ્ એજ્યુકેશન મી. ઑરેંજ આશરે ૮ વર્ષ ઉપર બોલ્યા હતા કે " સામાન્ય રીતે એમ કહી શકાય કે માધ્યમિક શાળાઓના શિક્ષકોના પગાર અને લાયકાત કોઇપણ યોગ્ય ધોરણના કરતાં નીચા છે " અને ત્યાર પછી તેમાં કાંઇ સુધારો થયો નથી. અહીંઆ પણ પૂરતા પગારનો સવાલ આગળ આવે છે. અત્યારના પગાર માત્ર એવાજ ગ્રેજ્યુએટોને લલચાવે છે કે જેઓ બીજી કોઇ રીતે પોતાની સ્થિતિ સુધારવાને અશક્ત હોય છે. જો તમારે તમારા હાઇસ્કુલના શિક્ષક તરીકે એવા માણસો જોઇતા હોય કે જેઓ પોતાની જવાબદારી સમજે અને તે જવાબદારી સંતોષકારક રીતે અદા કરે તો તમારે હાલના પગારમાં ઘણો વધારો કરવો પડશે. આપણી હાઇસ્કુલોમાંથી થોડીક પણ યુરોપમાંની અને ઇંગ્લાંડની પ્રખ્યાત જાહેર શાળાઓના જેવી ખ્યાતિ અને ઉન્નતિ શા માટે મેળવી ન શકે?

પણ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આપણી શાળાઓ જેવી હોવી જોઇએ તેવી કરવી હોય તો હાલની પદ્ધતિને તદ્દન ફેરવી નાંખવી જોઇએ. આપણી શાળાઓમાં એવી જાતની સંપૂર્ણ કેળવણી અપાવી જોઇએ કે તેનો બધો ક્રમ પૂરો કરી વિદ્યાર્થી બહાર નીકળે ત્યારે તેને જીંદગીમાં જઇને કોઇ પણ પ્રવૃત્તિમાં જોડાવા માટેની લાયકાત મળી ગણાય. કમભાગ્યે અત્યારે એવું બને છે કે દરેક જણ—પછી તે યુનિવર્સિટીના અભ્યાસક્રમનો લાભ લેવા માગતો હોય કે નહિ—ઉંચી કેળવણીને માટે તે લાયક હોય કે ન હોય પણ તે એકજ જાતનું શિક્ષણ મેળવે છે. અને તેનું લક્ષ મેટ્રીક્યુલેશન પરીક્ષા હોય છે. જેઓ મેટ્રીક્યુલેશન પસાર કરે છે તેઓ વળી, પછી તેઓ યુનિવર્સિટીના અભ્યાસક્રમને માટે લાયક હોય કે ન હોય અને ઘણી વખત તો કોઇ પણ નિશ્ચિત હેતુ શિવાય કૉલેજના કલાસો ભરે છે. અને તેઓમાંની મોટી સંખ્યા પોતાના વખત અને પૈસાનો ખાલી વ્યય કરી એક કે બે વર્ષ અંતે કૉલેજ છોડી દે છે. આ વસ્તુસ્થિતિની અસર હાઇસ્કુલ અને કૉલેજોના શિક્ષણ ઉપર અનિષ્ટ થાય છે. એટલા માટે એ જરૂરનું છે કે જેઓ પોતાથી શકિત અને બુદ્ધિના યોગે યુનિવર્સિટીના અભ્યાસમાં દાખલ થવાને યોગ્ય હોય અને જેઓ એવી લાયકી ન ધરાવવાને લીધે શાળાનો અભ્યાસક્રમ પૂરો થયા પછી જીંદગીના કામમાં જોડાવાના હોય તે બેના અભ્યાસક્રમને અમૂક યોગ્ય સ્થાનેથી જૂદા પાડવા જોઇએ. મને લાગે છે કે આપણે હાઇ-સ્કુલના શિક્ષણનું ધોરણ ઉંચું કરવું જોઇશે અને કેટલાક તરફથી સુચના કરવામાં આવે છે તે પ્રમાણે કૉલેજના પહેલા વર્ષમાં અત્યારે ચલાવાતો અભ્યાસ હાઇસ્કુલોને સોંપવો પડશે. સન્નારી અને સદ્‌ગૃહસ્થો, હાઇસ્કુલના અભ્યાસક્રમમાં ઉપર જણાવેલા હેતુસર કરવાના કાંઇપણ ફેરફાર સુચવતાં શિક્ષણ કઇ ભાષાદ્વારા આપવું એ સવાલ હાથ ધરવોજ પડશે. અત્યારે એમ બને છે કે વિદ્યાર્થીઓ ગૂજરાતી શાળાઓમાં ગણિત, ઇતિહાસ, ભૂગોળ, વગેરે વિષયો ગૂજરાતી ભાષાદ્વારા શીખે છે. અને પછી જ્યારે તે હાઇસ્કુલમાં ચડે છે ત્યારે તેનું તેજ અંગ્રેજી ભાષાદ્વારા ફરી શીખે છે. જો આને બદલે જૂદા જૂદા વિષયો માતૃભાષાદ્વારાજ શીખવવામાં આવે અને અંગ્રેજી બીજી ભાષા તરીકેજ શીખવાય તો મને લાગે છે કે ઘણું વધારે સંગીન જ્ઞાન આપી શકાય. આ ક્રમ પાંચમા ધોરણ સુધી રાખી શકાય અને શાળાના અભ્યાસનાં છેલ્લાં બે વર્ષો એટલે કે છઠ્ઠું અને સાતમું ધોરણ અંગ્રેજી ભાષાદ્વારા શીખવાય. જો આમ કરવામાં આવે તો હું ધારવાની હિમ્મત કરૂં છું કે અત્યા-

રના કરતાં વધારે પૂર્ણ અને વધારે ઉપયોગી ક્રમ અત્યારનાજ સમયમાં એટલે કે સાત વર્ષમાં પૂરો કરી શકાય.

ઉચી કેળવણીના વિષયમાં અત્યારે હસ્તી ધરાવતી કૉલેજોની સંખ્યામાં, અને તેના સાધનોમાં ઘણો વધારો અને સુધારો કરવાની જરૂર છે, અને મને લાગે છે કે ઘણાજ નજદીકના ભવિષ્યમાં ઇલાકામાં એક કરતાં વધારે યુનિવર્સિટીની જરૂરનો સવાલ હાથ ધરવો પડશે. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આ સ્થળે સુરતમાં એક આર્ટસ કોલેજ સ્થાપવાને માટે થતી હીલચાલની ઘણા સંતોષ સાથે આપણે નોંધ લઇએ છીએ.

પણ સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આપણી પ્રજાની ઉન્નતિમાં કેળવણી એક જીવન બળ તરીકે સ્થાન લે તેને માટે અને રાજ્ય તથા સમાજની વસ્તુસ્થિતિમાં સુધારો કરવા માટે પ્રાથમિક, માધ્યમિક, અને ઉંચી કેળવણીની પદ્ધતિઓમાં એકદમ સુધારા અને વધારાની જરૂર છે છતાં કેટલાએક મહત્વના મુદ્દા ભૂલી જવા ન જોઇએ.

કેળવણીનો હેતુ ઉપયોગી જ્ઞાન આપવાનો અને વિદ્યાર્થીઓની બુદ્ધિ વિકસાવવાનો ગણાય છે, તે ઉપરાંત ચારિત્ર્યનું બંધારણ પણ ગણવો જોઇએ. જગતની અંદર કોઇપણ પ્રજા કે રાજ્યનું સ્થાન તે પ્રજાના પુરૂષ અને સ્ત્રીઓના ચારિત્ર્ય ઉપર અવલંબે છે. ૧૮૫૪ નો ખરીતો કહે છે "કેળવણીનું પરિણામ ઉંચા પ્રકારની માનસિક યોગ્યતા ઉત્પન્ન કરવાનું માત્ર ન હોવું જોઇએ, પણ જે તેનો લાભ લે તેના નૈતિક વિકાસ ઉપર પણ થવું જોઇએ." અને એટલા માટે આપણી કેળવણીનો ક્રમ એવી રીતે રચાવો જોઇએ કે જેથી યુવાન વિદ્યાર્થીઓના મન ઉપર નીતિ અને નિયમન વિશે વાસ્તવિક ખ્યાલ, યોગ્ય સત્તાધીશ અને પદ્ધતિસર રાજ્યતંત્રને માટે માન, મુરબ્બીઓને માટે પૂજ્યભાવ, અને મનુષ્ય જાતિને માટે સહાનુભૂતિ ઉત્પન્ન થાય. મને લાગે છે કે આ પરિણામ માત્ર નીતિનાં પાઠય પુસ્તકો અને નીતિના શિક્ષણથી સાધી શકાશે નહિં. તે સાધવાનો સૌથી સારો ઉપાય એ છે કે આપણે આપણા શિક્ષકો તરીકે દ્રઢ નિશ્ચયવાળા અને નિષ્કલંક ચારિત્રવાળા માણસોની પસંદગી કરવી. જે ગુરૂઓને માટે વિદ્યાર્થીઓને માન અને પૂજ્યભાવ હોય તેની સાથેના નિરંતરના સહવાસથી વિદ્યાર્થીના ચારિત્ર ઉપર જે આડકતરી અસર થાય છે તે સર્વથી વધારે મહત્વની છે. પરંતુ જ્યાં સુધી શિક્ષકના ધંધાને માટે તમે પૂરતો પગાર અને પૂરતું માન ન આપી શકો ત્યાં સુધી એવા શિક્ષક મેળવવાની આશા કેમ રાખી શકાય? વળી ગૃહસ્થો, શિક્ષણના ક્રમમાં તમે ગમે તેટલા ફેરફાર કરો પણ તેની અંદર ફેરફારનો અવકાશ અને પૂરતી છુટ હોવાં જોઇએ. એ પદ્ધતિમાં જરાપણ ફેરફાર ન થઇ શકે એવું ખાતાનું સજ્જડ બંધન ન જોઇએ. શાળાઓના શિક્ષકો અને કાર્યવાહકોને પાઠય પુસ્તકોની પસંદગીમાં અને પોતાના વિદ્યાર્થીઓની ખાસ જરૂરીઆત પ્રમાણે અભ્યાસક્રમમાં ફેરફાર કરવાની પુરતી સ્વતંત્રતા આપવી જોઇએ. આ સંબંધમાં આપણા માનનીય નાગરિક ૨ૅા૦ મી૦ પરાંજપે એ મુંબઇની ધારાસભાની છેલ્લી બેઠકમાં પાઠય પુસ્તકોનો ઠરાવ રજુ કરતાં હાલની વખોડવા લાયક રૂઢીને સ્પષ્ટ શબ્દોમાં ખુલ્લી કરી પ્રજાની ભારે સેવા બજાવી છે. અત્યારે ખાતાએ મંજુર કરેલાં પુસ્તકો માત્ર ચલાવી શકાય છે. અને આ નિયમ માત્ર સરકારી શાળાઓને

લાગુ પડે છે એટલુંજ નહિં પણ મદદ લેતી અને ન લેતી બધી ખાનગી શાળાઓને પણ લાગુ પડે છે. એમ બને છે કે યુનિવર્સિટીની બોર્ડ ઓફ સ્ટડીઝ મેટ્રીક્યુલેશન પરિક્ષાને માટે અંગ્રેજી પુસ્તકો નિયત કરે છે ત્યારે એમાંના કેટલાંક સરકારની યાદીમાં ન હોવાને લીધે શાળાઓ તે પુસ્તકો વાપરી શકતી નથી.

મેં કહ્યું તે પ્રમાણે આ દેશમાં કેળવણીના સુધારા અને વધારા માટેની બધી હીલચાલની ફતેહને માટે એ ખાસ જરૂરતું છે કે કેળવણીની સંસ્થાઓ એક વખત બરાબર રચાઇને સ્થાપવામાં આવે. ત્યાર પછી તેઓને નવા પ્રયોગો માટે સત્તા અને સ્વતંત્રતા મળવી જોઇએ. કેળવણી ખાતાના સુધારાની ફતેહને માટે બીજી એક જરૂરની બાબત એ છે કે સત્તાધીશોએ પ્રજા અને તેઓના પ્રતિનિધિઓને પોતાની સાથે સુધારાના ક્રમમાં જોડવા જોઇએ. કમભાગ્યે કેટલાએક વખતથી ખાસ કરીને મુંબઇમાં આ મહત્વની બાબતો સરકાર બીલકુલ ભૂલી ગઈ છે. લૉર્ડ સીડનહામના અમલ દરમિયાન મુંબઇ યુનિવર્સિટીની સાથેની તેની વર્તણુંકથી આપ સર્વ સારી રીતે વાકેફગાર છો. ઈ૦ સ૦ ૧૯૧૧ માં પરીક્ષા અને અભ્યાસક્રમના સંબંધમાં સૂચનાઓની એક યાદી સરકારે યુનિવર્સિટીને મોકલી અને તેમાં કેટલાએક ફેરફારોને માટે ભલામણ કરી. આ ફેરફારોમાં બી. એ. ની પરીક્ષા માટેના આવશ્યક અભ્યાસક્રમમાંથી ઇતિહાસના વિષયને રદ કરવાની ભલામણ હતી. જ્યારે આ બાબત સેનેટ આગળ લાવવામાં આવી ત્યારે તેના ઉપર લંબાણથી ચર્ચા થઇ અને સભાનો સામાન્ય મત ઇતિહાસના વિષયને બી. એ. ના અભ્યાસક્રમમાં રહેવા દેવાને મજબુત તરફેણમાં જણાયો. સેનેટે, માત્ર એક વિરૂદ્ધ મતે પણ ડીરેકટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશનની ખાસ મરજી પ્રમાણે ઇંગ્લાંડના ઇતિહાસને બી. એ. ના અભ્યાસક્રમમાં ફરજીઆત વિષય તરીકે સ્થાન આપ્યું. પણ જ્યારે એ નિયમો સરકાર પાસે મંજુર થવાને ગયા ત્યારે સેનેટનો ઠરાવ માન્ય કરવાને સરકારે આનાકાની કરી અને મી. શાર્પને હુકમ કર્યો કે સેનેટનો આગલો ઠરાવ રદ કરી બી. એ. ના અભ્યાસક્રમમાં ઇતિહાસને કમી કરવાને માટે તેણે દરખાસ્ત કરવી. બિચારા ડીરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન જેમણે એક વખત ઇતિહાસને રહેવા દેવા માટે પોતાનો ખૂલ્લો મત આપ્યો હતો તેમને સરકારના હુકમને આધીન થઇ એ વિષયને કમી કરવાની દરખાસ્ત લાવવી પડી. ખૂલ્લી રીતે કહેવામાં આવ્યું હતું અને એ બાબતનો અસ્વીકાર થઇ શકયો ન્હોતો કે આ પ્રસંગે હાજર થવાને માટે અને એ દરખાસ્તની તરફેણમાં મત આપવાને માટે સરકારી અમલદારોમાં ખાસ યાદી ફેરવામાં આવી હતી. અને છતાં પણ ઇતિહાસને રદ કરવાની દરખાસ્ત માટેની બહુમતિ માત્ર ચારની થઇ. કોઇને આશ્ચર્ય લાગે કે સરકારના વડા જુમ્મેદાર અમલદારો પોતે તે શું કરે છે તેનો ખ્યાલ ધરાવે છે કે નહિં ? યુનિવર્સિટીની સેનેટ એક એવું મંડળ છે કે જેના ૧૦૦ સભાસદોમાંથી ૮૦ સભાસદોને મુખ્યત્વે કરીને તેઓની કેળવણી માટેની લાયકાત ઉપરથી સરકાર નીમે છે. અને જ્યારે આવું મંડળ લગભગ સર્વાનુમતે કેળવણીનાજ એક સવાલ ઉપર અમુક ઠરાવ કરે છે ત્યારે સરકારનો એ વિષયમાં જુદો મત હોવાથી પોતાના અમલદારોને હુકમ કરે છે કે આ વિષયમાં તમને જે વાજબી લાગે તે પ્રમાણે નહિ પણ સરકારના હુકમ પ્રમાણે

તમારે તમારો મત આપવો. કોઇ એમ કહેશે કે આ તો જુનો બીના છે તે ખરૂં છે પણ આ બનાવનો અર્થ સર્વએ સમજવાનો છે. સરકારની ક્ષુદ્ર વૃત્તિનો બીજો પણ એક દાખલો હું રજુ કરૂંછું. જ્યારે યુનિવર્સિટીએ મેટ્રીક્યુલેશનની પરીક્ષા રદ કરવાનું સરકારનું સૂચન સ્વીકારવા ના પાડી ત્યારે સરકારે એક ઠરાવ બહાર પાડ્યો કે હવે પછીથી મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરનાર કોઈ વિદ્યાર્થીને સરકારી નોકરી આપવામાં આવશે નહિં. આ ઠરાવ હજી પણ રદ થયા વગરનો કાયમ છે.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, મેં ઉપર જણાવી દીધું છે કે બધા વર્ગોની કેળવણીમાં સુધારા તેમજ ઘણા અને તાકીદના વધારા કરવાની ખાસ જરૂરીઆત છે અને આ સ્થિતિ સુધારવામાં સરકાર અને પ્રજાએ હિમ્મતથી કામ કરવાનું છે. સરકાર અને પ્રજા વચ્ચે સંપૂર્ણ સહકારિતા શિવાય આ કાર્ય બને તેમ નથી. એક બીજાના બીલકુલ અવિશ્વાસ સિવાય આ લક્ષ્ય સુધી પહોંચવાને તેઓએ એક બીજાને મદદ કરવી જોઇએ. સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આપણે ઉપકાર સાથે સ્વીકારીએ છીએ કે હિંદમાં બ્રીટીશ રાજ્યની જાહેર કરેલી રાજનીતિ પ્રજાને કેળવણી આપવાની છે અને આ રાજ્યનીતિ ટુંક મુદતની શંકા અને આનાકાની છતાં સામાન્ય રીતે અમલમાં મુકાય છે. આપણે જે ખાસ માગીએ છીએ તે એ છે કે કેલવણી વધારે ઝપાટાબંધ વધવી જોઇએ. કેટલાક લોકો એવા હોય છે કે જેઓના મત પ્રમાણે કેળવણીનો વધારો હમેશાં ઇષ્ટ ગણાતો નથી કારણ કે તેઓને બીક લાગે છે કે વધારે કેળવણીથી વધારે રાજકીય અસંતોષ ફેલાશે મ્હારા મત પ્રમાણે જેઓ એમ માને છે કે આપણા દેશની અંદર અત્યારે જે રાજકીય અસંતોષ હસ્તી ધરાવે છે તે કેલવણીનું પરિણામ છે તેઓની ચિકિત્સા અતિશય ભૂલભરેલી છે. જો દેશમાં રાજકીય અસંતોષ હોય તો તેનાં રાજકીય કારણો હોવાં જોઇએ. અને તે કારણો દૂર થવાં જોઇએ. રાજકીય અસંતોષનો ઉપાય કેલવણીની સંસ્થાઓ બંધ કરવાથી કદી થઈ શકશે નહિં. માટે સરકારને આપણે હિમ્મતથી અને ખરા દિલથી કેળવણીના વિષયમાં પ્રગતિ કરવાને વિનવીશું કે જેથી તેઓ એક ઉપકારી પ્રજાની રાજ્યભક્તિ અને શ્રદ્ધામાં બ્રીટીશ અમલના ઉંડાં મૂળ નાંખવાને શક્તિવાન થશે.



શ્રી ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું. પાંચકુવા—અમદાવાદ.

પ્રમુખનું ભાષણ પૂરૂં થયા બાદ અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકોની કમિટીનો રિપૉર્ટ રજુ કરતા રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ ( અમદાવાદ ) બોલ્યા કે, જે કાર્ય માટે આપણે અત્રે એકઠા થયા છીયે તે માટે હાલના અભ્યાસક્રમ, અને પાઠ્ય પુસ્તકોની તપાસ કરવા માટે એક કમિટી નિમવામાં આવી હતી, તેનો રિપૉર્ટ હું રજુ કરૂં છું. તેની નકલો સભામાં વ્હેંચવામાં આવેલી હોવાથી હું વિનંતિ કરૂં છું કે તે વાંચેલો ગણી લેવો.

## માતૃભાષા દ્વારા શિક્ષણ.

ત્યારબાદ પ્રમુખની આજ્ઞાથી રા. વીરબળ હ. મહેતા ( વડોદરા )એ ઉપરના વિષય ઉપર નીચેનો લેખ વાંચ્યો હતો.

લગભગ પા સદી સુધી રાજકીય અને સંસાર સુધારાની ચર્ચામાંજ નિમગ્ન થએલો દેશ આજ કેળવણી જેવા સામાન્ય રીતે શુષ્ક ગણાતા વિષયમાં ઉત્સાહ ભર્યો ભાગ લે એ દેશોદયના શુભ ચિહ્નોમાંનું એક ગણાવું જોઇએ. તેમાં વળી ગુજરાતમાં કેળવણી પરિષદ મળે એ તો ઘણુંજ ઉત્સાહ પ્રેરક ચિહ્ન છે. પરંતુ કેળવણીના વિષયમાં સરકારની કે પ્રજાની એક તરફી ફરજ છે અને વર્ષાંતે ચર્ચા કરવામાંજ દેશોદ્ધાર છે એ એમાંની એક પણ માન્યતા પર જો કેળવણી પરિષદનું બંધારણ રચાશે અથવા ઢળશે તો આવતા જમાનાના ઉત્સાહી યુવકો આપણા પ્રયત્નોની સકારણ હાંસી કરશે. પરિષદને સુદૃઢ વ્યવહારૂ બંધારણ આપવાનો અને તેના કાર્યની દિશા નક્કી કરવાનો પ્રશ્ન જેટલો મહત્ત્વનો છે તેટલોજ આ લઘુ લેખમાં ચર્ચવા ધારેલો શિક્ષણની ભાષાનો પ્રશ્ન પણ ગંભીર અને અગત્યનો છે.

કઇ ભાષામાં શિક્ષણ આપવું એ વિષયને આપણી પરિષદમાં સ્થાન આપવાની જરૂર પડી છે એમ આપણા કાર્યનો અહેવાલ વાંચનાર અન્ય દેશના લોકો જાણશે ત્યારે તેમને મુંછમાં હસવું આવ્યા વિના નહિ રહે એવી મ્હારી સંપૂર્ણ ખાત્રી છે. આ પ્રશ્ન નવો નથી; એક રીતે જોતાં મેકૉલેના કાળનો આ જુનો પ્રશ્ન છે. પરંતુ પ્રશ્ન જેટલો જુનો છે તેટલોજ અગત્યનો છે. અમુક દેશના લોકોને કઇ ભાષાદ્વારા શિક્ષણ આપવું એ પ્રશ્નજ વિચિત્ર છે. પરંતુ વિચિત્ર પરિસ્થિતિમાં વિચિત્ર પ્રશ્નો ઉત્પન્ન થવાજ જોઇએ. હિંદુસ્થાન વૈચિત્ર્યોનું પોટલું છે. સામાન્ય રીતે સર્વ દેશોમાં પથ્ય ગણાય છે તે હિંદુસ્થાનમાં અપથ્ય ગણાય છે. આ પથ્યાપથ્યનો વિચિત્ર પ્રશ્ન આપણા માનવંતા પહેલા પ્રિવિકાઉન્સિલર રાઇટ ઓ. અમીર અલ્લીએ થોડાંક વર્ષ ઉપર Nineteenth Century નામના માસિકમાં ઘણા ખુલ્લા દિલથી ચર્ચ્યો હતો. Anomalies of Civilisation નામનો આ સુંદર લેખ સર્વની સ્મૃતિમાં હશે. એક દેશની કેળવણીની યોજના કરતાં કઇ ભાષાદ્વારા શિક્ષણ આપવું એ પ્રશ્નજ ઉદ્‌ભવતો નથી; અથવા ઉદ્‌ભવવો જોઇએ નહિ. સામાન્ય સમજ પોકારીને કહે છે કે દેશના લોકની ભાષાદ્વારા; પછી એ ભાષા ગમે તેવી હોય, સંસ્કાર પામેલી હો કે ન હો! પણ જે બાબતો અન્ય દેશોમાં સ્વતઃસિદ્ધ સિદ્ધાંતોનું મહત્વ ધરાવે છે તે બાબતોની યથાર્થતાનો આ દેશમાં પુરાવો મંગાય છે! જ્યાં સુધી એ વસ્તુસ્થિતિ આપણાથી બદલી શકાય નહિં, જ્યાં સુધી આ દૃષ્ટિકોણથીજ વસ્તુઓનું માપ થાય, ત્યાં સુધી આપણે માગેલો પુરાવો આપવો જોઇએ. આ લઘુ લેખમાં આવો પુરાવો આપવાનો અલ્પ પ્રયત્ન કર્યો છે.

આ વિષયની ચર્ચા બે દૃષ્ટિબિંદુએ થઇ શકે એમ છે; શિક્ષકની દૃષ્ટિએ અને રાષ્ટ્રીય દૃષ્ટિએ. જે દૃષ્ટિએ વિચાર કરીએ તે દૃષ્ટિએ એકજ નિર્ણય ઉપર આવી શકાય છે. પરંતુ શિક્ષક જે સમયમાં જેટલું કરવાનું છે તે કેમ સરળ, સચોટ અને સહેલી રીતે થઇ શકે તે તરફ લક્ષ આપે છે, ત્યારે રાષ્ટ્રીય વિકાસનો ઉત્સાહી અને વ્યવહાર પણ કલ્પનાશીલ પૂજક સમસ્ત રાષ્ટ્રના વિકાસની ગતિ રગશીઆં ગાડાંને બદલે વરાળયંત્રનો ઉપયોગ કરવાથી કેટલે દરજ્જે વધી શકે એમ છે તેનો વિચાર કરે છે. બાલકની કેળવણી એટલે રાષ્ટ્રના એક અંગનો સંપૂર્ણ સર્વદેશી વિકાસ એ અર્થ સત્ય હોય તો શિક્ષકે રાષ્ટ્રીય દૃષ્ટિએ આ પ્રશ્નની ચર્ચા કરવી જોઇએ અને બાલકો ભાવિ રાષ્ટ્રના સ્તંભો છે એમ માન-નાર રાષ્ટ્રીય સેવકે શિક્ષકની દૃષ્ટિએ પણ આ પ્રશ્નનો અભ્યાસ કરવાની જરૂર છે.

સાંપ્રત વ્યવસ્થા શું છે? મુંબાઇ ઇલાકાના વિદ્યાધિકારી સાહેબે અંગ્રેજી શિવાયના વિષયો માતૃભાષા દ્વારા શીખવવાની છૂટ મૂકી છે અને એ છૂટ સ્પષ્ટ રીતે આપવામાં આવી નહોતી ત્યાર પૂર્વે પણ કેટલુંક શિક્ષણ અનિવાર્ય કારણોને લીધે માતૃભાષા દ્વારા અપાતું. પરંતુ આ છૂટનો ઉપયોગ જેવી જોઈએ તેવી રીતે થતો નથી; જ્યાં સુધી યુનિવર્સિટિની મૅટ્રિક્યુલેશન પરીક્ષામાં અંગ્રેજી શિવાયના વિષયોમાં અંગ્રેજીમાં પ્રશ્નો પૂછાતા રહેશે ત્યાં સુધી આ છુટનો જોઇએ તેવો ઉપયોગ થશે નહિ. ત્યાં સુધી ખુદ ગુજરાતી ભાષાના પ્રશ્નો પણ અંગ્રેજીમાં પુછાશે. માતૃભાષાની અધોગતિની પરાકાષ્ઠા આથી અન્ય કંઇ કલ્પી શકાય એમ છે? ગુજરાતીનું પ્રશ્નપત્ર અંગ્રેજીમાં! અમારી શાળામાં તો અમે આ રિવાજને તિલાંજલિ આપવાની શરૂઆત કરી છે. આટલું કહેવું પડે છે તેનું કારણ કે અત્યારે માતૃભાષાનો ઘણોજ થોડો ઉપયોગ થાય છે અને તે ન છૂટકે. બલ્કે એમ પણ કહીએ તો ચાલે કે ઘણા શિક્ષકો માતૃભાષા કરતાં અંગ્રેજી સારી રીતે બોલી લખી શકે છે. પણ દિલગીરીની વાત એટલીજ છે કે ઘણા વિદ્યાર્થીઓ અંગ્રેજી કરતાં માતૃભાષા વધારે સમજી શકે છે. કેટલાક શિક્ષકો તરફથી આ બાબતમાં વાંધો ઉઠાવવામાં આવે છે તેનું કારણ પણ એજ છે કે તેમણે જે કેળવણી લીધી છે તેણે ઘરમાં રમતાં રમતાં જેટલી માતૃભાષા શીખેલા તેટલી પણ ભૂલાવી નાખી છે. આ વસ્તુસ્થિતિ છે.

હવે એક શિક્ષકની દૃષ્ટિએ જોતાં ચાલુ પદ્ધતિ જે અનેક કારણોસર અનિષ્ટ છે તેનો વિચાર કરીએ. 'કેળવણી સંબંધી કેટલીક ચર્ચા' એ નામના કેટલાક લેખો મેં સને ૧૯૧૫ ની સાલમાં **New India** માં લખ્યા હતા. તેમાં આ માતૃભાષાના પ્રશ્નનો આ દૃષ્ટિએ વિચાર કરવાનો પ્રયત્ન કર્યો હતો. તે લેખનો સારોદ્ધાર આ લેખમાં આપવો યોગ્ય છે.

કેળવણીની કોઈ પણ યોજનામાં શિક્ષણ વિદ્યાર્થીઓની માતૃભાષા દ્વારાજ આપવું જોઇએ; કારણ કે એજ માર્ગ સ્વાભાવિક છે. માત્ર અમુક સમય સુધીજ નહિ પરંતુ શિક્ષણને પ્રત્યેક તબક્કે આજ માર્ગ ગ્રહણ કરવો જોઇએ. હિંદુસ્તાનમાં આજ માર્ગ અનુચિત છે એમ મનાયું છે અને મનાય છે! સૌથી વધારે વિસ્મય પમાડનારી વાત એ છે કે અંગ્રેજી કેળવણી પામેલાઓ પણ આવું માની બેઠા છે કે વિદ્યાર્થીઓને ભાંગું તુટું અંગ્રેજી આવડયું કે શિક્ષણ માત્ર અંગ્રેજી દ્વારાજ આપવું જોઇએ. તેમનો જ્યારે આ બાબતમાં

અભિપ્રાય પૂછીએ છીએ ત્યારે તેઓ વિસ્મય પામે છે કે આ પ્રશ્નજ કેમ ઉદ્ભવે ! તેઓ ભડકી ઉઠે છે કે જે માતૃભાષાને શિક્ષણની ભાષાનું મહત્વનું સ્થાન આપીએ તો આત્મહત્યાની તૈયારીજ સમજવી. હિંદુસ્તાન અને ઇગ્લાંડનો સંબંધ ચિરકાળનો છે નહિ તૂટે એવો, નહિ તોડવા જેવો છે વગેરે વગેરે સર્વ રીતે જોતાં આપણા દેશના અને ઈંગ્લાંડના દેશના લોકો વચ્ચે ગાઢ પરિચયના જેટલા પ્રસંગો ઉત્પન્ન કરી શકાય તેટલા કરવા એ બધું ખરૂં; પરંતુ કેળવણીના પ્રદેશમાં અંગ્રેજી ભાષાના અને સાહિત્યના અભ્યાસથીજ મોક્ષ છે એ માન્યતા મ્હને તો હાસ્યાસ્પદ લાગે છે. માતૃભાષા શિક્ષણના કાર્ય માટે ઉત્તમ છે કારણ કે તે સ્વાભાવિક છે. દરિયા પારના મુલકોમાં જ્યાં જ્યાં કેળવણી ઉચ્ચ સ્થિતિએ પહોંચી શકી છે ત્યાંના કોઇ દેશમાં અન્ય ભાષાદ્વારા શિક્ષણ અપાતું સાંભળ્યું નથી. એટલે પ્રથમ તો એજ કહેવાનું છે કે માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાની જરૂરીઆતનું મ્હોટામાં મ્હોટું કારણ એજ કે એજ ભાષા સ્વાભાવિક છે અને અન્ય સર્વ ભાષાઓ અસ્વાભાવિક છે.

માનસિક સંપત્તિની કરકસરની દૃષ્ટિએ જોતાં પણ માતૃભાષા દ્વારાજ શિક્ષણ આપવું એ સરળ અને યુક્તિયુક્ત છે એ દેખીતું છે. શીખવવાની વસ્તુ ઝટ સમજાવાય, ઝટ સમજાય અને ઝટ ગ્રહણ થાય. નથી શિક્ષકની શકિતનો મિથ્યા વ્યય થતો કે નથી વિદ્યાર્થીઓની શકિતનો. શિક્ષકની તેમજ વિદ્યાર્થીની દૃષ્ટિ મૂળ વિચાર ઉપરજ રહે છે નહિ કે જે ભાષાદ્વારા વિચાર સમજાવવાનો હોય તેના સ્વરૂપ ઉપર. આપણે ગોખણપટ્ટિ—એટલે પોપટજી અચરે અચરે રામના જેવી—ના ત્રાસથી કંટાળી ઘણી બુમો પાડીએ છીએ. આપણે કહીએ છીએ કે શિક્ષકો ગોખાવી મારે છે. શિક્ષકો નથી ગોખાવતા પણ શિક્ષણક્રમ અને શિક્ષણપદ્ધતિ ગોખાવે છે. હજુ તો જે ભાષાનો અભ્યાસ શરૂ થયો છે, હજુ તો જેના ગણ્યા ગાંઠ્યા શબ્દોજ આવડે છે, હજી જેની વિવિધરંગી વાક્ય રચનાની જાળની ગુંથણી સમજાઇ કે ઉકેલાઇ નથી તેટલામાં તો આપણે વિદ્યાર્થીઓને તમારા પોતાના શબ્દોમાં કહો એમ કહીએ છીએ. આપણે જાણીએ છીએ કે આ પોતાના શબ્દો હજુ પોતાના થયા નથી અને જેટલા થયા છે તેટલાનો ભંડાર ઇતિહાસ વગેરે વિષયોમાં પ્રશ્નોના ઉત્તર આપી શકાય એટલો મ્હોટો નથી, છતાં આપણે આવી માગણી કરીએ છીએ. આપણને ગોખણપટ્ટી મળે છે અને તેથી આપણે સંતોષ માનીએ છીએ. પરદેશી ભાષાદ્વારા શિક્ષણ લેતા વિદ્યાર્થીઓની સ્થિતિમાં જો આપણે પોતાને આપણે મૂકી શકીએ તો આ વાત બરોબર સમજાય. પરંતુ આ ઘણું વિકટ કાર્ય છે; બાળપણના અનુભવો ઘણું ખરૂં ભુલી જવાય છે; અને અન્યના અનુભવોનો પરોક્ષ સાક્ષાત્કાર—આવી ભાષા વાપરી શકાતી હોય તો—ઘણાં થોડાંજ હૃદયો કરી શકે છે. આવા શિક્ષણપ્રયોગમાં માનસિક શકિતનો કેટલો વ્યય થાય છે એ સૂત્રનું સત્વ ખાઇ જનારા સત્રયંત્રોના ધામ અમદાવાદમાં કોઇને અજાણ્યું હોય એમ માની શકાય નહિ. છતાં જેમને એ બાબતમાં સંદેહ હોય તેમણે થોડુંક અરબ્બીનું જ્ઞાન મેળવી તે ભાષાદ્વારા લેટિન ભાષા શીખવવાનો પ્રયત્ન કરી જોવા નમ્ર વિનંતિ છે. જે વિષયો અંગ્રેજી દ્વારા શીખવાય છે તે વિષયો માતૃભાષાદ્વારા શિખવાય તો વધારે સારી રીતે શીખવી અને શીખી શકાય એટલુંજ નહિ પરંતુ તેનો વધારે ઉંડો અને વધારે શાસ્ત્રીય અભ્યાસ થઇ શકે. આાલુ પ્રકૃતિના રક્ષક વિદ્યાર્થીઓ અંગ્રેજી અંગ્રેજ લોકો માફક વાંચી લખી બોલી શકે એ

કલ્પનાના મૃગજળથી લોભાય છે. પરંતુ સાત વર્ષના અભ્યાસને અંતે આપણા વિદ્યાર્થીઓ અંગ્રેજી કેવું લખી શકે છે તેની ચર્ચા અહુણાજ ચાલતી હતી. એનાથી વધારે આગળ જઇને આપણી શારદાપીઠના પદવીધારકો પણ આ કલ્પનામાં શક્ય મનાએલી પ્રવીણતાથી કેટલે દૂર રહે છે તે જાણવું હોય તો મી. વ્હિટવર્થ નામના એક વાનપ્રસ્થ સિવિલીઅને Indian English નામનું પુસ્તક રચ્યું છે તેનોજ અભ્યાસ બસ છે. આપણે પારસી ગુજરાતીની બુમો પાડીએ છીએ; અંગ્રેજ લોકો Indian English ને હસે છે; ઇ. સ. ૧૬૦૦ની સાલમાં આપણે પશ્ચિમના દેશો સાથે વ્યાપાર કરવાને એક પેઢી કહાડી યુરોપ જીત્યું હતે અને ત્યાંના લોકોને ગુજરાતી દ્વારા શિક્ષણ આપ્યું હતે તો આપણે પણ "મ્હારો મડમ બહાર ગયો છે." એવા પ્રયોગોને 'ખ્રીસ્તી ગુજરાતીને' નામે હસતે. આવા શિક્ષણ પ્રયોગનું આ શિવાય અન્ય પરિણામ આવેજ નહિ (hear, hear).

પ્રચલિત પદ્ધતિ વિદ્યાર્થીઓની બુદ્ધિનો વિકાસ કરવાને બદલે તેમના બુદ્ધિવિકાસની ગતિ અટકાવે છે. માતૃભાષામાં પૂરો અભ્યાસ કરી અંગ્રેજી શીખવાનું શરૂ કરનાર વિદ્યાર્થીઓ સર્વ રીતે ચઢતા પ્રકારનો અભ્યાસ બતાવી શકે છે. શિક્ષણની ભાષા સમજવા જતાં સમજવાના વિચારપરથી લક્ષ ખસી સર્વોપરિ વિચારના મનનને બદલે તેના સ્વરૂપનોજ વિચાર થાય છે. એવી ફરીયાદો ઉઠાવવામાં આવે છે કે હિંદી વિદ્યાર્થીઓના નિબંધો શબ્દજાળ માત્ર હોય છે. નૈસર્ગિક શક્તિનાં તેમાં દર્શન પણ થતાં નથી, કલ્પનાનો છાંયો પણ હોતો નથી; અને તેમની કૃતિઓ વિચારોની નિષ્ફળ શોધમાં ફરતાં ઉદાસીન મગજોની સાક્ષી પુરે છે. આ પરભાષાદ્વારા શિક્ષણ આપવાનું પરિણામ છે; આ માતૃભાષાનો શિક્ષણક્રમમાંથી સમૂળો નહિ પણ ૯૦ ટકા જેટલો બહિષ્કાર કરવાનું રમણીય પરિણામ છે! આપણાં ટાઇમટેબલો શું કહાણી કહે છે? સૌથી ઓછું લક્ષ શાના ઉપર અપાય છે? માતૃભાષા ઉપર! આખા દિવસના અભ્યાસથી કંટાળેલા મગજને દિવસને અંતે શેનો અભ્યાસ કરવાનો હોય છે? માતૃભાષાનો! કદી ટાઇમ ટેબલમાં કાપકૂપ કરવી પડે તો કયો વિષય પસંદ થાય? માતૃભાષા! જ્યાં સુધી વિદ્યાર્થીની માતૃભાષાને શિક્ષણના ક્રમમાં તેના મહત્વના સ્થાને સ્થાપીશું નહિ ત્યાં સુધી વિદ્યાર્થીની બુદ્ધિ વિકસાવવાના સર્વ પ્રયત્નો વ્યર્થ જશે. (તાળીઓ).

પ્રચલિત પદ્ધતિ વિદ્યાર્થીની માતૃભાષાના સાહિત્યની અવગણના કરે છે તેટલે દરજ્જે શિક્ષણનો મૂળ ઉદ્દેશ પાર પાડવાના કાર્યમાં વિઘ્નરૂપ છે. વિદ્યાર્થી જે સંસ્કારિતાનું બાલક છે, તેના સંસ્કારો માતૃભાષાદ્વારાજ પ્રાપ્ત કરી શકે. પ્રચલિત પદ્ધતિ વિદ્યાર્થીઓને પૂર્વની સંસ્થાઓ અને તેમના યોજકો આપણા પૂર્વજો પ્રતિ દુર્લક્ષ કરતાં શીખવે છે અને પૂર્વની વિચારપ્રણાલિકાનાં સુંદર ફળો તેમને મળતાં નથી. ચારિત્રનો વિકાસ એ જો કેળવણીનો અંતિમ હેતુ અથવા હેતુઓમાંનો એક હોય, તો હું પૂછું છું કે વિદ્યાર્થીને માતૃભાષાના સાહિત્યમાં અમર થએલા વિચારો અને વિચારકોના સંબંધમાં આણ્યાથી તે હેતુ પાર પાડી શકાય કે અન્ય ભાષાના સાહિત્યના અભ્યાસથી? ઘણીવાર આપણા હીંદી લોકોમાં ચારિત્રની ખામી છે એવી બૂમ આપણે સાંભળીએ છીએ. ચારિત્રના વિકાસને માટે જોઇતું પ્રેરણાનું પાણી જે ઝરણોમાંથી મળી શકે એમ હોય તે ઝરણો બંધ કરવાથી ચારિત્રનું પોષણ થયું હોય એવું કદી સાંભળ્યું છે? અંગ્રેજી સાહિત્યના અભ્યાસના આપણે દુશ્મનો નથી.

એ વિવિધરંગી અને ચમત્કારી સાહિત્ય મનનીય છે અને અનેક રીતે ઉપયોગી છે. અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ આવશ્યક છે. પરંતુ એ અભ્યાસ પ્રમાણબુદ્ધિથી થવો જોઇએ. ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાને આટો મળે એ ઉદારતા જો મૂર્ખાઇની પરાકાષ્ઠા ગણાય તો આપણી શારદાપીઠમાંથી માતૃભાષાનો લગભગ બહિષ્કાર કરી અંગ્રેજી સાહિત્યના અભ્યાસ પાછળ ઘેલા થનારા આપણા વિદ્વાન બંધુઓને માટે આપણે શું કહીશું ? ઈંગ્લાંડની શાળાઓમાં જે સ્થાન અંગ્રેજી ભોગવે છે, જર્મન શાળાઓમાં જે સ્થાન જર્મન ભાષાનું છે, જાપાનમાં જપાનીઝ ભાષાને જે મહત્વ અપાય છે તેવું સ્થાન અને મહત્વ આપણી ભાષાઓને અપાએલું જોવાની કોણ ઈચ્છા નહિ કરે ? અને એવી સ્વાભાવિક ઇચ્છાને કોણ મૂર્ખાઇ કહી શકશે ? (**hear hear**).

આપણી ભાષાઓમાં પારિભાષિક શબ્દો નથી અને ખાસ કરીને શાસ્ત્રીય વિષયોમાં આપણો શબ્દભંડાર ઘણો અલ્પ છે એ વાત મ્હને માન્ય છે. પણ હું પૂછું છું કે આ ન્યૂનતાના પોષકો કોણ છે ? સ્વભાષાનું ગૌરવ નહિ સમજનારા અંગ્રેજીના અંધ પૂજકો કે કોઈ બીજા ? આ તકરાર કરનારા એક પુરાણું સત્ય ભૂલી જાય છે કે વિકાસનો નિયમ ભાષાને પણ લાગુ પડે છે, અને ડાહ્યા ફ્રેંકલીને 'વપરાતી કુંચી ચળકતી રહે છે' એ સાદું સત્ય સમજાવ્યું છે તે ભાષાને પણ લાગુ પડે છે એનું વિસ્મરણ કરે છે. અંગ્રેજી ભાષાનો શબ્દ ભંડાર રમણીય છે, મોહક છે, એ સત્ય છે. પરંતુ જે ગૂઢ શાસ્ત્રીય સત્યો આજની અંગ્રેજી ભાષામાં સહેલાઇથી સમજાવી શકાય છે તેજ સત્યો આદિ કવિ ચૅાસરના કાળની ભાષામાં સમજાવવાનો પ્રયત્ન કર્યો હોય તો તે કેટલે અંશે સફલ થાય એમ છે ? ભાષાઓ ખીલે છે અને અંગ્રેજી ભાષા પણ ખીલી છે અને હજુ ખીલે છે. વ્યાપારની દુનિયામાં બને છે તેમ આમાં પણ બનશે અને માગણી હશે તેવા પ્રકારનો માલ બનશે. આ નિયમ ભાષાના વિકાસને લાગુ નહિ પડે એવું માનવાને કારણ નથી, કેમકે તે લાગુ પડી ચૂકયો છે. જાપાનની ભાષા જ્યારે જાપાનની સરકારે કેળવણીનું કાર્ય હાથ ધર્યું ત્યારે ખીલેલી હતી ? પરંતુ અત્યારે પરિસ્થિતિ તેવીજ છે ? ત્યાં અન્ય ભાષાદ્વારા શિક્ષણ આપવાનો આત્મઘાતક રિવાજ ગ્રહણ કરવાની ભૂલ થઇ નથી અને તેને પરિણામે અત્યારે શિક્ષણ માત્ર માતૃભાષા દ્વારાજ અપાય છે. આપણી ભાષાને પણ આ નિયમ લાગુ પડી ચૂકયો છે. સને ૧૮૭૫ ની ગુજરાતી આજની ગુજરાતી રહી નથી; જેમ જેમ જરૂર પડશે તેમ તેમ ભાષાનો શબ્દભંડાર વધતો જશે. આ શબ્દદારિદ્ર્યની તકરાર સ્વીકારીએ તો જે વિષયની પરિભાષા જે ભાષામાં ઉત્તમ હોય તે ભાષાદ્વારા તે વિષય શીખવવો એજ ઇષ્ટ ગણાવું જોઇએ. એ રીતે જોતાં સર્વ શારદાપીઠોમાં ફીલસુફીનો અભ્યાસ સંસ્કૃત દ્વારા થવો જોઈએ. આવું અનેક ભાષા પ્રસારક અને પોષક એકાદ શારદાપીઠ અસ્તિત્વમાં આવે તો અનેક રીતે આકર્ષક નીવડે ખરૂં !

વળી એક બીજી તકરાર રજુ કરવામાં આવે છે કે અંગ્રેજી ભાષા પરનો જે કાબુ હાલમાં વિદ્યાર્થીઓ મેળવી શકે છે તે સમૂળો જતો રહેશે. પ્રથમ તો કહેવું જોઇએ કે આપણા વિદ્યાર્થીઓને અંગ્રેજી ભાષાપર મુદ્દલ કાબુ આવતોજ નથી, એટલે તેમને કશું ગુમાવવાનું છેજ નહિ. કૃષિશાસ્ત્ર ઘણું વિકાસ પામ્યું છે, પરંતુ કોદરાના વાવેતરમાંથી ચોખાની પ્રાપ્તિ

હજુ શક્ય ગણાઈ નથી; અલ્લાઉદ્દીનના જાદુમાં કદી એવી શક્તિ હોય તો ભલે ! પણ અદ્યાપિ તો આપણે એ જાદુ જોયું નથી. ઇતિહાસ, ગણિતશાસ્ત્ર, ભૂગોળ, સંસ્કૃત વગેરે વિષયો અંગ્રેજીદ્વારા શીખવી અંગ્રેજીનો કાબુ વધારવો એ એક જાતનું બી વાવી અન્ય જાતનો પાક લણવા બરોબર છે. અંગ્રેજી ભાષાનો પરિચય વધારવો હોય તો એ ભાષા વધારે શાસ્ત્રીય રીતે શીખવવાથી તે હેતુ પાર પાડી શકાય એમ છે. વ્યાકરણના શુષ્ક નિયમો ગોખાવવા કરતાં નિબંધ લેખન પર વધારે લક્ષ અપાય, વિદ્યાર્થીઓના હાથમાં અંગ્રેજી પુસ્તકો વધારે છુટથી મૂકાય, વાકયોનાં પૃથક્કરણોને બદલે વિચાર શૈલી વગેરેનું પૃથક્કરણ થાય, ખાસ ભાષાપ્રયોગો ( Idioms ) ગોખાવવા કરતાં એકજ વિચાર અનેક રીતે કેવી રીતે દર્શાવી શકાય છે વગેરે સમજાવાય તો અંગ્રેજી ભાષાનો પરિચય વધારે સારો અને સંતોષકારક થશે એ નિઃસંશય છે. અંગ્રેજી ભાષાનું શિક્ષણ સંગીન શાસ્ત્રીય પાયા પર મૂકાશે તો પછી તેમાં પ્રવીણતા પ્રાપ્ત કરાવવા સારૂ ઇતિહાસ, ભૂગોળ વગેરે વિષયોની મદદ લેવાની જરૂર પડશે નહિ. આ વિષયોની પરિભાષા સહેલાઇથી અંગ્રેજી ભાષાના પુસ્તકોમાં અનેક રીતે શીખવી શકાય.

આ પ્રસંગે એટલું કહેવાની જરૂર છે કે અંગ્રેજી ભાષાનું શિક્ષણ સંગીન પાયા ઉપર મૂકાય તો વિદ્યાર્થીઓનો એ ભાષા ઉપરનો કાબુ વધે એમ માનવામાં અનેક કારણો છે, તેમાંનું મુખ્ય એક આ છે. જર્મનીમાં અંગ્રેજી શીખવાય છે ત્યાં તેને અઠવાડીયામાં ત્રણ કલાક મળે છે એ ત્રણ કલાકનું શિક્ષણ પામેલા જર્મન પદવીધારકો જાપાન વગેરે દેશોમાં જઈ એ ભાષામાં આપવાનું શિક્ષણ એ ભાષાદ્વારા આપી શકે છે. આવુંજ પરિણામ આપણે ત્યાં કેમ ન આવે એ શું મનનીય પ્રશ્ન નથી ? આપણે ત્યાંના કરતાં ઘણો વખત અંગ્રેજી પાછળ ગાળીએ છીએ છતાં આપણા ‘ મેટ્રિકો ’ પાંચ વાકયો સરખી રીતે લખી વાંચી શકતા નથી. આટલુંજ નહિ પરંતુ શારદાપીઠના પદવીધારકો પણ પોતાની હાંસી થાય એવું લખે છે. હાલ કેટલોક સમય થયાં પદવીધારકોની અરજીઓ વાંચવાનો પ્રસંગ આવે છે ત્યારે હું વિસ્મય પામું છું કે દસમાંનાં નવ જણને બરોબર અંગ્રેજી લખતાં આવડતું નથી. અને એ નવમાંના ચારેકને તો ભાષાનું ખૂન કરવાના વાંક માટે શિક્ષા થવી જોઇએ એવા હોય છે.

ચાલુ પદ્ધતિ ચાલુ રાખવાનાં કારણોમાં બીજું એક આ પણ કારણ બતાવવામાં આવે છે. નવા શબ્દોની ગુથણી કરવી પડશે. અને તે સંસ્કૃતમાંથી આણવા પડશે. સંસ્કૃત ભાષા આપણને પરભાષાજ થઇ પડી છે. અંગ્રેજી ભાષાના અભ્યાસકોને આ વાતની સ્મૃતિ કરાવવી પડે એમ નથી કે ખુદ અંગ્રેજી ભાષામાં લૅટિન શબ્દો કેટલા ઘુસી ગયા છે ? અને બીજી કેટલી ભાષાઓએ એ ભાષાનો શબ્દભંડાર વધાર્યો છે ? આપણે નવા શબ્દપ્રયોગો માટે સંસ્કૃત તરફજ દૃષ્ટિ કરીએ એ સ્વાભાવિક છે. હું એમ નથી માનતો કે સંસ્કૃતભાષા આપણને પરભાષાઓના જેવી અપરિચિત થઈ ગઈ છે. અને હાલમાં તો સંસ્કૃત તરફ પ્રીતિ વધતી જતી માલમ પડે છે. મ્હને તો આ દલીલમાં કાંઇ વજુદ જેવું લાગતું નથી.

હવે રાષ્ટ્રીય દૃષ્ટિએ વિચાર કરીએ. આપણા દેશમાં આપણે સ્થળે સ્થળે રાષ્ટ્રીય જીવનની જાગૃતિ જોઇએ છીએ, પરંતુ રાષ્ટ્રીય જીવનનું સૌથી અગત્યનું અંગ કેળવણી છે.

જ્યાં સુધી દેશનાલોકોનો મ્હોટો ભાગ અજ્ઞાન રહે ત્યાં સુધી રાષ્ટ્રીય વિકાસ ઘણો ધીમો ચાલે. લોકોમાં જ્ઞાનની વૃદ્ધિને માટે કેળવણીની ખાસ જરૂર છે. એ કેળવણી એવા પ્રકારની હોવી જોઇએ અને તેનો પાયો એવો હોવો જોઇએ કે દેશમાં જ્ઞાનની વૃદ્ધિ સચોટ અને સત્વર થાય. અંગ્રેજી શિક્ષણ આપતાં આટલાં વર્ષો વહી ગયાં છે છતાં હજુ દેશના લોકોનો મ્હોટો ભાગ અજ્ઞાન છે. આ અજ્ઞાનતા દૂર થવી જોઇએ. તે શિવાય આપણો રાષ્ટ્રીય ઉત્કર્ષ અશક્ય છે. હવે જે ગતિએ આપણો કેળવણીનો વિકાસ થતો આવ્યો છે, તેનો વિચાર કરીએ તો અન્ય સુધરેલા દેશોમાં જેટલે દરજ્જે જ્ઞાનનો પ્રસાર થયો છે તે દરજ્જે પહોંચવાને આપણે અનેક સૈકાઓ જોઇશે. દરમિયાનમાં જે ગતિએ સુધરેલા દેશો આગળ વધે છે તે ગતિએ વધશે તે ધ્યાનમાં લઇએ તો તે ખાતે પણ એ ગણત્રીમાં ઉમેરો :કરવો પડશે. અંગ્રેજી દ્વારા શિક્ષણ અપાય છે તેમજ અપાતું રહે તો લોકોમાં જ્ઞાનનો પ્રસાર થવાને ચોક્કસ કેટલાં વર્ષો જોઇએ એ નક્કી કરવા તો કોઇ ગણિતશાસ્ત્રી બેસે તો સારૂં. પણ આપણી ધીરજને ખાઇ જાય એવો ઘણો લાંબો કાળ તો સામાન્ય ગણત્રીમાં આવે છે.

આપણી માતૃભાષાને સ્થાનભ્રષ્ટ કરી તેનું સ્થાન અંગ્રેજી ભાષા લઇ શકે એમ હોય તો આપણે આટલો લાંબો કાળ રાહ જોઇ બેસવાની પ્રશંસનીય અપૂર્વ અને અદ્વિતીય ધીરજ બતાવીએ. પરંતુ સાધારણ સમજમાં તો આ વાત ગળે ઉતરી શકે એવી નથી કે અંગ્રેજી ભાષા કોઇપણ કાળે આપણી માતૃભાષાનું સ્થાન લઇ શકે. એમ થવાનો એક રસ્તો જરા સહેલો છે તે પણ જો કદાચ પકડીએ તોપણ ઘણા સૈકાઓ સુધી માતૃભાષાજ દેશની ભાષાને સ્થાને રહેશે. એક મહા વિપુલ મંડલ કાઢીએ અને ધર્મ વિગેરેનાં બંધનો શિથિલ કરી નાખીએ અને અંગ્રેજ લોકો પોતાનું હુંપદ મૂકી દે, અને આપણી અને તેમની વચ્ચે પરસ્પર લગ્નનો સંબંધ નિરંકુશ બંધાય તો હિંદી કુટુંબોમાં પણ બાળકોને કાને જન્મથીજ અંગ્રેજી ભાષા પડે. અકબરના પ્રયત્નોનું પરિણામ ભૂલી જઇ આપણે આ યુક્તિને વ્યવહારૂ ગણીએ તોપણ એને ઘણા સૈકાની જરૂર છે. માટે આપણે અપૂર્વ ધૈર્ય બતાવીએ છતાં અંગ્રેજી તેત્રીસ કરોડની માતૃભાષા થાય એ તો અશક્યજ લાગે છે. તો પછી જે જ્ઞાન સર્વને આપવું જોઇએ તે અંગ્રેજી દ્વારા આપી તેને શામાટે મર્યાદિત કરવું જોઇએ ?

જ્યાં સુધી કેળવણીમાં અત્રે સુચવવામાં આવેલો ફેરફાર થાય નહિ ત્યાં સુધી કેળવણીનાં મીઠાં ફળો માત્ર થોડાજ ચાખી શકશે અને કેળવાએલા વર્ગની ઉતરતા વર્ગને અસર થઇ શકશે નહિ. એટલે બે પક્ષ પડશે, કેળવાએલો પક્ષ અને બીનકેળવાએલો પક્ષ, અત્યારે પણ આપણે જોઇએ છીએ કે આપણો કેળવાએલો વર્ગ સામાન્ય લોકસમૂહના કરતાં કેટલો જુદો પડી આવે છે ? આપણા ગામડીઆ લોકોના જીવનમાં અને આપણા કેળવાએલા વર્ગના જીવનમાં કેટલો ભેદ છે ? એક બીજાનું જીવન કેટલે દરજ્જે સમજી શકે છે ? કેળવાએલો વર્ગ શેકસ્પીઅર અને ડેન્ટીની કલ્પનાસૃષ્ટિમાં વસે છે. ત્યારે બિનકેળવાએલો વર્ગ મીરાંનાં પદો અને નરસિંહ મહેતાનાં પ્રભાતીયાંમાં સંતોષ માની બેસી રહે છે. ખુદ ગુજરાતી સાહિત્યમાં જોશો તો સરસ્વતીચંદ્ર જેવું પુસ્તક ગામડાના લોકોને તો અંગ્રેજી પુસ્તકો જેવુંજ થઇ પડયું છે. આ બે વર્ગો વચ્ચે વિચારની આપ લે અતી

નથી અને જેટલી થાય છે તેટલી પણ આ પદ્ધતિ ચાલુ રહેશે તો અટકશે. ત્યારે ફ્રાન્સમાં લોકસમૂહ અને સમૃદ્ધ સત્તાધીશ વર્ગ વચ્ચે જેવો તીવ્ર ભેદ પડી ગયો હતો તેવો તીવ્ર ભેદ આપણા દેશમાં પડશે. વળી જ્ઞાતિ બંધનો અસહ્ય થઇ પડવા લાગ્યાં છે તેવા કાળમાં શું નવી શિક્ષિત અને અશિક્ષિત એવી જ્ઞાતિઓ ઉત્પન્ન કરવી છે ? ફરી પાછો સુધરેલો બ્રાહ્મણ વર્ગ ઉભો કરવો છે ? અન્ય જ્ઞાતિઓને કનડવાને આ નવો સુધરેલો બ્રાહ્મણ વર્ગ નવાં સુધરેલાં સાધનો વાપરશે અને હાલમાં આપણે જુના બ્રાહ્મણ વર્ગને વખોડીએ છીએ તેમ આપણા વંશજો આ નવા બ્રાહ્મણ વર્ગને વખોડશે.

ત્યારે જો રાષ્ટ્રીય જીવનની ઇચ્છા તીવ્ર હોય અને રાષ્ટ્રીય વિકાસ જેમ બને તેમ જલદીથી કરવો હોય તો ઐક્યને ખાતર આપણી માતૃભાષા દ્વારાજ આપણા સંતાનોને શિક્ષણ આપવું જોઇએ.

આમ આ મહાપ્રશ્નનો જે દૃષ્ટિએ વિચાર કરીએ તે દૃષ્ટિએ એકજ નિર્ણયપર અવાય છે, અને તે એ કે સર્વ શિક્ષણ માતૃભાષાદ્વારાજ આપવાની યોજના કરવી જોઇએ. આ યોજના તૈયાર કરવામાં તેમજ તેને પાર પાડવામાં સહાયભૂત થનાર પ્રત્યેક વ્યકિતએ પોતાની એક અતિ પવિત્ર ફરજ બજાવી કહેવાશે. કારણ કે જો શિક્ષકનું કાર્ય સરળ, રસમય, અને ઉત્સાહ પ્રેરક કરવું હોય, જો વિદ્યાર્થીઓના અમુક વિષયો તરફના અભાવનો અંત આણવો હોય અને સાટે તેમને વિદ્યારસિક અને વિચારશીલ યુવકો બનાવવા હોય, જો હિંદી કારીગરોનાં સુષુપ્ત કળાકૌશલ્ય, સૌંદર્યબુદ્ધિ અને નૈસર્ગિક શકિતને જાગૃત કરી, તેમનું પોષણવર્ધન કરવું હોય અને તે દ્વારા હિંદનો ઔદ્યોગિક પુનરૂદ્ધાર કરવો હોય, જો માતૃભાષામાં શેકસ્પીયર અને શેલીની કૃતિઓને ઉંચે મૂકે એવા સાહિત્યનો ઉદય કરવો હોય, જો કન્યાકુમારીથી કંચનગંગા અને દ્વારિકાથી જગન્નાથ સુધી સમસ્ત હિંદના રાષ્ટ્રીય દેહમાં એકજ નિર્મળ જીવન વહેવડાવવું હોય તો આ વિના અન્ય માર્ગ નથી. (તાળીઓ.)

આ વિષે વધુ ચર્ચા કરતાં લોકમાન્ય **મોહનદાસ કરમચંદ ગાંધીએ** જણાવ્યું કેઃ—

પ્રમુખ સાહેબ ! ગયે વર્ષે આપના ભાઇ સાથે એક અંગ્રેજ મિત્રને મળવા હું ગયો હતો. તેણે સાંભળ્યું હતું કે હું માતૃભાષાનોજ હિમાયતી છું. તેથી તેમણે પૂછ્યું કે તમે તદ્દન ગુજરાતીમાંજ એક પણ અંગ્રેજી શબ્દ વાપર્યા શિવાય બે વાકયો પણ બોલી શકો છો ? મ્હેં ઉત્તર આપ્યો કે 'હું એમ પ્રયત્ન કરૂં છું.' આપના ભાઇને પણ પૂછયું. અને તેમણે હા કહી. ત્યારે તે ગૃહસ્થે દાખલો આપ્યો કે એકવાર એક હિંદુ તેમને મળવા આવ્યો હતો તેણે બીજાજ વાકયમાં "argument" (દલીલ) શબ્દ વાપર્યો હતો. થોડા દિવસ પહેલાં સત્યાગ્રહ આશ્રમમાં એક જુવાન આવ્યો. તેને હું ઓળખતો નહોતો. તેણે આવતાંજ મને પૂછ્યું કે "મ્હારા father નો letter (પિતાનો કાગળ) તમને મળ્યો છે?" આ સાંભળી, હું ઘણુંખરૂં ગુસ્સે ન થઉં, છતાં પણ મારી આંખો લાલ થઇ ને મેં પૂછ્યું કે '"પિતા" બોલતાં નથી આવડતું ?' આ દાખલા હું તમારી પાસે મૂકુ છું અને તેમાંજ માતૃભાષા દ્વારા શિક્ષણનો પ્રશ્ન ઉભો થાય છે.

દક્ષિણ આફ્રિકામાં ડચ ભાષા ચાલે છે, તે હૉલંડની નહિ; પણ ત્યાંની અપભ્રષ્ટ ડચ છે. ચારસેં વર્ષ ઉપરથી ત્યાં વસેલા ડચ લોકો તે વાપરતા આવ્યા છે અને તે અત્યારે દક્ષિણ આફ્રિકાની ભાષા થઇ છે. જનરલ હર્ષલ ત્યાં ન્યાયાસને બિરાજે છે તે પણ આ ભાષા બોલે છે. તેમને શુદ્ધ ડચ આવડે છે. પણ ત્યાં અંગ્રેજી અને ડચ ભાષા વચ્ચે હરિફાઇ હતી. અને ડાહ્યા પુરૂષોએ ઠરાવ કર્યો કે અમારે ડચ તો જોઇયેજ; પછી અંગ્રેજી ભલે શીખવો. આમાં અર્થશાસ્ત્રના નિયમ સમાયલા હતા. એક માણસ અંગ્રેજી શીખે તો તેની જોડે તેની સ્ત્રીએ પણ તે શીખવીજ જોઇયે. અને તેમ નહિ થાય તો તેનું અર્ધાંગ નહિ કહેવાય. અને અંગ્રેજીમાં કરેલા તેના સુંદર વિચારો તે નહિ સમઝી શકે. વળી કદાચ એમ કોઇ કહે કે મોટા શિક્ષકો રાખી સ્ત્રીને અંગ્રેજી શીખવીશું; અને તે ભાષામાંજ વાત કરીશું. તેમ થતાં પણ અડધુ પડધું આવડશે. અને કોઇ કોઇની ભૂલ નહિ સુધારીશું, કારણકે કથરોટ કુંડાને શું હસશે?

વળી તેમનાં બાળકનું શું? આમની સભામાં શું થયું? કે મરકીનું શું થયું? એવા સવાલો બાળક પૂછે, ત્યારે જવાબ શો આપશે. બધું કાર્ય અંગ્રેજીમાં થયું છે, માટે કહેશે, કે મોટો થઇશ એટલે તું બધું જાણીશ. આમાં અતિશયોક્તિ નથી. હું વીસ વર્ષ દેશવટામાં હતો, તે વખતે એક અંગ્રેજ મિત્રે કહ્યું હતું કે તું છોકરા સાથે ગુજરાતીમાં વાતો કરે છે તે અવિવેક છે. કારણકે હું તે સમઝી શકતો નથી. વળી અંગ્રેજીમાં વાત કરવાથી છોકરાનું અંગ્રેજી પણ સુધરશે. સારે નશીબે મેં અવિવેક વાપર્યો અને ગુજરાતીમાં બોલ્યો નહિતો અમારા બુરા હાલ થાત. જે જુસ્સો કે નમાલાપણું મારામાં છે, તેના તેઓ ભાગીદાર કેટલેક અંશે થયા છે, તે અંગ્રેજી વાપરવાથી ન થાત.

દક્ષિણ આફ્રિકામાં જે લડત ચાલી હતી, અને જેને માટે તમે મને ખોટું માન આપો છો—કારણકે જ્યારે હું તેની સિદ્ધિનાં ખરાં કારણ સમઝાવું છું ત્યારે તમે તે માનતા નથી—તેનું કાર્ય જો મેં અંગ્રેજીમાં ચલાવ્યું હોત તો વીસ હજાર માણસને હું મારા વિચાર સમઝાવી શકત નહિ. તેમને તરજુમાથી સમઝાવવું તે તો દરિયો તરવા જેવું છે.

જો મેકૉલેએ મિનિટ લખી નહોત—જેને વિષે પ્રમુખ સાહેબ હર્ષથી બોલે છે—તોજ આપણું કલ્યાણ થાત. જે આંકડા પ્રમુખ સાહેબે મૂક્યા છે, તે ઉપરથી હર્ષ થાય છે કે હજી તો આટલા થોડાજ અંગ્રેજી જાણે છે. આમ છે તો ઉપાય થશે. થોડા અંગ્રેજીથી ખરા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર ઉત્પન્ન થવાના નથી.

જ્યારે શેઠ મંગળદાસે પ્રાંતિક પરિષદના સત્કાર મંડળના પ્રમુખ તરીકે અંગ્રેજીમાં ભાષણ કર્યું ત્યારે મને તેમના ઉપર ઘણી દયા આવી. ભાઇ ઝીણાને તો હુકમ ન કરી શકાય. અને તો તેમ પણ કરીયે. પણ શેઠ તો આપણા નોકર છે. તો તેમના ઉપર આ બોજો શા માટે? તેમણે ગુજરાતીમાં ભાષણ કર્યું હોત તો તેમની મીલના મજુરો અને બાળકો, તેમનાં ધર્મપત્ની અને પિતા, પણ તે સમઝી શકત. તે સુંદર પરિણામને બદલે, લાખ રૂપિયા કમાવા કરતા પણ વિશેષ મહેનત કરીને તેમને ઉચ્ચાર શીખવા પડયા હશે.

શરૂઆતમાં મેં પણ મારી સ્ત્રીને અંગ્રેજી શીખવવાનો પ્રયત્ન કર્યો હતો. પણ પાછળથી શીખાયો અને ગુજરાતીમાંજ વ્યવહાર રાખ્યો. હું અત્યારે કહી શકતો નથી કે વાઈસરોયને આપણી ભાષા બોલવાની ફરજ કેવી રીતે પાડવી. પણ દેશીઓએ તો સર્વ રીતે દેશી ભાષામાંજ વ્યવહાર રાખતાં શીખવું જોઇએ. આમાં પૈસાનો વિચાર નહિ કરૂં કે નહિ કરવા દઉં. પણ ઝાડ નીચે, પાટી લઇને બેસીશ. શિક્ષકો પણ એવા પેદા કરીશ કે વિના પગારે શીખવશે. જો માતૃભાષા ભૂલીશું તો સ્વરાજ્ય માટે લાયક થઈશું નહિ.

મી. એમ. જે. અંજારીઆ (વડોદરા) એ આ સંબંધમાં જણાવ્યું કે:—જો કે આ વિષય સારી રીતે ચર્ચાયો છે તોપણ શિક્ષક તરીકેનો મ્હારો અનુભવ રજુ કરવા હું ઉભો થયો છું. ગણિત અને વિજ્ઞાન ઈંગ્રેજી ભાષા દ્વારા શીખવવામાં ઘણીજ મુશ્કેલીઓ નડે છે, પણ સંસ્કૃતમાં તો હદ વળે છે. ચોથા ધોરણમાં આવતા જે વિદ્યાર્થીઓ ઇંગ્રેજી દસ વાક્ય લખવાની શક્તિ ધરાવતા નથી તેમને બધું ઇંગ્રેજીમાંજ લખાવવું પડે છે. ચોથા ધોરણની પાઠમાળામાં ( Subjunctive mood ) શક્ય ભેદ શીખવવામાં આવે છે, તો પછી ભૂમિતિની વ્યાખ્યાઓ ઇંગ્રેજીમાં શી રીતે શીખવાય ? બીજગણિતનું જે શાસ્ત્ર આપણા દેશમાંજ ઉત્પન્ન થયું છે તે આજ આપણે ઈંગ્રેજીમાં શીખવું પડે છે અને પછી જ્યારે મેટ્રીક્યુલેશનના વિદ્યાર્થીઓને તે વિષય આવડતો નથી, ત્યારે તેમના મગજની ખામી કહાડવામાં આવે છે; વિજ્ઞાનને માટે અઠવાડીઆમાં બે કલાકજ મળે છે; અને આ પ્રમાણે ચાર વર્ષમાં ચાર વિષયો શીખવવાના હોય છે. વખત કરતાં વિષય વધુ અને તે પણ પરભાષા દ્વારા શીખવવાના ? પરિણામે એકે વિષય બરાબર શીખવાતો નથી.

સંસ્કૃત ભાષા સાથે ગુજરાતીને ઘણો ગાઢ સંબંધ છે અને છતાં તે અંગ્રેજી મારફત શીખવવી પડે છે; તેમાં પણ વિભક્તિના શબ્દો લેટીન ભાષાના છે, તેથી સંસ્કૃત કાચું રહે છે. ભાંડારકરની ચોપડીમાં શરૂઆતના પાઠમાં Coalesce and Penultimate એ બે લૅટીન શબ્દો જોવામાં આવે છે; આથી ગોખણપટ્ટીને ઘણું ઉત્તેજન મળે છે.

---

## ખેતીવાડી અને પ્રાથમિક કેળવણી.

પછી ડૉ. ઠાકોરલાલ રણછોડલાલ પંડયા ( પાટણ )એ આ વિષે નીચેના લેખનો સાર વાંચ્યો હતો:—

**ખેતીવાડીની કળા અને શાસ્ત્ર.**

મનુષ્ય જાતે ઘણાં વર્ષ પૂર્વે શરીરનાં પોષણ તથા રક્ષણ માટે અન્ન તથા વસ્ત્ર મેળવવાની શરૂઆત કરી. તેને ધીમે ધીમે માલમ પડયું કે પોતે જે છોડનો ઉપયોગ કરે છે, તે જાતના છોડનાં થોડાં બીજ બચાવી તેમને જમીનમાં વાવવામાં આવે તો તેમાંથી જથાબંધ છોડ ઉછેરી શકાય છે. આપણા દેશની જુની આખ્યાયિકાઓ પરથી જણાય છે કે કુરૂ રાજાએ ખેતીની શરૂઆત કરી હતી. એટલે કે ઘણા જુના જમાનાના આપણા બાપદાદાઓને પ્રાણી તેમજ વનસ્પતિની સુધારણા કેવાં કારણો પરત્વે,

કેવી રીતે કરવી તે માલમ નહોતું. તેઓ અમુક હું શા માટે કરછું તેટલો પ્રશ્ન પણ પોતાને પુછતા નહોતા. તે કામ તો નવા જમાનાના રસાયન વિદ્યા, પદાર્થ વિજ્ઞાન, દેહ ધર્મ-વિદ્યા, જંતુવિદ્યા વગેરે જાણનાર શાસ્ત્રજ્ઞોને માટે રહેલું હતું. તેમણે ખેતીવાડીનાં સાધનો તથા રીતો અનેક પ્રયોગો કરીને સુધાર્યાં છે. ખેતીવાડીનું શાસ્ત્ર અગર વિદ્યા તો નવા જમાનાની છે એમ કહીએ તો તેમાં કાંઇ ખોટું નથી.

**ખેતીનો વિષય અને શાળાની કેળવણી. (ઐતિહાસિક)**

અમેરીકન રાજ્ય ઉત્ક્રાન્તિ થયા બાદ એટલે કે અરાઢમી સદીના છેવટના ભાગમાં ખેતીવાડી તરફ વિશેષ લક્ષ જવા લાગ્યું. નિબંધો, માસિકો, પુસ્તકો વિગેરે લખાવા માંડયાં, અને ખેતી સંબંધી સાહિત્ય પણ વધવા લાગ્યું. પહેલ વહેલું સન ૧૭૬૫ માં પેસ્ટેલોઝીએ કેળવણીની યોજનામાં ખેતીને સ્થાન આપ્યું. પરંતુ તે કામમાં કેટલાંક કારણોથી નિષ્ફળ થયો. ઓગણીસમી સદીની શરૂઆતમાં અમેરીકાના યુનાઇટેડ સ્ટેટસમાં શાળાઓમાં ખેતીનો વિષય દાખલ કરવામાં આવ્યો. સન ૧૮૫૦ માં નવું રાજ્ય બંધારણ તૈયાર થયું તેમાં ઘણી ચળવળ થવાથી એક દૂરદર્શી સભાસદે ખેતીની કેળવણી માટે એક કલમ દાખલ કરાવી, તેથી યુનાઇટેડ સ્ટેટ્સના પ્રત્યેક રાજ્યે રાજ્યની યુનીવર્સીટી સાથે અગરતો જુદી ખેતી માટે કોલેજ અગર શાળા જેમ બને તેમ જલદી સ્થાપવી એવી ફરજ પાડવામાં આવી. ધીમે ધીમે તે વિષય માધ્યમિક શાળાઓમાં પણ દાખલ કરવામાં આવ્યો. ફ્રાન્સ, જર્મની, ઑસ્ટ્રીઆ, સ્વીડન અને જાપાનમાં પણ તે દાખલ થઈ ગઇ છે. ફ્રાન્સમાં તેવી પહેલી શાળા સન ૧૮૭૫ માં સ્થાપવામાં આવી. જર્મનીમાં તે વિષય માધ્યમિક શાળાઓમાં દાખલ કર્યો છે. કેટલીએક માધ્યમિક શાળાઓમાં તો ભાષા અને ગણિતના વિષયનું કામ કમી કરી તેને બદલે ખેતીનો વિષય રાખવામાં આવ્યો છે. જાપાનમાં સન ૧૯૦૪ માં ખેતી માટે ૫૭ માધ્ય-મિક શાળાઓ હતી. અને તે પછી પણ સંખ્યા ઘણી વધતી ગઇ છે.

પ્રાથમિક શાળાઓમાં ખેતીની કેળવણીની શરૂઆત યુનાઇટેડ સ્ટેટસ પહેલાં યુરોપમાં થઇ. ફ્રાન્સમાં સૌથી પહેલી શરૂઆત થઈ. ઇ. સ. ૧૮૭૯ માં તો દરેક નોર્મલ સ્કુલ (શિક્ષકો કેળવવાની શાળા) ના અભ્યાસક્રમમાં ખેતીનો વિષય દાખલ કરવામાં આવ્યો. સન ૧૮૯૬ માં ખેતીના શિક્ષણને દૃઢ બનાવવામાં આવ્યું; અને આજે તો ફ્રાન્સની પ્રત્યેક ગ્રામ્યશાળામાં તે વિષય શીખવાય છે. બેલ્જીયમે પોતાને ઉપયોગી થઇ પડે તેવો ઉત્તમ ક્રમ ઘડી કાઢયો છે. જર્મની, ઑસ્ટ્રીઆ અને સ્વીતઝર્લેંડમાં સામાન્ય પ્રાથમિક શાળાઓને બદલે ખેતીની ખાસ શાળાઓ સ્થપાઇ છે. સ્વીડનમાં ગ્રામ્યશાળા-ઓમાં ખેતી અને જંગલના વિષયો શીખવાય છે. ઈંગ્લાંડનાં સંસ્થાનોમાં મુખ્યત્વે કરીને વેસ્ટ ઈંડીઝ ટાપુઓ કેનેડા અને ઓસ્ટ્રેલીઆમાં પ્રાથમિક ધોરણોમાં ખેતી દાખલ કરવામાં આવી છે. પરંતુ ગ્રેટબ્રીટનમાં આ સંબંધમાં પ્રમાણમાં ઘણું ઓછું થયું છે. જાપાને હાલમાં આખા રાજ્યની શાળાઓમાં તે વિષય દાખલ કર્યો છે. અને ખેતી શિક્ષણનો પૂર્ણ ક્રમ પોતાના રાજ્યમાં હોવાનું તે અભિમાન ધરાવે છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં સન ૧૯૦૦ થી અને ખાસ કરી સન ૧૯૦૫ થી ઘણો સુધારો થયો છે, અને સર્વ પ્રાથમિક શાળાઓ

તથા તેના શિક્ષકોની જરૂરીઆતોમાં ખેતીનો વિષય દાખલ કરવામાં આવ્યો છે. ત્યાંનાં ઘણાં રાજ્યોમાં છોકરાઓની ખેતીની કલબો સ્થપાઇ છે, અને તેમાં ખેડુતો ઘણા આનંદથી ભાગ લેછે. ખેડુતોને ઉપયોગી બાબતોનો ટુંક ક્રમ તૈયાર કરી, તે ઘણી જગાએ ખેડુતોને શીખવવામાં આવે છે; તેમજ તેમને યોગ્ય માહીતી આપવા માટે ખેતીને લગતાં સાધનો તથા પદાર્થોથી ભરેલી રેલવે ટ્રેનો ઠેકઠેકાણે પ્રદર્શન રૂપે લઇ જવામાં આવે છે, જેથી લોકો નવીનમાં નવીન વિચારોથી જાણીતા થાય.

**આપણો દેશ અને ખેડુત વર્ગ.**

હિંદુસ્તાનમાં ખેતીપર આધાર રાખનાર વર્ગ એકંદર વસ્તીના લગભગ ૭૨ ટકા જેટલો છે. આપણા ગુજરાતમાં તો તેથી પણ વિશેષ હોવાનો સંભવ છે. ગુજરાતનાં ગામડાં તરફ નજર કરશો તો જણાશે કે ત્યાં તો પટેલ કણબી કે હલકો વર્ગજ નહીં પણ દરજી, સોની, સુથાર, લુહાર વગેરે કારીગર વર્ગ અને તે ઉપરાંત વાણીઆ અને બ્રાહ્મણો પણ ખેતીનો ધંધો કરે છે. જેથી આપણી ગામડાંની શાળાઓના બાળકોનો પણ મોટો ભાગ ખેડુત વર્ગનો હોય છે. ફરજીઆત કેળવણીવાળા વડોદરા રાજ્યમાં શાળાઓમાંનાં આશરે ૭૦ ટકા બાળકો ખેડુત વર્ગનાં હોય છે.

**ખેતીનો વિષય પ્રાથમિક કેળવણીમાં જોઇએ.**

આપણી વસ્તી તેમજ શાળામાં જતાં બાળકોનો મોટો ભાગ ખેડુત વર્ગનો હોવાથી કોઇપણ પ્રકારની ખેતીની કેળવણી જરૂરની છે. પ્રાથમિક શાળાઓમાં જતાં બાળકોમાંથી ભાગ્યે ત્રણ કે ચાર ટકા માધ્યમિક શાળાઓમાં જતાં હશે. કૉલેજોમાં તો ઘણા ઓછાજ જઇ શકે છે. જેથી કૉલેજો કરતાં માધ્યમિક શાળાઓમાં, અને માધ્યમિક શાળાઓ કરતાં પણ પ્રાથમિક શાળાઓમાં ખેતીની કેળવણી વધારે અગત્યની છે. વળી હિંદુસ્તાનની ઉપજનો મોટો ભાગ જમીન મહેસુલમાંથી આવે છે; અને તેમાંથી કેળવણી માટે ખર્ચ કરવાનો હોય તો તે કર ભરનાર ખેડુત વર્ગને ઉપયોગી થઇ પડે તેવા પ્રકારની કેળવણીમાં વપરાવો જોઇએ. એટલે કે ખેડુત વર્ગને વિશેષ કેળવવામાં તેમજ તેમને જરૂરની એવી ખેતીની કેળવણી આપવામાં વધુ ખર્ચ થવો જોઇએ.

**લોકો ગામડાઓને અને તેના ધંધાઓને વળગીરહેવા જોઇએ.**

બીજા દેશોની માફક આ દેશમાં પણ ગામડાઓમાંથી વસ્તી કમી થઇ શહેરોમાં વધતી જાય છે. લોકો ગામડાં તેમજ ગ્રામ્ય ધંધાઓને છોડી દેતા જાય છે. વીસ કરોડ એકર જમીનમાં ખેતી થાય છે. એટલે કે વસ્તીના દરેક માણસ દીઠ પોણો એકર પણ પડતી નથી. જ્યારે ખેડુત વર્ગના પ્રત્યેક માણસ દીઠ આશરે એક એક એકર થાય છે. હજુ બીજી ખેતીને યોગ્ય એવી બાર કરોડ એકર જમીન પડતર પડી રહે છે. દેશની આવકનો મોટો ભાગ જમીન મહેસુલમાંથી આવતો હોવાથી લોકો ગામડાંને અને તેમની ખેતીવાડીને વળગી રહે તેમાંજ રાજ્યને પણ ઘણો ફાયદો છે. ગામડાંઓની તરફથી બીજી પણ અનેક દલીલો લાવી શકાય; જેમકે—

(૧) પ્રજાના શારીરિક, માનસિક અને નૈતિક બળમાં ગ્રામ્યજીવન ઘણો વધારો કરી આપે છે.

(૨) ખેતીથી જમીનની ફળદ્રુપતામાં ઘટાડો કર્યા સિવાય કુદરતનાં સાધનોમાંથી વાર્ષિક ધન ઉત્પન્ન કરી શકાય છે. જર્મની અને અમેરીકા જેવા દેશોમાં જ્યાં ખેતીની કેળવણી આપવામાં આવે છે ત્યાં પહેલાંના કોઇપણ વખત કરતાં ઘણોજ વધારે પાક હાલમાં ઉતરે છે.

(૩) ફત્તેહમંદ ખેતીથી, વેપાર, ઉદ્યોગ, ધંધા, લાવવા લઇ જવાનાં સાધનો વિગેરેમાં ઘણો સુધારો વધારો થાય છે, તેમજ તેથી ડહાપણભરેલાં પ્રજાકીય કામો પણ ઉપાડી શકાય છે.

(૪) મનુષ્યનો ખર્ચ વધતોજ જાય છે અને તેથી પણ પેદાશ વધારતા જવાની ખાસ જરૂર છે.

**ઉપરનું કાર્ય કેળવણીથીજ થઇ શકે.**

રાજ્ય તરફ નજર કરીએ તો રાજ્ય લોકોને ગામડાંમાં રહેવાની અને ખેતીને વળગી રહેવાની ફરજ પાડી શકે નહીં. રાજ્ય તે કામ કેળવણી મારફત ઘણી સારી રીતે કરી શકે. રાજ્યે એવી કેળવણી આપવી જોઇએ કે જેથી માણસોને તેમનાં ગામડાં અને ગ્રામ્ય ધંધાઓપર અપ્રીતિ ઉત્પન્ન ન થાય. પ્રજાની એ ફરજ છે કે ગામડાંઓમાં સબળ, બુદ્ધિમાન અને સંપત્તિમાન વસ્તીને ટકાવી રાખવી; અને તે માટે જરૂરનો ખર્ચ કરવો પડે તે ખર્ચ નથી પણ પ્રજાકીય મુડી છે, એમ સમજવું. સર હોરેસ પ્લન્કેટના શબ્દોમાં “સારી ખેતી, સારો ધંધો અને સારૂં જીવન” એજ વ્યાવહારિક આદર્શ છે; યોગ્ય કેળવણી, સમર્થ નાયકો અને સહકાર્ય એ અગત્યનાં સાધનો છે. સર્વ આગળ ધપતા દેશોમાં લોકો ગ્રામ્ય જીવનમાં આનંદ લેતા થાય અને તેનેજ અનુસરે તે માટે કેળવણીને ગ્રામ્યવસ્તીનાં બાળકોને યોગ્ય રૂપ આપવામાં આવે છે. તેવા દેશોમાં બાળકોને તો શું પરંતુ યુવાનોને પણ કેળવવા તથા યોગ્ય રસ્તે દોરવાનાં સાધનો તરફ પૂર્ણ લક્ષ આપવામાં આવે છે.

**પ્રાથમિક કેળવણીમાંજ ખેતીના વિષયની જરૂર.**

આપણા દેશમાં ખેતીના શિક્ષણ માટે આંગળીના વેઢાપર ગણાય તેટલી અડધો ડઝનેક કૉલેજો છે. માધ્યમિક શાળાઓમાં તેવું શિક્ષણ અપાતુંજ નથી. પછી પ્રાથમિકની તો વાતજ શી કરવી! કૉલેજમાં ખેતી શીખેલા કેટલા માણસો પોતે ખેતી કરી લોકોને સપ્રયોગ જ્ઞાન આપે છે ? તેમાંના ઘણા ખરા તો નોકરીજ કરે છે. પાયા વગર મકાન ટકી શકતું નથી; તેવીજ રીતે પ્રાથમિક કેળવણીમાં ખેતીની કેળવણીના પાયા સિવાય માધ્યમિક શાળા કે કૉલેજમાં અપાતું ખેતીનું શિક્ષણ કાંઇપણ ઉપયોગમાં આવતું નથી. ઉપરનાં સર્વ કારણોથી ખાત્રી થશે કે પ્રાથમિક કેળવણીમાંજ ખેતીના વિષયને સ્થાન મળવાની ખાસ જરૂર છે.

ખેતીવાડીની કેળવણી શાળાઓમાં આપવાની હોય અને તે પ્રાથમિક શાળાઓમાંજ આપવી ફાયદાકારક હોય તો તે કેવી રીતે આપી શકાય એ પ્રશ્નનું નિરાકરણ પહેલું કરવું જોઇએ. રસ્કિન કહે છે કે "કેળવણી માણસોને સદ્વર્તનશાળી બનાવવા માટેજ નહીં પણ તેઓ સદ્વર્તનની કદર કરી શકે તે માટે છે; તેમને ઉદ્યોગી બનાવવા માટેજ નહીં પણ તેમને ઉદ્યોગને ચાહતા કરવા માટે છે; તેમને શુદ્ધ બનાવવા ખાતરજ નહીં પરંતુ તેમની વૃત્તિઓ શુદ્ધતાપર ચોટાડવા માટે છે; તેમને ન્યાયી બનાવવા માટેજ નહીં પરંતુ ન્યાયના ભૂખ્યા તથા તરસ્યા બનાવવા માટે છે."

**પ્રાથમિક શાળાઓમાં ખેતીનું શિક્ષણ કેવી રીતે આપી શકાય.**

સર્વ કહે છે કે ખેતી શીખવવા માટે તો ખેતીમાંથી પોતાનું ભરણ પોષણ કરનાર ખેડુતના ખેતર પરજ જવું જોઇએ. હજુ સુધી શાળા તેને માટે યોગ્ય ગણાઇ નથી. શાળામાં તો ઉપયોગ ખાતર જરૂર પુરતું જ્ઞાન આપી શકાય. તથા બાળક પોતે કેટલી શકિતવાળું છે, તે તેને બતાવી શકાય. જેથી પ્રાથમિક શાળાઓનું કામ એવી પ્રતિનું હોવું જોઇએ કે જેને લીધે તેઓને તેમની પરિસ્થિતિમાં, અને ગ્રામ્યજીવનનાં કાર્યોમાં આનંદ–રસ–પડે; એટલે કે અભ્યાસક્રમનો વ્યાવહારિક જીંદગી સાથે સંબંધ જોડવો જોઇએ. ચોપડીઓના અભ્યાસથીજ નહીં પણ મેન્યુઅલટ્રેનિંગ, શાળાબાગ, સૃષ્ટિનિરીક્ષણ (કુદરતનો અભ્યાસ), ગૃહશાસ્ત્ર વિગેરેથી પણ બાળકોની બુદ્ધિ તથા શકિતઓનો વિકાસ થઇ શકે છે, તે વાત હજુ સુધી શિક્ષકો, માબાપો, અને વિદ્યાર્થીઓના લક્ષમાં બીલકુલ આવી નથી.

ખેતીવાડીનું શિક્ષણ પ્રાથમિક શાળાઓમાં આપવાનું હોય તો અભ્યાસક્રમ નક્કી કરવામાં નીચેની બાબતો પર ખાસ ધ્યાન આપવાનું છેઃ–

(૧) ખેતીવાડી એ એક સાંસ્કારિક (Cultural) તેમજ આર્થિક વિષય છે.

(૨) ખેતીવાડી એ એક ધંધા તરીકે ગણતાં પણ તે પૈસા પેદા કરનાર તેમજ ઘર બનાવનાર (Home–making) ઉદ્યોગ છે.

(૩) ખેતીનું શિક્ષણ બને ત્યાં સુધી ઋતુ પરત્વે રાખવાની જરૂર છે.

(૪) ખેતીના શિક્ષણથી બાળકના જ્ઞાનનો તેની જીંદગીની રસમય બાબતો સાથે સૂક્ષ્મ સંબંધ બંધાવો જોઇએ.

(૫) ખેતીનું શિક્ષણ સ્વભાવે શાસ્ત્રીય, ઉપયોગમાં આર્થિક અને ઉદ્દેશ તથા અસરમાં સાંસ્કારિક હોવું જોઇએ.

(૬) ખેતીનો વિષય સ્વાભાવિક રીતે અમુક નિયમોને વળગી રહે તેવો ન જોઇએ. તેને શીખવવામાં પણ અમુકજ નિયમો કે પદ્ધતિઓને વળગી રહેવાની જરૂર નથી.

(૭) ખેતીનું શિક્ષણ ઉદ્દેશ, પદ્ધતિ અને પરિણામમાં ચોકસ હોવાની જરૂર છે.

(૮) ખેતીના શિક્ષણમાં તે વિષય વિદ્યાર્થીઓને યોગ્ય બનાવવા પુરતું શાસ્ત્રીય શિક્ષણ હોવું જોઇએ. ખેતરપર તેના પ્રયોગોની કસોટી કરી શકાય તેટલું

અને શાસ્ત્રીય પદ્ધતિના ઉપયોગ સિવાય જે પરિણામ આવે છે, તે કરતાં સારાં પરિણામ આવે તેટલું તે ક્રિયાત્મક હોવું જોઇએ, અને સાંસ્કારિક કેળવણી આપી શકે તેટલું તે રસ–સૌંદર્યવૃત્તિવાળાને રૂચિકર હોવું જોઇએ.

અભ્યાસક્રમના વિષયો નક્કી કરતાં ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે કે ખેડુતો જેને ઉપયોગી ગણે છે તેજ વિષયો દાખલ કરવા જોઇએ એમ નથી.

**અભ્યાસક્રમના વિષયો અને તેમનો મુખ્ય (ખેતીના) વિષય જોડે સંબંધ કેવી રીતે કરવો તે.**

શાળાનો પ્રયાસ તો વનસ્પતિ અને પ્રાણી જીવન બાળકની દૃષ્ટિ સમક્ષ ખડું કરવાનો અને બાળકનો તેની પરિસ્થિતિ સાથે સંબંધ જોડવાનો હોવો જોઇએ. સારા ખેડુત થવા માટે કુદરતનું સારૂં જ્ઞાન હોવાની જરૂર છે. જેથી વિષયો નકકી કરી શીખવતાં તેમનો ખેતી જોડે સંબંધ જોડી આપવો જોઇએ. આ કામ યોગ્ય રીતે થાય તે માટે વિષયો તથા તેમનો અભ્યાસ નીચે પ્રમાણે થઇ શકે.

### સ્વભાષા.

બાળકોને સામાન્ય પદાર્થો અને દેખાવોનું વર્ણન આપતાં શીખવવું, ઉદાહરણ તરીકે વાડો, શાકભાજી, ઢોર બાંધવાની જગા, ઢોર, વાવણી, કાપણી, વિગેરે ગામડાનાં માણસોનું વર્ણન જેમાં ખાસ કરીને સાદાઇ, સત્ય, અતિથિ સત્કાર અને એવા બીજા ગુણો આગળ પડતા હોય, તેમજ જુના તથા નવા લેખકો તથા કવિઓનું ગદ્ય તથા પદ્ય, જેમાં ગ્રામ્ય દેખાવો અને ગ્રામ્ય જીવનનું આબેહુબ વર્ણન આપેલું હોય તે શીખવવું.

### ગણિત.

ગણિતના વિષયમાં માપવાનું તથા જોખવાનું કામ બાળકો પાસે કરાવી શિક્ષણ આપવું. જીલ્લામાં વ્યવહારમાં ચાલતાં માપ તથા વજનથી તે શિક્ષણ આપવું. ઘઉં, બાજરી, જાર, ચોખા, ડાંગર, દૂધ ઘી વિગેરે પદાર્થોની ખરી કિંમતની તપાસ કરવાનું અને ખરી કિંમતથીજ હિસાબ કરવાનું શીખવવું. ખેતીના કામમાં થતા ખર્ચના આંકડા કાઢતાં શીખવવું. જેમકે ખેતર ખેડવાનું ખર્ચ, વાડ કરવાનું ખર્ચ, રોપવાનું, નીંદવાનું, વાઢવાનું ખર્ચ વિગેરે. મજુરીના દરનું પણ જ્ઞાન આપવું. પોસ્ટથી, રેલવેથી, ગાડાંથી, ગુણોથી મજુરના માથા પર વિગેરે રીતે પદાર્થો મોકલવાથી થતા ખર્ચની કાંઇક તુલના કરાવવી. આંખથી ભીંત, ઝાડ, ગંજી, વિગેરેના અંતર કે માપનો, ઉંચાઇ કે કદનો, તેમજ વજનનો આશરો કઢાવવો. ગાય કે ભેંશનું જુદે જુદે વખતે નીકળતું દૂધ બતાવાય તેવા નકશા કાઢતાં શીખવવું. તેમજ હળ, સમાર વિગેરે ખેતીનાં સાધનો તેમજ બારણાં બારીઓ, છાપરૂં, ભીંત, ઘર વિગેરે બનાવતાં થતા ખર્ચના અડસટ્ટા કાઢતાં શીખવવા.

### ભૂગોળ.

ભૂગોળ શીખવવાની નવીન પદ્ધતિ એવી છે કે તેનાથી ગામડાના બાળકમાં તેની આસપાસના પદાર્થોથી આનંદ સાથે બુદ્ધિનો પણ વધારો કરી શકાય. આ વિષયમાં મુખ્યત્વે કરીને સ્થાનિક સ્થિતિનું–હવા, પાણી, પવન, વરસાદ, નીચી ઉંચી જમીન, નદી, કાંસ, ખેતીની જમીન વિગેરેનુ અવલોકન કરાવવાનું હોય છે; તેમજ એ સ્થિતિથી અમુક જગાનાં

વનસ્પતિ, પ્રાણી તેમજ મનુષ્યના ઉદ્યોગો તેમજ તેમની ચંચળતા પર થતી અસર પણ જાણવાની જરૂર છે.

## ઇતિહાસ.

ઇતિહાસની પદ્ધતિ પણ ભૂગોળ જેવીજ છે. પરંતુ ભૂગોળના સામાન્ય નિયમો સમજાવવા માટે અવલોકન કરવાના જેટલા પદાર્થો વિગેરે મળે છે તેટલા ઇતિહાસ માટે મળે તેમ નથી. તોપણ ગામડાંની શાળાઓમાં ગામનો ઇતિહાસ તેમજ આજુબાજુની જાણવા લાયક જગાઓનો ઇતિહાસ શીખવવા માટે શિક્ષક યત્ન કરે તો ઘણું થઇ શકે તેમ છે.

## સૃષ્ટિનિરીક્ષણ

ઘણા દેશોમાં—ખાસ કરીને પશ્ચિમના દેશોમાં આ કામ ઘણી સારી રીતે થાય છે. આ કામ માટે અનેક પ્રસંગો સર્વ જગાએ મળે છે. જ્યાં આ વિષયનું શિક્ષણ ઉત્તમ પ્રકારનું અપાતું હોય તે શાળામાં બાળકો ઉષ્ણતા, પવન, વરસાદ વિગેરે રોજ માપ ઉપરથી નોંધી લે છે; ઋતુ પરત્વે દેખાતાં પક્ષીઓ, જીવજંતુઓ, ફળ, ફૂલ અને પાકની હકીકત તૈયાર કરે છે. શાળાના બાગમાંના અગર શાળામાં રાખેલા છોડ, પતંગીયાં, જીવડાં વિગેરેની જન્મથી મરણ પર્યંતની હકીકત ચિત્રો સાથે પોતાની નોંધપોથીમાં લખી લે છે.

સૃષ્ટિનિરીક્ષણના મોટા ભાગને ભાષા, ભૂગોળ, વ્યાવહારિક ગણિત અને ચિત્ર સાથે ગુંથી શકાય. ખેતર, ઘર, બાગ વિગેરેપરથી અનેક જાતની ચર્ચા થઇ શકે. જમીનના ઢોળાવ, નદી, વહેળા, કાંસ, હવાપાણી, પ્રાણી, વનસ્પતિ વિગેરે સંબંધી હકીકત લાવી શકાય. વનસ્પતિ પાકના નકશામાં બતાવી શકાય. માપેલા ભાગોને માપ પ્રમાણે દોરી શકાય. પાસેની કે દૂરની આસપાસની જગાના કે ગામના અવલોકન પરથી દોરવાના નકશામાં ભૂગોળની જરૂર પડે. તેમજ સંબંધમાં આવતા કુદરતી પદાર્થો જેવા કે—પાંદડાં, ડાળીઓ, કળીઓ, ફળ, ફૂલ, જંતુઓનું જીવન તેમજ રોજ ઉપયોગમાં આવતા બીજા પદાર્થો ચિતરવામાં ચિત્રની મદદ પણ લેવી પડે.

# ખેતીના વિષયનો અભ્યાસક્રમ.

શાળાનો અભ્યાસક્રમ સાત વર્ષનો ગણતાં ખેતીનો વિષય નીચે પ્રમાણે વહેંચી શકાયઃ

### પ્રથમ ભાગ--પહેલાં ત્રણ વર્ષ માટે.

સામાન્ય પશુ તથા પક્ષીઓ, ઝાડ, પાકને નુકશાન કરનાર છોડ, જીવજંતુઓ, સાદુ બાગ કામ વગેરે.

### બીજો ભાગ—ચોથા તથા પાંચમા વર્ષ માટે.

પ્રથમ ભાગની બાબતો—પરંતુ વિદ્યાર્થીને કાંઇક કરવું પડે તેવા રૂપમાં. જેમકે પાકને નુકશાનકારક છોડનાં બીજ એકઠાં કરવાં ને વેચાતા દાણામાં કઈ જાત વધારે આવે છે તે નક્કી કરવું. ગામમાં વધુ થતા પાકનાં બીજની ઉત્પાદક શક્તિ નક્કી કરવી વગેરે.

### ત્રીજો ભાગ—છઠ્ઠુ અને સાતમું વર્ષ.

પશુઓની જાત ઓળખવાની, તેમની કુટેવો ખોળી કહાડવાની, કિંમત નક્કી કરવાની રીતો વિગેરે; પાક, જમીનની જાત, બાગકામ; ડેરીનું કામ; જંતુ તથા બીની તપાસ; જંગલ કે ઉપયોગ માટેનાં ઝાડ ઉછેરવાની રીત; ખાતર વિગેરે.

એકંદર રીતે જોતાં પહેલાં ત્રણ વર્ષમાં સાધારણ સૃષ્ટિ નિરીક્ષણ, ચોથા તથા પાંચમા વર્ષમાં ઉંચા પ્રકારનું સૃષ્ટિ નિરીક્ષણ અને છઠા તથા સાતમા વર્ષમાં ખેતીવાડીનાં મૂળ-તત્વો આવે છે, આ અભ્યાસક્રમમાં દરેક જગાની જરૂરીઆત પ્રમાણે જે તે જગાની મુખ્ય બાબતો પર વિશેષ ધ્યાન આપી શકાય, અને દરેક વર્ષ માટે પણ વહેંચી શકાય; જેમકે-

## પહેલું વર્ષ.

(૧) ઢોર-ખાસ કરીને ગાય તથા ભેંશ.

(૨) ઘઉં, ચોખા, બાજરી કે કઠોળ (જે તે જગાએ વધુમાં વધુ પાકતું હોય તે.)

(૩) કસારી, ઉધાઇ, ઇયળ અને બીજાં ઘરમાં થતાં જંતુઓ.

## બીજું વર્ષ.

(૧) દાણા-ચંદી-ઘરનાં પ્રાણીઓ માટે યોગ્ય દાણો.

(૨) પ્રાણીઓ માટે ચારાના છોડ ( સુંઢીયું, ગીનીઘાસ, પરાળ, જુવાર બાજરીની કડબ વગેરે. )

(૩) કાગડો કે તેવું પજવનાર બીજું કોઇ સ્થાનિક પક્ષી.

(૪) મચ્છર અને તેનો જુદા જુદા રોગ સાથેનો સંબંધ.

(૫) જંતુનાશક તરીકે-દેડકું.

## ત્રીજું વર્ષ.

(૧) ઝાડનો અભ્યાસ; છાયા કે શણગાર માટેનાં ઝાડ.

(૨) બી અને છોડનો ફેલાવો ( ખાસ કરીને પાકને નુકશાન કરનાર છોડ )

(૩) સાપ, વીંછી અને તેનો ભય.

(૪) બળદ અને તેની સંભાળ લેવાની રીત.

(૫) કીડી અને તેનો નાશકારક જંતુઓ સાથેનો સંબંધ.

(૬) ઘરનો કે શાળાનો બાગ અને તેની સંભાળ.

## ચોથું વર્ષ.

(૧) પાણીનાં રૂપ અને જમીન સંબંધે તેમનાં કાર્ય.

(૨) ખાબોચીયાં અને વહેળામાંનાં પ્રાણીઓ.

(૩) ન્હાનાં ઝાડ અને વેલાઓનાં જાણીતાં ફળ.

(૪) પશુ પક્ષીઓનું આર્થિક જ્ઞાન.

(૫) હવા પાણી અને પાક તૈયાર કરવામાં તેનો ભાગ.

(૬) ખેતરના પાકનાં પાંદડાં ખાઈ જનાર જંતુઓ.

## પાંચમું વર્ષ.

(૧) ફળ માટેની વાડી-ઘરના ઉપયોગ માટે અને વેપાર માટે.

(૨) છોડના રોગ-વાડીનાં ફળ ઝાડ અને ખેતરના પાકને લગતા.

(૩) પતંગીયાં, ઉધાઇ, ઇયળ, કીડા, ખેરી વગેરે-જે સ્થાનિક જંતુઓ નુકશાન કરનાર હોય તે.

(૪) અળસીયાં અને તેમનું જમીન પરનું કાર્ય.
(૫) ઘર પાસે જંતુ નાશક તરીકે—ચામાચીડીયાં.
(૬) શાળા અને ઘરના બાગનો ઉપયોગ.

## છઠ્ઠું વર્ષ.

છોડ અને તેના આસપાસના પદાર્થો વગેરે સાથેનો સંબંધ.

(૧) છોડનો પાણી, હવા, પ્રકાશ, ગરમી ને ખોરાક સાથેનો સંબંધ. આ પાંચ ચીજો છોડ ક્યાંથી મેળવે છે; અને તેનો ઉપયોગ કેવી રીતે કરી શકે છે તે.
(૨) જમીન અને છોડના ખોરાકનો સંગ્રહ.
(૩) જમીનની ફળદ્રુપતાની સાચવણી—કઠોળ વાવીને, લીલું ખાતર નાખીને, અમુક ક્રમે પાક કરીને.
(૪) જમીનમાં ફળદ્રુપતા લાવવા માટે ખાતરનું સાધાન.

## સાતમું વર્ષ.

(૧) વ્યાપારી ખાતર તથા ઝાડનો ખોરાક તૈયાર કરવામાં સુક્ષ્મ જંતુઓનું (બેકટી-રીઆનું) કાર્ય.
(૨) છોડ ખોરાક કેવી રીતે લે છે તે; તેજાબ અને (અલ્કલી) ખારવાળી જમીન.
(૩) જમીનમાં પાણી કે ભીનાશ રહેતી હોય તેવાં ખેતરો.
(૪) ખેડ વગેરેથી જમીનમાં રહેલા ભેજનું સંરક્ષણ.

આ ક્રમની કોઇ પણ એક બાબતમાં બાળકોને ઘણું શીખવી શકાય છે. દાખલા તરીકે પહેલા વર્ષની પહેલી બાબત—ઢોર લઇએ; અને તેમાં શું શું લાવી શકાય તે જોઇએ.

## ઢોર.

(૧) ખોરાક.
(ક) ખોરાકની જાત અને તેની ઉત્પત્તિ.
(ખ) જૂદી જૂદી જાતનો ખોરાક ક્યારે ક્યારે ખવડાવવો તે.
(ગ) કેટલીએક જાતનો ખોરાક આપતાં વાપરવાની આગમચેતી.
(ઘ) ખવડાવવામાં સંભાળ નહીં રાખવામાં આવેથી થતાં દુઃખના ઉપાય.
(ઙ) ખોરાક આપવાનો વખત.
(ચ) ખોરાકનું પ્રમાણ.
(છ) પાચનક્રિયા.

(૨) પાણી.
(ક) ઢોર માટે સારૂં કે ખરાબ પાણી.
(ખ) પાણી પાવાનો વખત.
(ગ) પીવાતા પાણીનું પ્રમાણ.
(ઘ) ગાય અને ભેંશથી પીવાતા પાણીના પ્રમાણની તુલના.
(ઙ) શરીરથી થતો પાણીનો ઉપયોગ અને તેની વપરાશ પછીથી થતી વ્યવસ્થાનાં સાધનો.

(૩) રક્ષણ.

(ક) રક્ષણની અગત્ય—કુદરત પાંચ તત્વો સામે પ્રાણીનું રક્ષણ કેવી રીતે કરેછે?

(ખ) રક્ષણ અને ખોરાકનો સંબંધ.

(ગ) ઢોરના રક્ષણ માટે કરવામાં આવતાં ઘર, તેમાં પ્રકાશ, હવા અને સ્વચ્છતા.

(ઘ) ઘરમાં રાખવાથી થતા રોગ, તેનો અટકાવ અને ઉપાય.

(ઙ) જીવજંતુ, માખી વગેરેના ત્રાસથી કરવાનું રક્ષણ.

(ચ) જૂદા જૂદા રોગોથી કરવાનું રક્ષણ.

(છ) અકસ્માત, ઘા, ભાગતા અવયવો વગેરેથી કરવાનું રક્ષણ.

(૪) સ્વસંરક્ષણ.

(ક) મોટાં દુશ્મનો અને બીજાં પ્રાણીઓથી.

(ખ) માખી, મચ્છર અથવા ડાંસથી.

(ગ) રોગથી.

(ઘ) સ્વરક્ષણને સંબંધ કર્તા એવી શરીરની રચના તથા ટેવો; શિંગડાં કાપવાનો રિવાજ.

(૫) સાધારણ રીતે ઢોરનો ઉપયોગ કરતાં મનુષ્યે રાખવાનું વર્તન.

(૬) ઢોરની જાત (ઓલાદ) અને ગુણ.

(ક) સામાન્ય જાતો અને તેનાં નામ.

(ખ) દરેક જાતના ખાસ ગુણ.

(ગ) પ્રત્યેક જાતની ઉત્પત્તિ તથા વૃદ્ધિ વગેરેનો ઇતિહાસ, ઉત્પત્તિની ક્રિયા સંબંધી સામાન્ય માહિતી સાથે.

(ઘ) દરેક જાતને ઓળખવાની રીત, ઓળખવામાં વપરાતા ખાસ શબ્દો, તેમની રીતભાત, ડાચું, આંખ, મુખ, કપાળ, કાન, ગરદન, ખભા, નસો વગેરે.

(ઙ) પ્રત્યેક જાત માટે યોગ્ય ખોરાક.

(૭) ખેતીવાડીને અંગે રાખેલા દહીં દુધ માટેના કારખાનાની રીત. (Dairy).

(ક) ખોરાક સંબંધમાં.

(ખ) પ્રાણીને રાખતાં પડી રહેલી નિરૂપયોગી ચીજોની સંભાળ.

(ગ) ડેરી માટેની ખેતી. પાકનો ક્રમ.

(ઘ) ડેરી માટે ખેતરોની પસંદગી.

(૮) ડેરી માટેની ગાય ભેંશોની સંભાળ.

(ક) ખોરાક (ખ) ઘર (ગ) સામાન્ય ઉપચારો.

(૯) ઘરમાં બનાવવાના દહીં, માખણ, ઘી વગેરેની રીતો અને તેમાં સ્વચ્છતા કેટલી જળવાય છે અને કેટલી જાળવી શકાય તે.

(૧૦) ગાય, ભેંશની નોંધ રાખવી. (દૂધનું પ્રમાણ, દોહવાનું નિયમિતપણું વગેરે.)

(૧૧) દૂધનો સ્પર્શ.

(ક) ઢોર અને તેને દોહનારની તૈયારી.

(ખ) દૂધના વાસણની જાતો.

(ગ) દોહવાના સંચા.
(ઘ) મલાઈ જુદી પાડનાર યંત્ર (સેપરેટર), તેની કિંમત અને ઉપયોગ.
(ઙ) માખણ બનાવનાર યંત્ર, તેની કિંમત ને ઉપયોગ.
(ચ) ડેરી તથા ઘરમાં માંખણ, ઘી વગેરે બનાવવાની રીતોની તુલના.

(૧૨) દૂધની સંભાળ.
(૧૩) દૂધમાંથી બનતી ચીજોનાં કારખાનાં વગેરે.

**અગાઉથી શિક્ષકો તૈયાર કરવાની રીત.**

હવે જો પ્રાથમિક શાળાઓના અભ્યાસક્રમમાં ફેરફાર કરવાનોજ હોય, તેમાં સૃષ્ટિ નિરીક્ષણ અને ખેતીવાડીના વિષયને સ્થાન આપવાનુંજ હોય, અને આગળ બતાવ્યું તેમ સર્વ વિષયો ખેતીના સંબંધથીજ શીખવવાના હોય તો તે શીખવનાર યોગ્ય શિક્ષકોનો પ્રથમજ વિચાર કરવાની જરૂર છે. આપણા દેશમાં શિક્ષકો તૈયાર કર્યા શિવાય એકદમ અભ્યાસક્રમમાં ફેરફાર કરવાનો રિવાજ છે. આપણે ઘણી વખત ભવિષ્યનો વિચાર કરતાજ નથી. પ્રત્યુત્પન્નમતિની માફક વખત આવ્યે જાગીએ છીએ; અને વર્તમાન-નાજ ફેરફારો કરીએ છીએ. આથી શિક્ષકો તૈયાર હોતા નથી અને તેઓ કરેલા ફેરફારને યોગ્ય રીતે અમલમાં મૂકી શકતા નથી. ભવિષ્યમાં સમાજની શી સ્થિતિ થશે, અને તેને માટે શાળાઓમાં શા શા ફેરફાર કરવાની આવશ્યકતા છે તથા તે ફેરફાર માટે શિક્ષકો કેવા હોવા જોઇએ, એ સંબંધી વિચાર ટ્રેનિંગ કૉલેજોએ, અગર તો તેના ચાલકો કે અધિકારીઓએ કરવાનો છે. આ કામ માટે ટ્રેનિંગ કૉલેજોના પ્રિન્સિપલો તરીકે દૂર-દર્શી માણસો પસંદ કરી તેમને યોગ્ય સ્વતંત્રતા આપવાની જરૂર છે.

**ટ્રેનિંગ કૉલેજોના શિક્ષકો કેવા જોઇએ.**

ખેતીવાડીની કૉલેજમાં અભ્યાસ ન કર્યો હોય તેવા શિક્ષકો પણ પ્રાથમિક શાળાને યોગ્ય ખેતીના વિષયનો સાદો અભ્યાસ ટ્રેનિંગ કૉલેજોમાં કરાવી શકે. તેમનામાં ફક્ત ખેતરનો અનુભવ, સામાન્યવિજ્ઞાનની સારી કેળવણી, પોતાના કામમાં પ્રીતિ, આગળ પડી કામ કરવાની શક્તિ અને શિક્ષક તરીકેના બીજા સામાન્ય ગુણ હોવા જોઇએ. ટ્રેનિંગ કૉલેજ એક સમાજ છે. અને તેમાં પ્રિન્સીપાલ, શિક્ષકો તેમજ ટ્રેનિંગ લેવા આવેલા વિદ્યાર્થીઓ સર્વેએ એકજ ઉદ્દેશથી કામ કરવું જોઇએ. તેમજ પરસ્પર સહાય કરવાને તૈયાર રહેવું જોઇએ. તેમ થાય તોજ ઐક્યનો જુસ્સો વિદ્યાર્થીઓમાં આવી લોકોમાં પણ ભવિષ્યમાં ઐક્યની વૃદ્ધિ થાય.

**ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ.**

સર્વ પ્રકારનાં સાધનોવાળી શિક્ષકો કેળવવાની કૉલેજમાં ખેતી, યંત્રો કે ખેતીનાં ઓજારો, આરોગ્યતા, ગ્રામ્યકળાઓ, ગૃહકરકસર, વગેરે વિષયો હોવા જોઇએ. શાકભાજી તથા ફળફુલ માટેની વાડીઓ તેમજ ખેતર કૉલેજને અંગે હોવાં જોઇએ. ભવિષ્યના શિક્ષકોએ દરરોજ વાડી તથા ખેતરપર ઘણા કલાકો ગાળવા જોઇએ. ત્યાં પાકની જાતો, જમીનની જાતો, બી પરીક્ષા, દુધ માખણ ઘી તથા તે આપનાર પ્રાણીઓ તેમજ બીજી બાગ તથા ખેતરમાં થતી ચીજોનો અભ્યાસ કરવો જોઇએ. ઉત્તમ કૉલેજમાં વાડી કે ખેતર સંબંધી તમામ કામ વિદ્યાર્થીઓએજ કરવું જોઇએ.

**માબાપ અને બાળકોનો અસંતોષ અને શિક્ષકોનો આશય.**

માબાપો હમેશાં ફરિયાદ કરે છે કે અમારાં બાળકોને યોગ્ય કેળવણી મળતી નથી. હાલની કેળવણીથી તો તેઓ પોતાના ગ્રામ્ય ધંધાઓને ધિક્કારે છે, તેમને ગંદા અને હલકા ગણે છે, અને દરેક જણુ નોકરી કરવા તરફ લલચાય છે. નોકરી ઘણુંખરૂં ઇચ્છા પ્રમાણે મળતી નથી, ધાર્યો પગાર મળતો નથી તેથી આખરે માબાપો અને તે છોકરાંઓ પણુ અસંતોષી બને છે; અને બાળકોને શાળામાં મોકલી કેળવણી આપવાથી કાંઇ ફાયદો નથી એવા વિચારોની હિમાયત કરે છે. આ અસર દૂર કરવામાં ખેતીનો વિષય તેમજ પ્રાથમિક શાળાના શિક્ષકો ઘણું કરી શકે તેમ છે. સૃષ્ટિનિરીક્ષણુ કે ખેતીનો વિષય શીખવનાર શિક્ષકનો મુખ્ય આશય—**બાળકો કુદરત તથા ગ્રામ્ય જીવનને ચહાતાં શીખે અને તેમનું મન આખી જીંદગી પર્યંત ગ્રામ્ય ઉદ્યોગો તરફ આકર્ષાયાં કરે,** તેવી કાયમની અસર બાળકોપર કરવાનો હોવો જોઇએ.

**ખેતી જેવો મોટો વિષય પ્રાથમિક શાળાઓમાં શી રીતે શીખવી શકાય ?**

એક વાંધો હરહમેશ લાવવામાં આવે છે; અને તે એટલોજ કે ખેતીવાડીનો વિષય અગાધ સમુદ્ર જેવો છે. તે પ્રાથમિક શાળાઓમાં શી રીતે શીખવી શકાય ? આ પ્રશ્નનો ખુલાસો એટલોજ છે કે—ગણિતનો વિષય ઘણોજ અઘરો અને બહોળો છે, તે પ્રાથમિક શાળાઓમાં શી રીતે શીખવાય છે ? ઇતિહાસ, ભૂગોળ, ભાષા એ પણુ તેવાજ અગાધ વિષયો છે. તે પ્રાથમિક શાળાઓમાં શી રીતે શીખવાય છે ? સર્વ વિષયોમાં આપણે સાદી, સરળ બાબતો શરૂઆતમાં શીખવીએ છીએ; અને અઘરી બાબતો આગળ ઉપર શીખવવાનું રાખીએ છીએ. ગણિતના વિષયમાં સાદું અંકગણિત પ્રાથમિક શાળાઓમાં; અઘરૂં અંકગણિત, બીજગણિત, ભૂમિતિ માધ્યમિક શાળાઓમાં; અને ત્રિકોણમિત્તી, સ્ટેટીક્સ, ડાઇનેમીક્સ, કેલ્કયુલસ વિગેરે કૉલેજોમાં શીખવીએ છીએ. આજ રસ્તો ખેતીવાડીના વિષય માટે કેમ ન લઇ શકાય ? ઇચ્છા હોય તો રસ્તો તેની મેળે જ જડી આવે.

**રા. સા. અંબાશંકર ઉત્તમરામ મલજીએ** (ભરૂચ) આ વિષે બોલતાં જણાવ્યું કેઃ— જે વિષયની ચર્ચા ઉપાડવામાં આવી છે તેનું અભ્યાક્રમમાં નામ કે નિશાન નથી. ગામડામાં પ્રાથમિક શાળાઓમાં ખેતીનું શિક્ષણુ ઘણુંજ અગત્યનું છે. પ્રાથમિક કેળવણીનાં ગ્રામ્ય ધોરણો રદ થવાથી એક સારૂં પરિણામ એ આવશે કે સર્વેને સરખું શિક્ષણુ મળશે. ગ્રામ્ય ધોરણોમાં ખેતીવાડીની યોજના કરી હોત તો સારૂં થાત. નવ દસ વર્ષની ઉમર પછી વિદ્યાર્થીઓ વ્યાવહારિક જ્ઞાન મેળવી શકે તે વખતે ખેતીનું શિક્ષણુ ફરજીઆત કરવું જોઇએ. શેઠને બદલે નોકરોના હાથમાં હાલ ખેતીનું કામ જાય છે અને નોકરો જોઇએ તેવા માહિતગાર હોતા નથી. ઢોરના રોગ, છોડના રોગ વગેરે વિષે ખેડુતો કાંઈ ન જાણે તો ૮૫ ટકા લોકોના ધંધા તરફ દુર્લક્ષ રાખ્યું કહેવાય ? માટે શરૂઆતથીજ આ પાઠ શીખવવા જોઇએ: અને મહેનત કરવામાં શરમ નથી તે સમજાવવું જોઇએ. મ્હારે રોજ ૭ કલાક ખેડુત સાથે કામ પડે છે તેમાં મ્હેં જોયું છે કે ખેતીના કામની માહિતી ઓછી હોવાથી તેઓ કાંઇજ સુધારો કરી શકતા નથી.

# બીજો દિવસ.

તા. ૨૪ અકટોબરને દિવસે બપોરે ૧–૩૦ વાગે પરિષદની બીજી બેઠક મળી હતી.

## પહેલો ઠરાવ.

રા. નંદનાથ કેદારનાથ દીક્ષિતે (વડોદરા) નીચેનો ઠરાવ પરિષદ સમક્ષ રજુ કર્યો હતો:—

**૧ (૧) જે દેશી રાજ્યોએ કેળવણી મફત અથવા મફત અને ફરજીઆત કરી છે ત્હેમને આ પરિષદ અભિનંદન આપે છે અને બીજાંને તેવાંજ પગલાં ભરવાની ભલામણ કરે છે.**

**(૨) પ્રાથમિક કેળવણીનો સત્વર પ્રસાર કરવા તેમજ તે મફત અને ફરજીઆત કરવા આ પરિષદ સરકારને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.**

**(૩) લોકલબોર્ડના અને એજન્સીના પ્રદેશમાં જે દરેક ગામમાં પંદર વિદ્યાર્થીઓ ભણુવાને તૈયાર હોય તે સર્વેમાં નિશાળો પાંચ વર્ષમાં સ્થાપવાનો નિશ્ચય સરકારે કરવો જોઇએ અને તેની સિદ્ધિ માટે ચોક્કસ યોજના બહાર પાડી તે દર વર્ષે અમલમાં મૂકવી જોઇએ તેમજ તે માટે કેળવણીની ગ્રાંટમાં જરૂરી વધારો કરવો જોઈએ.**

આ વિષે બોલતાં રા. દીક્ષિતે જણાવ્યું કે આ ઠરાવના ત્રણુ વિભાગ છે, અને કેળવણી વધારે સુલભ થાય તે સંબંધીજ છે. દુનિયાના સુધરેલા દેશોમાં ગણાવાને આપણો દેશ યોગ્ય છે, પણુ આપણે ધ્યાનમાં રાખવું જોઇયે કે આપણી કીંમત હાલ યૂરોપની દૃષ્ટિથી અંકાશે. યૂરોપનો એક સિદ્ધાન્ત એ છે કે જે દેશના લોકો લખી વાંચી જાણે તે દેશ સુધરેલો કહેવાય. આ માન્યતા વીસમી સદીમાં ખોટી કહેવાય નહિ. પરપીડન માટે નહિ પણુ સ્વરક્ષણુ માટે–આપણા હિતને માટે સર્વે કેળવાયેલા હોવા જોઇએ. આ કાર્ય આપણુ સર્વનું છે એટલે આપણા નેતા રાજાનું હોય એમાં નવાઇ નથી. માટે આપણે દેશી અને બ્રીટીશ સરકારને વિનંતિ કરીશું કે ત્હેમણે કેળવણી મફત અને ફરજીઆત કરવી. પણુ કોઇ પૂછશે કે ફરજીઆત શા માટે ? તેના જવાબમાં કહેવાનું કે આપણી એવી ભાવના છે કે સરકાર આપણા માબાપ છે તો માબાપની ઇચ્છા હોવી જોઇયે કે બાળકો છે તે કરતાં સારાં થાય. જાનમાલના રક્ષણુ કરતાં આ વધારે મહત્ કાર્ય છે. બાળકને માલમતા નથી; ફક્ત શરીર અને આત્મા છે. માટે આત્મા અને ઉદર પોષાય તેવાં પગલાં લેવાં જોઈએ. અને શરીરના રોગ મટાડવાને જેમ માબાપ ઓસડ પાય છે તેમ આત્માની ઉન્નતિ માટે કેળવણી પણુ ફરજીઆત કરવી જોઇએ.

હવે, હું વડોદરાની થોડી વાત કરીશ. ત્યાં આજથી ૯ વર્ષ ઉપર કેળવણી ફરજીઆત કરવામાં આવી. શ્રીમંત મલ્હારરાવના વખતમાં કેળવણી માટે વાર્ષિક ખર્ચ ૧૪ હજારનું હતું તે વધીને હાલ ૧૪ લાખનું થયું છે. અને ૨૧ લાખનું બજેટ તૈયાર કરેલું છે. ચાલીસ વર્ષ ઉપર જ્યાં ૧ રૂપીઓ ખર્ચાતો હતો ત્યાં હાલ ૧૫૦) રૂપીઆ અમે ખર્ચીએ

છીએ. શિક્ષણનાં ફળ એકદમ દેખાતાં નથી. પરન્તુ સૂક્ષ્મ જીવનમાં તે એવી તો ઉંડી અસર કરે છે કે તેનાં ફળ જોવા માટે એક પેઢી તપાસવાની જરૂર છે. વડોદરાનાં ૩૧૦૦ ગામમાંથી ઘણું ન્હાનાં ૭૦૦ ગામ બાદ કરીએ તો બાકીના એકે એક ગામમાં શાળા છે. અને તે ઉપરાંત કેટલાંક મ્હોટાં ગામોમાં તો વધારે શાળાઓ છે. વડોદરા રાજ્યમાં કુલ ૩૦૮૮ શાળા છે. એકંદર વસ્તીના ૧૫ ટકા શિક્ષણ લેનાર ગણીએ તો અમારે ત્યાં લગભગ સઘળાજ તેવું શિક્ષણ લે છે. અઢી લાખ વિદ્યાર્થીઓ અમારા રાજ્યમાં ભણે છે અને જો કન્યાઓના શિક્ષણ માટે ફરજીઆત શિક્ષણની વય છોકરાના જેટલી હોત તો હાલના ૧૩ ટકાને બદલે ૧૫ ટકા હોત. આમ શાળામાં જવા યોગ્ય ઉમરનાં બાળકોમાંથી ૮૯ ટકા ભણે છે. જાપાન બાદ કરતાં એશિયાના કોઇ પણ દેશ કરતાં વડોદરાએ આ દિશામાં વધારે કાર્ય કર્યું છે. વડોદરા રાજ્ય બ્રીટીશ પ્રદેશ સાથે ફુલગુંથણીની માફક ગુંથાયેલું છે. માટે અમારે ત્યાં જે કંઇ થશે હેનો લાભ આપ સર્વને પણ થશેજ. જે દીવો વડોદરાએ પ્રકટાવ્યો છે તેનો આછો મધુરો પ્રકાશ બધે ઠેકાણે પડશે. પ્રકાશની અપેક્ષા છે. ઝાડના છોડ પણ રોશની, પ્રકાશ, તરફ વળે છે; તો આ પ્રકાશ તરફ જવા આપણા દેશબંધુઓને ઇચ્છા થાય તેમાં શી નવાઇ ?

સરકાર કેળવણી મફત અને ફરજીઆત કરે કે નહિ તોપણ દરેક કુટુંબ અને દરેક ન્યાત આ કામ હાથ ધરે તો આપણો હેતુ સધાય.

આ ઠરાવને ટેકો આપતાં રા. **અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કરે** ( મુંબઇ ) જણાવ્યું કેઃ—

રા. દીક્ષિતે આ ઠરાવ ઉપર પુરતું વિવેચન કર્યું છે પણ ફક્ત ત્રીજી કલમ ઉપરજ હું કંઇક બોલીશ. હાલ લોકલ બોર્ડ અને એજન્સીના પ્રદેશમાં એવો નિયમ છે કે જ્યાં ૩૦ છોકરા થાય ત્યાંજ નિશાળ ખોલવી. આનો અર્થ એજ થાય છે કે જે ગામ ન્હાનું હોય ત્યાં નિશાળની જરૂરજ નથી. મ્હોટાં શહેરોમાં જન્મવું એ પુણ્ય છે અને ન્હાનાં ગામડામાં જન્મવું એ પાપ છે, એ સિદ્ધાન્ત આ ઉપરથી તારવી શકાય. પણ આપણા ઇલાકામાં સેંકડે ૮૨ ટકા જેટલી વસ્તી ગામડામાં રહે છે તો શું ત્રીસેથી ઓછી વસ્તીવાળાં ગામને કેળવણીથી બેનસીબ રાખવાં ? તેમની પાસેથી કેળવણીના કર લેવાય છે ને તેનો લાભ અપાતો નથી એ અન્યાય છે. માટે હાલની હદ ઓછી કરીને ૧૫ વિદ્યાર્થીની હદ મુકરર કરવી જોઈએ. દર વર્ષે ૫૦૦) વધારે નિશાળો સ્થાપવાની યોજના બ્હાર પાડી છે અને તે બે વર્ષ અમલમાં મૂકી છે પણ લડાઇ શરૂ થતાં એ બંધ પાડવામાં આવી છે. પણ હવે તો લડાઇ પૂરી થવાની વાટ ન જોતાં સરકારે આ ઠરાવ અનુસાર નવી યોજના ઘડેલી તે અમલમાં મૂકવી જોઇએ. લડાઇ ક્યાં સુધી ચાલશે તે આપણે જાણતા નથી માટે લડાઈ દરમ્યાન પણ દેશની પ્રગતિ અટકવી જોઇયે નહિ અને શાળાઓ વધવી જ જોઇએ.

પછી સભાના મત લેઈને પ્રમુખસાહેબે ઠરાવ પસાર થયો છે એમ જાહેર કર્યું હતું.

---

## બીજો ઠરાવ.

સૌ. વિદ્યાગૌરી નીલકંઠે (અમદાવાદ) નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.

૨. (૧) પોતાના શહેરમાં કન્યાઓના પ્રાથમિક શિક્ષણની વૃદ્ધિ તરફ ખાસ ધ્યાન આપવા અને તે હેતુસર વધારે એલાહિદી કન્યાશાળાઓ સ્થાપવા આ પરિષદ મ્યુનિસિપાલીટીઓને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

(૨) લોકલબોર્ડના પ્રદેશમાં તેજ હેતુની સિદ્ધિને માટે જે જે ગામમાં ઓછામાં ઓછી ૨૦ કન્યાઓ છોકરાઓની નિશાળમાં ભણતી હોય ત્યાં જૂદી કન્યાશાળા સ્થાપવાની ભલામણ આ પરિષદ જીલ્લા લોકલબોર્ડને કરે છે.

આ ઠરાવના સમર્થનમાં સૌ. વિદ્યાગૌરીએ મંડપમાં ટાંકેલા એક સૂત્ર તરફ પ્રેક્ષકોનું ધ્યાન ખેંચ્યું હતું. તે એ હતું કે 'દર હજાર સ્ત્રીએ ૯૭૪ નિરક્ષર છે' આ સ્થિતિમાં સ્ત્રીઓનું ભણતર વધારવા માટે કન્યાશાળાઓ વધારવી જોઇએ. પ્રથમ તો કન્યાઓની નિરક્ષર સ્થિતિ સુધારવા માટે મ્યુનીસીપાલીટીઓએ અને લોકલબોર્ડોએ કન્યાશાળાઓ વધારે પ્રમાણમાં સ્થાપવી જોઇએ. શહેરમાં જીવન ગાળનાર નાગરીકોને ગામડાની સ્થિતિનો પૂરો ખ્યાલ હોતો નથી પણ જો બારીકાઇથી જોવામાં આવે તો માલમ પડશે કે અજ્ઞાન અવસ્થાથી બાળાઓ અને સ્ત્રીઓ ઘણી કફોડી સ્થિતિ ભોગવે છે. છોકરાઓ કરતાં છોકરીઓની શાળાની સંખ્યા ઘણી ઓછી છે. બીજી પાસ શાળાઓમાં ભણવા જવાની હોંશ દિવસે દિવસે કન્યાઓમાં વધતી જાય છે. એના દાખલા માટે એટલુંજ જોવાનું છે કે જ્યાં જ્યાં કન્યાઓને માટે શાળાઓ ઉઘાડવામાં આવે છે કે તરતજ તે ભરાઇ જાય છે.

સાધારણ રીતે ન્હાના ગામડામાં છોકરાઓ અને છોકરીઓ એકઠાં ભણે છે પણ હાલ તો ૩૦ છોકરીઓ છોકરાઓની શાળાઓમાં ભણતી હોય તોજ તેમને માટે જૂદી શાળાઓ ઉઘાડવામાં આવે છે. આ સંબંધમાં ત્રીસને બદલે વીસની મર્યાદા રાખવામાં આવે તો જૂદી કન્યાશાળામાં ૨૦ ની સંખ્યા વધીને એકદમ ૪૦ ની થશે એવી મ્હારી ખાત્રી છે.

નવસારીમાં એક બાજુએ અંગ્રેજી હદ છે અને બીજી બાજુએ ગાયકવાડી હદ છે. ગાયકવાડી હદમાં બધી કન્યાઓ ભણેલી હોય છે પણ અંગ્રેજી રાજ્યમાં તે ભણેલી હોતી નથી. ત્યાં એક નાત એવી છે કે જે ગાયકવાડી હદમાંથીજ કન્યાઓ લાવે છે કારણ કે તે ભણેલી હોય છે. ને આથી આપણને સ્વાભાવિક રીતે વિચાર થાય છે કે અંગ્રેજી હદમાં રહેનારનો દોષ શો ? શાળા નાહ તેજ.

ગં. સ્વ. ગુલાબ બ્હેને (મુંબઇ) આ ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે હું અમદાવાદની ટ્રેઇનીંગ કૉલેજની જૂનામાં જૂની સ્કૉલર છું અને ૨૮ વર્ષથી કેળવણી ખાતામાં કામ કરીને હાલ મુંબઈમાં મ્હોટા લતાની એક નિશાળમાં શીખવું છું. હું મ્હારા અનુભવથી નિઃશંક કહી શકું છું કે કન્યાઓ માટે સારી સંખ્યામાં શાળાઓ સ્થાપવાની જરૂર છે. ગામડાના અનુભવના પરિણામે એ પણ જણાવી શકીશ કે ભણ્યા વગર અભણ કન્યાઓનો ભવ બગડે છે. ગામડાઓમાં ઘણી છોકરીઓ વિદ્યા શું છે તે જાણતી નથી

અને તેઓ છોકરાઓ જોડે બેસે પણ શી રીતે ? આપણે ત્યાં પાંચ ગામે એક નિશાળ છે અને ૪૫ ગામે એક કન્યાશાળા છે.

મુંબઇમાં ભુલેશ્વર રસ્તામાં પહેલાં બે કન્યાશાળાઓ હતી ત્યારે તેમાં ૩૦૦ કન્યાઓની સંખ્યા હતી અને ત્યાર પછી એક ત્રીજી શાળા સ્થપાઇ તો હવે દરેકમાં હજારની સંખ્યાથી શાળાઓ ભરાઇ ગઇ છે. આ દૃષ્ટાંત શું એમ સૂચવતું નથી કે હજુ કન્યાશાળાઓની વિશેષ જરૂર છે !

ત્યાર બાદ સભાની અનુમતિ લઇને ઠરાવ પસાર થયો છે એમ પ્રમુખસાહેબે જાહેર કર્યું હતું.

---

## ત્રીજો ઠરાવ.

રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીએ (અમદાવાદ) નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.

૩. પ્રજાકીય ચળવળને લીધે સરકારે ગ્રામ્ય ધોરણો રદ કરવાનો જે ઠરાવ બહાર પાડયો છે તેની આ પરિષદ સંતોષ સાથે નોંધ લે છે, અને તે સંબંધમાં સુધારા રૂપે સૂચવે છે કે:—

(૧) સામાન્ય નિયમ તરીકે બીજા વર્ગની પ્રાથમિક શાળાઓ ચારને બદલે પાંચ ધોરણની હોવી જોઇએ.

(૨) સ્થાનિક જરૂરીઆત પ્રમાણે કોઈ પ્રાથમિક શાળામાં આગળનાં ધોરણો વધારવાની સત્તા એજ્યુકેશનલ ઈન્સ્પેકટરને બદલે તાલુકા લોકલ બોર્ડની ભલામણથી જીલ્લા બોર્ડને સોંપવી જોઇએ.

આ વિષે બોલતાં તેમણે જણાવ્યું કે મુંબઇ ઇલાકાના ગર્વનર લોર્ડ સીડનહામ હતા ત્યારે તેમના વખતમાં એક નવું પગલું ભરવામાં આવ્યું હતું. તે વખતે તેમને કહેવામાં આવ્યું કે તેમાં ભૂલ છે, પણ અધિકારીઓએ તે માન્યું નહિ અને તેથી તે પગલાં સાંમે આપણે વાંધો કાયમ રાખ્યો. હાલમાં લોર્ડ વિલીંગડનની સરકારે ભૂલ કબુલ કરીને સુધારી છે એ ઘણી હર્ષની વાત છે.

આમ ગ્રામ્ય ધોરણો દાખલ કરવાની ભૂલ સુધારવાને માટે આપણે સરકારને ધન્યવાદ આપીએ છીએ પણ હજી બીજી ભૂલ બાકી છે. બીજા ગ્રેડની નિશાળો ત્રણને બદલે ચાર ધોરણની કરવાની છે તેને બદલે પાંચ ધોરણની કરવી જોઇએ. આથી વધારે ખર્ચ થાય પણ બધોએ ખચ એક કે બીજી રીતે આપણે આપીએ છીએ. ઉપરાંત હાલ કોઇ પણ ગામના માણસો પોતાની નિશાળમાં વધારે ધોરણ દાખલ કરવાનો નિશ્ચય કરે ત્યારે હાલમાં એજ્યુકેશનલ ઇન્સ્પેકટરને માગણી કરવી પડે છે. તેને બદલે જીલ્લા બોર્ડ પાસે માગણી કરી મંજુરી મેળવવાની વ્યવસ્થા થાય તો સારૂં. આમાં સરકારની સત્તા છીનવી લેવાનો સવાલજ નથી. તેમની સત્તા તો આપણા ઉપર છેજ. પણ જીલ્લાબોર્ડમાં લોકમત છે માટે લોકમતથી આ મંજુરી મળે તે વ્યાજબી કહેવાય. પ્રવીણ પુરૂષો માને છે કે હાલની પ્રાથમિક કેળવણી પૂરતી નથી માટે તે વધે તેવા પ્રયત્ન કરવાની જરૂર છે અને ધોરણો વધારવાથી પણ કાંઈ સારૂં ફળ આવશે.

રા. દયાળજી ન્હાનુભાઇએ ( સુરત ) આ ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે:—આ વિષે પ્રથમ વિચાર તો એ સૂઝે છે કે પ્રજાકીય ચળવળને લીધેજ આમાં ફતેહ મળી છે. માટે ચળવળથી બ્હીનારને આમાંથી ક ખ ગ શીખવાના છે. લોક માંન્ય દાદાભાઇ નવરોજજીએ કહ્યું છે કે—Agitate, Agitate, Agitate. પ્રજાના હિતને માટે જે પ્રયત્ન કરવાનાજ છે તો ચળવળ કરતાં બીલકુલ ડર કે સંકોચ રાખવાની જરૂર નથી. મહાત્મા ગાંધીજીના શબ્દમાં કહું છું કે સત્ય માગણી માટે નિડર રહી તમારી ભૂખોનું સરકારને ભાન કરાવો. માગ્યા વિના તો મા પણ પીરસશે નહિ ( તાળીઓ ). તો પછી જૂદા લોહીની અને દૂર પડેલી સરકારને તમારી લાગણીઓ અને માગણીઓની માહિતિ ચળવળ શિવાય શી રીતે મળે ? ને માહિતિઓ ના મળે તો તમારી જરૂરીઆતોને પહોંચી પણ શી રીતે વળે ? તમે નક્કી સમજજો કે ચચ્ચાર ગુજરાતી ચોપડાં ભણાવવામાં પ્રજાનું કશુંજ સાર્થક થવાનું નથી. મ્હારા મતે તો પાંચ ધોરણ નહિ પણ પૂરાં સાતેય ધોરણ દાખલ કરવાં જોઇએ. (hear hear ). ઇન્સ્પેકટરો તો સરકારી નોકરો છે તે સરકારની મરજી પ્રથમ ધ્યાનમાં લે છે. ને પછી મત આપતા હોય એમ લાગે છે. વળી તેઓ શહેરમાં રહેતા હોય છે. અમદાવાદમાં વસતા ઇન્સ્પેકટરને ધોળકાના ગ્રામ્ય શિક્ષણના અભાવની પરિસ્થિતિનું જ્ઞાન હોતું નથી. ધોળકાના પંચનો અનુભવી અવાજ શહેરી ઇન્સ્પેકટરો શામાટે કબુલ કરતા નથી, તે હું સમજી શકતો નથી. (તાળીઓ). પ્રજાની મરજી જો વાસ્તવિક હોય તો તેની આડે આવવાનો ને તેની મરજીની વિરૂદ્ધ ઉપરી અમલદારને લખાણ કરવાનો ઇન્સ્પેકટરોને કોણે અધિકાર આપ્યો છે ? હું તો એમ માનું છું કે પ્રાથમિક શાળાનાં ધોરણોને વધારવાની બાબત તો શું, પણ પ્રજાને જો જરૂર જણાય તો તેઓ નવી કૅાલેજો પણ પોતાની ઉભી કરી શકે.

પછી સભાજનોના મત લેઇ આ ઠરાવ પસાર થયો છે એમ પ્રમુખ સાહેબે જાહેર કર્યું હતું.

---

## ચોથો ઠરાવ.

રા. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆએ (મુંબઇ) નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.

૪. પ્રાથમિકશાળાના શિક્ષકોની સ્થિતિ અને યોગ્યતા સુધારવાના હેતુથી આ પરિષદ ભલામણ કરે છે કે:—

(૧) અન્ટ્રેઇન્ડ શિક્ષકોનો માસિક પગાર ઓછામાં ઓછો રૂ. ૧૨) જેટલો હોવો જોઇએ અને પહેલા વર્ષના ટ્રેઇન્ડ શિક્ષકોનો માસિક પગાર રૂ. ૧૫) જેટલો હોવો જોઇએ.

(૨) શાળાઓમાં ટ્રેઇન્ડ શિક્ષકોનું પ્રમાણ વધે અને નવી સ્થાપવાની શાળાઓ માટે ટ્રેઇન્ડ શિક્ષકોજ મળે એ હેતુથી ગુજરાતમાં ઓછામાં ઓછી એક વધારે મેલ ટ્રેઇનીંગ કોલેજ સ્થાપવી જોઇએ.

રા. અંજારીઆએ આ ઠરાવની હિમાયતમાં જણાવ્યું હતું કે આવા સર્વમાન્ય સાદા સાચા ને સરળ ઠરાવ ઉપર કંઇ ચર્ચા કરવા જેવું રહેતું નથી. અન્ટ્રેઇન્ડ શિક્ષકોના ઓછા

પગારની વાત અને ઓછા પગારને પરિણામે તેઓને વેઠવી પડતી અનેક મુસીબતો તેમજ અભ્યાસીઓને પણ થતાં નુકસાન વગેરેથી કેળવણીમાં રસ ધરાવતા લગભગ સર્વે ગૃહસ્થો જાણીતા છે. પટાવાળાને પણ પંદરેક રૂપિયાનો પગાર તો હોય છે. વેપારીના નોકરોને અને મીલના મજૂરોને પણ પંદર રૂપિયાથી એકંદરે વધારે પગાર પરવડે છે. ઉપરોક્ત કામદારોની સ્થિતિ પણ જો આવી છે તો અન્ટ્રેઇન્ડ શિક્ષકોને—કે જે શિક્ષકો બાળકોમાં ચારિત્ર્યનું પ્રથમ બીજ વાવનાર હોય છે—તેઓને માત્ર દસ રૂપિયા માસિક પગાર મળે એ રકમ ઓછીજ છે એમ તમે સ્વીકારશોજ. ગમે તો દસ રૂપિયા માસિક મળે, તો પણ તેઓ શિક્ષકો થયા, એટલે ગૃહસ્થ ગણાયા; ને ગૃહસ્થ ગણાયા એટલે ઘરનાં બૈરાંથી કશું બહારનું કામ થઇ શકે નહિ. વળી પહેરવે-ઓઢવે પણ 'ફુલડ્રેસ' માં તો શિક્ષકે રહેવુંજ જોઇએ. આ રીતે જોતાં એક શિક્ષકના ગૃહસંસારનો આધાર, શિક્ષકના માસિક દસ રૂપિયાના પગાર ઉપર હોય છે, ત્યારે બીજી દૃષ્ટિથી મીલ મજૂર, કે જેના ઘરનાં ત્રણેક માણસો આપણે ગણીએ, તો તે ત્રણની મળીને એકઠી થતી રકમ પેલા શિક્ષક કરતાં વધી જાય છે. બલ્કે ત્રણ ગણી થઇ જાય છે. કેમકે મજૂરના ઘરમાં સ્ત્રી, બાળક ને ધણી એમ બધાં મજૂરીમાં ગુંથાઇ શકે છે, જે શિક્ષકના કુટુંબીઓથી બનતું નથી.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો! મુંબઇનો હું તમને એકજ દાખલો આપીશ કે એક શિક્ષકને માસિક ૧૯) રૂપિયા પગાર મળતો હતો ને એક ભંગીને માસિક પંદર રૂપિયા પગાર મળતો હતો, પણ ભંગીના ઘરનાં ત્રણે માણસ તેટલો નોખો નોખો પગાર લાવી શકતાં હતાં એટલે તે ગણીએ તો માસ્તરનો પગાર ૧૯) રૂપિયા અને ભંગીની માસિક આવક ૪૫) રૂપિયાની થતી! વારૂ, કોઇ એમ પણ શંકા કરે, કે માસ્તરોના પગારમાં વધારો કરવાની જ્યારે આપણે સરકાર પાસે માગણીજ કરવા નીકળ્યા છીએ તો માત્ર બે અને ત્રણજ રૂપિયાનો વધારો કરવાનું શા માટે જણાવવું ? શા માટે તેથી વધુ રકમ ઉમેરવાની માગણી ના કરવી ? પણ આનો જવાબ ખુલ્લો છે કે માગણી કરતી વખતે પણ વિચાર કરવાનો છે કે અમુક પ્રકારની માગણી જ વાસ્તવિક ગણાશે. લાયકાતના પ્રમાણમાંજ માગણી થવી જોઇએ; નહિ તો "સોની ને સાધુ" જેવી વાત બને; અર્થાત માગણી કરનારાઓ મૂર્ખામાં ખપે. માટે તેમ ન થવું જોઇએ અને હાલ તરત આટલી માગણીથી આપણે સંતોષ માનવો એજ ઉચિત છે.

કંગાલ શિક્ષકોના વિદ્યાર્થીઓ કેવા થાય તે આપણે જોયું. પણ કંગાલ કરતાં અજ્ઞાન શિક્ષકથી કેવું ભયંકર પરિણામ આવે છે તે પણ વિચારવું જોઇએ. હાલ ૧૦૦ શિક્ષકો પૈકી ૩૬ તો અન્ટ્રેઇન્ડ છે અને તેમનું જ્ઞાન કેટલું હોય છે તે નીચેના દાખલા ઉપરથી જણાશે. એક શિક્ષકને પૂછવામાં આવ્યું કે "ફિલ્ટર" એટલે શું ? તેણે જવાબ આપ્યો. કે તે એક મીલનો ઉપરી છે!! જીબ્રાલ્ટર એ શું છે ? એમ પૂછવામાં આવ્યું ત્યારે એક શિક્ષકે જવાબ આપ્યો હતો કે, જીબ્રાલ્ટર એ અરબસ્તાનમાં આવેલા રાતા સમુદ્રને નાકે નૈકા (નૌકા નહિ!) સૈન્યને આવતા રોકવાનું સ્થાન છે. એક શિક્ષકે વિદ્યાર્થીઓને દાખલો લખાવ્યો કે ટન, હંડ્રવેટ અને પાઉન્ડના ફાર્ધીંગ કરો!

નવી વાંચનમાળામાં આપેલા પદાર્થ પાઠો વગેરે અન્ટ્રેઇન્ડ શિક્ષકો શી રીતે શીખવી શકે તે સમજી શકાતું નથી. વળી વાંચનમાળામાં હાલ જે દોષો છે તે જોતાં તો શિક્ષક

સારી રીતે ટ્રેઇન્ડ હોવો જોઇએ. દાખલા તરીકે એક સ્થળે જોવામાં આવે છે કે 'જુગટુ રમ્યો નળરાય "સુરા" થઇ (સુજ્ઞને સ્થાને સુરા શબ્દ મૂકાયો છે.) (હસાહસ). વળી કન્યાશાળામાં ચાલતી પાંડમાળામાં એક સ્થળે એવું પણ છે કે બાણશય્યા પર દ્રોણ ( ભીષ્મ જોઇએ ) સુતો હતો. કૌલા રાણી, જેણે અનેક પ્રપંચો રચ્યા છે, જે પતિ સુદ્ધાં સર્વેનો ત્યાગ કરી મુસલમાન રાજાને પરણી હતી તેને ચોપડીમાં સદ્ગુણી લખી છે. જ્યાં આવી આવી મહાન ભૂલો થતી હોય અને તેવી ભૂલોના પરિણામે આપણા બાળકો આડે રસ્તે એટલે સત્ય હકીકતથી અજ્ઞાત અવસ્થામાં રહેતાં હોય, તો શા માટે તેની સુધારણા માટેની ફરિયાદ સરકારને આપણે ના કરવી જોઇએ ?

આ સંજોગોમાં જ્યાં સુધી ટ્રેઇનીંગ કોલેજો વધશે નહિ ત્યાં સુધી સારા શિક્ષકો વધશેજ નહિ. વળી હાલની ટ્રેઇનીંગ કોલેજોમાં પણ વધુ સગવડ કરવાની જરૂર છે. ગયે વર્ષે મ્હને એક મિત્ર પાસેથી મળેલી હકીકત પ્રમાણે ૬૦૦ ઉમેદવારોમાંથી ફક્ત ૧૦૬ નેજ મેલ ટ્રેઇનીંગ કોલેજમાં દાખલ કરવામાં આવ્યા હતા અને ફીમેલ ટ્રેઇનીંગ કોલેજ માટે ૨૦૦ ઉમેદવાર શિક્ષિકાઓમાંથી ૩૦ નેજ સ્વીકારવામાં આવી હતી. આ ઉપરથી જોઇ શકાશે કે દાખલ થનાર ઉમેદવાર તો ઘણા છે, પણ ટ્રેઇનીંગની સગવડ ન હોવાથી અન્ટ્રેઇન્ડ શિક્ષકોથી ચલાવી લેવું પડે છે.

**રા. પ્રાણશંકર લલ્લુભાઈ દેસાઇએ** (અમદાવાદ) આ ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે પ્રાથમિક શાળાના શિક્ષકોનો જેમને અનુભવ છે તેઓ જાણે છે કે આ શિક્ષકો કુતરાનો અવતાર ભોગવે છે. પેટના ખાડા પૂરવા માટે તેઓ સ્હવારમાં ૭ વાગે વ્હેલા ઉઠી ટયુશન આપવા જાય છે અને ૧૦॥ વાગે ઘેર આવી ઉતાવળે ખાઈ નિશાળે જાય છે. પછી નિશાળમાં ટેબલ ઉપર પગ નાંખી પાઘડી ઉતારી મોનીટરને બધું કામ સોંપી દે છે. દેશના નાગરિકોના શિક્ષણનો જ્યાં પાયો નંખાય છે ત્યાં આવા શિક્ષકોથી શું પરિણામ આવે ?

વિદ્યાર્થીઓનાં માબાપ હાલ પણ ખાનગી શિક્ષકો પાછળ ખર્ચ કરે છે એટલે તે છોકરાઓને સારા શિક્ષકો પૂરા પાડવા માટે છોકરા દીઠ વધારે રકમની માગણી કરીશું તો તે અયોગ્ય નહિજ કહેવાય.

આપણી માગણી બહુ મ્હોટી નથી પણ મ્હારા અભિપ્રાય પ્રમાણે તો બાર કે પંદર રૂપિયાનો પણ પગાર ઇચ્છવા યોગ્ય નથી અને તેમાં ઘણો વધારો થવાની જરૂર છે. આ માન્યતા જેલના રીપોર્ટ ઉપરથી હું પુરવાર કરી આપીશ. હવે જેલમાં લુગડાં હલકાં અને ખોરાક ખરાબ હોય છે, તેમ કંઇ વાર તહેવાર કે ટાણાં હોતાં નથી. આ બધામાં શિક્ષકની સ્થિતિ સ્વાભાવિક રીતે જૂદી હોય, તો પણ મધ્યપ્રાંતની સેંટ્રલ જેલમાં ફક્ત લુગડાં દવા અને ખોરાક માટેજ માથા દીઠ વાર્ષિક ખર્ચ રૂ. ૩૬ નો આવે છે અને બંગાળમાં તે રૂ. ૬૦ છે. કુટુંબમાં ૩ માણસજ ગણીએ તો દર મહિને ૧૨ રૂપિયા તો ખોરાકનાજ જોઇએ. ઉપરાંત ધર્માદા દવાખાનાંની વ્યવસ્થા ખરાબ હોવાથી ખાનગી દવાખાનાનો ખર્ચ શિક્ષકને વેઠવો પડે છે. દિ. બા. અંબાલાલ સાકરલાલ સાથે મ્હારે આ વિષે વાત થઇ હતી અને તેઓ કહેતા હતા કે શિક્ષકનો માસિક પગાર ઓછામાં ઓછો રૂ. ૨૦) જેટલો હોવો જોઇએ.

ત્યાર બાદ સભાની અનુમતિ લઇને પ્રમુખ સાહેબે જાહેર કર્યું કે આ ઠરાવ પસાર થયો છે.

## પાંચમો ઠરાવ.

રા. જીવણલાલ હરિપ્રસાદ દિવાને (અમદાવાદ) નીચેનો ઠરાવ રજુ કર્યો હતોઃ—

૫. માધ્યમિક શાળાઓનો હાલનો ભારે અભ્યાસક્રમ કાંઈક હલકો કરવાના હેતુથી આ પરિષદ નીચેની ભલામણ કરે છેઃ—

(૧) પહેલાથી સાતમા ધોરણ સુધીમાં ગણિતનો અને વિજ્ઞાનનો અભ્યાસક્રમ પ્રમાણમાં સરળ કરવો જોઇએ.

(૨) ચોથા અને પાંચમા ધોરણમાં ઇંગ્લંડ અને હિંદુસ્થાન એ બન્ને દેશોનો ઇતિહાસ શિખવવાને બદલે ફક્ત ઇંગ્લંડનો ઇતિહાસજ શિખવવો જોઈએ અને પહેલાં ત્રણ ધોરણમાં હિંદુસ્થાનનો ઇતિહાસ વધારે સંપૂર્ણ રીતે શિખવવો જોઇએ;

અને આ સિદ્ધાંતાનુસાર અભ્યાસક્રમમાં ચોક્કસ સુધારા કરવા માટે નીચેના ગૃહસ્થોની કમિટી નીમે છેઃ—

રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, પ્રો. સાંકળચંદ જેઠાલાલ શાહ, રા. જીવણલાલ હરિપ્રસાદ દિવાન, રા. કૃપાશંકર દયાશંકર આચાર્ય, રા. કાળીદાસ નાગરદાસ શાહ, રા. કલ્યાણરાય નથુભાઇ જોશી, રા. દત્તાત્રય ગુપ્તે, રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ, અને રા. અંબેલાલ મણીભાઇ દેસાઇ.

આ ઠરાવ રજુ કરતાં રા. દિવાને જણાવ્યું કેઃ—હાલ કેળવણીની અવદશાનો બધો બોજો માધ્યમિક શિક્ષણ ઉપર નાંખવામાં આવે છે. પણ જો કોલેજોમાં પ્રોફેસરોએ તેમના વિદ્યાર્થીઓના મન ઉપર સારી છાપ પાડી હોત તો માધ્યમિક શાળાના ગ્રેજ્યુએટ શિક્ષકો સારૂં કામ કરી શકત. તેમ શિક્ષણનો સુધારો પ્રાથમિક ધોરણથી થવો જોઈએ. પ્રાથમિક શાળામાં શિક્ષકો સુધરવાથીજ બધો ફેરફાર થશે નહિ પણ અભ્યાસના ક્રમમાં પણ કેટલોક ફેરફાર કરવો પડશે. તેમાં વિષયો ઘણા છે અને બાળક ઉપર બોજો ઘણો પડે છે. આંક, ગુણાકાર અને સરવાળા શીખ્યા પછી જ શીખવવા જોઈએ તેને બદલે પહેલા શીખવવામાં આવે છે. તેમ ઘણાજ કપરા આંક શરૂઆતનાં ધોરણમાં રાખવામાં આવ્યા છે.

માધ્યમિક ધોરણો ઉપર આવતાં, ગણિતના વિષયમાં ઘણાજ ગુંચવણ ભરેલા દાખલા પૂછવામાં આવે છે. શરૂઆતના વખતમાં જેવા દાખલા મેટ્રિકની પરીક્ષામાં પૂછવામાં આવતા હતા તેવા હવે ત્રીજા ધોરણમાં લખાવેલા જોવામાં આવે છે. આ રૂઢિમાં સુધારો કરી ગણિતનું શિક્ષણ ઘણું સરળ કરવું જોઇએ.

વિજ્ઞાનના વિષયમાં તો દરેક ધોરણમાં સુધારાની જરૂર છે. નવા ક્રમ મુજબ પહેલાંથી સાત ધોરણ સુધી દરેકમાં આ વિષય શીખવાય છે. પહેલા ધોરણમાં કેળવણી ખાતા તરફથી પ્રકટ થયેલી વાંચનમાળાની પાંચમી છઠ્ઠી અને સાતમી ચોપડીમાં આ વિષે

પાઠ દાખલ કરવામાં આવ્યા છે. તે જ પાઠ પ્રયોગો સાથે સમજાવવામાં આવે તો જૂદાં પુસ્તકની જરૂર રહે નહિ.

વળી સરકારી ખાતું એમ માગે છે કે દરેક નિશાળમાં મ્યુઝીયમ ઉઘાડવાં જોઇએ. પણ તેથી કંઈ ખાસ લાભ નથી. સરકારી હાઈસ્કુલોમાંજ જે મ્યુઝીયમ છે તે ઉપરથી જોઈ શકાશે કે તેમાં કંઈ માલ નથી. તેને બદલે મ્હોટાં સ્થળોમાં સરકારી મ્યુઝીયમ અને લેન્ટર્નના દેખાવો બતાવાય તો લાભ થાય. અને હાલ છોકરાઓને મુસાફરી ઉપર મોકલવાને જે ખર્ચ કરવામાં આવે છે તે આ માટે કરવામાં આવે તો પૈસાનો વધારે સારો ઉપયોગ થશે.

ચોથા ધોરણમાં હાલ ૪ નવા વિષયો દાખલ કરવામાં આવે છે તેને બદલે વધારાના બે ચોથામાં અને બે પાંચમામાં દાખલ કરવામાં આવે તો ઠીક થાય. આ ધોરણનો વિજ્ઞાનનો ક્રમ પણ ભારે છે.

ચોથાથી સાતમા ધોરણ સુધીમાં ગુજરાતીનો જુદો વિષય કાઢી નાંખી તેને બીજી ભાષામાં મૂકવાની યોજના પણ ઘણી આવકારદાયક થશે.

ભૂમિતિની ફક્ત આકૃતિઓ ચોથા ધોરણમાં શીખવવી જોઇએ અને પાંચમામાં તે એક વિષય તરીકે દાખલ કરવી જોઇએ.

પહેલાં ત્રણ ધોરણમાં હિન્દના ઇતિહાસની માત્ર વાર્તાઓ નહિ પણ સંક્ષિપ્ત હકીકત શીખવવી જોઇએ. ચોથા અને પાંચમા ધોરણમાં હિન્દ અને ઇંગ્લંડનો ભેગો ઇતિહાસ શીખવવાને બદલે ફક્ત ઇંગ્લંડનો સરળ ઇતિહાસ શીખવવો જોઇએ. છઠ્ઠા અને સાતમામાં હાલની માફક બન્ને દેશનો ઇતિહાસ શીખવવો જોઇએ.

ઉંચા ધોરણમાં વિજ્ઞાનનો જે ક્રમ હાલ દાખલ થયો છે તેનો ઇતિહાસ જાણવા લાયક છે. લોર્ડ સીડનહામ અને યુનિવર્સીટીને તકરાર થઇ તેથી નુકસાન હાઇસ્કુલોને થયું. વિજ્ઞાનના વિષયોનો હાલ ગુંચવાડો થઇ ગયો છે માટે તેની તપાસ કરવા માટે કમિટી નીમવાની જરૂર છે. વિષયોની યોગ્યતા અને બાળકોની શક્તિ એ બન્ને તપાસી કમિટી પોતાની સૂચનાઓ ઘડશે.

**રા. કલ્યાણરાય નથુભાઇ જોશીએ** (વડોદરા) આ ઠરાવને અનુમોદન આપતાં કહ્યું કેઃ—આવો ગહન વિષય આખી પરિષદ વિચારી શકેજ નહિ માટે કમિટી નીમવાની જરૂર છે. ગણિત માટે તો ક્રમ નહિ પણ પરીક્ષકો જવાબદાર છે પણ વિજ્ઞાન માટે બધા એકમત થઇ શક્યા નથી. હજી વિજ્ઞાનનો ક્રમ નવો છે; તેને પૂરી અજમાયેશ અપાઈ નથી માટે તે વિષે છેલ્લો નિર્ણય એકદમ ન કરવો જોઇએ. વિજ્ઞાનના શિક્ષણનો ઘણો આધાર શિક્ષકો ઉપર છે. માટે પ્રથમ તો શિક્ષકોએ શીખવતાંજ શીખવું જોઇએ. જુના હેડ માસ્તરો જુની રીતે કેળવાયેલા હોય છે તેથી તેઓને નવું ગ્રહણ કરતાં વાર લાગે છે. પરિણામે વિજ્ઞાનના શિક્ષણને તેઓ જોઇએ તેવું ઉત્તેજન આપતા નથી.

ત્યારબાદ સભાની અનુમતિ લઇને પ્રમુખ સાહેબે જાહેર કર્યું, કે ઠરાવ પસાર થયો છે.

## છઠ્ઠો ઠરાવ.

૬. ત્યારપછી નીચેનો ઠરાવ પ્રમુખસાહેબ તરફથી રજુ કરવામાં આવ્યો હતો.

સરકારી ગ્રાન્ટ લેતી પ્રાથમિક અને માધ્યમિક નિશાળો ઉપર કેળવણી ખાતાનો અંકુશ ઓછો કરવાના હેતુથી ગ્રાન્ટ–ઇન–એઇડ કોડમાં યોગ્ય ફેરફારો સૂચવવા તેમજ ગ્રાન્ટ ન લેતી નિશાળો માટે જુદા નિયમો ઘડવા અધિકારીઓ અને બીન અધિકારીઓની એક કમિટી નિમવાની અને તેમાં ખાનગી નિશાળોના પ્રતિનિધિઓની નિમણુંક કરવાની આ પરિષદ સરકારને ભલામણ કરે છે.

આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

---

## સાતમો ઠરાવ.

૭. રા. મનસુખલાલ આત્મારામ માસ્તરે (મુંબઇ) નીચેનો ઠરાવ રજુ કર્યો હતોઃ–

હાલની મેટ્રીક્યુલેશનની પરીક્ષાના અભ્યાસક્રમમાં બધા વિષયો ફરજીઆત છે તેને સ્થાને કેટલાક વિષયો ફરજીઆત અને કેટલાક વિષયો એચ્છિક રાખવા કે નહિ તેનો નિર્ણય કરવા તથા તે સંબંધી ચોકસ સૂચનાઓ કરવા તેમજ મેટ્રિક્યુલેશનની પરીક્ષાના અભ્યાસક્રમ સંબંધી બીજી કંઇ સૂચનાઓ કરવા જેવી હોય તો તે કરવા માટે એક કમિટી નીમવામાં આવે છે.

રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, પ્રો. સાંકળચંદ જેઠાલાલ શાહ, રા. જીવણલાલ હરિપ્રસાદ દિવાન, રા. કૃપાશંકર દયાશંકર આચાર્ય, રા. કાલીદાસ નાગરદાસ શાહ, રા. કલ્યાણરાય નથુભાઇ જોશી, રા. દત્તાત્રેય. ક. ગુપ્તે, રા. શંકરપ્રસાદ. છગનલાલ રાવળ, અને રા. અંબેલાલ મણીભાઇ દેસાઇ.

રા. માસ્તરે આ ઠરાવ રજુ કરતાં જણાવ્યું કે તે ઘણો મહત્વનો છે અને તેનો વિચાર કરવાને માટે માધ્યમિક અને ઉંચી કેળવણીનું સિંહાવલોકન (Survey) કરવું પડશે. હાલ મેટ્રિકમાં ચાર ફરજીઆત વિષયો છે. અલબત તેમાંનો દરેક ઉપયોગી છે પણ વિદ્યાર્થીની શક્તિનો પણ આપણે વિચાર કરવો જોઇએ. જે લોકો પોતાની બ્હેનોને નિશાળમાં મોકલતા હશે તેમને માલુમ પડયું હશે કે ભૂમિતીની વ્યાખ્યા ગોખવાના કરતાં તેઓ વિજ્ઞાનના સુંદર પાઠો વાંચવામાં પોતાનો વખત ગાળે તો વધુ લાભ થાય. મી. મલબારીએ એક વખત કહ્યું હતું કે ગણિતના વિષયે બહુ કર્યું હશે પણ મ્હારે માટે તો તેનાથી ઉંચી કેળવણીના દ્વાર બંધ થયાં. માટે વિદ્યાર્થીને એકાદ વિષય નજ આવડતો હોય તેથી ઉચ્ચ શિક્ષણ માટે તેને નાલાયક ન ગણવો જોઇએ. ઘણા ઐચ્છિક વિષયો થોડા ફરજીઆત વિષયો જોડે રાખવાથી આ હેતુ સરી શકે.

શ્રી. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયાએ (નડીઆદ) આ ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે હું બે બાબતો તરફ તમારૂં ખાસ લક્ષ ખેંચીશ. પ્રથમ તો ઐચ્છિક તત્વ દાખલ કરવું કે નહિ તે વિષે મતભેદ હશે. પરંતુ તે સંબંધી વિચાર ચલાવવાની તો તો કોઇ ના કહી શકેજ નહિ. બીજું કમિટી સવે મત ધરાવનાર ગૃહસ્થોની છે. આ ઠરાવનો મુખ્ય સિદ્ધાંત એ છે કે જેમ બને તેમ વધારે માણસો ઉચ્ચ કેળવણી લઇ શકે અને દરેક જણ પોતાનો સંપૂર્ણ વિકાસ સાધી શકે એવી વ્યવસ્થા કરવી જોઇએ. કદાચ કોઇ કહેશે કે એક પાસ અભ્યાસના બહુ બોજાની બૂમ પાડવામાં આવે છે અને બીજી પાસ વિદ્યાર્થીઓને સારા નાગરિક બનાવવાની માગણી કરવામાં આવે છે તો એ બે સાથે કેમ બને ? પરંતુ ભણતર ઓછુ કરવાનો હેતુ આ ઠરાવમાં નથી. અમુક વિષય ફરજીઆત કરવામાં આવશે અને બાકીનામાંથી પસંદગી કરવાની રહેશે એટલે ઉચ્ચ કેળવણીનાં દ્વાર વધારે અંશે ખુલશે.

ત્યારબાદ સભાજનોના મત લઇને ઠરાવ પસાર થયો છે એમ પ્રમુખ સાહેબે જાહેર કર્યું હતું.

---

## આઠમો ઠરાવ.

પ્રો. હરિલાલ માધવજી ભટ્ટે (જુનાગઢ) ત્યાર પછી નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.

૮. માધ્યમિક શાળાઓમાં શિખવાતાં પાઠય પુસ્તકો આ પરિષદને એકંદર અસંતોષકારક લાગે છે અને તેના સુધારા માટે નીચેની સૂચનાઓ કરે છેઃ—

(૧) મુંબઇની ધારાસભામાં ઓ. મી. પ્રાંજપેના આ સંબંધી ઠરાવને અમલમાં મૂકવા સરકારે તાકીદથી પગલાં લેવાં.

(૨) છેલ્લાં પાંચ વર્ષથી દરેક વર્ષે ચોક્કસ પુસ્તકો નયત ( Prescribe ) કરવાની જે પદ્ધતિ દાખલ કરવામાં આવી છે સત્વર રદ કરવી જોઇએ.

(૩) ખાસ કરીને ઇતિહાસનાં ( History અને ઇંગ્રેજી સાહિત્યનાં ( English ) ચાલુ સાલનાં પુસ્તકો નિયત ( Prescribed . સ્તકોની યાદીમાંથી દૂર કરવાં જોઇએ.

એ ઠરાવ રજુ કરતાં તેમણે જણાવ્યું કે ગોખલે સોસાઇટીએ નીમેલ કમિટીએ કરેલો રીપોર્ટ આ પરિષદ સન્મુખ રજુ થયો છે તે અનુસાર આ ઠરાવ ઘડવામાં આવેલ હોવાથી વિશેષ ચર્ચાની જરૂર નહતી; એ રીપોર્ટમાં ખાસ કરી ઇતિહાસ ભૂગોળનાં પુસ્તકો કેટલાં બધાં વાંધા ભરેલાં છે તે લંબાણથી બતાવવામાં આવ્યું છે. હાલની સરકારે પોતાના આગલા ઠરાવ રદ કરી સરકારી અમલદારો પાસેજ પુસ્તકો લખાવી તેનાં ભાષાન્તર દરેક ભાષામાં ચલાવવાથી નવાં પુસ્તક લખનારાઓને અન્યાય થાય છે. ઇતિહાસ ભૂગોળનાં પુસ્તકો લખવા જેટલી લાયકાત ૫૦ વર્ષની અંગ્રેજી કેળવણીથી હવે ાપણામાં આવી છે; તો જૂનો નિયમ ચાલુ કરી બધા પુસ્તક લખનારાઓને છૂટ આપી

સર્વથી સારૂં પુસ્તક પસંદ થાય એવો નિયમ થાય તો આપણા વિદ્વાનોને યોગ્ય ઉત્તેજન મળે અને આપણાં બાળકોને યોગ્ય કેળવણી મળવાનો સંભવ રહે. અત્યારે તો જે પુસ્તકો આપણાં બાળકોના હાથમાં મૂકવામાં આવે છે અને જેના નમુના પાઠય પુસ્તકોની કમિટી-એ ઘડેલા રીપોર્ટમાં બતાવવામાં આવ્યા છે તેથી તો હિંદના ઇતિહાસમાંથી કાંઇ સારૂં અને સમજવા લાયક છે કે નહીં તે વિષે શંકા થાય તેમ છે; તેમજ અંગ્રેજી રાજ્યપદ્ધતિનાં સર્વોપરિ સૂત્ર—ન્યાયપુરઃસ્સર નિયમિત રાજ્યવહીવટ સંબંધે વિદ્યાર્થીના મન ઉપર બિલકુલ ખોટો ખ્યાલ બેસે એવી સ્થિતિ છે. માટે મારી ખાસ ભલામણ છે કે આ પરિષદે આગ્રહ કરી મી. માર્સ્ડનનાં પુસ્તકોને પાઠય પુસ્તકોની યાદીમાંથી દૂર કરાવવાનો સબળ પ્રયત્ન, કરવો જોઇએ.

**રા. બલ્લુભાઇ પરમોદરાય ઠાકોરે** ( અમદાવાદ ) આ ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે ઑા. પ્રાંજપેનો ઠરાવ દરેક જણ કબુલ રાખી શકે એમ છે. તે ઠરાવ હિન્દી સરકારના ઠરાવ ઉપર આધાર રાખીને ઘડાયો છે. હિંદી સરકાર કહે છે કે નૈતિક કે રાજ્યદ્વારી કારણ હોય તોજ પુસ્તક નામંજુર કરવું પણ હાલમાં તો વિચિત્ર કારણોથી પુસ્તકો નામંજુર થાય છે.

અમારી નિશાળ સરકારની મદદ લેતી નથી તો પણ અમારા ઉપર જબરા અંકુશ મુકાયા છે. મંજુર ન થયેલા પુસ્તકો કે નકશા પણ અમે રાખી શકીએ નહિ આથી કેળ-વણીમાં કંઇ નવા પ્રયોગો પણ કરી શકીએ નહિ. વળી પુસ્તકો મંજુર કરવાની સરકા-રની પદ્ધતિ એવી ખરાબ છે કે પ્રતિષ્ઠિત ગૃહસ્થો તો પોતાનાં પુસ્તકો મંજુર કરાવવાને અરજી કરેજ નહિ. ઘણા લાંબા અનુભવ પછી મુંબાઇની ન્યુ હાઇસ્કુલના પ્રીન્સીપાલ મી. ભરડાએ ગણિતનું એક પુસ્તક ચાર ભાગમાં રચ્યું છે તે મંજુરી માટે તેમણે કેળવણી-ખાતા ઉપર મોકલી આપ્યું ત્યારે ખાતાએ જાણે તેમની મશ્કરી કરતા હોય તેમ તે પુસ્ત-કને પુસ્તકશાળા અને ઇનામી ઉપયોગ માટે મંજુર કર્યું. પહેલા ભાગના સંબંધમાંજ આવું પરિણામ આવ્યું એટલે તેમણે બીજા ત્રણ ભાગ મંજુરી માટે મોકલ્યા નથી. આથી નુક્-શાન તો આપણનેજ થયું છે. તેવીજ રીતે પુનાની એક શાળાના વ્યવસ્થાપકે "મ્યુરીસન્સ પેરાફ્રેઈઝ"નું પુસ્તક પોતાની શાળામાં શિખવવાની પરવાનગી માગી. જો કે આ પુસ્તક-માંથી મેટ્રીક્યુલેશન પરીક્ષામાં અત્યાર સુધી વીસ કે ત્રીસ ફકરા પુછાયા હશે તો પણ ખાતાએ તે નામંજુર કર્યું અને જણાવ્યું કે સાતમા ધોરણ માટે તે અઘરૂં છે. કોઇ ધોરણ માટે અમુક પુસ્તક અઘરૂં કે સહેલું છે તે પારખવાનો કંઇક આધાર અમારા ઉપર પણ રાખવો જોઇએ.

સરકારી શાળાઓ માટે દર વર્ષે ચોક્કસ પુસ્તકો નિયત કરવાની પદ્ધતિ સાથે ખાનગી શાળાઓને કાંઇ સંબંધ હોય નહિ. પણ નિયત પુસ્તકોની યાદી for guidance—સૂ[illegible]ના તરીકે—એવા શેરા સાથે ખાનગી શાળાઓને મોકલવામાં આવે છે અને તેનો અ[illegible] for Compliance—ગ્રહણ કરવા માટે—થાય છે.

સ્કુલ ફાઇનલની પરીક્ષાને માટે નિયત કરવામાં આવેલું પુસ્તક Ster[illegible] nglish

Literatureમાં કયાં સાહિત્યનાં પગથીઆં છે તે સમજાતું નથી. એમાં નથી કાંઇ સાહિત્ય કે નથી કાંઇ ક્રમવાર ગોઠવણી. એનું નામજ અસત્ય છે અને તે રદ થવું જોઇએ.

બુક કમીટીમાં ખાનગી નિશાળના હેડ માસ્તરો અને બીન અમલદાર ગૃહસ્થો નિમવા જોઇએ પણ સરકાર તે કેમ માનશે? કારણ કે તેમને તો હાલ મોસાળ જમવું ને મા પીરસનાર છે કારણ કે ખાતાના અમલદારો જે પુસ્તકો લખે છે તે તેમને ઘણે ભાગે મંજુર કરવાનાં હોય છે. સામાન્ય ઇન્સ્પેકટરો સાયન્સની ચોપડીઓ લખે છે અને સાયન્સના ઇન્સ્પેકટરો ગણિતની ચોપડીઓ લખે છે.

ત્યાર બાદ સભાની અનુમતિથી પ્રમુખે જાહેર કર્યું કે આ ઠરાવ પસાર થયો છે.

## નવમો ઠરાવ.

**રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે** (અમદાવાદ) નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.—

**"ગુજરાતી ભાષાના શિક્ષણને ઉત્તેજન આપવાના હેતુથી તેના જુદો વિષય કહાડી નાખી બીજી ભાષા તરીકે માધ્યમિક શાળાના અભ્યાસક્રમમાં અને મેટ્રિકની પરીક્ષામાં તેને સ્થાન આપવાની અને ક્રમે ક્રમે આર્ટ્સ કોલેજના અભ્યાસક્રમમાં પણ તે સિદ્ધાંત સ્વીકારવાની. આ પરિષદ ભલામણ કરે છે."**

આ ઠરાવ વિષે બોલતાં રા. ધ્રુવે જણાવ્યું કે આ ઠરાવ દરેક પ્રાંતને લાગુ પડે છે. એક વખત એવો હતો કે જ્યારે ગુજરાતીનો વિષય બીજી ભાષા તરીખે હાઇસ્કુલમાં શિખવાતો હતો અને તેથી વિદ્યાર્થીઓને ગુજરાતીનું સંતોષકારક જ્ઞાન મળતું હતું. હું જ્યારે વિદ્યાર્થી હતો ત્યારે ગુજરાતીમાં નિબંધ લખેલો મને યાદ છે. દલપતરામ જેવા કવિઓ તે વખતે કવિતા શિખવતા હતા. તે પછી એવો ઠરાવ થયો કે કેટલાક લોકોની માતૃભાષા ગુજરાતી ના હોવાથી તેને બદલે તેમને ઇંગ્રેજી લેવા દેવું જોઇએ. પરિણામે ઇંગ્રેજી પાકું કરવાની લાલસાથી જેમની જન્મભાષા ગુજરાતી હતી તેમણે પણ ઇંગ્રેજી શિખવા માંડયું, અને હાલ તો મેટ્રીકયુલેશનની પરીક્ષામાંથી પણ ગુજરાતીને કહાડી નાંખી છે. વિજ્ઞાન અને દેશી ભાષા કેવળ શિક્ષણના વિષય થઇ ગયા છે. આથી ગુજરાતીના શિક્ષણ ઉપર ઘણીજ માઠી અસર થઇ છે. ગુજરાતી એવા માણસોને સોંપવામાં આવે છે કે જેમનાથી છોકરાઓને ઓછામાં ઓછું નુકશાન થાય—એટલે કે ગુજરાતીનું ઓછું જ્ઞાન મળે. કોઇ વિષય પરીક્ષામાં રાખવા કે નહિ એનો વિચાર કરવામાં કંઇક વિવેક વાપરવો જોઇએ. અંગ કસરત ડ્રોઈંગ વગરે કેવળ શિક્ષણના વિષયો હોય અને તેની પરીક્ષા લેવામાં ન આવે તો ચાલે, પણ ગુજરાતીમાં તેમ થવું ન જોઇએ. વળી મેટ્રીક તે કોલેજના પાયારૂપ છે માટે જે વિષય કોલેજમાં હોય તેનો પાયો ત્યાં રોપાવો જોઇએ, અને એમ. એ.માં ગુજરાતીનો [illegible]ષય રાખવામાં આવ્યો છે તેથી તે માધ્યમિક શાળામાં તે શિખવવોજ જોઇએ. હાલમાં તો [illegible]તીની ઉપેક્ષાજ થાય છે. સ્કુલ ફાઇનલ તો મેટ્રીક કરતાં પણ વધારે હલકા પ્રકારની [illegible] છે એવો મારો અંગત અનુભવ છે. વળી જેને ઉંચા પ્રકારની કેળવણી લેવી નથી તે[illegible]ીકજ છેલ્લી પરીક્ષા છે અને તેથી તેમાં ગુજરાતીને સ્થાન મળવું જોઇએ.

ત્યારે હવે તે શીખવવું શી રીતે? તેને બીજી ભાષા રાખવાથી વિદ્યાર્થીના ઉપર બોજો વધશે નહિ. આમ થશે તોજ ગુજરાતી ભાષાનું ગૌરવ વધશે અને તે સંસ્કૃતની બરોબરી કરશે. પ્રેમાનંદની તો એવી પ્રતિજ્ઞા હતી કે ગુજરાતી 'થાઓ સખી ઉપરી'. તેટલે સુધી તો આપણે નથી જતા પણ, સંસ્કૃતની બરાબરી પણ ગુજરાતી કરી શકે એવી ઇચ્છા રાખીએ તો તે યોગ્ય જ છે.

**વીરબળ હ. મ્હેતાએ** (વડોદરા) આ ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે જે ભાષા દૂધ સાથે અંતરમાં ઉતરી ગઇ છે તેને શારદાપીઠમાં સ્થાન આપવાની માગણી કરતાં શરમ આવે છે. કોઇ દેશમાં આવું બનેલું જાણ્યામાં નથી. ગુજરાતીને હાલ કોઇ ગણતું નથી. દરેક ભૂમિકામાં તેનો પાટલો નીચોજ છે. માધ્યમિક ક્રમમાં વિષયો ઘણા અને વખત ઓછો એટલે બધી તરાપ ગુજરાતી ઉપરજ આવે છે. આપણે પ્રમુખ-સાહેબને વિનંતી કરીશું કે મેટ્રીકમાં તેમજ યુનીવર્સીટીમાં તેઓ ગુજરાતીને તેનું યોગ્ય સ્થાન અપાવે.

ત્યારબાદ સભાની અનુમતિથી પ્રમુખે જાહેર કર્યું કે આ ઠરાવ પસાર થયો છે.

---

## દશમો ઠરાવ.

**પંડયા ઠાકોરલાલ રણછોડલાલે** (પાટણ) નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.—

**"યુનિવર્સિટીની પરીક્ષાઓમાં જે વિદ્યાર્થીઓને પસાર થવું ન હોય તેમને વધારે વ્યવહારોપયોગી માધ્યમિક શિક્ષણ આપવાની આ પરિષદ ભલામણ કરે છે, અને તે માટે સૂચવે છે કે ઇંગ્રેજી ચોથા ધોરણમાં પાસ થએલા વિદ્યાર્થીઓ માટે ત્રણ વર્ષના જૂદા ક્રમો યોજવા જોઈએ અને તેમાં ખાસ કરીને ખેતી, હુન્નરઉદ્યોગ, શિક્ષણશાસ્ત્ર અને વેપારી શિક્ષણનો ઐચ્છિક અભ્યાસક્રમ ગોઠવવો જોઇએ."**

ડૉકટર પંડયાએ આ ઠરાવને રજુ કરતાં જણાવ્યું કે હાલ માધ્યમિક શિક્ષણના સંબંધમાં સર્વત્ર અસંતોષ દર્શાવવામાં આવે છે અને એમ કહેવાય છે કે હાલનું શિક્ષણ યુવકોને નોકરીમાં જોડાવવાને જ તૈયાર કરે છે. માધ્યમિક શાળામાં પ્રવેશ કરતા વિદ્યાર્થીઓ પૈકી સેંકડે ૧૦ ટકા મેટ્રીકની પરીક્ષામાં પાસ થાય છે. માટે જો બાકીના મોટા ભાગને એવું શિક્ષણ આપવામાં આવે કે જેથી તેમને મળતર અને ભણતર બન્ને મળે તો તેથી તેમનું પોતાનું સગા સંબંધીઓનું અને રાજ્યનું પણ શ્રેય થાય: કારણ કે તેઓ વધારે કમાઇને વધારે કર ભરી શકે.

સર્વે વિદ્યાર્થીઓને મહેનતની મહત્તા સમજાવવી જોઇએ. આપણે ઇંગ્રેજી તો વવું જ છે કારણ કે પાશ્ચાત્ય દેશો સાથે આપણો સંબંધ તે વડે જ છે. પણ બીજા વ્યાવહારિક વિષયો શીખવા જોઇએ.

**રા. કૃપાશંકર ડાહ્યાભાઇ આચાર્યે** (ધ્રાંગધ્રા) આ ઠરાવને અ

જણાવ્યું કે જ્યારે પહેલા ધોરણમાં સો વિદ્યાર્થીઓ હોય છે ત્યારે ફક્ત પંદર મેટ્રીકમાં પાસ થાય છે. તો બાકીના પંચાસી છોકરાઓ માટે આપણી કેળવણીમાં શું સ્થાન છે તે જાણવું જોઇએ. અધવચમાં નિષ્ફળ થતા છોકરાઓ નોકરી માટે તેમજ વાણોતરી માટે નાલાયક હોય છે.

બધાને એકદેશીય જ્ઞાન આપવું વ્યાજબી નથી. માટે ઠરાવમાં સૂચવેલા વિષયો પણ અભ્યાસક્રમમાં દાખલ કરવાથી લાભ છે. ઉપરાંત ખેડુતોને પણ ખેતીનું સામાન્ય શિક્ષણ મળશે તો તેથી રાષ્ટ્રને લાભ છે, તેમજ જો શિક્ષણશાસ્ત્ર શીખવીએ તો તે વિષય આગળ વાંચીને તેઓ ધંધામાં પ્રવીણ થશે.

ત્યારબાદ સભાની અનુમતિથી પ્રમુખે જાહેર કર્યું કે આ ઠરાવ પસાર થયો છે.

## અગીઆરમો ઠરાવ.

પ્રમુખ તરફથી રજુ કરવામાં આવેલો આ ઠરાવ નીચે પ્રમાણે હતો.—

"(૧) બ્રિટિશ વિભાગમાં તેમજ દેશી રાજ્યોમાં વધારે કોલેજોની જરૂર આ પરિષદને લાગે છે અને સુરતમાં કોલેજ સ્થાપવાની જે યોજના થઇ છે તેને મદદ કરવા સર્વે ગુજરાતીઓને આગ્રહપૂર્વક વિનતિ કરે છે.

(૨) હાલની કોલેજોમાં વધારે સંખ્યામાં વિદ્યાર્થીઓ લઇ શકાય એવી વ્યવસ્થા કરવા માટે સરકારને તથા દેશી રાજ્યોને આ પરિષદ ભલામણ કરે છે."

આ ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

## બારમો ઠરાવ.

પ્રમુખ તરફથી આ ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો.—

"અપંગો (આંધળા, બ્હેરાં, મૂગાં વગેરે)ની કેળવણી માટે જીલ્લાવાર ખાસ નિશાળો સ્થાપવા અને જ્યાં એવી નિશાળો હોય તેને ખાસ ગ્રાંટ આપવા સરકારને આ પરિષદ ભલામણ કરે છે."

આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## તેરમો ઠરાવ.

પ સાહેબે નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.—

" અંત્યજ વર્ગના વિદ્યાર્થીઓની કેળવણીના વિકાસ માટે આ પરિષદ
ે કેઃ—

'નાં મુખ્ય શહેરમાં તે વર્ગના વિદ્યાર્થીઓ માટે એક અલાયદી
સ્થાપવી જોઇએ.

(૨) મ્યુનીસીપાલીટીએ પોતાના શહેરમાં આ વર્ગને માટે ઓછામાં ઓછી એક શાળા સ્થાપવી જોઇએ.

(૩) ગામડાઓમાં જ્યાં જ્યાં જરૂર જણાય ત્યાં તેમને માટે લોકલબોર્ડે જુદી શાળાઓ સ્થાપવી જોઇએ."

આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## ચૌદમો ઠરાવ.

પ્રમુખ સાહેબે નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.—

"મેટ્રીક્યુલેશન તથા કૉલેજની પરીક્ષાઓ વર્ષમાં બે વાર લેવા અને જે વિષયમાં જે વિદ્યાર્થીઓ નપાસ થયા હોય તેમની તેટલાજ વિષયોમાં પછીથી પરીક્ષા લેવા આ પરિષદ યુનિવર્સિટીને ભલામણ કરે છે."

આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## પંદરમો ઠરાવ.

પ્રમુખે નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.—

"માધ્યમિક શાળાઓમાં ફીનું ધોરણ કમી કરવા અને સરકારે ઠરાવેલી રકમના ઓછામાં ઓછા $\frac{3}{4}$ ભાગ જેટલી ફી લેવાનું મંજુર થયેલી નિશાળો ઉપર મૂકાયેલું બંધન દૂર કરવા આ પરિષદ સરકારને ભલામણ કરે છે."

આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

## સોળમો ઠરાવ.

રા. પિનાકીપ્રસાદ આ. દેશાઇએ (વડોદરા) નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.—

"આપણી પ્રજાની કેળવણી સર્વદેશીય અને વ્યવહારોપયોગી થાય એ હેતુથી ખેતીવાડી, ઉદ્યોગ, હુન્નર, વૈદક, વેપાર વગેરેના શિક્ષણ માટેની શાળાઓ સ્થાપવા પરિષદ, સરકારને તથા પ્રજાને ભલામણ કરે છે."

આ ઠરાવ રજુ કરતાં રા. પિનાકીપ્રસાદે જણાવ્યું કે આ ઠરાવ ૧૦ મા ઠરા સહેજ જુદો છે આપણા ઇલાકામાં ખેતી અને ઇજનેરીની કોલેજો છે પણ જે કૉલેજનું શિક્ષણ લઇ શકે એમ નથી તેમને માટે ધંધાના શિક્ષણની કાંઈ વ્યવસ્ આપણને નોકરોની પ્રજા (Nation of servants) કહેવામાં આવે છે. પ

શાથી છે ? આપણી આંખ કોઇએ ઉઘાડી હતી ? આપણને કોઇએ સાધનો આપ્યાં છે ? આ સવાલોનો ઉત્તર નકારમાંજ આપવો પડશે.

ખેતી વિષે મોટા રીપોર્ટ ઇંગ્રેજી ભાષામાં પ્રકટ થાય છે. તે આપણા ખેડુતો વાંચી શકતા નથી. પશ્ચિમના દેશોમાં જુદી વ્યવસ્થા છે. ખેડુતો માટે ચોપાનીઆં ફેલાવવામાં આવે છે અને તેમાંથી જ્ઞાન લઇ ખેડુતો પૈસાદાર થયા છે. આખા ઇલાકામાં એકાદ બે નમુના રૂપ ખેતરો હોય અને તેનો લાભ અડધો ડઝન માણસો લે તેથી શું વળે ? માટે આ જ્ઞાન મૂળથી આપવા સારૂ તેની ખાસ શાળાઓ સ્થાપવી જોઇએ.

લડાઇથી કાગળો બંધ થયા ત્યારે હિંદમાં કાગળો માટે કયાં સાધનો છે તેનો એક રીપોર્ટ સરકારે ઇંગ્રેજીમાં બહાર પડયો, પણ તેથી કોને લાભ થયો ? આપણને એપ્લાઇડ સાયન્સીસ–ઉદ્યોગમાં ઉપયોગી થાય એવી વિજ્ઞાનવિદ્યા શીખવતી નથી એટલે કાગળનો માવો શી રીતે બનાવવો એ આવડતું નથી. આ હકીકત હુન્નર ઉદ્યોગની શાળાઓની જરૂરીઆત પુરવાર કરે છે.

**માણેકલાલ હરિલાલ વકીલે** ( અમદાવાદ ) આ ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે પ્રજાની કેળવણી સર્વદેશીય કરવાને માટે ધંધાની નિશાળો ( Vocational schaols ) સ્થાપવાની ભલામણ આ ઠરાવમાં કરવામાં આવી છે. હાલમાં તો સર્વેને હાઇસ્કુલનો અભ્યાસ કરવો પડે છે. પણ તેમાં પૂરતું શિક્ષણ મળી શકતું નથી, અને એને અધવચ અભ્યાસ મુકી દેવો પડે તો કોઇ પણ કાર્ય માટે લાયક થતા નથી. ગામડાના છોકરાઓ શહેરમાં રહી ગામડાનું જીવન ભૂલી જાય છે અને મહેનતથી શરમાય છે. ખેડુતોની ખેતી અને વેપારીઓની કોમોએ એકઠી થઇ ખેતી અને વેપારની ભેગી માધ્યમિક શાળાઓ સ્થાપવી જોઇએ.

સભાની અનુમતિની આ ઠરાવ પસાર થયો છે એમ પ્રમુખે જાહેર કર્યું હતું.

---

## સત્તરમો ઠરાવ.

રા. રામમોહનરાય જસવંતરાયે (અમદાવાદ) નીચેનો ઠરાવ રજુ કર્યો હતો:—

હિન્દી સરકારે સ્ત્રી કેળવણીના સંબંધમાં જે પત્ર પ્રાંતિક સરકારને અભિપ્રાય માટે મોકલ્યો છે તેમાં જણાવેલા મુદ્દા વિષે પરિષદ નીચે પ્રમાણે સૂચનાઓ કરે છે:—

(૧) કન્યાઓની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના અભ્યાસક્રમમાં થોડાક ફરજીઆત વિષયો રાખવા જોઇએ અને ઘણા વધારે એચ્છિક વિષયો રાખવા જોઇએ; બીજા વર્ગના વિષયોમાંથી પ્રાથમિક શાળાઓ માટે અમુક વિષયો પસંદ કરવાની સત્તા મ્યુનિસિપાલિટિ અને લોકલબોર્ડને ની જોઈએ; અને માધ્યમિક શાળાઓ માટે તેવીજ પસંદગી કરવા અધિકારીઓ અને બીનઅધિકારીની ખાસ કમિટિ નિમવી જોઇએ.

(૨) મ્હોટાં સ્થળોમાં સ્ત્રીઓ માટે જુદી કોલેજો સ્થાપવી જોઇએ; જ્યાં તેમ ન બની શકે ત્યાં માધ્યમિક શાળામાં કૉલેજના બે વર્ગ જોડવા જોઇએ તેમજ ત્હેમને અભ્યાસ વધારવાનું ઉત્તેજન આપવા માટે સારી સ્કોલરશીપો આપવી જોઇએ.

(૩) જે શિક્ષિકાઓને ફીમેલ ટ્રેઇનીંગ કોલેજમાં ટ્રેઇન થવાનું બની શકે એમ ન હોય, તેમને માટે રજાના વખતમાં એક માસના કે વધુ મુદતના ટુંકા વર્ગો ઉઘાડવા જોઇએ; ફીમેઇલ ટ્રેઇનીંગ કોલેજમાં દર વર્ષે હાલના કરતાં વધારે શિક્ષિકાઓની સંખ્યા દાખલ કરવી જોઇએ.

(૪) કન્યાશાળાઓનું ઇન્સ્પેકશન કરવા માટે બધા સ્થળોમાં સ્ત્રી ઇન્સ્પેકસો નીમવી જોઇએ પણ તેમ એકદમ ન બની શકે તોપણ મ્યુનિસિપાલિટીનાં મોટાં શહેરોમાં તો આ પદ્ધતિ દાખલ કરવીજ જોઇએ.

રા. રામમોહનરાય જસવંતરાયે આ ઠરાવ રજુ કરતાં જણાવ્યું કે સ્ત્રી કેળવણી સંબંધી વડી સરકારના મુસદ્દાથી તો આપણે સર્વે જાણીતા છીએ. તેની બધી સૂચનાઓનું મૂળ તત્વ એ છે કે સ્ત્રી કેળવણી કેવી રીતે વધે ? શિક્ષિકાઓની ખોટને લીધે સ્ત્રી શિક્ષણ વધતું નથી. માટે શિક્ષિકાઓ વધે તેમની પદવી સુધરે અને તેમનો ધંધો માનવંતો ગણવામાં આવે તોજ કન્યા કેળવણીમાં સુધારો થવાનો સંભવ છે.

તપાસણીમાં પણ ઘણા દોષ છે. બધા ઇન્સ્પેકટરો ખરાબ હોતા નથી પણ ચોતરફ કન્યાશાળાઓની તપાસના સંબંધમાં ઇન્સ્પેકટરો સામે ઘણીજ બુમ સંભળાય છે, શિક્ષિકાઓનો દરજ્જો સુધારવો હોય તો ઇન્સ્પેકટરો તરીખે સ્ત્રીઓજ જોઇએ. વૃદ્ધ અને ચારિત્રશાળી શિક્ષિકાઓને ઇન્સ્પેકટ્રેસ તરીખે નીમવી જોઇએ. ખાનગી ખાતાઓની શિક્ષિકાઓને રજાના વખતમાં ટ્રેઇનીંગ આપવાથી ટ્રેઇન્ડ શિક્ષિકાઓની સંખ્યા વધારી શકાય.

હોમી પેસ્તનજી ચાહવાળાએ (અમદાવાદ) આ ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે આ ઠરાવના પેટા બીજા ભાગ વિષે સરકારને કહીશું કે તમારે વચ્ચે પડવું નહિ. ( No interference ) પણ હાલમાં પ્રાથમિક શિક્ષણ ઉપર સરકારની ઘણી તકેદારી છે. અને તેને પ્રાથમિક કોડ લાગુ પાડયો છે તે કાંતો રદ થવો જોઇએ અથવા તો તેમાં છુટછાટ મૂકવી જોઇએ.

કન્યાઓના અભ્યાસક્રમમાં પણ ફેરફાર કરવાની ખાસ જરૂર છે. કેટલાક વિ ફરજીઆત તેમ કેટલાક ઐચ્છિક રાખવા જોઇએ. સરકારી કેળવણી ખાતાએ તે સં પોતાનો અંકુશ હલકો કરવો જોઇએ.

મુંબઇમાં ફકત પચીસ કે ત્રીસ છોકરીઓ માટે જુદી કૉલેજ કહાડવા ” રૂપીઆ ખર્ચવાની યોજના થઇ છે. પણ કન્યાઓ માટે માધ્યમિક શાળા કોઇને દરકાર નથી. સ્ત્રીઓની કૉલેજ મુંબાઇમાંજ થશે અને સુરત કે

થાય એટલે સુરત અને અમદાવાદની જે સ્ત્રીઓને કૉલેજમાં ભણવું હોય તેમને મુંબાઇ જવું પડે. આ કરતાં કૉલેજમાં ખર્ચવાના પૈસા કન્યાઓના માધ્યમિક શિક્ષણ માટે વાપરવામાં આવે તો કૉલેજમાં જનારની સંખ્યા વધારી શકાય.

સભાની અનુમતિ લઇને ઠરાવ મંજુર થયો છે એમ પ્રમુખે જાહેર કર્યું હતું.

---

## અઢારમો ઠરાવ.

રા. ડાહ્યાભાઇ લલ્લુભાઈ પુરોહિતે (વડોદરા) નીચેનો ઠરાવ રજુ કર્યો હતો:—

**વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ સુધારવાને માટે આ પરિષદ નીચેની સૂસનાઓ કરે છે:—**

**(૧) દરેક છોકરાની શારીરિક તપાસ વખતો વખત સ્થાનિક દાક્તરોથી થવી જોઇએ.**

**(૨) તેમના શરીરબળના પ્રમાણમાં તેમને માફક આવે એવી કસરત (Gymnastics) ફરજીઆત કરવી જોઇએ.**

**(૩) મકાનની તેમજ તેની આસપાસના લત્તાની સ્વચ્છતા ઉપર દેખરેખ રાખવાની ખાસ જરૂર છે અને ત્હેની આગળ છોકરાંઓને રમવાને ખુલ્લી જગ્યા રાખવી જોઇએ.**

**(૪) First aid, Physiology અને Hygiene (તાત્કાલિક મદદ, ઇંદ્રિયવિજ્ઞાન, અને આરોગ્ય)ના શિક્ષણ માટે તેમજ ઉપર સૂચવેલાં કાર્યો માટે શિક્ષક તરીકે એક દાક્તર નીમવો જોઇએ.**

આ ઠરાવ રજુ કરતાં રા. ડાહ્યાભાઇ પુરોહિતે જણાવ્યું કે મહાન પ્રજાઓના જે સંગ્રામ વિષે પ્રતિદિન આપણે વાંચીએ છીએ તેનો એક સાર એ છે કે શરીરબળ પ્રજાના યુદ્ધમાં મદદ કરે છે. ઇતિહાસ પણ એમ કહે છે કે ગમે તેવી સુશિક્ષિત પ્રજાને પણ બળવાન પ્રજાઓ જીતે છે. આથી હિંદની પ્રજાની શારીરિક સ્થિતિ સુધરે છે કે બગડે છે એ વાત તપાસવી જોઇએ. જે વખતે કેળવણી મફત અને ફરજીઆત કરવાને આપણે ઇચ્છીએ ગીએ તે વખતે આપણા બાળકોની શારિરીક કેળવણી તરફ ખાસ લક્ષ આપવાની જરૂર લંડનની એક શાળામાં બાળકોને દાખલ કરતાં પહેલાં તેમના શરીરની તપાસ કરવામાં છે પંદર દિવસ તેમને રાખવામાં આવે છે અને પછી તેમની શક્તિઓ જો બરાબર ન લાગે તો તેમને બીજે સ્થળે જવા કહે છે. ઉપરાંત વિદ્યાર્થીઓની દાકતરી તો વખત કરવામાં આવે છે. અને બાળકોના શરીરની સ્થિતિ તેમના રોગ પાય વિષે રીપોર્ટ તેમના માબાપને મોકલવામાં આવે છે. માબાપ જો નિશાળના અધિકારીઓ પોતાને ખર્ચે ઉપાય કરી માબાપ તરફ બીલ ગરીબ હોય તો County Council તેનું બીલ આપે છે.

ત્યાં Director of Physical Education "શારીરિક કેળવણીનો અધિકારી—એ નામનો એક અમલદાર નીમવામાં આવે છે અને તે શારીરિક કેળવણીના બધાં અંગો ઉપર દેખરેખ રાખે છે. દરેકને સરખી જાતની કસરતની જરૂર હોતી નથી. માટે પ્રત્યેકને ખાસ તપાસી તેને માટે કસરતનો ક્રમ રચવામાં આવે છે. આ ઉપરાંત બાળકોના ખોરાક અને સ્વચ્છતાની બાબત પણ તપાસી તે સંબંધી ખબર તેમના માબાપને મોકલવામાં આવે છે. મીસીસ હમ્ફ્રી વૉર્ડ નામની એક બાઇએ રમત ગમતનાં સ્થાન (play Centres) કહાડયાં છે. જેના ઉપર વિદ્વાનો દેખરેખ રાખે છે અને જ્યાં નિયમિત કસરત અપાય છે. આ સઘળું કાર્ય મ્યુનિસીપાલીટીઓ ધારે તો કરી શકે અને ધર્મપરાયણ સ્ત્રીપુરૂષો પણ કાંઇક કરી શકે.

અકસ્માત વખતે તાત્કાલિક મદદ આપવાનો વિષય પણ તેમને શિખવી શકાય એમ છે. આ માટે એકલું મ્યુઝીઅમ સ્થાપવાથી કાંઈ થઇ શકે એમ નથી. કારણ કે ઉત્તમ મ્યુઝીઅમની સગવડ છતાં પણ વડોદરાની હાઈસ્કુલનું આ સંબંધી શિક્ષણ મગરૂબ થવા જેવું નથી. સાધનો કરતાં પણ શિક્ષકો ઉપર વધારે આધાર છે.

ડાકટર હરિપ્રસાદ વ્રજરાય દેશાઇએ (અમદાવાદ) આ ઠરાવને અનુમોદન આપતાં નીચેનો લેખ વાંચ્યો હતો:—

વિદ્યાર્થીઓને માટે નિશાળની ચોપડીઓજ વાંચ્ય વાંચ્ય કર્યા ઉપરાંત અને આખો દીવસ અને રાત પરીક્ષાઓથી બ્હી બ્હીને લેસન સાથેજ માથુ ફોડયા ઉપરાંત બીજી વસ્તુઓનો વિચાર કરવાનું બીજું કંઇક કરવાનું આ દુનિયામાં છે. દોડવાથી, ખેલવાથી અને રમવાથી બાળકોને ભણતર કરતાં કંઇ ઓછો ફાયદો થતો નથી. ઝાડપર ચહડવું, પતંગીયાં પાછળ દોડવું, પક્ષીઓ સાથે રમવું, તરવું તથા ખેતરોમાં અને જંગલોમાં ઉજાણીઓએ જવું એ બધુ વિદ્યાર્થીઓને માટે ફાયદાકારક છે. ઉછળતી પ્રજાના માનસિક વિકાસને અર્થે નીરોગી અને બળવાન શરીરની ખાતર, તેમજ ચારીત્ર્ય બંધારણ માટે આ બધી વસ્તુઓ અત્યંત ઉપયોગી છે.

" એમ. એ. બનાકે મીટી ખરાબ " કર્યાં કરતાં. અને " વિદ્યા વિલાસિપણું " કે "સાક્ષરતા" ખીલવ્યા કરતાં કેળવણીનો મુખ્ય ઉદેશ મનુષ્યત્વ ખીલવવાનો વધારે લાગે છે.

બાળકો એ દેશ સમસ્તનું ખરૂં ધન છે અને તેથી એમના ઉછેર કે કેળવણીની જવાબદારી માત્ર એમના માબાપનેજ માથે રહેવી જોઇએ, એવું આ જમાનામાં સુધરેલા દેશોમાં મનાતુ નથી. પ્રજાના આગેવાનોએ અને રાજ્યે મળીને સંપુર્ણ શાસ્ત્રીય રીતે યોજીને આ વિષયપર તાકીદે અમલ કરવો ઘટે છે. હીંદુસ્તાનના બાળકોનાં શરીરો સુ-રવાનો પ્રશ્ન એ મ્હોટો રાષ્ટ્રીય અગત્યનો પ્રશ્ન છે એ વાત સાબીત કરવા આવા સંમેલન આગળ બહુ દલીલોની જરૂર નથી.

આપણે લોકોને સ્વચ્છતા શું અને અનારોગ્ય વાતાવરણ કોને કહેવાય નથી. નિશાળોના મકાનો, વર્ગોની ગોઠવણ, રમવાના મેદાનોની સવડ એ અસંતોષકારક છે. લોકલ બોર્ડોના ઘણા પૈસા લાંબી લાંબી સડકો કરવા ઓફીસરોની મોટરો બરાબર દોડતી જઈ શકે એની તજવીજ રાખવા

એટલે નિશાળોને માટે સવડો આપવાની કે ગામડાં વળાવવાની, સાફ રાખવાની કે ખાડા ખૈયા પુરાવી સ્વચ્છતા અને આરોગ્યના લાભ દેશનાં બાળકોને આપવાની કોઇને દરકાર હોય તો પણ શું કરે ?

રેલ્વેના હજારો માઇલોના વિસ્તાર કરનાર અને પર્વતો, નદીઓ અને સમુદ્રો ઉપર આગગાડીની સડકો બાંધનાર બુદ્ધિને ગામડાના ઉકરડા અને ઢોરોની ગંદગી ૧૫૦ વરસના રાજકારભાર છતાં સાફ કરતાં ન આવડે એ માની શકાતું નથી અને આપણા દેશની પોણી વસ્તી કરતાં વધારે ભાગ ગામડામાં રહે છે.

ગુજરાતમાં ગામડાની આ દશા છે, ત્યારે શહેરો પણ કંઇ સુખી નથી. ગંદી પોળો સડકોની ધુળ, મીલોની ધુણી, કચરાપેટીઓ, પીશાબખાના, જાજરૂઓ છીંડીઓ અને ખીચોખીચ વસ્તીવાળાં ઘરો શહેરોની હવાને પુષ્કળ બગાડે છે. ચોખાં પાણી સ્વચ્છ હવા અને પુષ્ટિકારક ખોરાક એ પ્રજાની આરોગ્યવર્ધક મુખ્ય વસ્તુઓ છે. છતાં આખા ગુજરાતની આ બાબતમાં કેવી દુખદ સ્થિતિ છે તે મેં ઉપર જણાવ્યું. ઘી, દુધ, દહીં અને છાશ એ આપણા હીંદુ લોકોનો પુષ્ટિકારક ખોરાક છે પરંતુ એમાં ઘણોજ બગાડો કરનાર ગુજરાતમાં સ્થળે સ્થળે જે સેંકડો ડેરીઓ નીકળી છે તે આપણા પુષ્ટિકારક ખોરાકોનું સત્વ હરી લે છે.

કેળવણી આપનારનું પ્રથમ કર્તવ્ય બુદ્ધિ અને નીતિ સુધારતા પહેલાં શરીરને તંદુરસ્ત અને મજબુત કરવાનું છે. ભુખ્યા કે થાકી ગયેલાં બાળકોને ભણાવવું અશક્ય છે અથવા એવાને ભણાવવાનો પ્રયત્ન કરવો એ નિર્દયતા છે. ઝપાટાબંધ કામ કરવાની શક્તિની કે ઉતમ ચારિત્ર્યની આશા નબળાં અને કઢંગા શરીરવાળાં બાળકો પાસે રાખવી એ સંભવિત નથી.

ત્યારે આ ઉપરથી જણાશે કે પ્રજાના આરોગ્યનો આખો પ્રશ્ન કેળવણીને માટે બહુ અગત્યનો છે. ભણનારનાં શરીર તંદુરસ્ત અને બળવાન બનાવવાં એ ખરી કેળવણી-નુંજ અંગ છે એટલુંજ નહી પણ એ વગર બુદ્ધિની કે આત્માની કેળવણી કદાપિ સંતોષ-કારક આપી શકાતી નથી.

"Education is vitally concerned to see that the physical conditions are such as may be the basis for the intellectual and moral life. It is now a commonplace of the subject that it is impossible ‍› teach and indeed cruelty to try to teach those who are hungry who are overtired. Vigorous work and still more moral character ‍hardly be expected when the physical system is either stunted ‍roportionately developed. The whole matter, therefore, of health and development is one that is vital to education; ‍s a part of education itself in the largest sense, but as ‍which must be satisfied before education in the nar-‍n satisfactorily do its work."

ઉપરના શબ્દો, બ્રીટીશ એસોસીએશનના કેળવણી વિભાગના પ્રમુખ રેવરંડ મિ૦ ટેમ્પલના ગયા મહીનાની તા. ૭ મીએ કરાએલા ભાષણમાંથી લીધા છે.

હવે આપણા વિદ્યાર્થીઓની શારીરિક ખીલવણી બાબત વ્યવહારૂ પગલાં ભરવાં જોઇએ તે વિશે હું થોડુંક બોલીશ.

ઘણીખરી ગુજરાતી નીશાળોમાં કસરતને માટે કંઇ સાધન હોતાં નથી અથવા જ્યાં હોય છે ત્યાં નામનાંજ હોય છે. અહીંની ગુજરાતી નીશાળોમાં ડ્રીલને માટે અડધો કલાક વધારે રાખવામાં આવ્યો છે પણ એથી કંઈ લાભ થાય એમ લાગતું નથી. મ્હોટાં ખુલ્લાં મેદાનોની અમદાવાદમાં ઘણીજ તાણ છે અને મ્યુનિસિપાલીટી કે સરકાર તરફથી હજી એ બાબતમાં કંઈજ તજવીજ થતી નથી. ઉલટું જે થોડાં મેદાનો ભારે ખર્ચે અહીંની ખાનગી ઇંગ્રેજી નીશાળો મેળવી શકી હતી તે જવા બેઠી છે. કસરતશાળાઓ કોઇ કોઈ નિશાળોમાં હોય છે. પણ એના લાભ બહુજ અનિયમિત રીતે અને જુજ સંખ્યામાં લેવાય છે. ડ્રીલ ફરજીઆત રાખી હોય છે. પણ દીવસના ગમે તે વખતમાં ગમે તે કલાસને તે કરાવવામાં આવે છે અને ઘણે ઠેકાણે ડ્રીલ કરવાનો વારો પણ અઠવાડીયામાં એકાદ વખતજ આવે છે. ક્રીકેટ કે ફુટબોલ અમુક સ્થળે રમાય છે અને થોડાક વિદ્યાર્થીઓ તેનો લાભ લે છે. પણ એમાં એ જેને થાય છે તેને હદ ઉપરાંત કસરત થાય છે અને બાકીનાને છેક થોડી મળે છે. 'સ્પોર્ટસ' ક્રીકેટની મેચો વગેરે બધી રમતો હરીફાઇના ધોરણ ઉપર રચાતી હોવાથી દેખાવ માટે કરવાનું વધારે થાય છે અને ખરો લાભ બહુ અપાતો નથી. જેમ માનસિક કેળવણી પરીક્ષા ઉપર ધ્યાન રાખીને અપાય છે, તેમ ક્રીકેટો અને રમતોમાં 'આપણી સ્કુલ કેમ વધારે સારી દેખાય. તેની ખટપટ ચાલે છે. એવી વખતે પ્રમાણિક રમતોના નિયમો કે શાળાઓ વચ્ચે અરસપરસ પ્રીતિભાવ પણ સચવાતાં નથી.

ક્રીકેટ, ફુટબોલ, ટેનીસ વગેરે વિદેશી રમતો ખર્ચાળ પણ બહુ છે અને એના લાભ આપણા ગરીબ દેશના બધા વિદ્યાર્થીઓને અપાવવા અશકય છે. છતાં હું એ રમતોની વિરૂદ્ધ નથી. એમાં ઘણા ઉત્તમ પ્રકારના ગુણો રહેલા છે. સહકાર્ય, સહનશીલતા સંયમ અને સ્વાર્થત્યાગના ઉત્તમ ગુણો સારા ક્રીકેટ રમનારાઓમાં ખીલે છે અને એનાથી શરીર તન્દુરસ્ત માંસલ અને બળવાન થાય છે. તેથી બને તેટલા પ્રમાણમાં અને જેનું ગજુ હોય તે એનો લાભ ભલે મેળવો. પરંતુ વિદ્યાર્થી માત્ર શારીરિક સુધારણાને માટે દરરોજ કલાક દોઢ કલાક ગાળેજ, એવું કરવાને માટે તો આપણી મફતીઆ દેશી રમતો મોહલ્લે મોહલ્લે ચકલે ચકલે અને ભાગોળે ભાગોળે નહી રમાય ત્યાં સુધી પતે એવું નથી. આ માટે લોકલબોર્ડ અને મ્યુનીસીપાલીટીઓએ મોહોલ્લામાં ચકલામાં અને ભાગોળોમાં ચોખ્ખી ખુલ્લી જગાઓ ગમે એટલું ખર્ચ કરીને પણ કહાડી આપવી પડશે. રમતોને માટે ખુલ્લાં મેદાનો આ જમાનાની ખાસ આવશ્યકતા છે.

એરંડો, સાતતેલીયું, ધંટીખીલડો, પાટાદાવ, ખોખુ, દોડવાનું, કુદવાનું, હીંચકા, દાંડીયા, તરવાનું, કુસ્તી, દંડ, મગદળ વગેરે સ્વદેશી રમતો, પદ્ધતિસર ગોઠવ્યાથી બહુજ ફાયદો થશે એમ હું ખાત્રીપુર્વક માનું છું. અને "બોય સ્કાઉટસ" જેવી સુવ્યવસ્થિત યોજનાઓથી વિદ્યાર્થીઓને સમાજસેવાનું રમતો સાથે શિક્ષણ આપીને પ્રસંગોપાત એમને

ખેતરોમાં અને જંગલોમાં મુસાફરીએ લઇ જવાની, ઉજાણીઓ કરાવવાની, છાવણીઓ નંખાવવાની વગેરે ગોઠવણો કરીને શારીરિક શિક્ષણનો આખો ક્રમ બહુ વિચારપૂર્વક અને કુશળતાથી યોજ્યા વગર આપણી ભવિષ્યની પ્રજાની ઉન્નતિનું મહદ્ કાર્ય પાર પડવાનું નથી.

ઉત્તમ શરીરમાંજ ઉત્તમ મન રહી શકે છે; અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ તંદુરસ્ત શરીર વગર મેળવી શકાતા નથી.

મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

---

## ઓગણીસમો ઠરાવ.

**રા. સા. અંબાશંકર ઉત્તમરામ મલજીએ** (ભરૂચ) નીચેનો ઠરાવ રજુ કર્યો હતો.—

**" સમસ્ત ગુજરાતમાં કેળવણીના પ્રશ્નોની ચર્ચા અને સતત ચળવળ ચાલુ રાખવા અને કેળવણીનાં વ્યવહારૂ કાર્યો કરવા ગુજરાત કેળવણી મંડળ ( Gujrat Education Leugue ) સ્થાપવાનું આ પરિષદ ઠરાવે છે અને તે માટે સર્વે જોઇતાં પગલાં લેવાં નીચેના ગ્રહસ્થોની કમીટી નીમે છે અને તેમાં સભાસદો વધારવાની સત્તા તેને આપે છે:—**

(૧) ઑ. મી૦ ચીમનલાલ હરિલાલ સેતલવાડ-મુંબાઈ.
(૨) રા. જીવણલાલ વ્રજરાય દેસાઈ-અમદાવાદ.
(૩) સૌ. શારદા મહેતા-અમદાવાદ.
(૪) સૌ. વિદ્યાગૌરી નીલકંઠ-અમદાવાદ.
(૫) રા. મગનલાલ બી. શેઠ-સુરત.
(૬) રા. અંબેલાલ મણીલાલ-અબ્રામાં.
(૭) રા. સા. અંબાશંકર ઉત્તમરામ મલજી-ભરૂચ.
(૮) રા. ગીરધરદાસ મંગળદાસ દેસાઇ-નડીયાદ.
(૯) રા. મણીલાલ હરિલાલ મહેતા-ગોધરા.
(૧૦) રા. હરિલાલ ગોવીંદજી પારેખ-અમરેલી.
(૧૧) પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ-જુનાગઢ.
(૧૨) રા. નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ-ભાવનગર.
(૧૩) રા. ડાહ્યાભાઇ લલ્લુભાઇ પુરોહિત-વડોદરા.
(૧૪) રા. અંબાલાલ મોતીભાઈ પટેલ-આણંદ.
(૧૫) મી૦ અબ્બાસ તૈયબજી.
(૧૬) રા. અમૃતલાલ વીઠ્ઠલદાસ ઠક્કર
(૧૭) રા. ઇશ્વરલાલ હીરાલાલ દેસાઇ } મંત્રીઓ.
(૧૮) રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

રા. સા. મલજીએ આ ઠરાવ રજુ કરતાં જણાવ્યું કે બે દિવસના કાર્ય પછી પરિણામ રૂપે આ ઠરાવ રજુ થાય છે. ગુજરાત કેળવણી મંડળ સ્થાપવાની અગત્ય વિષે તો બે મત હોઇ શકેજ નહિ. કમીટીના સભાસદોમાં નામ વધારવાની સત્તા પણ કમીટીને સોંપવામાં આવી છે. છાપેલી યાદીમાં જે નામ છે તેમાં મી. અબ્બાસ તૈયબજી ( વડોદરા ) નામ વધાર્યું છે.

રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે ( મુંબાઇ ) આ ઠરાવને અનુમોદન આપતાં જણાવ્યું કે કોઇ પણ વિષયની ચળવળ ચાલુ રાખવા માટે કાયમના મંડળની જરૂર છે. તેવીજ રીતે કેળવણીના પ્રશ્નોની ચર્ચા માટે સ્થાઇ મંડળની જરૂર હોય એ દેખીતુંજ છે. પણ કદાચ કોઈ એમ પૂછે કે સમસ્ત ગુજરાતમાં આવું મંડળ સ્થપાય તે પહેલાં તેને માટે જોઇએ તેવી તૈયારી થઇ છે ખરી ? જવાબમાં જણાવવાનું કે જે રાજ્યનીતિની તળે આપણો દેશ અને આપણો પ્રાન્ત વસે છે તેનેજ અંગે એક એવો મોટો વર્ગ ઉત્પન્ન થયો છે કે જે કેળવણીના કાર્ય સાથે ગાઢ સંબંધ ધરાવે છે. મ્યુનીસીપાલીટી અને લૉકલબૉર્ડના સભાસદો કેળવણીની ચર્ચામાં રસ લે એવી આશા રાખી શકાય. માધ્યમિક શાળાઓનો મોટો ભાગ ખાનગી વ્યવસ્થાપકો ચલાવે છે એટલે તેમને પણ કેળવણીની ચળવળનાં ઘણોજ રસ હોય. પરંતુ આ ઉપરાંત ગુજરાતના જુદા જુદા ભાગમાં એવાં કેળવણી મંડળો સ્થપાયાં છે કે જે પ્રાથમિક, માધ્યમિક, કે ઉંચી કેળવણીની વધારે ને વધારે સંસ્થાઓ સ્થાપવાનો આશય રાખે છે. સુરત જીલ્લામાં અષ્ટાગ્રામ ગ્રામીય કેળવણી મંડળ અને સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી, અમદાવાદમાં ગુજરાત એજ્યુકેશન સોસાઇટી અને સમસ્ત ગુજરાત પૈસાફંડ, અને ચરોતરના બ્રીટીશ અને વડોદરા રાજ્યના વિભાગમાં ચરોતર એજ્યુકેશન સોસાટી—એ મંડળો સ્થપાયાં છે. સર્વેનો હેતુ કેળવણીની સંસ્થાઓ સ્થાપવાનો હોવાથી તેઓ સ્વાભાવિક રીતે કોઇ પણ પ્રશ્ન વિષે ચળવળ કરવાને અશક્ત છે. આથી ઠરાવમાં સૂચવ્યા પ્રમાણે ગુજરાત કેળવણી મંડળની અગત્ય સ્પષ્ટ છે.

જે ઉત્સાહથી ગુજરાતની પ્રજાએ આ પરિષદના કાર્યમાં સહાય આપી છે તે ઉત્સાહથી આ મંડળને સહાય આપશે તો તેની સફળતા નિ:શંક છે.

સભાની અનુમતિ લઇ પ્રમુખે જાહેર કર્યું કે ઠરાવ મંજુર થયો છે.

---

## વીસમો ઠરાવ.

રા. સા. અંબાશંકર ઉ. મલજીએ (ભરૂચ) પરિષદની બીજી બેઠક ભરૂચમાં ભરવાનું આમંત્રણ આપતાં જણાવ્યું કે ગુજરાતના પાટનગરમાં આ પરિષદનો જન્મ થયા પછી તેને એક ગામડામાં લઇ જવાની—નોતરવાની હું હિંમત કરૂં છું. ભરૂચ નર્મદા નદીને તીરે છે તેથી હું પરિષદને યાત્રાએ લઇ જવા ઇચ્છું છું. અમારા ગામમાં નથી વિદ્વાન, નથી શાસ્ત્રી, કે નથી પ્રોફેસર. તો કહો કે આ કામમાં આપની સહાયની કેટલી જરૂર છે ? આ આમંત્રણ મારી એકલાની હિંમતથી હું આપતો નથી. ભરૂચ કેળવણી મંડળ આગળ આ દરખાસ્ત મેં મુકી હતી અને તેનો સર્વેએ એક મતે સ્વીકાર કર્યાથી તે મંડલે મને નોતરવાને રજા આપી છે. મારી ખાત્રી છે કે જે પ્રેમથી હું આ આમંત્રણ આપું છું તેજ પ્રેમથી તમે સ્વીકારશો અને તમે સર્વે મોટી સંખ્યામાં પરિષદની બીજી બેઠક વખતે ભરૂચ મુકામે પધારશો. આ આમંત્રણ તાળીઓના ગડગડાટ વચ્ચે સભાએ સ્વીકાર્યું હતું.

---

## એકવીસમો ઠરાવ.

**રા. મોહનદાસ કરમચંદ ગાંધીએ** ( અમદાવાદ ) પ્રમુખ સાહેબનો ઉપકાર માનવાની દરખાસ્ત રજુ કરતાં જણાવ્યું કે આપણું કાર્ય હવે સમાપ્ત થવા આવ્યુ છે. પ્રમુખ સાહેબનો ઉપકાર માનવાનું છેલ્લું કાર્ય મને સોંપવામાં આવ્યું છે. તેમજ પ્રાન્તિક પરિષદનું સ્વાગત મંડળ, સરભરા કરનાર કમીટી સ્ટેશન કમીટી, દાદાભાઇ લાઇબ્રેરીના વ્યવસ્થાપકો વગેરેનો પણ હું ઉપકાર માનું છું. મિત્ર રાજ્યો, લોકલબોર્ડ અને મ્યુનીસીપાલીટીઓએ પોતાના પ્રતિનિધિઓ આ પરિષદમાં મોકલ્યા છે તે માટે તેમનો પણ ઉપકાર માનવો જોઇએ. જે ગૃહસ્થોએ સરળ ભાષામાં અનુભવસિદ્ધ ભાષણો આપ્યાં છે તેમનો પણ ઉપકાર માનવામાં આવે છે.

પ્રમુખ સાહેબે પોતાનું નામ આ પરિષદને આપીને તેની પ્રતિષ્ઠામાં ઘણો વધારો કર્યો છે. તેમનું બધું વજન તેમણે આપણને આ બે દિવસ સોંપી દીધું છે. મને કહેવામાં આવ્યું છે કે તેઓ કદાચ પ્રાંતિક પરિષદમાં પણ ન આવી શકત પણ તેઓ ગુજરાતી હોઇ આ પ્રથમ પરિષદમાં ઘણીજ અગવડ વેઠીને આવ્યા છે તેથી આપણે ખાસ ઉપકાર માનવાનો છે.

મેં હિંદમાં સર્વત્ર જોયું છે કે પ્રમુખની ઉપર મોટો બોજો પડે છે. જે માણસ પરિષદના પ્રમુખ થવા માગે તેમને વર્ષો સુધી ભેગી કરેલી સહનશીલતાનો ઉપયોગ કરવો પડે છે. આપણા પ્રમુખે પણ આ ગુણ દાખવ્યો છે. આખો દિવસ અહીંઆં બેસીને ગમતાં ન ગમતાં ભાષણો સાંભળવાં પડે એ ઓછું નથી. એથી પણ વિશેષ દુઃખદ કાર્યતો ઘંટડી વગાડવાનું છે. ભાષણકારને તો ઘણું કઠણ લાગે જ પણ પ્રમુખને તો તેથી પણ વિશેષ લાગે.

ગુજરાતી ભાષાને શાળાઓમાં યોગ્ય સ્થાન અપાવાની હીલચાલ કરતાં મંડળોના હેતુ સફલ થાય એવી મારી આશા છે. ગુજરાતી ભાષા એ સંસ્કૃતની દીકરી છે એટલે એ અધુરી તો નથીજ અને આ પરિષદમાં તેજ ભાષાનો ઉપયોગ કરવામાં આવ્યો છે એ પણ સંતોષની બીના છે.

**રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવે** (અમદાવાદ) આ દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે અંગ્રેજીમાં એક કહેવત છે કે–A prophet is never worshipped in his own land–પોતાના સ્થલમાં કોઈ મહાપુરૂષ પૂજાતો નથી. પણ રા. સેતલવાડને તો તેમની પોતાના શહેરની પ્રજાએ આ પરિષદના પ્રમુખ નીમીને માન આપ્યું છે.

પછી રા. કેશવલાલે પ્રમુખ સાહેબને હાર ગોટા આપ્યા હતા.

છેવટે પરિષદના કાર્યનો ઉપસંહાર કરતાં **પ્રમુખ સાહેબે** જણાવ્યું કે:—

મારા વતનમાં તેડીને મને આ પદ આપવા માટે હું તમારો સૌનો અન્તઃકરણપુર્વક આભાર માનું છું. તમે કેળવણી માટે જે ઉત્સાહ દર્શાવ્યો છે અને જે કામ અહીંયાં થયું છે તેવો ઉત્સાહ અને તેવાં કામ બીજાં શહેરોમાં થશે તો ગુજરાતમાં અને ગુજરાતના દૃષ્ટાન્તથી આખા ઇલાકામાં પણો ફેરફાર થશે. હું ફરીથી તમારો અન્તઃકરણ પૂર્વક આભાર માનું છું.

પછી તાળીઓના ગડગડાટ વચ્ચે પરિષદનું વિસર્જન થયું હતું.

# નિબંધો.

## પ્રાથમિક શાળાઓના શિક્ષકો, તેમની યોગ્યતા તથા તેમનો પગાર.

આ વાત તો અત્યારે સર્વત્ર સ્વીકારાઇ છે કે કોઇ પણ દેશની પ્રગતિનો મુખ્ય આધાર તે દેશમાં અપાતી કેળવણી ઉપર છે. પરંતુ આપણા દેશના દુર્ભાગ્યે બીજી એટલીજ અગત્યની બાબત આપણા દેશમાં હજી સંપૂર્ણ રીતે સ્વીકારાઇ હોય તેમ લાગતું નથી અને તે બાબત એ છે કે–દેશમાં અપાતી કેળવણી એકંદરે દેશને લાભદાઇ નીવડશે કે નુકશાન કર્તા નીવડશે, તેનાથી દેશને ધાર્યા મુજબ લાભ મળશે કે કેમ, તેનાથી દેશની દરેક વ્યક્તિનું વ્યક્તિત્વ સંપૂર્ણ રીતે ખીલશે કે કેમ એ સર્વનો આધાર કેળવણી આપનાર શિક્ષકો ઉપર મોટે ભાગે રહેલો છે. શિક્ષકના પવિત્ર ધંધાને તેની ઉચ્ચ સ્થિતિએ એકવાર લાવી મુકો અને શિક્ષકોનો ધંધો લઇ બેસનાર સ્ત્રીપુરૂષોને ધંધાને માટે જોઇતી તાલીમ આપી તેમને સંપૂર્ણ રીતે યોગ્ય બનાવો તો પછી તમારે અત્યારની માફક કમીશનો ને કમીટીઓની, કોનફરન્સો અને રીપોર્ટોની તેમ સરકારી ઠરાવો ને ખલીતાઓની બીલકુલ જરૂર પડશે નહીં. શિક્ષકોનો ધંધો લઇ બેસનાર સ્ત્રીપુરૂષોએ પોતાના ધંધાને માટે જોઇતી યોગ્યતા પ્રાપ્ત કરવી જોઇએ તે સિદ્ધાંત માત્ર સિદ્ધાંત તરીકે–આદર્શ તરીકે સરકારે સ્વીકારેલો છે. પરંતુ સરકારે વ્યવહારમાં, એ સિદ્ધાંતનો સંપૂર્ણ રીતે અમલ કર્યો છે એ વાત અત્યારની આપણી પ્રાથમિક કેળવણીની શોચનીય પરિસ્થિતિમાં આપણે કબુલ કરી શકીએ તેમ નથી. શિક્ષણ એક જાતની કળા છે અને તે કળાને માટે ખાસ તાલીમની જરૂર છે, એ વાત સર્વના મનમાં પ્રથમ ઠસવાની જરૂર છે. દાકતર કે ઇજનેરનો ધંધો શરૂ કરતાં પહેલાં એ ધંધાને માટે ખાસ શિક્ષણ મેળવવાની જેમ આવશ્યકતા છે તેવીજ રીતે શિક્ષકનો ધંધો લઇ બેસનાર સ્ત્રીપુરૂષોને પણ ધંધાને માટે ખાસ તાલીમ લેવાની જરૂર છે. ગમે તે મનુષ્ય શિક્ષક થઇ શકે એવી જે અત્યારે ચાલી રહેલી લોકમાન્યતામાં ફેરફાર થવાની જરૂર છે.

અત્યારની આપણી પ્રાથમિક શાળાઓ તપાસો. આપણા કમનસીબે એ શાળાઓમાં અડધો અડધ કરતાં વધારે શિક્ષકો "અનટ્રેન્ડ" એટલે ધંધાને માટે બીલકુલ ખાસ તાલીમ લીધા વગરના છે. આપણી પ્રાથમિક કેળવણીને કેળવણીના નામને યોગ્ય કરવી હોય તો આપણે પ્રથમ એ કાર્ય કરવાનું છે કે આ "અનટ્રેન્ડ" શિક્ષકોનો જડમૂળથી આપણી શાળાઓમાંથી નાશ કરવો જોઇએ. આવા "અનટ્રેન્ડ" શિક્ષકોના હાથ નીચે આપણા કુમળી વયના બાળકોને મુકવાથી તેમને લાભ કરતાં વિશેષ હાની થવાનો સંભવ છે. આપણી ઉછરતી પ્રજાના કલ્યાણ અર્થે નામદાર સરકારને આપણે આગ્રહપૂર્વક કહેવું જોઇએ કે અમારી પ્રાથમિક શાળાઓમાંથી આવા અનટ્રેડ શિક્ષકોને એકદમ દુર કરી તેમને બદલે ટ્રેન્ડ શિક્ષકોને એટલે તાલીમ લીધેલા શિક્ષકોને મુકો.

કેળવણીનો બહોળો પ્રચાર કરવાની જ્યારે જ્યારે આપણે નામદાર સરકારને વિનંતિ કરીએ છીએ ત્યારે સરકાર તરફથી આપણને એમ કહેવામાં આવે છે કે હાલમાં અમારી પાસે સારી યોગ્યતાવાળા પુરતા શિક્ષકો નથી તેથી અમે કેળવણીનો બહોળો વિસ્તાર કરવાને શક્તિમાન નથી. પરંતુ એ સંબંધમાં નામદાર સરકારના કેળવણી ખાતાને આપણે વિવેક સાથે એ પ્રશ્ન પુછીશું કે સારી યોગ્યતાવાળા અર્થાત ટ્રેન્ડ શિક્ષકો જોઇતી સંખ્યામાં ઉત્પન્ન કરવાને માટે તમારા તરફથી શું પ્રયાસો થયા છે? વડોદરા રાજ્ય બાદ કરતાં દેશી રાજ્યો સાથેના આખા ગુજરાત પ્રાંત તથા મુંબાઇ શહેરમાં જોઇતા શિક્ષકોને તાલીમ આપવા માત્ર બેજ ટ્રેનીંગ કોલેજો છે—એક પુરૂષ શિક્ષકોને માટે ને બીજી સ્ત્રી શિક્ષકોને માટે. આટલા બધા વિસ્તાર ને વસ્તીવાળા પ્રદેશને માટે શું અમદાવાદમાં આવેલી બેજ ટ્રેનીંગ કોલેજો બસ છે? વળી આ બે ટ્રેનીંગ કોલેજોમાં દાખલ કરવાને વિદ્યાર્થીઓની સંખ્યાની પણ સરકારે હદ બાંધી દીધી છે. મારી જાણ પ્રમાણે પુરૂષ શિક્ષકોને તૈયાર કરવાની કોલેજમાં દર વર્ષે માત્ર ૧૫૦ વિદ્યાર્થીઓજ નવા લેવાય છે ને સ્ત્રી શિક્ષકો તૈયાર કરવાને માટેની કોલેજમાં માત્ર ૬૦ વિદ્યાર્થીઓજ લેવાય છે. એક વર્ષ તાલીમ આપ્યા પછી બીજા વર્ષને માટે આમાંના માત્ર અરધાજ વિદ્યાર્થીઓને રાખવામાં છે અને ત્રીજા વર્ષને માટે બાકી રહેલામાંના અરધાને દાખલ કરવામાં આવે છે. આટલુંજ નહીં પણ શિક્ષકો ખાનગી અભ્યાસ કરી યોગ્યતાનું સર્ટીફીકેટ મેળવવા કોલેજની પરીક્ષાઓમાં બેસવાની પરવાનગી માગે છે તોપણ તેમાંના ઘણાને તેવી પરવાનગી આપવામાં આવતી નથી!! એક તરફથી સરકાર આપણને એમ કહે છે કે યોગ્યતાવાળા શિક્ષકોને અભાવે અમે વધારે નિશાળો ઉઘાડવા શક્તિમાન નથી અને બીજી તરફથી યોગ્યતાવાળા શિક્ષકો વધુ સંખ્યામાં ઉત્પન્ન કરવાને સરકાર તરફથી સંગીન પ્રયાસ થતો નથી પરંતુ આવા આવા પ્રતિબંધો નખાય છે! આ ક્રમે તો હું ધારૂં છું કે યોગ્યતાવાળા ટ્રેન્ડ શિક્ષકો પુરતી સંખ્યામાં સરકારને કદી પણ મળવાના નથી. અને બીલકુલ પણ યોગ્યતા વગરના અનટ્રેન્ડ શિક્ષકો આપણે માથે હંમેશાં રહેવાના. હું ફરી કહું છું કે આવા અનટ્રેન્ડ શિક્ષકો તદન નકામા જેવાજ છે. બાળકોની ગુપ્ત શક્તિઓ ખીલવવાને માટે તેઓ તદ્દન નાલાયક છે એટલુંજ નહીં પણ પોતાના ધંધાને માટે જરૂરી જ્ઞાન—જેવું કે શિક્ષણની કળા, માનસશાસ્ત્ર, બાળસ્વભાવ વગેરેથી તદન અજ્ઞાન શિક્ષકો બાળકોની કુદરતી શક્તિઓ ખીલવવાને તદ્દન બાધકરૂપ છે.

આપણા દેશમાં દિનપરદિન પ્રાથમિક કેળવણીનો બહોળો પ્રચાર કરવો અને અલ્પ સમયમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરી તેને સર્વવ્યાપી કરી દેવી એ આપણો અંતિમ હેતુ છે. આ આપણો અંતિમ હેતુ ફળીભુત કરવાને હાલ છે તેના કરતાં ટ્રેન્ડ શિક્ષકોની આપણે ઘણાજ મોટા પ્રમાણમાં જરૂર પડશે માટે હાલ આખા ગુજરાત અને મુંબાઇ માટે માત્ર બેજ ટ્રેનીંગ કોલેજો (એક પુરૂષ શિક્ષકોને માટે ને બીજી સ્ત્રી શિક્ષકોને માટે) છે તેમાં મોટો વધારો થવાની જરૂર છે. આવી ટ્રેનીંગ કોલેજોની દરેક જીલ્લામાં તથા મુંબાઈ શહેરમાં જરૂર છે. આજથી થોડા વર્ષ ઉપર મુંબાઇ શહેરના પ્રાથમિક શિક્ષકોને તાલીમ આપવાને માટે કોલેજ સ્થાપવાની હીલચાલ શરૂ થઈ હતી. પરંતુ નાણાંની બાબતમાં નામદાર સરકાર તથા મુંબાઇની કોરપોરેશન વચ્ચે મતભેદ પડવાથી એ હીલચાલ પડી ભાગી હતી. આ પ્રસંગે આપણી પરિષદે નામદાર સરકારને

આગ્રહપૂર્વક વિનંતિ કરવી કે સરકાર અત્યારે જેટલા શિક્ષકોને કેળવી પોતાના ધંધાને માટે તૈયાર કરે છે તેના કરતાં પાંચગણા શિક્ષકોને તૈયાર કરી મોકલવાની દર વર્ષે જરૂર છે. આમ થશે ત્યારેજ આપણને પ્રાથમિક શાળાઓને માટે પુરતા ટ્રેન્ડ શિક્ષકો મળી શકશે. "ચાલે છે તેમ ચાલવા દો." એ નીતિ કેળવણીની બાબતમાં આપણને અત્યંત હાનિકારક નીવડશે માટે હવે વધુ વખત બોલ્યા ચાલ્યા વિના બેસી ના રહેતાં આપણે જાહેર છાપાઓમાં ને આવી પરિષદોમાં ઢોલ વગાડી નામદાર સરકારને વિનંતિ કરવી કે વધારેને વધારે ટ્રેન્ડ શિક્ષકો ઉત્પન્ન કરી પ્રાથમિક કેળવણીને ઉચ્ચ કોટીએ પ્હોંચાડો.

કેળવણીને માટે જેટલો અગત્યનો પ્રશ્ન શિક્ષકોની યોગ્યતા સંબંધનો છે તેટલોજ અગત્યનો પ્રશ્ન શિક્ષકોના પગાર સબંધનો છે. ખરૂં પુછો તો આ બે પ્રશ્નો એક બીજા સાથે ગાઢ સબંધથી જોડાયલા છે અને તેમને છુટા પાડી શકાય તેમ નથી. સારો પગાર આપ્યા વિના સારી યોગ્યતાવાળા શિક્ષકો મળી શકેજ નહીં ને સારો પગાર આપીશું તો સારી યોગ્યતાવાળા શિક્ષકોની પોતાની મેળે આવી મળશે. શિક્ષકોને વારંવાર કહેવામાં આવે છે કે તેમણે તો માત્ર પારમાર્થિક વૃત્તિ રાખી કામ કરે જવું ને જે ટુંકો પગાર તેમને મળે છે એટલેથી સંતોષ પામી બેસી રહેવું ને પોતાનું પવિત્ર કર્તવ્ય એકનિષ્ઠાથી બજાવે જવું. આવી જાતનો શિક્ષકોને થતો બોધ મને તો માત્ર દાંભિક અને અર્થ વગરનોજ લાગે છે. દરેક ધંધાની માફક શિક્ષણ પણ એક જાતનો ધંધો છે. અને જેવી રીતે બીજા ધંધાદારીઓને આપણે તેમની મહેનત બદલ આપીએ છીએ તેવીજ રીતે શિક્ષકોને પણ એમના ધંધાને યોગ્ય આપવું જોઇએ. શિક્ષકના ધંધાની ખરી કીમ્મત કેટલી છે તે પ્રમાણિકપણે શોધી કાઢી તે કીંમત વિનાસંકોચે પ્રજા તેમ સરકાર તરફથી શિક્ષકોને મળવીજ જોઇએ. જો તેમના ધંધાની ખરી કીમ્મત શિક્ષકોને આપવામાં નહીં આવે તો એથી કોઇને પણ નુકશાન થવાનું એ નક્કી છે. જો તેનાથી શિક્ષકોને નુકશાન થતું હશે તો ખોટ ખાઈ પ્રમાણિકપણે ધંધો કરનારા સ્વાર્થત્યાગી શિક્ષકો લાંબા સમય સુધી આપણને મળ્યા કરશે નહી એ નક્કી છે. આથી મોડું વહેલું શિક્ષકોને તેમની ખરી કીમ્મત ન મળવાથી વિદ્યાર્થીઓનેજ નુકશાન થવાનું, અને આજે વિદ્યાર્થીઓને ઘણું ભયંકર નુકશાન થાય છે ને થશે તે વાતનો વિદ્યાર્થીઓના વાલીઓએ એટલે સમસ્ત પ્રજાએ ગંભીર વિચાર કરવાનો છે. આવી અતિ ઉપયોગી બાબતમાં વિનાશકારક કરકસર કરી ઉછરતી પ્રજાના માનસિક, શારીરિક અને ધાર્મિક જીવનને ભયંકર નુકશાન કરવું એ શું પ્રજાજીવનની ખીલવણી માટે ડહાપણ ભરેલો માર્ગ છે? આ બાબતપર આપણી પ્રજાના નેતાઓએ તેમ સરકારે ગંભીર વિચાર કરવાનો છે. હું છાતી ઠોકી કહું છું કે સરકારે કેળવણીની બાબતમાં ખોટી કરકસર કરી તેથીજ દેશને માથે ભયંકર આફતો આવી પડી છે.

ઉછરતી પ્રજાને ઉત્તમ શિક્ષકોના હાથ નીચે યોગ્ય કેળવણી આપી હોત તો દેશમાં મેલેરીઆ, પ્લેગ, કોલેરા વગેરે પ્રાણઘાતક રોગોથી મરનારાઓનું પ્રમાણ ઘણુંજ ઘટયું હોત—સરકારના પોતાનાજ કેળવણી ખાતાના અધિકારીઓ આ સાલની સ્કુલફાઇનલની પરીક્ષાના રીપોર્ટમાં વિદ્યાર્થીઓના અશક્ત અને નિર્માલ્ય શરીર સબંધી જે ફરીઆદ કરે છે તેવી જાતની ફરીઆદો તેમને કરવી પડી ના હોત—અને આપણા કમનશીબે આપણા

દેશમાં જે એનાર્કિસ્ટો અને બોંબ ફેંકનારાઓનો નવો વર્ગ ઉત્પન્ન થયો છે તે ઉત્પન્ન થયો ન હોત. પોલીસ, સી. આઇ. ડી., સરકારી વકીલો અને સબસીડાઇઝડ ન્યુસ પેપરોની પાછળ જે અત્યારે અનહદ ખર્ચ થાય છે તે ખર્ચ અગમ બુદ્ધિ વાપરી સરકારે કેળવણીની પાછળ પહેલેથી કર્યો હોત તો અત્યારે દેશમાં આટલી અશાંતિ ન હોત. અને પ્રજા જીવન ઘણું ઉચ્ચ સ્થાને પ્હોંચ્યું હોત. આપણા દેશની રાજ્યવ્યવસ્થામાં કેળવણી ખાતાને જે ઉતરતુ સ્થાન આપવામાં આવ્યું છે તે સરકારની મોટામાં મોટી ભૂલ છે. કેળવણી ખાતાને તે ખાતાની નોકરીને ઘણુંજ ઉંચુ પદ આપવાની આવશ્યકતા છે અને તે ખાતાને માટે પુષ્કળ પૈસા ખરચાવવા જોઇએ. સારો પગાર આપી ઉત્તમ યોગ્યતાવાળા સંતોષી શિક્ષકો રાખ્યાથી એકંદર સરકારને તેમ દેશને ઘણોજ લાભ થાય છે એ સત્ય અત્યારે સર્વના મનમાં ઠસાવવાની ખાસ જરૂર છે.

પ્રાથમિક શિક્ષકોના પગારનો પ્રશ્ન અત્યંત દુઃખદ છે અને તે આપણને અત્યંત શરમાવે એવો છે. જ્યાં સુધી એ પ્રશ્નનો આપણે સંતોષકારક નીવેડો નહીં લાવીએ ત્યાં સુધી ઉત્તમ શિક્ષણ અને આપણા પ્રજાજીવનમાં પ્રગતિ થવાની સઘળી આશા વ્યર્થ છે. હું ઉપર જણાવી ગયો તે મુજબ આપણી મ્યુનીસીપાલીટીઓ અને લોકલબોર્ડની પ્રાથમિક શાળાઓના અરધો અરધ શિક્ષકો "અન ટ્રેન્ડ" છે. અને તેમનો માસિક પગાર રૂપીઆ નવથી શરૂ થાય છે. પાંચ વર્ષની નોકરી કર્યાં પછી તેમનો પગાર રૂપીઆ દશ થાય છે. અને નોકરીમાંથી ફારગ થતાં પહેલાં એમને રૂપીઆ અગીઆર મળે તો તેમના મહા ભાગ્ય! આ માસના મોડર્ન રીવ્યુમાં દરેક કેદીના પોષણ અર્થે સરકારને કેટલો ખર્ચ થાય છે તેના આંકડા આપવામાં આવ્યા છે. બંગાળામાં એક કેદીની પાછળ ખાધાખર્ચનું કપડાલત્તાનું અને દાક્તરી ખર્ચ સરકારને વર્ષ દહાડે રૂ. ૬૧—૪—૧ થાય છે. આપણે સૌ જાણીએ છીએ કે કેદીઓને તુરંગોમાં કોઇ મોજ શોખ અને વૈભવના સાધનો આપતું નથી. તેઓ માત્ર જીવતા રહે એટલાજ પુરતો ખોરાક તેમને ત્યાં મળે છે. કેદી પછાડી સરકારને જે ખર્ચ થાય છે તેમાં મકાનના ભાડાના ખર્ચનો સમાવેશ કરવામાં આવ્યો નથી કારણ કે કેદીઓને સરકાર વગર ભાડાના મકાનમાં રાખે છે. માટે કેદીઓ પાછળના આ ખર્ચમાં આપણે ઘર ભાડાના વાર્ષિક રૂપીઆ બાર ઉમેરીએ ત્યારે કેદી જેવી દુઃખી જીંદગી ગુજારવાને માટે પણ હાલના સમયમાં માથાદીઠ વાર્ષિક ખર્ચ રૂ. ૭૩—૪—૧ થાય છે. આપણા પ્રાથમિક શાળાના શિક્ષકનો શરૂઆતનો પગાર માસિક રૂપીઆ નવ એટલે વાર્ષિક રૂપીઆ ૧૦૮ નો છે. જો તે બીચારો પરણેલો હોય તો બે જીવોનું કેદી જેવી દુઃખી જીવન ગુજારવાનું ખર્ચ ૧૪૬—૮—૨ આવે છે. બીજા વૈભવોની તેમ છોકરા છૈયાનો પ્રશ્ન બાજુપર મુકીએ તો પણ આપણા પ્રાથમિક શિક્ષકોને માત્ર પોષણ જેટલો પણ પગાર આપણે આપતા નથી!

શિક્ષકોને જ્યાં સુધી આપણે આવો ગુન્હેગાર અને ભિક્ષુક જેટલો પગાર આપીશું ત્યાં સુધી એમની પાસેથી ઉંચા પ્રકારનું શિક્ષણ તથા કર્તવ્યનિષ્ઠાની આશા રાખવાનો આપણને બીલકુલ હકજ નથી. કોઇ પણ સામાન્ય બુદ્ધિ તથા શારીરિક શક્તિવાળો માણસ પ્રાથમિક શિક્ષક થવાનું પસંદ કરશે નહીં. કારણ કે પ્રાથમિક શિક્ષકોને પગાર પેટે આ-

પણ જેટલું આપીએ છીએ તેના કરતાં વધારે પેદા કરી શકવાને તે સમર્થ છે. જે માણસની માનસિક અને શારીરિક શક્તિ છેકજ નિર્બળ હશે અને જે મહીને અન્ય કોઇ સ્થળે નવ દશ રૂપીઆ પેદા કરવાને પણ શક્તિમાન નહીં હશે તેજ માણસો પ્રાથમિક શાળામાં શિક્ષકો થવાનું પસંદ કરશે. અને આવા છેકજ નિર્બળ માનસિક અને શારીરિક શક્તિવાળાઓના હાથમાં આપણી બાળકેળવણી સોંપ્યાથી આપણી પ્રજાકીય ઉન્નતિ કદી પણ થઇ શકવાની ખરી કે ?

આપણા માનનીય પ્રમુખ સાહેબે પોતાના જાહેર જીવનની શરૂઆતમાં પ્રાથમિક શિક્ષકોના પગારનો પ્રશ્ન હાથમાં લીધો હતો અને પ્રાથમિક શિક્ષકોના આશ્રયદાતા તરીકે એમણે કીર્તિ સંપાદન કરી હતી. હું આપણા પ્રમુખ સાહેબને ખાસ આગ્રહપૂર્વક વિનંતિ કરૂં છું કે ફરીથી તેઓ સાહેબ એ પ્રશ્ન હાથ ઉપર લેશે અને આવા મ્હોંઘવારીના સમયમાં એ વર્ગને યોગ્ય પગાર અપાવશે. જ્યાં સુધી તેમ નહીં થાય ત્યાં સુધી આ વર્ગના લોકો કદી પણ તન તોડીને કાર્ય કરશે નહીં અને કેળવણી ખાતુ ભલે શિક્ષણમાં નવી નવી સુધરેલી પદ્ધતિઓ દાખલ કરે પણ આવા નિર્માલ્ય શિક્ષકોના હાથ નીચે એ પદ્ધતિઓ કદી પણ ફળદાઇ નીવડશેજ નહીં.

આ પ્રશ્ન સંબંધી હું કેટલીક વ્યવહારૂ સૂચના કરવા અત્રે યોગ્ય ધારૂં છું. પ્રથમ તો અનટ્રેન્ડ શિક્ષકો જોઇએજ નહીં. હાલ જે અનટ્રેન્ડ શિક્ષકોની મોટી સંખ્યા નોકરીમાં છે તે બધાને બે વર્ષ સુધી ટ્રેનીંગ કોલેજોમાં મુકી તેમને ધંધાની તાલીમ આપી યોગ્ય શિક્ષક બનાવવા કોલેજના અધિકારીઓએ બધામાંથી જેમને બે વર્ષ પછી યોગ્ય શિક્ષકો બનાવી શકે તેમને સારો પગાર આપી નોકરીમાં રાખવા. બાકીના જેઓની મગજશક્તિ એટલી બધી નબળી માલમ પડે કે તેઓ કદી પણ યોગ્ય શિક્ષક થઇ શકે એવા લાગેજ નહીં તેમને રજા આપી દેવી. અને પ્રાથમિક શાળાના દરેક શિક્ષકને ઓછામાં ઓછો રૂપીઆ વીસનો પગાર આપવોજ જોઈએ. કોઇ પણ માણસ અત્યારની મોંઘવારીના સમયમાં રૂપીઆ ૨૦ થી ઓછા પગારમાં ભરણપોષણ કરી શકેજ નહીં. અને ભરણપોષણ પણ ન થઇ શકે એટલો ઓછો પગાર આપી શિક્ષકો રાખવા ને ના રાખવા બન્ને સરખુંજ છે એવી મારી દૃઢ માન્યતા છે.

પ્રાથમીક શિક્ષકોને તાલીમ આપવાને જે ટ્રેનીંગ કોલેજોમાં પહેલું વર્ષ, બીજું વર્ષ અને ત્રીજું વર્ષ એવી જે યોજના છે તેમાં પણ સ્હેજ ફેરફાર કરવાની હું નમ્ર સૂચના કરૂં છું. કમમાં કમ પ્રાથમિક શાળાના દરેક શિક્ષકને બે વર્ષ સુધી ધંધાની તાલીમ મળવી જોઇએ. માત્ર એક વર્ષની તાલિમ વિષયોનું સંપૂર્ણ જ્ઞાન તથા પદ્ધતિસર પાઠ આપવાને જોઇતો મહાવરો આપવાને પુરતું નથી. આ બાબતને આ વિષય સાથે સીધો સંબંધ નહીં હોવાથી તે વિષે લંબાણ વિવેચન કરવાનું હું યોગ્ય ધારતો નથી. પણ અત્રે એટલુંજ કહેવું બસ છે કે વર્નાક્યુલર ફાઇનલમાં પાસ થયેલા ઉમેદવારને યોગ્ય શિક્ષક બનવા માટે કમમાં કમ બે વર્ષની તાલીમની જરૂર છે. આમ બે વર્ષના તાલીમ લીધેલા શિક્ષકને કમમાં કમ માસિક પગાર રૂપીઆ વીસ આપવો. એના કામ માટે કાંઈ ખાસ ફરીઆદ ન આવે તો પાંચ વર્ષ પછી એને રૂ. ૩૦ આપવા ને દસ વર્ષ પછી રૂપીઆ ૪૦ આપવા પંદર વર્ષ પછી

રૂપીઆ ૫૦૦ આપવા ને વીસ વર્ષ પછી એને રૂ. ૬૦ સુધી લઇ જવો. એ વર્ષ પછી શિક્ષકોની પરીક્ષા લઇ તેમને સરટીફીકેટ આપી ધંધાને માટે મોકલવા પણ તેમાંથી થોડા ઉત્તમ શારીરિક અને માનસિક શકિતવાળાને ચુંટી કાઢી એક વર્ષ વધારે તેમને શાળાની વ્યવસ્થા યોજના તેમજ શિક્ષણશાસ્ત્ર અને કળાનું જ્ઞાન આપી મુખ્ય શિક્ષકો માટે તેમને કેળવી તૈયાર કરવા અને તેવાઓને ઉંચા પ્રકારનું સરટીફીકેટ આપી સરકારે નક્કી કરવું કે હેડમાસ્તરની જગ્યાને માટે ઉંચા પ્રકારનું સરટીફીકેટ લીધેલાજ યોગ્ય છે. તેમને શરૂઆતમાં ત્રીસનો પગાર આપવો ને દર પાંચ વર્ષે તેમને રૂપીઆ દસનો વધારો આપી એમને રૂપીઆ ૭૫ સુધી લઇ જવા, અને આમાંના કેટલાક ખાસ ચુંટી કહાડેલાને ઇન્સ્પેકટર પણ બનાવી એમને રૂપીઆ ૧૦૦ સુધી કે એથી પણ વધારે પગાર સુધી લઈ જવા. આવી કાંઇક યોજનાથી પ્રાથમિક શાળાના શિક્ષકો અસંતોષી ને દુઃભાયલા મટી સંતોષી અને આનંદી થશે. તેમના જીવનમાં તેમને રસ માલમ પડશે અને એથી એકંદરે સમસ્ત પ્રજાને લાભ થશે. કારણ કે શિક્ષકોના સુખ, દુઃખ, સંતોષ અને નાઉમેદી, આનંદ ને નિશ્વાસની વધતી ઓછી છાપ બાળકોના પર પડવાની એમાં કાંઇ પણ શક નથી.

શિક્ષકોના ધારા સંગ્રહમાં પ્રાથમિક શાળાના શિક્ષકોના પગારનું ધોરણ જે સરકારે નક્કી કર્યું છે તે અત્યારની પરિસ્થિતિ ધ્યાનમાં લેતા પુરતુ નથી. શિક્ષકોના પગાર અને ટ્રેનીંગ કાલેજના સરટીફીકેટ સંબંધી મ્હેં જે નમ્ર સૂચના કરી છે તે કદાચ કેળવણીખાતાને માન્ય ન હોય ને એમનો વિચાર ચાલુ સ્થિતિ પ્રમાણે પહેલુ વર્ષ, બીજું વર્ષ અને ત્રીજું વર્ષ એ યોજના કાયમ રાખવાનો હોય તો તે સંબંધી પણ હું કાંઇ નમ્ર સૂચના કરવા માગુ છું. પહેલા વર્ષના શિક્ષણનું સરટીફીકેટ ધરાવનારને હાલ માસિક પગાર રૂપીઆ ૧૨) આપવામાં આવે છે તે બસ નથી. તેમાં સ્હેજ ફેર કરી એ સરટીફીકેટ ધરાવનારને શરૂઆતનો પગાર રૂપીઆ કમીમાં કમી ૧૫) આપવો જોઇએ. શિક્ષકના કામ સંબંધી કાંઇ ખાસ ફરીઆદ ના હોય તો દર બબ્બે વર્ષે એમના પગારમાં એનો વધારો કરી એમને રૂ. ૪૦) સુધી લઇ જવા. બીજા વર્ષમાં પાસ થયેલાને હાલ શરૂઆતનો પગાર રૂપીઆ ૧૫) આપવામાં આવે છે તે વધારી શરૂઆતનો પગાર રૂપીઆ ૨૦ આપવો જોઇએ. એમના પગારમાં દર બે વર્ષે રૂપીઆ ત્રણનો વધારો કરી એમને રૂપીઆ ૫૦) સુધી લઇ જવા. ત્રીજા વર્ષમાં પાસ થએલાને હાલ રૂપીઆ ૨૦ અને ઉપલે નંબરે પાસ થયેલાને રૂપીઆ ૨૫ આપવામાં આવે છે તે બદલી રૂપીઆ ૩૦ અને ઉપલે નંબરે પાસ થયેલાના રૂપીઆ ૩૫) શરૂઆતનો પગાર આપવો ને તેમના પગારમાં દર ત્રણ ત્રણ વર્ષે રૂપીઆ પાંચનો વધારો કરી એમને રૂ. ૭૫ સુધી લઇ જવા. વળી તે ઉપરાંત સરકારે ખાસ ધારો કરવો કે ત્રીજા ભાગના ઇન્સ્પેકટરો આમ ત્રીજા વર્ષની પરીક્ષામાં પાસ થએલા મહેતાજીઓમાંથીજ લેવાને એમને યોગ્યતા પ્રમાણે રૂપીઆ ૧૦૦ કે એથી પણ વધુ પગાર આપવો.

અત્યારની પરિસ્થિતિ ધ્યાનમાં લેતા આ સૂચના કાંઇ હદ ઉપરાંત ઉદાર કહી શકાય નહીં, જે પ્રતિકુળ સંજોગોમાં ગરીબ બીચારા શિક્ષકો કામ કરે છે તેના પ્રમાણમાં તેમના પગારની આ યોજના બીલકુલ ઉદાર નથી પણ વ્યાવહારૂજ છે.

હાલમાં પ્રાથમિક મહેતાજીઓનો પગાર સરકારે ધારાસંગ્રહમાં નક્કી કર્યો છે. પરંતુ શિક્ષકોના દુર્ભાગ્યે કોઇ કોઇ ઠેકાણે એ પગાર પણ તેમને મળતો નથી. ખાસ કરીને મ્યુનિસીપાલીટીની શાળાઓમાં એ ફરીઆદ વધારે સાંભળવામાં આવે છે. સરકારે મ્યુનિસીપાલીટીઓને ફરજ પાડવી કે ધારાસંગ્રહ કરતાં ઓછો પગાર શિક્ષકોને બીલકુલ આપવોજ નહીં તેમ પોતાની વ્યવસ્થાની લોકલબોર્ડની શાળાઓમાં પણ ધારાસંગ્રહને માન આપી શિક્ષકોના પગારમાં વધારો કર્યાંજ જવો. ગરીબ બીચારો મહેતાજી મહેનત કરી ટ્રેનીંગ કોલેજનું સરટીફીકેટ મેળવે ને તે સરટીફીકેટના મૂલ્ય પ્રમાણે પગાર મેળવતાં એને મહીનાના મહીના ને વર્ષોનાં વર્ષ વીતી જાય તો એ એક જાતનો વિશ્વાસઘાત નહીં તો બીજું શું? બીજી બાબતોમાં કેમ સરકાર મ્યુનીસિપાલીટીના સ્વતંત્રપણા ઉપર તરાપ મારી તેમને ફરજ પાડી શકે છે? તો પછી શિક્ષકોને ધારાસંગ્રહ પ્રમાણે પગાર આપવાની ફરજ સરકાર શામાટે ન પાડી શકે? શિક્ષકોના ધારાસંગ્રહમાં એક કલમ તો આજને આજ ઉમેરાવવી જોઇએ અને તે એ કે દરેક ટ્રેન્ડ શિક્ષકને ધારાસંગ્રહ પ્રમાણે પગાર મળવોજ જોઇએ. સવડ આવશે ત્યારે આપીશું વગેરે બ્હાના લોકલબોર્ડ તથા મ્યુનિસીપાલીટીથી બતાવી શકાયજ નહીં. શિક્ષકોના ધારાસંગ્રહમાં બીજો એક અગત્યનો ફેરફાર કરવાની હું અત્રે નમ્ર સૂચના કરૂં છું. અત્યારના ધારાસંગ્રહમાં સ્ત્રી શિક્ષકો અને પુરૂષ શિક્ષકો વચ્ચે ભેદ રાખેલો માલમ પડે છે અને તે એ કે પુરૂષ શિક્ષકનો પગાર રૂ. ૬૦) સુધી વધારી શકાય છે ત્યારે સ્ત્રી શિક્ષકનો પગાર માત્ર રૂ. ૫૦) સુધીજ વધી શકે છે. સ્ત્રી શિક્ષકોને આ મોટામાં મોટો અન્યાય છે. બંનેનો વધુમાં વધુ પગાર સરખોજ હોવો જોઇએ. કદાચ ખાસ લાભ આપવો હોય તો સ્ત્રી શિક્ષકોને આપવો જોઇએ, કારણકે એમને આપણી અત્યારની સાંસારિક પરિસ્થિતિમાં ઘણાજ પ્રતિકુળ સંયોગોમાં કામ કરવું પડે છે.

પ્રાથમિક શાળાઓના શિક્ષકોની યોગ્યતા અને પગાર સંબંધી અલ્પ વિવેચન મ્હેં આપની સમક્ષ રજુ કર્યું છે. આપણા પ્રજાકીય જીવનમાં આ પ્રશ્ન ઘણોજ અગત્યનો છે, એ કહેવાની મારે ખાસ અગત્ય નથી. હું આશા રાખું છું કે આપણી પરિષદ આ બાબત એક ખાસ ઠરાવ કરી સરકાર સમક્ષ રજુ કરશે અને આપણા પ્રમુખ:સાહેબ પણ પોતાની રાજકીય પ્રવૃતિઓમાં આ પ્રશ્નને ઘણુંજ અગત્યનું સ્થાન આપશે.

"અનુભવી."

# પ્રાથમિક શિક્ષણ અને પ્રાથમિક શિક્ષકો.

"We hear much now-a-days about Eugenics; and a Society has, I believe been formed to improve the breed of men. If the members of that Society propose to achieve their end by *skilful breeding* I do not think they will go very far. But if they will try to achieve it by *skilful growing*, they will find that a boundless field of useful action lies before them. For though we may be good growers of wheat and barley, sheep and oxen, we are bad growers of men.

To improve the breed of men by skiful 'growing' would, I think, go a long way towards solving many weighty problems. Indeed, I sometimes think that all the master problems of life will have to be solved in the nursery and the school room; that if we wait for their solution till the child has grown to manhood and hardened into what we call maturity, we shall have waited too long."

**Tragedy of Education: Edmund Holmes—**

૧. આટલું નિર્વિવાદ છે કે, બાળકને મોટું કરવાની ખરી જવાબદારી માતપિતા અને શિક્ષક એ બેની વચ્ચે વ્હેંચાઇ રહેલી છે. આજે માતાપિતાની જવાબદારી સંબંધે બોલવાનો પ્રસંગ લેવાની મારી ઇચ્છા નથી. પણ આ જવાબદારીના બીજા હિસ્સેદાર જે શિક્ષક તેમના સંબંધે બે અક્ષર કહેવા ધારૂં છું.

૨. શિક્ષકો સારા હોય, શુદ્ધ હોય, પોતાના કામ ઉપર પ્રીતિવાળા હોય, બાળક તરફ પ્રેમ અને સદ્‌ભાવવાળા હોય, ઉંચી કર્તવ્યબુદ્ધિવાળા અને પોતાની જવાબદારીના ભારના ખરા ખ્યાલવાળા હોય, અને તેની સાથે તે જવાબદારી આરંભથી અંત સુધી સરખી રીતે પાર પાડી શકે તેટલી કુશળતાવાળા હોય, તો બાળકોની કેળવણી પાછળ લીધેલો શ્રમ અને નિશાળનાં ખરચો સફળ થાય છે, નહિ તો નિષ્ફળ નીવડે છે. કેળવણીની અવસ્થામાં બાળકોને સુખી, સાજાં અને તાજાં રાખવાં, તેમની માનસિક અને શારીરિક શક્તિને કેળવવી અને ખીલવવી, તેમને નીતિમાન્ અને ધાર્મિક બનવાના સાચા માર્ગ ઉપર મૂકવાં, અને તેની સાથે સાથે જ જીવનવ્યવહારના નાના મોટા વ્યવસાયોને અને જીવનની નાની મોટી હારજીતોને કુશળતાથી ઝીલી શકે અને કેળવી શકે તેવાં, એક શબ્દમાં કહીએ તો, તેમને ચારિત્ર્યવાન્ મનુષ્ય બનાવવાં, એ કેળવણીનું કામ છે: અને તે કાર્ય સાંગોપાગ ક્યારે બની શકે કે જ્યારે શિક્ષકો પોતે વિદ્વાન્ હોય, ધૈર્યવાન હોય, નીતિમાન અને ચારિત્ર્યવાન્ હોય, અને તેની સાથે પોતાના કાર્યમાં પોતાની કળામાં કુશળતાવાળા હોય ત્યારે જ. કુવામાં હોય તો હવાડામાં આવે, એ આપણી જુની કહેવત છે. શિક્ષકમાં વિત્ત હોય તોજ શિષ્યમાં આવે, એમ આપણો અનુભવ આપણને કહે છે. અને આમાં આપણા જેવા દેશકાળમાં તો શિક્ષકને માથે જવાબદારીનો ભાર વિશેષ છે. વળી આપણે ત્યાં હાલ

કેટલોક વખત થયાં શિક્ષણના રંગો વખતોવખત બદલાતા રહે છે, તેમાં જેમ જેમ નવા પ્રસંગો ઉપસ્થિત થતા જાય તેમ તેમ તેમને ઝીલવાની શક્તિ જો શિક્ષકોમાં ન હોય તો તે ફેરફારો ગમે તેવા સારા ઇરાદાથી દાખલ કરવામાં આવતા હોય તો પણ તે નકામા જ નીવડે એ સ્વાભાવિક છે. શિવાય, પરદેશીય દેશોની આપણા કરતાં ઘણું જ આગળ વધેલી પ્રજાઓ અને આપણી પ્રજાની વચ્ચે જે મહાન્ અંતર પડી ગયો છે તે ટાળવાનું અને તે પણ જેમ બને તેમ થોડા સમયમાં ટાળવાનું, અતિશય ગંભીર અને કઠણ કામ આપણા શિક્ષકોને માથે આવી પડ્યું છે. તે માટે તે દેશોમાં અમલમાં મૂકાતા કેળવણીના સંબંધના વિવિધ ઉપક્રમોનો અભ્યાસ કરી તેમની સારાસારતા અને કાર્યસાધકતા પોતાની જાતે તપાસી, તેમાંના જે હિતકારી જણાય તેવા ઉપક્રમોના પ્રયોગો કરી, આપણા દેશની કેળવણીને બ્હોળા વિસ્તારમાં ફેલાવવાની અને જનસમાજની માનસિક શક્તિના ઉંડામાં ઉંડાં આંતર પટોને ઉકેલી તે શક્તિને 'સજીવ કરવી (vitalize) અને ગતિમાન્ કરવી, (mobilize) એ આપણા દેશકાળમાં આપણા શિક્ષકસમાજનું જ વિશિષ્ટ કર્તવ્ય છે. આ કારણથી આપણા શિક્ષકોની કુશળતા માટે આપણે સવિશેષ કાળજી રાખવાની ખાસ જરૂર છે; અને તેથી આપણે ત્યાં વિશિષ્ટ અધિકારવાળા શિક્ષકોની બીજા દેશો કરતાં વધારે જરૂર છે; અને પ્રમાણમાં કદાચ એક બે માળ જ ચ્હડેલા, પણ સ્વચ્છ હવા અને યોગ્ય ઉજાસવાળા, અને અંતરાત્માને ઉન્નત અને આંતર સત્ત્વને સમૃદ્ધ અને વિશુદ્ધ કરનાર, વિદ્યામહાલયમાં વસેલા અને વસનારા શિક્ષકોની ઉંચી અને માધ્યમિક કેળવણીમાં જેવી જરૂર છે તેવી જ પ્રાથમિક કેળવણીમાં પણ જરૂર છે. ચઢીઆતા અધિકારવાળા શિક્ષકો હોય તો જ કેળવણીનો હેતુ બરાબર પાર પડી શકે. નહિ તો જ્યાં ત્યાં અપૂર્ણતા અને અસંતોષજ રહેવાનાં.

૩. આપણા કેળવણીખાતાના પ્રધાન અધિકારીઓનું ધ્યાન આ બાબતમાં સારી રીતે દોરાયલું છે એ ખુશી થવા જેવું છે. કૉલેજોમાં જેમ બને તેમ ઉંચા અધિકારવાળા પંડિતોના હાથમાં કેળવણીનો તંત્ર મૂકવાનો માર્ગ પ્રથમથી જ પ્રચલિત છે અને તેમાં દિવસે દિવસે સુધારો થતો જાય છે. માધ્યમિક કેળવણીને માટે પણ હાલમાં દસ વર્ષ થયાં સેકન્ડરી ટીચર્સ કૉલેજની યોજના નવી નીકળી છે અને તે યોજના હજી તો પ્રયોગના રૂપમાં છે તો પણ તે આશાજનક છે, એ નિર્વિવાદ છે. યુનિવ્હર્સિટીની યોગ્ય પદવી લીધા પછી આકર્ષક પગારથી સારા સ્વભાવના, અને ચારિત્ર્યશીલ યુવકોને કેળવણી ખાતામાં લીધા પછી, થોડા વખત જવા દઇ પસંદ કરેલા શિક્ષકોને આ કૉલેજમાં ઉંચા પ્રકારની દેખરેખ નીચે શિક્ષણની કળાની તાલીમ આપવામાં આવે છે, અને તેવી રીતે ઉસ્તાદી મેળવેલા શિક્ષકોને શિક્ષણની મોટી જવાબદારીઓમાં મૂકવાનો જે વહીવટ હાલમાં શરૂ થયો છે તે ખરેખર અભિનન્દનીય છે. આ કૉલેજ હજી હમણાં જ નીકળી છે, અને તેમાં શિક્ષણ લઇ અને પ્રયોગો કરી ઉસ્તાદ થયેલા શિક્ષકો હજી સુધી ખાતામાં મોટી સંખ્યામાં ઉતર્યા નથી, એટલે આ ક્ષણે તો આ નવી સંસ્થાની અસર આપણા ઇલાકાની માધ્યમિક કેળવણી ઉપર બેઠી નથી એમ કહીએ તો ચાલે; પરંતુ જેમ જેમ એ સંસ્થામાંથી ઘડાયલા શિક્ષકો માધ્યમિક કેળવણીના કાર્યમાં આવતા જશે તેમ તેમ, બીજા આવશ્યક સુધારાઓ સાથે લાગા દાખલ થયાથી, તે કેળવણી ખરી સંતોષકારક થશે એવી આશા નિષ્ફળ નીવડવાની

સંભવ નથી. આ કૉલેજમાં તાલીમ લીધેલા શિક્ષકો અત્યારે મૂળમાં જ થોડા છે, અને તેમાંના કેટલાક તો ખાતું છોડીને પોતાનું ભવિષ્ય સુધારવા માટે ચાલ્યા પણ ગયા છે. અને આવા તાલીમ લીધેલા શિક્ષકો પૈકી કોઇ હજી હેડમાસ્તરના અધિકાર સુધી પહોચ્યા નથી. આવી સ્થિતિમાં તે સંસ્થા ઉપર અનાદરબુદ્ધિ રાખવી એ એને ગેરઇન્સાફ કરવા જેવું થાય છે. એ સંસ્થા ઉપયોગી છે, એનો લાભ અત્યારે લેવાય છે તેના કરતાં વધારે લેવાવો જોઇએ. સંસ્થામાં તૈયાર થયેલા શિક્ષકો તન્નિષ્ઠતાથી કામ કરતા થશે તો માધ્યમિક કેળવણીનો તંત્ર અવશ્ય સુધરતો જશે, અને માધ્યમિક કેળવણી વધારે ને વધારે સંગીન અને અસરકારક ( effective ) થતી જશે એમ માનવામાં નિરાશ થવાનો પ્રસંગ આવવા સંભવ નથી.

૪. માધ્યમિક કેળવણી એ કેળવણીનું બહુ અગત્યનું અંગ છે. પણ કેળવણીનો પાયો પ્રાથમિક કેળવણીથી નંખાય છે અને તેના પણ શિક્ષકો આમના પ્રમાણમાં થોડા માળ ચઢેલા પણ તેવા જ વર્ગની કુશળતાવાળા હોવા જોઇએ એ વિષય ઉપર હું આપનું ધ્યાન ખેંચવા માગું છું. અત્યારે આપણી પ્રાથમિક કેળવણી અમુક ભાગે તો વિદ્યાર્થીઓ કરતાં જુજજાજ આગળ વધેલા શિક્ષકોના હાથમાં જ મૂકાયેલી છે. પ્રાથમિક શિક્ષક માટેની વર્નાક્યુલર ટ્રેનિંગ કૉલેજોમાં તાલીમ લીધેલા કેટલાક શિક્ષકો અત્યારે આપણા જૂથમાં છે પણ શિક્ષકોની આખી સંખ્યાના પ્રમાણમાં એવા અધિકાર પામેલા શિક્ષકોની સંખ્યા એક તૃતીયાંશ જેટલી જ, ચોકસાઇથી બોલીએ તો ૩૬ ટકા જેટલી જ છે. આપણા ઇલાકામાં સને ૧૯૧૪–૧૫ ના સરકારી રિપોર્ટ મુજબ પ્રાથમિક શિક્ષકોની કુલ સંખ્યા ૨૦૫૨૧ છે, જેમાંથી અધિકારી મુખ્ય શિક્ષકો ૩૮૮૧ અને અધિકારી મદદનીશ શિક્ષકો ૩૨૦૦ છે. આ શિવાયના બાકીના શિક્ષકો માત્ર અનુભવની યોગ્યતા ધરાવતા, પાંચેક વર્નાક્યુલર ધોરણો સુધી પહોંચેલા એવા છે, અને કેટલાક તો તેટલી પણ મજલ સુધી પહોંચેલા નથી. પરિણામ એ આવે છે કે પ્રાથમિક કેળવણીની દશા સુધારા ઉપર આવતી નથી. મધ્ય વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મિ. ખરેનો પ્રાથમિક શિક્ષકોના સંબંધમાં નીચે મુજબ અભિપ્રાય છે:—

" He was much disappointed with the work of the teachers whom he inspected during the last tour ( and also it must be added with the work of the Inspecting staff who are supposed to guide them ); unsanctioned books were in use, the teaching of Geography has in no way improved, the outline maps issued being merely filed by the schools which had received them, Arithmetic is taught in the crudest manner, instructions issued are not read, nobody cares how the children hold their slates or books, or how the light falls on them, or how they sit, or how dirty and untidy they are. "*

આ જોતાં પ્રાથમિક કળવણીની સ્થિતિ અસંતોષકારક હોય એમાં કાંઈ નવાઈ છે ? હાલની પદ્ધતિ પ્રમાણે વર્નાક્યુલર ટ્રેનિંગ કૉલેજોમાં તાલીમ લીધેલા શિક્ષકોનું પ્રમાણ વધતું

* જુઓ ૧૯૧૪–૧૫ નો રિપોર્ટ પેરેગ્રાફ ૭૨, પાનું ૨૨.

જાય તો પણ આ સ્થિતિમાં કાંઈ ફેરફાર થશે કે કેમ તે પ્રશ્ન ઉપર સને ૧૯૧૪–૧૫નો રિપોર્ટ કે જેમાંથી ઉપરનો ઉતારો લીધો છે તે કંઇ અજવાળું નાંખતો નથી. પણ મિ. ખરેના શબ્દનો મર્મ સમજીએ તો તેઓ દુર્દૈવદર્શી છે એમ નિશ્ચયપૂર્વક કહી શકાશે. કારણ કે શિક્ષકો અને ઇન્સ્પેકટરો બન્નેને માટે તેમનું આવું મત છે. આ મત ખરૂં છે, એવો, મારા ધારવા પ્રમાણે, સામાન્ય જનસમુદાયનો પણ અભિપ્રાય છે. કોઇ પણ તરેહની ગેરસમજ ન થાય તે માટે આ સ્થળે જ ઉમેરવાની રજા લઉં છું કે આ પરિણામને માટે કારણો શોધવાની જરૂર બતાવવા માટે જ આ અભિપ્રાયનો હું ઉપયોગ કરૂં છું. હું એમ માનું છું કે આ પરિણામ માટે શિક્ષકોને દોષ દેવાથી કાંઇ હાંસલ નથી. અત્યારે જે પદ્ધતિએ શિક્ષકોની ભરતી થાય છે તેમાં આથી બીજી આશા રાખવી વ્યર્થ છે. અત્યારે પણ આપણી વર્નાક્યુલર ટ્રેનિંગ કૉલેજમાં તાલીમ લીધેલા કેટલાક શિક્ષકો ઘણો સંતોષ આપે એવા છે, અને તેવા મારા અનુભવમાં પણ કોઇ કોઇ વાર આવે છે. પરંતુ તેવા શિક્ષકો અપવાદ રૂપે જ છે. આપણા પ્રાથમિક શિક્ષકોનો મોટો ભાગ મિ. ખરે કહે છે તે પ્રમાણે કેવળ નૈરાશ્યજનક છે.

આ સ્થિતિ માટે શિક્ષકોને અથવા ટ્રેનિંગ કૉલેજોમાં જે શિક્ષણ અપાય છે તેને હું આ પ્રસંગે દૂષણ દેવા માગતો નથી. એ વિષયો મારા આજના ઉપક્રમમાં આવતા નથી. જો કે એ સંબંધે કાંઈક તો કહ્યા વિના ચાલે તેમ નથી જ. શિક્ષકોને શિક્ષકના ધંધા માટે જે ખાસ શિક્ષણ આપવામાં આવે છે તે ઊંચા પ્રકારનું છે અથવા હોવું જોઇએ, અને તેવું શિક્ષણ અપાય છે તેમ છતાં આપણા શિક્ષકસમુદાયનું કાર્ય સંતોષકારક નથી, એ વિચારવા જેવું છે. તે કામ સંતોષકારક થાય માટે શું કરવું જોઇએ એ એમાંથી જ ઉપસ્થિત થતો એક મહત્ત્વનો પ્રશ્ન છે અને તે ઉપર આ પરિષદ્‌નું ધ્યાન ખેંચવાની મારી ઇચ્છા છે.

૫. ટ્રેનિંગ કૉલેજોમાંથી પાસ થઇને નીકળેલા શિક્ષકોનું કાર્ય સંતોષકારક નથી નીવડતું તેનું કારણ શું? એ આપણો સવાલ છે. ફરીથી એકવાર કહું છું કે અત્યારના શિક્ષકસમુદાયને હું કોઈ રીતે ગેરઈન્સાફ કરવા નથી માગતો. તેમને કોઇ રીતે હલકા પાડવા નથી ઇચ્છતો. શિક્ષકના ધંધાને માટે મને ઘણું માન છે અને શિક્ષકોના સુખ દુઃખ માટે મને ઘણો સહાનુભાવ છે. આપણે બધા થોડે ઘણે અંશે આપણા દેશકાળનીજ પ્રજા છીએ અને અત્યારના દેશકાળમાં જે વર્ગમાંથી આ શિક્ષકસમૂહ નીપજાવવામાં આવ્યો છે તે જોતાં તેમનું કામ અસંતોષકારક હોવાનો દોષ તેમને માથે મૂકી શકાય તેમ નથી. છતાં મિ. ખરેના અભિપ્રાયની વાસ્તવિકતા સ્વીકારવા જેવી છે એ વાત ઉપર સર્વેનું, શિક્ષકો સુદ્ધાંનું, ધ્યાન દોરાવું જોઇએ અને તેના ઉપાય શોધવા માટે આપણે મહેનત કરવી જોઇએ.

૬. કેળવણીના વ્યવસાયમાં, તેના સિદ્ધાન્તભાગના પરિશીલનમાં, તેની દેશકાલને ધ્યાનમાં લેતાં જણાઇ આવતી આવશ્યકતાઓના વિચારમાં, અને તે આવશ્યકતાઓની શોધમાં જેમણે પોતાના જીવનનો મોટો ભાગ ગાળેલો છે, (આ લખાયું તે વખતે–કેળવણી ખાતાના અધિકારીઓ આવા નિર્દોષ કાર્યમાં પણ ભાગ નહિ લઇ શકે એમ હું માનતો

ન હતો) તેવા નિષ્ણાત પુરૂષોની સમક્ષ સિદ્ધાન્તી થઇને બોલવાનો મારો અધિકાર નથી. હું જે કહેવા માગું છું તે સૂચનાઓ રૂપે જ, ચર્ચા ઉપસ્થિત કરવાના હેતુથી જ, કહું છું તેટલું આ સ્થળે મારે જણાવવાની જરૂર છે. અને આટલી પ્રસ્તાવના કર્યા પછી હું કહેવા માગું છું તે એ છે કે, પ્રાથમિક શિક્ષકોને તૈયાર કરવાની આપણી ટ્રેનિંગ કૉલેજોમાં ઘણી મહેનત લેવાય છે, ઘણું ખર્ચ થાય છે, તેમ છતાં તેનું ફળ અસંતોષકારક કેમ આવે છે તે પ્રશ્નનો વિચાર કરતાં એવો ભાસ થાય છે કે તેમાં ટ્રેનિંગ કૉલેજમાં દાખલ કરાતા વિદ્યાર્થીઓના પૂર્વ–અધિકારની ખામી એ મોટામાં મોટું કારણ છે. ખેતી કરતાં પહેલાં જેમ ભૂમિને અમુક દરજ્જે પ્રથમથી તૈયાર કરવી પડે છે, અને તેવી તૈયાર કરેલી ભૂમિમાં જ વાવેલાં બીજમાંથી બીજાં સાધનોની ખામી ન હોય તો, જેમ યથેષ્ટ પાક ઉતરવાનો સંભવ છે, તે પ્રમાણે ટ્રેનિંગ કૉલેજમાં આવતાં પહેલાંની તૈયારી, કૉલેજમાં અપાતું શિક્ષણ યથાવત્ ગ્રહણ કરવા જેટલી ન હોવાથી, તે વિદ્યાર્થીઓના ઉપર જે પરિશ્રમ લેવાય છે અને તેમને માટે જે ખર્ચ થાય છે તે નિષ્ફળ નીવડે છે; અને તે પૂર્વની તૈયારી વધારે સારી અને વધારે સંગીન હોય તો બધો પરિશ્રમ અને તે બધો ખર્ચ બીજી બાબતોની ખામી ન હોય તો, વધારે સફળ નીવડવાનો, સંપૂર્ણ સંભવ છે.

૭. આપણી ટ્રેનિંગ કૉલેજો માટે જે શિક્ષણક્રમ મુકરર કરેલો છે તે ઉપર નજર કરતાં જણાશે કે, તેમાંના કેટલાક વિષયો, વર્નાક્યુલર સ્કુલફાઇનલ સુધીનો જ સંસ્કાર જેમના મનને મળેલો છે તેમને માટે કઠિન ગણાવા જેવા છે. પરંતુ એમ સમજીએ કે તે તેવા કઠિન નથી, અને આટલા વર્ષના અનુભવમાં વર્ષોવર્ષ તે વિષયોમાં તે કૉલેજના વિદ્યાર્થીઓ પાસ થતા આવે છે એ એ એવા કઠિન ન હોવાનો જ પુરાવો છે—તો બીજો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે એ વિષયોમાં અત્યારના શિક્ષણક્રમમાં જેટલું જ્ઞાન અપાય છે તેટલું જ્ઞાન તેમને માટે તેમના કાર્યના ગૌરવના પ્રમાણમાં પૂરતું છે? સામાન્ય રીતે આટલું તો સર્વને કબૂલ હોવું જ જોઇએ કે, શિક્ષકનું જ્ઞાન વિદ્યાર્થીઓના કરતાં ઘણું વધારે હોવું જોઇએ. 'વિદ્યા' ( science )ના વિષયમાં તેમને માટે વાંચનમાળામાં આવેલા પાઠો અને એકાદ બે પ્રવેશપોથીમાં આપેલાં મૂળ તત્ત્વો એટલું બસ ગણાવું જોઇએ? તે જ પાઠો જ્યારે તેમના વિદ્યાર્થીઓને તેમને શીખવવા પડતા હશે ત્યારે તેટલા જ જ્ઞાનથી તેઓ સંતોષકારક નિર્વાહ કરી શકતા હશે? શિવાય, આવી રીતે કૉલેજમાં મેળવેલા જ્ઞાનમાં વધારો કરવાનાં તેમને કંઈ સાધનો ઉપલબ્ધ છે! ખાતા તરફથી વર્નાક્યુલરમાં એકાદ બે પોથીઓ પ્રસિદ્ધ થઇ હોય તે શિવાય, ઇંગ્રેજી ભાષાના જ્ઞાનની ખામીને લીધે તેમને બીજું કશું જ મળી શકે તેવું છે? અને આ બધું ધ્યાનમાં લેતાં, આપણે એમને 'વિદ્યા'ના વિષયમાં શીખવી શકે તેવા પ્રવીણ માની શકીશું? અને કુવામાં નથી તે હવાડામાં ક્યાંથી આવશે? જ્યારે જેટલું શીખવવામાં આવે છે તેટલુંજ પૂરતું નથી તો આજકાલ 'વિદ્યા'માં જે નવા નવા સિદ્ધાન્તો સ્થાપિત થતા આવે છે તેનો પરિચય તો તેમને ક્યાંથીજ થવાનો? તેજ પ્રમાણે ત્રીજા વર્ષમાં તેમને ન્યાયશાસ્ત્ર, માનસશાસ્ત્ર, નીતિની વ્યવસ્થા, ન્યાયના પ્રકાર, લક્ષણનું બંધારણ, એવા ગહન વિષયો શીખવવામાં આવે છે, તે વિષયો માટે જે તયારી વિદ્યાર્થીઓએ સંપાદન કરેલી હોય છે તે તૈયારી પુરતી ગણી શકાય તેવી છે? અધુરી તૈયારીથી આવતા શિષ્યોને શીખવવા માટે તેમના ગુરુઓને પણ કેટલી મહેનત

લેવી પડતી હશે ? અને તે પછી પણ ફળ શું ? જે પોથી મુકરર કરી હોય તે પોથીનું ઉપરચોટિયું જ્ઞાન કે બીજું કાંઈ ? તેવા જ્ઞાનને વધારવાના અથવા તેને ઓપ આપવાના તથા તે જ્ઞાન જીવનમાં ઉતારવા જેટલું તેમનામાં સંસ્કારબળ થવાનો જરા પણ સંભવ છે ? તે જ પ્રમાણે ભાષાના વિષયમાં. પહેલા વર્ષમાં ગુજરાતી વાંચનમાળા, બીજામાં ગદ્યના પાનાં પચાસ, અને પાંચસેં લીટી પદ્યની, અને ત્રીજામાં વળી ગદ્યનાં પાનાં પચાસ અને બીજી પાંચસેં લીટીઃ આટલું સાહિત્યજ્ઞાન ગુજરાતી ભાષાના શિક્ષકને માટે બસ ગણાય ? ગુજરાતી ભાષાનો શબ્દકોષ સંસ્કૃત અને ફારસી એ બે ભાષાના શબ્દોથી રચાયલો છતાં સંસ્કૃતનું જ્ઞાન અપાય તો ફારસીનું નહિ અને ફારસીનું અપાય તો સંસ્કૃતનું નહિ એ બરાબર છે ? અને તેમાં પણ જે અભ્યાસક્રમ ગોઠવ્યા છે તે તે તે વિષયોમાં નિરંતર રસ ઉત્પન્ન કરવા જેટલા ગણી શકાય તેવા મનાશે ? આ ગહન વિષયોમાં આ વિદ્યાર્થીઓને પરીક્ષામાં દોકડા મેળવવાનો જ અને પરીક્ષાની ક્ષણ સુધીનો જ રસ રહે છે, તે સિવાય અને પછી જરા પણ રસ રહેતો નથી, એ સહેજ સમજી શકાય તેવી વાત છે. ગુરુઓના અને પોતાના અથાક શ્રમથી જોઇતા દોકડા મેળવવા જેટલો અભ્યાસ તેઓ કરતા હોવા જોઇએ એની ના નથી; પરંતુ તેટલાજ ઉપરથી તેઓ શિક્ષક તરીકે સંતોષકારક ન નીવડે એ ન સમજાય તેવું નથી.

૮. તોપણ આટલું શીખેલા શિક્ષકો પણ ખાતામાં હજી તો મહા મહેનતે ત્રીજા ભાગના જ છે. બાકીના કેવા છે અથવા હોવા જોઇએ ? પ્રજાએ તો શિક્ષક—ગુરુ—થઇને નીમાઇ આવ્યા એટલે બધાને સરખું જ માન આપવું જોઇએ. અને બીચારી પ્રજા આપે પણ છે; અને ખચિત, નહિ મામા કરતાં કહેવાના મામા પણ શા ખોટા ? એ ન્યાયે પ્રજા તેમને પણ વધાવી લે. પણ પ્રાથમિક કેળવણી સુધારવી હોય, વધારવી હોય, અસરકારક કરવી હોય, તો આવા શિક્ષકોથી કાર્ય સરશે નહિ તેટલું તો નિર્વિવાદ છે. હાલની વ્યવસ્થા પ્રમાણે વર્નાક્યુલર ટ્રેનિંગ કૉલેજોમાંથી નીકળેલા શિક્ષકોના સંબંધમાં મોટામાં મોટી ફરિયાદ એ છે કે તેમની વિદ્યા ઠીજી ગયેલી, દૈવત વિનાની, સંવર્ધનશકિત વિનાની રહે છે એમાં એ શિક્ષકોનો દોષ નથી. શિક્ષણક્રમનો પણ દોષ નથી. એમના ગુરુઓનો પણ દોષ નથી. ધંધાના ખાસ શિક્ષણ માટે જે સંસ્કારબળ જોઇએ તેટલું સંસ્કારબળ તેમના અંગમાં જામ્યા પહેલાં તેમને તે શિક્ષણમાં દાખલ કરવામાં આવે છે અને તેથી અસંસ્કારિત ભૂમિમાં વાવેલાં બીની પેઠે તેમના ઉપર કરાતો શ્રમ અને ખર્ચ યથેષ્ટ ફળ આપતાં નથી એ ખરી વસ્તુસ્થિતિ છે. આવી રીતે ત્રણ વર્ષ સુધી તાલીમ લીધેલા અને તે પછી ચાળીસ અથવા પચાસ રૂપિયાના માસિક પગાર—સુધીની પાયરી ઉપર ચઢેલા શિક્ષકો અને યુનિવર્સિટીમાંથી નીકળી થોડો અનુભવ પ્રાપ્ત કરેલા અને સેકન્ડરી ટીચર્સ કૉલેજોમાં તાલીમ લઈ આવેલા શિક્ષકો જેમને આપણે રૂ. ૫૦)નો પગાર આપીએ છીએ તે બે વચ્ચે કેટલો મોટો અંતર રહે છે ? ટ્રેનિંગકૉલેજના ધારાઓમાં એક એવો ધારો છે કે જે અશિક્ષિત અને ટ્રેનિંગ કૉલેજની તાલીમ વિનાના શિક્ષકો સ્કૂલફાઇનલ અથવા યુનિવર્સિટીની કોઇપણ પરીક્ષામાંથી પસાર થયેલા હશે, અને જેમણે બે વર્ષ સુધી ખાતામાં નોકરી કરી હશે તેઓ ઇન્સ્પેકટરની ખાસ મંજુરીથી બીજા વર્ષની પરીક્ષામાં બેસી શકશે. અને તેમાં પાસ

થવાથી ત્રીજા વર્ષના વિદ્યાર્થી તરીકે કૉલેજમાં દાખલ થઇ શકશે. વર્નાક્યુલર સ્કૂલફાઇનલ આપી એક વર્ષનો ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરનાર, અને 'સ્કૂલ ફાઇનલ' અથવા યુનિવર્સિટીની કોઇ પણ પરીક્ષા આપી બે વર્ષ સુધી સારી નોકરી કરનાર, એ બેને આ પ્રમાણે કૉલેજના ધારા સરખી પાયરીમાં મૂકે છે. આ વાસ્તવિક છે? મનનું બળ અને શિક્ષણના કાર્ય માટેની શકિત એમનું માપ જો માહિતીથી જ મપાતુ હોય તો પણ તે બેને સરખા તો નજ ગણવા જોઇએ; પણ એ બેના પ્રવેશસમયનાં સંસ્કારબળ જોઇએ તો તો બન્ને વચ્ચે અમાપ અંતર જણાય છે અને તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. ટ્રેનિંગ કૉલેજના આ ધારાનો ( ધારા ૧૭ ) કોઇએ લાભ લીધો છે કે નહિ તે પ્રસિદ્ધ થયેલા રિપોર્ટો ઉપરથી કળી શકાતું નથી. પણ તે ઉપરથી આટલું સ્પષ્ટ થાય છે કે પ્રાથમિક શિક્ષક તરીકેની ઉંચી તાલીમ આપવા માટે યુનિવર્સિટી સુધી પહોંચેલા વિદ્યાર્થીઓ લેવાને વર્નાક્યુલર ટ્રેનિંગ કૉલેજ તૈયાર છે; અને જો તેમ હોય તો એ દિશામાં ટ્રેનિંગ કૉલેજમાં પ્રવેશક યોગ્યતા સંબંધે ફેરફાર ન કરી શકાય? એ વિચારવા જેવું છે.

૯. મેં ઉપર જણાવ્યું છે કે હમણાંના કૉલેજથી નીકળેલા શિક્ષકોની સામે મારી મોટામાં મોટી ફરિયાદ એ છે કે તેઓ ઠીજી ગયેલા, દૈવત વિનાના, અને સંવર્ધનશકિત વિનાના છે. બીજી તરફ યુનિવર્સિટીના જેમને સંસ્કાર છે તેઓ આમના કરતાં તો ઘણે દરજ્જે વધારે લાયક હોય છે, એ નિર્વિવાદ છે. યુનિવર્સિટીના સંસ્કારથી વિદ્યાર્થીનું મન ગતિમાન્ થાય છે, દૈવતવાન્ થાય છે, સંવર્ધનશકિતવાળું થાય છે, અને યુનિવર્સિટીના સંસ્કારવાળા અને તે સંસ્કાર વિનાના વિદ્યાર્થીઓ વચ્ચે અમાપ અંતર રહે છે. યુનિવર્સિટીના સંસ્કારવાળો અને તેવા સંસ્કાર વિનાનો એવા બે અક્ષરો વચ્ચે આપણે પસંદગી કરવાની હોય, તો આપણે આપણાં બાળકોને કયા શિક્ષક તરફ મોકલીશું? કયા શિક્ષક પાસે શિક્ષણ લેવાથી બાળકને વધારે લાભ થશે? આપણને વધારે સંતોષ થશે? આ બાબતમાં બે મત હોવાનો મને સંભવ જ જણાતો નથી. પ્રાથમિક શિક્ષણને પણ યુનિવર્સિટીના સંસ્કારબળવાળા અને શિક્ષણના ધંધાની વિશેષ કુશળતાવાળા શિક્ષકો બેશક વધારે પસંદ કરવા લા ક છે, એ વાત ઉપર વિશેષ વખત ગાળવાની જરૂર નથી.

૧૦ પણ આ બની શકે તેવું નથી એમ કેટલાક કહે છે. પણ તેમનું એ કહેવું વિચારવા જેવું છે. પરંતુ બાધક તત્ત્વ શું છે તે એક પછી એક જોવા જઇશું તો જણાશે કે ખરી રીતે ન બની શકે તેવું તેમાં બહુ નથી. થોડુંક તો છે એ હું કબુલ કરીશ. પરંતુ તેનું નિવારણ થઇ શકે તેવું નથી એમ નથી. જે વખતે વર્નાક્યુલર ટ્રેનિંગ કૉલેજોની પહેલ વહેલી યોજના થઇ તે વખતે 'પ્રવેશક' પરીક્ષાના જે નિયમો ઠરાવ્યા છે તેજ નિયમો અત્યારે કાયમ રાખવા જ જોઇએ એનું કાંઇ કારણ છે? તે વખતે ઇંગ્રેજી ભણેલા વર્ગની ઘણી જુજ સંખ્યા હતી અને જેટલી હતી તેટલી બીજા વિદ્વાન—ધંધાઓને માટે પૂરતી નહતી. અત્યારે તેવી સ્થિતિ નથી. વર્ષો વર્ષ યુનિવર્સિટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષામાંથી અને સ્કૂલ ફાઇનલમાંથી હાલમાં હજારો વિદ્યાર્થીઓ પસાર થાય છે. અને તેવી રીતે પસાર થયેલા વિદ્યાર્થિઓમાંના થોડા ભાગને આ ધંધામાં લાવવાનો યત્ન કરવાનો હજી વખત આવ્યો નથી એમ કોણ કહેશે? ત્યાં સુધીના સંસ્કારની સાથે એક બે વર્ષ સુધી

શિક્ષણકળાના ખાસ વિષયો અને દેશભાષાનું વધારે વિસ્તૃત અને સંગીન જ્ઞાન પ્રાપ્ત કરીને તથા દેશભાષામાં વિદ્યાર્થીઓને બોધ કરવા જેટલી શક્તિ સંપાદન કરીને, પ્રાથમિક શિક્ષણના ધંધામાં જોડાયલા શિક્ષકોનું શિક્ષણ વધારે સંગીન, વધારે તેજસ્વી અને વધારે સંવર્ધનશીલ થાય એ સહેજ સમજી શકાય તેવું છે. આમ થવાથી પ્રાથમિક શિક્ષણ અસરકારક થશે. પ્રાથમિક શિક્ષણ પામેલા બાળકોને પણ ઉચ્ચતર શિક્ષણ મેળવવાનો અભિલાષ થશે, અને પ્રાથમિક શિક્ષણ અને પ્રાથમિક શિક્ષકો, માધ્યમિક અને ઉચ્ચતર શિક્ષણ અને માધ્યમિક અને ઉચ્ચતર શિક્ષકોના ક્રમાનુવર્તી થશે; જનસમાજમાં સંસ્કારની પણ સમાનતાનાં તત્ત્વો ઉમેરાશે, અને સમાજના જુદા જુદા થરોની અંદર અત્યારે જે મોટો અંતર માલૂમ પડે છે તે પણ ધીમે ધીમે નષ્ટ થશે. પ્રાથમિક શિક્ષકો અને આગળના શિક્ષણના શિક્ષકો વચ્ચે, તેમ જ પ્રાથમિક શિક્ષણ લઇને અટકી પડનારી પ્રજાની અને આગળનું શિક્ષણ લેનારી પ્રજા વચ્ચે, આડો પડેલો હિમાલય ઓળંગવાનો આ જ એક માર્ગ છે.

૧૧. અહીં બે સવાલો ઊભા થાય છે. (૧) વર્નાક્યુલર સ્કૂલ ફાઇનલ વાળાનો આ લાંબા વખતનો હક કેમ છીનવી લેવાય? (૨) **આવી રીતે શિક્ષકોની યોગ્યતા વધારી મૂકવાથી** તેમને મોટા પગારો આપવા પડશે તેનું શું કરશો? પહેલો સવાલ બહુ કઠણ નથી. વર્નાક્યુલર સ્કુલ ફાઇનલ પરીક્ષા હવે તેના ઉપયોગનો કાળ વટી ગઇ છે. જ્યારે કેળવણીની શરૂઆત હતી, અને વધારે કેળવાયલા જુવાનો બીજા ધંધાઓમાં અને બીજાં ખાતાંઓની નોકરીઓમાં સમાઇ જતા હતા તે વખતે એટલો પણ અક્ષરપરિચય કંઇક ઉપયોગમાં લેવાની જરૂર હતી. હવે આપણે ત્યાં આગળની કેળવણી લોક પ્રથમ કરતાં વધારે પ્રમાણમાં લે છે અને વધારે કેળવણી લીધેલાને કેટલીક તકો પણ મળતી નથી તેવા સમયમાં સ્વભાષાનું ઉપરચોટિયું જ્ઞાન અને ગણિત તથા બીજા કેટલાક વાંચનમાળામાં આવેલા માત્ર મૂળતત્ત્વ પૂરતા પરચુરણ વિષયોની ઉપર ઉપરની માહિતી, એની નિશાની રૂપ આ વર્નાક્યુલર સ્કૂલ ફાઇનલનો સમય હવે વ્યતીત નથી થઈ ગયો? ગામડાંઓમાં આથી વધારે અભ્યાસ કરી લેવાની તક નથી અને તેટલો અભ્યાસ કરેલાઓને માટે નોકરીનું એકાદ કોઇ દ્વાર તો ઉઘાડું રાખવું જોઇએ? એવો પ્રશ્ન થાય તો તેના જવાબમાં એટલું જ કે કેળવણી સિવાય બીજા કોઇ ધંધાઓ સરકારના હાથમાં હોય તો તેમાં એમને માટે જગા કરવાની અમારી ના નથી. પણ કેળવણી આપવા માટે તો એટલો અધિકાર મૂળથી અધૂરો હતો અને છે અને પૂર્વે જ્યારે બીજા શિક્ષકો નહોતા મળતા ત્યારે તેમને આમાં રોકવાની જરૂર હતી પણ હવે જ્યારે બીજા વધારે યોગ્યતાવાળા શિક્ષકો મળી શકે તેમ છે તો પછી વિના કારણ કેળવણીને ભોગે બીનકેળવાયલા વર્ગને વચમાંથી અટકી પડવાને ઉત્તેજન આપવાની શી જરૂર છે? સ્કૂલમાં મળેલા જ્ઞાનને ગતિમાન્ દૈવતવાન્ અને સંવર્ધનશીલ કરવા માટે ઇંગ્રેજી ભાષા અને ઇંગ્રેજી સાહિત્યનું જ્ઞાન અત્યારના દેશકાળમાં જરૂરનું છે. સત્તર વર્ષની ઉમ્મર—જે વર્નાક્યુલર સ્કૂલ ફાઇનલ માટે પણ આવશ્યક છે તે ઉમ્મર સુધીમાં યુનિવર્સિટી—સ્કૂલ ફાઇનલ સુધી પણ પ્હોંચી શકાય છે. તો પછી યુનિવર્સિટી, સ્કૂલ ફાઇનલ કે મેટ્રીક્યુલેશન સુધી પહોંચેલાઓને માટે આ દ્વાર ખુલ્લાં મૂકવાં એ શું વધારે યોગ્ય નથી! આટલે સુધી જેમણે સંસ્કારબળ મેળવેલું છે તેઓ વધારે સંતોષકારક શિક્ષકો

નીવડશે એ બાબત કંઇ શક જેવું નથી. એટલે સુધી પ્હોંચ્યા પછી એક અથવા બે વર્ષની વિશેષ તાલીમ આપવામાં આવે તો તેમનું મૂળનું સંસ્કારબળ ઘણું વૃદ્ધિ પામે એમાં કાંઇ નવાઇ જેવું નથી. આ સંયોગોમાં વર્નાક્યુલર સ્કૂલ ફાઇનલ વાળાઓનો પ્રાવેશક અધિકાર બંધ જ કરવો જોઇએ અને તરત નહિ તો થોડાં વર્ષની નોટીસ આપીને બંધ કરવામાં આવે તો પણ ખોટું નહિ. અત્યારે વીસ હજાર ઉપર પ્રાથમિક શિક્ષકોની સંખ્યા છે તેમાંથી શરૂઆતમાં ⅔ જેટલી જગાઓ વર્નાક્યુલર અધિકારવાળાને માટે રખાય અને બાકીની જગાઓ યુનિવર્સિટીના પ્રવેશ કરવાનાં અધિકાર પામેલા અને ટ્રેન્ડ થયેલાઓને માટે મુકરર કરવામાં આવે તો તે ગેરવાજબી નહિ ગણાય. પછીથી જેમ જેમ આ બીજા વર્ગની સંખ્યા વધતી જાય તેમ તેમ પ્હેલામાંથી કમી કરાતી જાય અને આખરે વર્નાક્યુલરવાળાનો ¼ અને યુનિવર્સિટીવાળાના ત્રણ ચતુર્થાંશ એ પ્રમાણે રહે; આવી રીતની ગોઠવણ કરવામાં આવે તો હજી કાંઇ નહિ તો દસ વર્ષ સુધી તો વર્નાક્યુલર અધિકારવાળાઓને આ ખાતામાં સ્થાન મળી શકશે. એને એટલી લાંબી નોટીસ આવા હક્કને માટે ઓછી નહિ ગણાય.

૧૨. ખરો અને સહુથી કઠણ સવાલ પગારનો છે. યુનિવર્સિટીવાળાઓને અત્યારના પગારે તો નહિં જ રાખી શકાય. ત્યારે પ્રાથમિક કેળવણીના ખરચ ઉપર કેટલો બોજો કરી શકશે? અને નવો બોજો વધારી શકાય એવી આપણા દેશની સ્થિતિ છે? પ્રશ્ન ગંભીર છે એ હું કબૂલ કરૂં છું. પણ એ મારા આજના યત્નનું આવશ્યક અંગ છે એટલે તેની કંઇક પણ ચર્ચા કર્યા પહેલાં હું આ લેખ સમાપ્ત કરી શકું તેમ નથી.

૧૩. આ પ્રશ્નમાં ઉતરવા માટે આપણે પ્રાથમિક કેળવણીના શિક્ષકોની સંખ્યાના આંકડાએમાં જરા ઉતરવું પડશે. સને ૧૯૧૪-૧૫ ના રિપોર્ટ ઉપરથી જણાય છે કે અત્યારે આપણા ઇલાકાની છોકરાઓની પ્રાથમિક શાળાઓમાં,

| | |
|---|---|
| ટ્રેઇન્ડ હેડ માસ્તરો | ૩૮૮૧ |
| ટ્રેઇન્ડ ઍસિસ્ટંટો | ૩૨૦૦ |
| અન્ટ્રેઇન્ડ હેડ માસ્તરો | ૪૨૨૭ |
| અન્ટ્રેઇન્ડ પણ કંઇક શીખેલા આસિસ્ટંટો. | ૬૫૮૨ |
| અન્ટ્રેઇન્ડ અને માત્ર નામધારીજ | ૧૪૪૨ |

છે;

અને તેમના પગારની સરેરાશ અનુક્રમે, દરમાસે રૂ. ૨૨-૧૧-૪ થી ૪૪-૩-૯, રૂ. ૧૦-૫-૨ થી ૪૩-૧૨-૦ રૂ. ૧૬-૧૪-૧૦ થી રૂ. ૨૪-૧-૩ રૂ. ૯-૦-૧૧ થી ૧૨-૭-૪ અને રૂ. ૯-૨-૦ થી રૂ. ૧૩-૧-૨ એ પ્રમાણે આવે છે. સહુથી વધારે પગારો સિંધમાં છે. ઇલાકાના ત્રણે ભાગોમાં લગભગ સરખી સરેરાશ આવે છે. આમાંથી આપણે સહેજ જોઇ શકીશું કે છેલ્લો વર્ગ તો કેવળ નકામો જ ગણાવો જોઇએ, અથવા હવે પછી તેવા નવા તો નજ દાખલ કરવા એવો જહાંગીરી હુકમ થવો જોઇએ, અને એ પ્રમાણે ચઢતાં ચઢતાં છેલ્લા ત્રણ વર્ગોમાં ટ્રેઇન્ડ થયેલા શિક્ષકો પૂરા પાડવા જેટલી તજવીજ આપણે કરવી

જોઇએ. શરૂઆતમાં આપણે પેલા નામધારી વર્ગનો જ વિચાર કરીએ. તેમને આપણે અત્યારે રૂ. ૧૬૧૫૦૪ આપીએ છીએ. તેમને બધાને ઠેકાણે આપણે ટ્રેઇન્ડ એસિસ્ટંટો મૂકીએ તો ટ્રેઇન્ડ એસિસ્ટંટોની એટલી સંખ્યા પાછળ એનાથી લગભગ બમણો ખરચ થાય છે. તો તેમાં એક લાખ એકસઠ હજારનું ખરચ વધે. આટલું ખરચ વધારવાનું ગમે તે રીતે સરકાર, લોકલબોર્ડ અને મ્યુનીસિપેલિટીઓએ મળીને હાથમાં લેવુંજ જોઇએ. આ 'નામધારી' શિક્ષકોનો બીજે કોઈ ઠેકાણે ઉપયોગ થતો હોય તો કરી લેવો—તેમાં કોઇ બહુ વૃદ્ધ હોય કે બીજા કારણથી જેમાં વિપત્તિનો પ્રસંગ આવવાનો સંભવ હોય ત્યાં એક અથવા બીજા પ્રકારે રહેમીયત બતાવવી, પણ તેઓને શિક્ષક તરીકે વધારે વખત રાખી મૂકવા એ જાહેરનાણાનો મિથ્યા વ્યય કરવા જેવું જ છે અને તે સામે આપણે મજબુત વાંધો ઉઠાવવો જોઇએ. અને આવી રીતે ટ્રેઇન્ડ એસિસ્ટંટોની જે જગાઓ ખાલી પડે તેમાં સહેસાજ વધારો કરી યુનિવર્સિટીના શિક્ષણવાળા વર્ગમાંથી શિક્ષકો તૈયાર કરી મૂકતા આવવાની પદ્ધતિ સ્વીકારાય તો એકદમ ઘણો ખરચ વધાર્યા વિના ધારેલું કામ પાર પાડી શકાય. આવી રીતે વર્ગના ૧૪૦૦ માણસો પૂરા પાડતાં કેટલો વખત નીકળી જશે. પણ તે વખત પણ બહુ કાઢવો નહિ જોઇએ. આ વર્ગના નવા માણસોને શિક્ષક તરીકે વખત ખોયા વિના શી રીતે તૈયાર કરવા તે સવાલના સંબંધમાં કંઇ સૂચના કરવાનો મારો અધિકાર હોય તો મારી એવી દરખાસ્ત છે કે દરેક વિભાગમાંની મોટી મોટી હાઇસ્કૂલોને અંગે શિક્ષણકળાના વર્ગો કાઢી શરૂઆતમાં તેમાં જોઇતું જ્ઞાન અને જોઇતી કળા સંપાદન કરવાની તક મેટ્રીક્યુલેશન પાસ થયેલાને આપવાની યોજના કરી હોય તો તે ન બની શકે તેમ નથી. આટલું થઇ રહ્યા પછી જેમ જેમ આ વર્ગના વધારે માણસો તૈયાર થતા જાય તેમ તેમ અન્ટ્રેઇન્ડ પણ કંઇક જ્ઞાનવાળા એસિસ્ટંટોની જગાઓ કમી કરતા જવાય, તેમની જગાઓ ટ્રેઇન્ડ માણસોને મૂકતા જવાય, અને તે જગાઓ ઉપર આ નવા વર્ગના માણસોની યોજના કરી શકાય; અને જેમ જેમ હેડમાસ્તર નરીકે નીમાવાને આ નવા માણસો પાત્ર થતા જાય તેમ તેમ અન્ટ્રેઇન્ડ હેડમાસ્તરોની જગાઓમાંથી તેમને માટે આમણસામણ બદલીઓથી અથવા નવી નિશાળો નીકળે તે માટે તેવા અન્ટ્રેઇન્ડ હેડમાસ્તરોની યોજના કરીને, નિર્વાહ કરી લેવો જોઇએ. આ સૂચના બાબત આથી વધારે વિગતમાં ઉતરવું જરૂરનું નથી. ખરી રીતે આવી તરેહની યોજનાઓ કરવી તે ખાતાનું કામ છે. અને હું આ વિગતો આપુંછું તે મારી સૂચનાને સ્પષ્ટ કરવા માટે જ આપું છું. હું કોઇના વાજબી હક્કો ઉપર આઘાત કરવા માગતો નથી પણ કેવી રીતે આ વસ્તુ બની શકે તેવી છે તે બતાવવા જ માત્ર માગુંછું. મને ખાત્રી છે કે જો એકવાર આ મુદ્દો સ્વીકારાય તો પછી એને શી રીતે વ્યવહારમાં ઉતારવો તે બાબત બહુ ભાંજગડ નહિ પડે. સરકાર અને સ્થાનિક અધિકારવાળાં મંડળો એનો રસ્તો ગમે તેમ કરીને કાઢશે જ.

૧૪. આવા વિષયમાં આખી વ્યવસ્થા સૂચવવામાં એક બીજી પણ અડચણ છે અને તે એ છે કે આપણે પ્રાથમિક કેળવણીનો વિસ્તાર પણ વધારવો છે અને તેની જાત પણ સુધારવી છે, તેનું ગૌરવ તેનું તેજ પણ વધારવું છે. સરકાર, પ્રાથમિક કેળવણી પાછળ હજી ઘણો વધારે ખરચ કરવો પડશે તે સારી પેઠે જાણે છે અને વર્ષોવર્ષ તેમાં વધારો

કરતી જાય છે. ૧૩–૧૪ કરતાં ૧૪–૧૫ માં ત્રણ લાખનો વધારો થયેલો છે અને ખરચનો વધારો કરવા સારૂ સારી ઉપજ માટે શી વ્યવસ્થા કરવી તેના વિચારો થવા માંડયા છે. આવે વખતે ખરચનું યોગ્ય ફળ મળે એ પણ વિચારવાનું આપણું કામ છે. આપણે ઉપર જોયું તે પ્રમાણે કેવળ નામધારી શિક્ષકો પાછળ એક લાખ આઠ હજારનું જે વર્ષિક ખરચ છે તે લગભગ એળે જ જાય છે એમ કહીએ તો તે બહુ ખોટું નહિ કહેવાય, અને તેમાં બીજા લાખ દોઢ લાખ ઉમેરાય તો એ ત્રણ લાખ કેટલું બધું અને કેટલું સારૂં કામ આપે તે જોતાં તેટલો ખરચનો વધારો જરૂરનો જ જણાશે. વિસ્તારને ભોગે ગૌરવને વધારવું એ પણ જેમ ઇષ્ટ નથી તેમ ગૌરવને ભોગે નિરર્થક વિસ્તાર વધારવો તેમાં પણ કંઇ લાભ નથી. બંને બાજુ તપાસવાની છે. બંને તરફ આપણું કર્તવ્ય છે અને તે માટે બનતી વ્યવસ્થા કરવી એ પ્રજાનું, સરકારનું તેમ જ સ્થાનિક રાજ્યાધિકારી મંડળોનું કર્તવ્ય છે.

૧૫. ખરચની બાબત સરકારના ધ્યાન ઉપર છે એ બાબતમાં કંઇ શક નથી. થોડા વખત ઉપર મુંબઇ સરકારે સ્થાનિક રાજ્યાધિકારના સંબંધમાં તપાસ કરી સૂચના કરવા સારૂ નીમેલી કમિટીના રિપોર્ટ ઉપરથી આ બાબત સ્પષ્ટ થાય છે. તેના સંબંધમાં થોડુંએક કહી હું મારો લેખ સમાપ્ત કરીશ. આ કમિટી જણાવે છે કે સરકારની ઉપજ છેલ્લાં પચીસ વર્ષમાં બમણીથી પણ વધારે થઇ છે તે છતાં તે વધારામાંથી સ્થાનિક સ્વરાજ્ય મંડળોને સરકારે પૂરતો ફાળો આપ્યો નથી. પચીસ વર્ષ ઉપર જ્યારે સરકારની ઉપજ રૂ. ૩,૮૦,૦૦૦,૦૦ ત્રણ કરોડ એંશી લાખની હતી તે વખતે સરકાર સ્થાનિક સ્વરાજ્ય મંડળોને ચોત્રીસ લાખ રૂ. આપતી હતી. અત્યારે જ્યારે સરકારની ઉપજ રૂ. ૭,૯૦,૦૦૦,૦૦ સાત કરોડ નેવું લાખ અથવા લગભગ આઠ કરોડ જેટલી થઇ છે ત્યારે માત્ર અઠ્ઠાવન લાખ રૂપીઆ આ સ્થાનિક સ્વરાજ મંડળોને સરકાર આપે છે. એટલે ચાર કરોડના વધારામાંથી સરકાર માત્ર ચોવીસ લાખનો વધારો સ્થાનિક સ્વરાજ્યમાં વ્હેચે છે જે વધારાના ૭ ટકા જેટલો જ આવે છે. ત્યારે પ્રથમને હીસાબે આપે તો પણ સરકારે અત્યાર કરતાં ઘણું વધારે આપવું જોઇએ. વળી ઓ. મિ. પટેલ પોતાની મિનિટમાં લખે છે તે પ્રમાણે પશ્ચિમના રાજ્યો કરતાં આ દેશમાં સ્થાનિક ઉપજનો ઘણો મોટો ભાગ સરકાર પોતાના હાથમાં રાખે છે. ( રિ. મિ. પાનું ૫૦ ) પ્રાથમિક કેળવણી ઘણે ભાગે સ્થાનિક મંડળોના હાથમાં હોવાથી કેળવણીના ખરચના સવાલમાં સરકાર અને આ મંડળો વચ્ચેના સંબંધમાં પ્રશ્ન મહત્ત્વનો છે પણ તેની વિગતવાર ચર્ચામાં અત્રે ઉતરી શકાય તેમ નથી. છતાં કમિટી લોકલ સેસમાં જમીન મહેસુલનો એક આનો જે અત્યારે સ્થાનિક કાર્યો માટે લેવાય છે તેમાં બીજો એક આનાનો વધારો કરીને પ્રાથમિક કેળવણીના વધારા માટે જોઇમાં નાણાં પૂરાં પાડવાની ભલામણ કરે છે તે ભલામણની સામે મજબૂત વાંધો પહેલી-તકે ઉઠાવવાની જરૂર હોવાથી તે સંબંધે બે અક્ષર કહેવાની જરૂર છે. ગવર્મેન્ટ ઓફ ઇન્ડિયા સને ૧૮૮૧ ના મુંબઇ ગવર્મેન્ટ ઉપર લખેલા એક ખરીતામાં લખે છે કેઃ—

" It is not the intention of the Government of India that the proposed transfer of the control of expenditure of a specially local character to local bodies should involve any addition to existing local burdens and it will, therefore, be necessary to arrange for the simultaneous transfer of receipts

sufficient to meet any net balance of additional expenditure which in any instance may arise. The nature of the receipts to be transferred requires careful consideration. They should where possible, be of such a character as to afford a reasonable prospect that by a careful administration, with the advantages due to local sympathy, experience and watchfulness, they will so increase as to afford the means of meeting any additional expenditure which may be rendered necessary by the growing want of each locality. In cases where a larger augmentation may be needed than is yielded by the receipts of a specially local character, it may perhaps be found possible to assign to local bodies the receipts from pounds or a share of the local taxes, collected within the area of their jurisdiction." (Report Vol. I.p.46 Hon. Mr. V. J. Patel's Minute.)

આ સ્થિતિમાં વધારાના ખરચનો બોજો સ્થાનિક સરકાર ઉપર નજ પડવો જોઇએ એ ઉઘાડું છે. આ બાબત આપણે બહુ સાવધાનીથી હાથ ધરવાની છે એટલું જ આ સ્થળે કહેવાનું પ્રાપ્ત થાય છે.

૧૬. હવે હું આ લેખ આટોપીશ. મેં બતાવ્યું છે કે:—

(૧) પ્રાથમિક કેળવણીના વિસ્તાર માટે તથા તેને અસરકારક કરવા માટે ઘણે ભાગે શિક્ષકોની યોગ્યતાની ખામી એ મોટી ખામી છે.

(૨) તેટલા માટે ટ્રેનિંગ કૉલેજોમાં વર્નાક્યુલર સ્કૂલફાઇનલ જેટલી જ યોગ્યતાવાળા વિદ્યાર્થીઓને પ્રાથમિક શિક્ષણના ધંધાની તાલીમ આપવા માટે લેવામાં આવે છે તેને બદલે યુનિવર્સિટી મેટ્રીક્યુલેશન અથવા સ્કૂલફાઇનલ સુધી પ્હોંચેલા વિદ્યાર્થીઓને લેવામાં આવતા હોય તો તેઓ શિક્ષકો તરીકે વધારે સારી રીતે તૈયાર થઇ શકે અને વધારે સારા શિક્ષકો નીવડે.

(૩) જો કે ખરૂં તો આ ઇષ્ટ છે તોપણ આરંભમાં તો કેવળ નામધારી શિક્ષકો ખાતામાં છે તેમની જગાઓમાં ખાતાના કંઇક જ્ઞાનવાળા ઍસિસ્ટંટોને નીમી, તેવા એસિસ્ટંટોની જગાઓ પગારમાં યોગ્ય વધારો કરીને આવી લાયકાતવાળાઓથી પૂરવાનો માર્ગ ગ્રહણ કરવો જોઇએ.

(૪) તેમાં ખર્ચનો વધારો થાય એ ખરૂં છે. પણ ખર્ચનો વધારો આવશ્યક અને અનિવાર્ય છે, અને તે માટે આપણે સરકારના નાણાં ખાતાનાં મેમ્બરને તસ્દી આપવી જોઇએ.

(૫) અને યુનિવર્સિટીની લાયકાતવાળા નવા શિક્ષકો તૈયાર કરવા માટે બીજી ગોઠવણ થાય ત્યાં સુધી મુખ્ય હાઇસ્કુલોમાં જોઇતી તાલીમ આપવાની સગવડ સરકારના કેળવણીખાતા તરફથી તરતમાં જ થવી જોઇએ.

કેળવણી એ દેશના સમુદ્ધારનું પહેલું અને મોટામાં મોટું સાધન છે, અને પ્રાથમિક કેળવણી એ કેળવણી માત્રનો પાયો છે. એ કેળવણી અત્યારે, આપણા દેશમાં, જેવી જોઇએ

તેવી વિસ્તાર પણ પામેલી નથી તેમ તેની જાત ભાત પણ સંતોષકારક નથી. તે ખામી પૂરી પાડવાને માટે શિક્ષકો સુધારવાની પહેલી જરૂર છે. કેટલાક વિચારકો કેવળ વિસ્તાર ઉપર નજર રાખવાનો આગ્રહ રાખે છે, અને આવતી કેળવણીની જાતના સંબંધમાં બહુ દરકાર નથી રાખતા, પણુ જે કેળવણી અપાય છે તે અસરકારક છે કે નહિ, તે પાછળ જે શ્રમ લેવાય છે અને જે ખરચ થાય છે તે ઉગી નીકળે છે કે નહિ, તે જોવાની જરૂર સ્વીકારવાનો વખત હવે આવી પહોંચ્યો છે, એમ કહ્યા વિના ચાલતું નથી. વિસ્તારની જરૂર છે તે હું કબૂલ કરૂં છું. મુંબઇ ઇલાકાની લગભગ બે કરોડની, (૧,૯૬,૯૩,૨૪૯) વસતિમાંથી પૂરાં સાત લાખ બાળકો પણુ પ્રાથમિક કેળવણી લેતાં નથી. અને તેમાં અપર પ્રાયમરી એટલે આગળનાં ધોરણોનો—(પાંચથી સાત સુધીનાં ધોરણુનો) માત્ર એક લાખ પાંચસે બાળકો જ લાભ લે છે. આખી વસતિના ૧૫ ટકા જેટલાં બાળકો નિશાળને લાયક હોય છે એ ગણુત્રીએ નિશાળે જવા લાયક બાળકો પૈકી માત્ર ૪૨ ટકા જેટલા છોકરાઓ જ અને ૯ ટકા જેટલી બાલિકાઓ જ કંઇ પણ કેળવણી લે છે. આમાંથી ૫૦૩૨ પાંચહજાર બત્રીસ વિદ્યાર્થીઓ કૉલેજની કેળવણી લે છે, ૬૬૭૪૭ છાસઠહજાર સાતસેં સુડતાળીસ પ્રાથમિક કેળવણી લે છે, અને બાકીનાં માધ્યમિક અને ખાસ કેળવણી લે છે. અને બધું મળી કુલ સાતલાખ નેવાશીહજાર સાતસેં નવ બાળકો કેળવણી લે છે. બાળકોની કુલ સંખ્યા કુલ વસતિના પંદર ટકાને હિસાબે ઓગણત્રીસ લાખ ચાળીસ હજારની થાય છે અને તેમાંથી આ પ્રમાણે માત્ર આઠ લાખ બાળકો કંઇ પણ કેળવણી લે છે, એટલે કુલ બાળકોના પ્રમાણમાં ૨૮ ટકા થાય; તેમાંથી પાંચલાખ ઇઠોતેર હજાર તો માત્ર લોઅર પ્રાઇમરીથીજ પડતું મૂકે છે. અને તેટલી કેળવણી અત્યારની સ્થિતિમાં કાંઇજ અસરકારક નથી એ ઉઘાડું છે. જ્યારે સાતલાખ નેવાશી હજારમાંથી પાંચલાખ ઇઠોતેર હજાર બાદ કરીએ તો માત્ર ૨૧૮૦૦૦ બેલાખ અઢાર હજાર બાળકો અસરકારક કેળવણી લે છે એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે! સોમાંથી સાત બાળકો અસરકારક કેળવણી લે છે એ સ્થિતિ સંતાપજનક નથી? મુંબઈ ઇલાકામાં બાવીસ લાખ બાળકો માટે હજી આપણે નવી ગોઠવણ કરવાની છે, અને તેની સાથે જે કેળવણી અપાય છે તે અસરકારક કરવાની છે. અને કેળવણીનો પ્રશ્ન આ પ્રમાણે બે રીતે હાથ ધરવાનો છે. મુંબઇ ઇલાકાનાં પચીસ હજાર શહેર અને ગામો પૈકી બાર હજાર ઉપરની સંખ્યાનાં ગામોમાં મહેતાજી શું તે પણ આપણું લોક જાણતું નથી? આવી સ્થિતિમાં વિસ્તારનો સવાલ એક ઘડી પણ વિલંબમાં નંખાય તેવો નથી એ ખરૂં છે. પરંતુ જે કેળવણી અપાય છે તે પણ જો અસરકારક ન નીવડતી હોય તો તે પણ વિચારવા જેવું છે. મિ. ખરેનો અભિપ્રાય ખરો હોય—અને હું ધારૂં છું કે આપણો બધાનો અનુભવ તેના ખરાપણા માટે સાક્ષી પૂરશે—તો શિક્ષકોમાં સુધારો કર્યા વિના એક ઘડી પણ ચાલે તેમ નથી એ પણુ એટલુંજ ધ્યાનમાં રાખવા જેવું છે.

૧૭. ખરી રીતે પ્રાથમિક કેળવણી સુદ્ધાંના શિક્ષકો યુનિવર્સિટીઓમાંથી પૂરા પડવા જોઇએ. અને તે જો અત્યારે બની શકે તેમ નથી તો યુનિવર્સિટીમાં પ્રવેશ પામવાને લાયક થયેલા વર્ગમાંથી તો તેઓ આવવા જ જોઇએ એ મારો મુખ્ય મુદ્દો છે. દરેક આગળ વધતા અને વધેલા દેશોમાં તે પ્રમાણે જ ચાલે છે. આરંભમાં વર્નાક્યુલર સ્કુલફાઇનલ

પસાર થયેલાઓને જ પ્રાથમિક શિક્ષણના કામમાં યોજવાની જરૂર હતી પણ હવે જો વધારે કેળવણી લીધેલો વર્ગ આપણને મળી શકતો હોય તો તેનો લાભ પ્રજાને શા માટે ન આપવો તે સમજી શકાય તેવું નથી. ત્રીજા વર્ષના ટ્રેઇન્ડ શિક્ષકોને જે ધોરણે પગાર આપવામાં આવે છે તેજ અથવા તેથી સહેજ વધારે ધોરણ જો આમને માટે સ્વીકારાય તો આ વર્ગના શિક્ષકો જોઇશે તેટલી સંખ્યામાં મળી શકશે એમ માનવામાં બાધ નથી. સરકારી, વેપારી, અને બીજાં પણ ખાનગી ખાતાઓમાં નોકરીની લાયકાત પ્રથમના કરતાં હવે ઘણી જ વધી ગઇ છે તો આમાં પણ પ્રમાણમાં વધે એ નવાઇ જેવું લાગવા સંભવ નથી. વળી લાયકાતવાળા શિક્ષકો વધે પણ એટલી સંખ્યામાં જગાઓ ખાલી ન હોય તો શું થાય ? એવો પ્રશ્ન કેટલાક ઉપસ્થિત કરશે. શિક્ષક તરીકે તૈયાર થયાથી અત્યારે પણ આપણે નોકરી આપવા બંધાતા નથી. પરંતુ અસરકારક કેળવણી આપી શકે તેવા શિક્ષકોની સંખ્યા વધવાથી જનતાને લાભ છે, હાનિ નથી. શિક્ષકોની સંખ્યા વધવાથી ખાનગી સાહસની નિશાળો વધવા માંડશે અને તેથી પણ પરિણામે પ્રાથમિક શિક્ષણની અને શિક્ષણમાત્રના વિસ્તારમાં અને તેજમાં વધારો થશે એ સ્પષ્ટ છે. તે ઉપરાંત ખાનગી શિક્ષણ તરીકેની નોકરીઓમાં પણ આવી લાયકાતવાળાઓને પ્રવેશ મળે એ પણ ઇચ્છવા જેવું છે. ટૂંકામાં આવા શિક્ષકોનો વધારો કેળવણીની વૃદ્ધિના કાર્યમાં અતિશય સહાયભૂત થશે એમાં કાંઇ સંદેહ જેવું નથી. અને તે સારૂ મુખ્ય મુખ્ય હાઇસ્કૂલોને અંગે શિક્ષણકળાના વર્ગો કાઢવાની સૂચના કરવાની મેં હિંમત કરી છે. “ ડે સ્કૂલો ” દ્વારા આવું શિક્ષણ આપવામાં કંઇજ હાનિ નથી, ઉલટી સરળતા થશે, અને હોસ્ટેલના અનુભવની જરૂર હોય તો તે શિક્ષક તરીકેની કારકીર્દિ દરમિયાન આપી શકાશે. અત્યારે મુંબઇ ઇલાકામાં પ્રાથમિક કેળવણી પાછળ તેત્રીસ લાખનો વાર્ષિક ખરચ થાય છે. તેમાં દસપંદર લાખનો ઉમેરો કરવાથી તે તેત્રીસે લાખ ઊગી નીકળશે. અને એટલા વધારાને અભાવે તેત્રીસ લાખ જેટલી મોટી રકમની જેવી જોઇએ તેવી સારી અને ઉંડી અસર નથી થઇ શકતી એ વાત આપણે ધ્યાનમાં લેવાની અને નામદાર સરકારના તથા સ્થાનિક સ્વરાજ્યાધિકારીઓના મત ઉપર ઠસાવવાની પૂરેપૂરી જરૂર છે.

મુંબઇ તા. ૧૫—૧૦—૧૯૧૬ ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી

# નિશાળોના મકાનો

## અને

## પ્રાથમિક શિક્ષકો.

ભાડાના મકાનો હંમેશાં સારાં મળતાં નથી અને સરકારી મકાનો ઘણા મોઘાં થાય છે ત્યારે કેવી રીતે કામ લેવું તે વિચાર કરવા જેવું છે. મકાનમાં હવા અજવાળું પુષ્કળ જોઇએ તેમજ તેમાં તાપ તડકો ન આવવો જોઇએ. આ બાબતપર લક્ષ લાવી મકાન બાંધવા જોઈએ તેમજ તે એવાં સસ્તાં જોઇએ કે દરેક ગામવાળા સરકારની થોડી વત્તી મદદ લઇ કરી શકે. જો મકાન ફકત એક છાપરાવાળો ઓટલો હોય અને તે ઓટલાને કઠેરા હોય તો તે નિશાળ તરીકે ચાલે. તે મકાનની દક્ષિણમાં એક નાનો ઓરડો હોવો જોઇએ. આ નાના ઓરડામાં નિશાળનો સામાન રાખવામાં આવે તો તે અહીં સલામત રહી શકે. આ કઠેરાને છાપરાવાળો ઓટલો ત્રીજા વર્ગના રેલ્વેના ઉતારૂઓને બેસવાની જગ્યા જેવો લાગશે. તેનું ખર્ચ નીચે પ્રમાણે લાગશે.

૧૦૦ છોકરાઓ માટેની આવી નિશાળનું ખર્ચ.
૧૦૦×૧૨' ૧૨૦૦ સ્કેલ ફુટ જગ્યા જોઈએ.
બધી બાજુ ૨ાા' ફુટની છુટી જગ્યા જોઇએ.

એટલે કુલે ૧૫૭૫ સ્કવેર ફુટ જગ્યા રોકાય.

ઉ; પ; લા:

| | | |
|---|---|---|
| પાયો | ૩ × ૨ × ૧૪૮ (૧૦૦ ઘનફુટના રૂ. ૧૦ લેખે) | ૮૯—૦— |
| ૨. | ચાર ખુણે પત્થર તથા થાંભલા નીચે ના તલગટ મળી ચણતર મજુરી સાથે. | ૨૦—૦—૦ |
| ૩ | દિવાલ ૧ાા' × ૧' × ૧૪૦' = ૨૧૦ ઘન ફુટ | ૬૦—૮—૦ |

પહોળાઇ ૯" ઓછી નથી

| | રૂ. આ. પા. |
|---|---|
| દા. ૧૪) ઇંટ ૩૧૫૦ | ૪૬—૦—૦ |
| દા. ૨૧) ચુનો ૫૦ ફુટ | ૧૦—૮—૦ |
| રેતી ૧૦૦" | ૪—૦—૦ |
| | ૬૦—૮—૦ |

| | | |
|---|---|---|
| ૪ | બેઠકમાં પુરણી તથા ઇંટ મટોડાંનું તે પર ચણતર તથા થાપ લીપણ મટોડું; ગામમાં મફત ઇંટ તથા મજુરીના મળી | ૧૦૦—૦—૦ |

૫ ઓટલા પરનું ચણતર સ્હેજ પાયા સાથે ઈંટ ચુનાનું ને કોર
ઉપર પત્થરવાળું. ઉંચાઈ ચોફુટ
૨॥ × ૩૭॥ = ૧૩૦—૦

૬ થાંભલાં ૪ ( વચ્ચે ) કુંભીપર ૧૦′ × ૬″ × ૬″ ૨૦—૦—૦
તલગટપર ૪ ( ખુણે ) ૬′ × ૬″ × ૬″
" " ૪ (લાઇનપર) ૬ × ૪″ × ૪″

## દેશી લાકડું.

૭ છાપરૂં નેવાં સાથે. ૧૦૦—૦—૦
૮ કડેરાં. ૧૨૦—૦—૦

૬૩૯—૮—૦

બાર; ૧″ × ૧″ × ૧૨૦૦′ ૮૦—૦—૦
( લોઢાના સળીઆ સસ્તા પડે, પટી જાડી મોંઘી પડે )
૨ પટી ૨″ × ૩″ × ૧૪૦′ ૪૦—૦—૦

૧૨૦—૦—૦

ખીલા વગેરે લોખંડ કામના ૩૦—૦—૦
મજુરી પુરા પગારે ૨૦૦—૦—૦
સામાનની ઓરડી ૧૦૦—૦—૦

૯૬૯—૮—૦

લગભગ રૂ. ૧૦૦૦) થાય

આમાં જો ઇંટો ગામમાં પાડવામાં આવે, અને તેમજ નેવાંનુ થાય અને ચુનો ગામમાં પકવવામાં આવે તો ત્યાં ખરચ ઘણું ઓછું આવે. અમદાવાદ તથા ખેડામાં વેચાતી ઇંટો ૯ થી ૧૦ રૂ હજાર મળે છે અને ગામડામાં સારી ટેબલ ઇંટો ૬ રૂ. હજાર મળે છે. ચુનો સુરતી બેવડી કાંકરી ખમનારો ૨૧ થી ૨૪ રૂ. નો ખરાસ એટલે ૧૦૦ ઘન ફુટ પડે છે ત્યારે તેવડી કાંકરી ખમતો ખેડા જીલ્લાનો ચુનો ૧૮—૨૦ સુધી મળે છે અને ગામડામાં ઘેર પાડેલો ચુનો તેટલીજ કિંમતનો હોઇ ચોવડી કાંકરી ખમી શકે છે. ગુજરાતમાં ઘણે ઠેકાણે માટીનું ચણતર કરી પ્લાસ્ટર કરવાથી ઘણું મજબુત કામ થાય છે આમ કરવામાં આવે તો વધારે બચાવ થાય. થાંભલામાં વહેરેલાં લાકડાં ન લેતાં ગોળવા લેતો એટલીજ કીંમતમાં વધારે મજબુત અને જાડાં થાંભલાં થાય પણ બેડોળ દેખાય. જંગલ જેની પાસે હોય એવાં ગામોમાં થાંભલા મફત થાય અને છાપરામાં પણ મજુરીજ પડે. આવી વખતે સરકારે મફત પાસ આપવા જોઇએ. જો ગામડામાં મફત કંઈ ન મળે પણ બધું કામ ગામેતી થાય તો રૂ. ૨૫૦) થી ૩૦૦ ) નો ફાયદો થાય ને વળી નિશાળના અંગે કુવો વગેરે પણ કરાવી શકાય ને તો પણ તેટલું ઓછું ખર્ચ આવે.

સરકારી રાહે આવું કામ થતાં બધી ચીજ લઈ જવાની મજુરી પગારદાર સુપરવાઇઝરોને તેમનાં ભથ્થાં મુકરદમોને તેમના નોકરોનો પગાર એ બધું ઉમેરવું પડે છે. ઘણા કામો હોવાથી કંટ્રાકટ આપી કામ કરાવવું પડે છે તેથી કંટ્રાકટરનો પણ નફો ઉમેરવો પડે એટલે જે કામ ગામમાં ૭૦૦) માં થાય તેજ કામ પુરા દામ આપી લીધેલાં માલ ઉપર નફો ને પગાર વિગેરે મળી ૧૨૦૦) થી ૧૫૦૦) થાય.

આવી નિશાળની આસપાસ અને ખાસ કરીને પૂર્વ પશ્ચિમ થોડે થોડે અંતરે ઝાડો રોપાઇ જાય તો ૧૦ વર્ષમાં તે દરેક રીતે ઇચ્છવા લાયક મકાન થઇ જાય. ઝાડ કરવામાં ગામ લોકની મદદ, માસ્તરોનો ઉત્સાહ અને ડીપોટીઓના ઉત્તેજનની જરૂર છે.

ભીંત અને કઠેરો આવવાથી મકાન જળવાઇ રહે એવું થશે. બહાર ઓસરી અને તે પછી તેમની જગ્યા આવવાથી વરસાદની વાછંટ તથા નિશાળના વખતમાં તડકો નહિ આવે તેમજ ઝાડો આવી જવાથી અંદર ભર ઉનાળે પણ ઠંડક રહેશે. આ ઉપરાંત જો મકાનથી થોડે દૂર તેની આસપાસ વાડ કરે તો નિશાળ પાસે ઢોર પણ નહિ આવી શકે. નાની ઓરડી જોડે કરવાથી નિશાળનો જુજ જાજ સામાન હશે તે પણ જળવાઈ રહેશે.

## માસ્તરોનો સવાલ.

સારા માસ્તરો મળતા નથી, એ બૂમ ખોટી છે. સારા માસ્તરો અમે લેતા નથી એમ કહેવું જોઇએ. કોઇને માસ્તર થવું હોય તો વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા પસાર કરવાની જરૂર પડે છે. આટલું ભણ્યા પછી તેને પટાવાળા કરતાં જો ઓછું મળે તો પછી સારા માણસને આવા ખાતામાં આવવાની શી જરૂર ?

## પગાર વગેરેની સરખામણી.

| | પોલીસ. | તલાટી. | પટાવાળા. | માસ્તર. |
|---|---|---|---|---|
| પગાર. | રૂ. ૧૦ | રૂ. ૧૨ | રૂ. ૮ ને ૭ | રૂ. ૯ |
| ઘર ભાડું | ઘર લાઇન્સમાં અથવા ૩ | ચોરામાં અથવા પોતાને ગામ | ... | ... |
| ભથ્થુ વર્ષે | ... | ... | ૨૦ | ... |
| લોકલ એલાવન્સ | ... | ... | ... | ... |
| (હમણા ઓર્ડર બહાર પડયો છે.) | ... | ... | ... | ... |
| | ૧૬ | ૧૨+મફત રહેવાનું | ૯ થી વધારે. | ૯ |

## આગળ ક્યાં સુધી વધે.

| | પોલીસ. | તલાટી. | પટાવાળા. | માસ્તર. |
|---|---|---|---|---|
| ઓછામાં ઓછા. | ૧૫ | ૨૦ | ૧૦ | ૧૬ |

ઘર ભાડુને એલાવન્સ.

જ્યારે ભણી ગણી પાસ થએલાં માસ્તરને ૯ થી ૧૧ સુધી મળે ત્યારે તે પોલીસમાં જવા કેમ પ્રયત્ન ન કરે ? બને ત્યાં સુધી તે તલાટી થાય ને જો તે ન મળે તો માસ્તરમાં જાય. તો ગામના ઢોર ચારોનો ધંધો માણસ કરે તો તેને પણ ઘેરે ઘેરથી રોટલો મળે ને બીજી મળતર થતાં ખાતાંપીતાં ને બાર મહીને ૫૦ ઉંચા મુકે. ત્યારે માસ્તર ભૂખ શાંત પણ ન કરી શકે ! આવા ખાતામાં સારા માણસ આવેજ શું કરવા? જ્યારે કશાને લાયક તે ન હોય ત્યારે તે મહેતો થાય. અસલ કહેતાં કે કંઇ ન આવડે તો વૈદું શીખ તે બદલાઇ હવે તો મહેતાજીનું શીખ કહેવા વારો આવ્યો છે. તો પગાર ૧૨) થી માંડી ઓછામાં ઓછા ૧૫) સુધી લઇ જવામાં આવે અને તે ઉપરાંત રહેવાને માટે ઘર અથવા ઘરભાડુ આપવામાં આવે તોજ તેમને ખાતામાં આવવાની લાલચ થાય.

તેમની બીજી હાડમારી વળી છેક સુધીની ગુલામગીરી છે. તલાટી પટેલ ભણેલા કે અભણ એ દરેક નિશાળમાં મેમ્બર અને તેમનું કહેવું રેવન્યુવાળા માને. રેવન્યુવાળા લોકલબોર્ડોમાં સત્તાવાળા અને તેમની સત્તા જાણે આ તલાટીઓ અને પટેલોને મળેલી હોય તેવી રીતે તેઓ માસ્તર સાથે વર્તે છે. માસ્તર બીચારો પટેલ સાહેબને તલાટી સાહબ કહી બ્હીતો ફરે છે. થર્ડ ઇયર સર્ટીફીકેટની પરીક્ષા પાસ થયેલા માસ્તરની આ દશા હોય છે હોય તો બીચારો આબરૂવાળો શું કરે ? ૨૦ રૂ. ના કે ૧૨ ના તલાટી સાહેબ જે ભણેલા બારા સુધી તે માસ્તરની ખોડ કાઢે છે. પટેલ પાદરા સુધી ભણેલા તે લોકલબોર્ડમાં મેમ્બર પણ થઇ શકે અને તે પણ માસ્તરને શીખામણ દે. આ બાબતમાં માસ્તરને તેમની સત્તા હેઠળથી મુક્ત કરી દેવા જોઇએ.

માસ્તરોનો દરજ્જો વધારવા સારૂ તેમનામાંથી બે મેમ્બરો તાલુકા ને જીલ્લા લોકલબોર્ડોમાં હોવા જોઇએ. જ્યારે પટેલો અને બીજાઓ પોતાની સાથે આવી સભામાં માસ્તરોને જોશે ત્યારેજ તેઓ તેમનાથી ડરી તેમને હેરાન કરતાં અટકશે, માસ્તરોને મળવું જોઇતું માન અને ગૌરવવાળા માસ્તરો પોતાનો દરજ્જો સમજી ઉમળકાથી કામ કરશે. હાલની ગોઠવણમાં આવકવાળા હલકા પગારદાર કે ભારે પગારદાર મહેતાજી જો સ્હેજ પણ સ્વતંત્રતાવાળો હોય તોજ ખટપટમાં વખત ગાળવા પ્રયત્ન કરે છે.

## મ્યુનીસીપાલ નિશાળો વિષે ટિપ્પણ.

**They suffer from lack of proper systematic supervision; otherwise they would be still better. To the Municipal masters are given Rs. 12 per-month and in addition to that if local allowance and house rent were paid up to Rs. 6 they would get very proper men. In addition to that they Could get supervisers from the upper branch of the educational department. These masters would not shirk work. At present a superviser is a man taken from amongst the vernacular masters and his selection often rests on the amount of flattery that he is capable of paying and not on his merits. The masters think that he is one of them and they do not respect him as their superior and never try to please him by their work. Every thing would be changed if a gra-**

duate from the Inspecting line comes up. He might not be as poor a teacher as the vernacular teacher, but he would be a better director and superviser. This superviser should be given the power of transfer and fine up to Rs. 2. On his recommendation a man may be promoted if his turn comes up or his promotion may be withheld. He should not be burdened with unnecessary office work, but he must pass at least three hours in schools per day. His pay in municipalities like Surat should be at least Rs. 125 to 150 in three years, and allowance Rs. 30 per month, while better and richer Municipalities like Ahmedabad can afford to have graduate on Rs. 150—10—200+Rs. 30 allowance. A graduate on Rs. 100 in good service will be a man of at least ten years' standing and one on Rs. 125 will be of at least 13 years' standing. These will be people of enough experience. The Municipalities before selecting such men may call them for personal interview and if they are found capable and awe inspiring they may be selected.

"શિક્ષક."



# પ્રાથમિક કેળવણી વિષે કેટલીક સૂચનાઓ

ગુજરાત કેળવણી પરિષદે હાથ ધરવાનાં કામો તો અનેક છે અને તેથી અમુકમાં તેની કાર્યશક્તિને મર્યાદિત કરી દેવાના આગ્રહથી હું આપ સમક્ષ હાજર થતો નથી, પણ જે જે કામો બહુ જરૂરનાં લાગતાં હોય તે કામોમાં હું ગણાવું છું તે કામોનો પણ સમાવેશ થવો જોઇએ એવું મને લાગે છે અને તેથી મને અત્યારે તો બહુજ જરૂરનાં લાગતાં ત્રણ કામ આપ આગળ રજુ કરવાના હેતુથી આપની એકેક મિનિટ રોકવા ધારૂં છું.

કેળવણી માત્રનો પાયો પ્રાથમિક કેળવણી છે એ સિદ્ધ કરવા માટે કાંઇ પણ પુરાવા આપવા પડે તેવું નથી. એકડા વગરનાં મીંડાં નકામાં જ છે, તેમજ કેળવણીની જે કાંઇ વાત કરીએ તેમાં પ્રાથમિક કેળવણીનો એકડો પહેલોજ મંડાવો જોઇએ, પરંતુ તેની કેવી નિરાશા, અને દીલગીરી ઉત્પન્ન કરે તેવી સ્થિતિ છે એ સહુની જાણમાં છે. બીજા દેશોમાં જ્યારે સોમાં નેવું પંચાણું ટકા વાંચી લખી શકે તેવા હોય છે ત્યારે આપણે ત્યાં તેથી અરધા તો શું પણ ત્રીજા ભાગનાજ ભાગ્યે તેવા કહી શકીશું અને સ્ત્રી કેળવણીની તો વાત કરવામાં સારજ નથી. આવી સ્થિતિ હોવાનાં અનેક કારણોમાં મુખ્ય ગણી શકાય તેવું લોકમતનો અભાવ છે. દર્દનાં મૂળ દૂર કર્યાં સિવાય દર્દનું દુઃખ નાબુદ કરવાની આશા રાખવી એ વ્યર્થ છે; દર્દનું મૂળ લોકોની કેળવણી માટે જોઇએ તેટલી ઉત્કંઠા નથી એ છે. તે ઉત્કંઠા કેમ વધારવી એ કેળવણી સંબંધે વિચાર કરનારાએ પહેલુંજ જોવાનું છે, અને તેથી આ કેળવણી પરિષદ તે સંબંધે કાયમનાં અને પાછાં ન ફેરવવાં પડે તેવાં કાંઇક પગલાં ભરે એવી પ્રારંભમાંજ વિનંતિ છે.

લોકમતને કેળવણી માટે તૈયાર કરવો, ગમે તે ત્યાગ કરીને પણ વાંચતાં લખતાં આવડે તેટલું તો થવું જ જોઇએ એવો દરેકે દરેક વ્યક્તિનો નિશ્ચય કરાવવો, તેટલું ન આવડે તો તો માણસ માત્ર પશુ જેવો જ રહે છે, તે માણસતો ગણાય જ નહિં અને આપણે પશુ તરીકે ઘણા જમાના ગાળ્યા છે એટલે શ્રીમાન બ્રીટીશ રકારના રાજ્યમાં હવે પશુ રહેવાના નથી એ ખ્યાલ આપવો—અને એ રીતે લોકમતને કેળવણી માટે જાગૃત કરી, તે મેળવવા માટે પ્રયત્નશીલ અને અગ્રહી બનાવવા એ હવે તો આપણી અનિવાર્ય ફરજ છે. આ ફરજ સમજી, તે પ્રમાણે કામ કરનારા ઉભા કરવા, ગામે ગામ અને ઘેરે-ઘેર ફરી કેળવણીથી બેનશીબ રહેનારાંને સદ્‌બોધ આપવો, અને દરેક બાળકને નિશાળના લાભ મળી શકે તેવી રીતે નિશાળો ઉઘાડવી, ઉઘડાવવી એ મને તો લાગે છે કે ગુજરાત કેળવણી પરિષદે હાથ ધરવાનાં કામોમાં એકલું નહિં તો મુખ્યમાંનું એક તો ગણવુંજ જોઇએ.

જેમ કેળવણી માટે લોકમત તૈયાર કરવાની જરૂર છે તેમજ કેળવણી આપનાર વગ તૈયાર કરવો એ પણ તેવીજ જરૂરની અને વધારે લાભકારક બાબત છે. આપણા પુરાણા જમાનામાં તેવો વર્ગ હતો, અને તે વખતની સમજ પ્રમાણે તે વર્ગ તૈયાર પણ થતો હતો. હવે સ્થિતિ પલટાઇ ગઇ, દેશનું સ્વરૂપ ફરી ગયું, કાર્યની પદ્ધતિ ફરી ગઇ, લોકોની જરૂરીયાત પણ બદલી ગઇ એટલે જૂની પ્રણાલિકાને ફરી વહેવરાવવાના

પ્રયાસ વીસમી સદીમાં બેબિલોનના વખતનો પહેરવેશ પહેર્યા કરવા જેવાજ હાસ્યજનક અને નિષ્ફળ થાય. હવે તો આ જમાનાને સમજીને તે જમાનાની જરૂરીઆત પ્રમાણે કેળવણી આપી શકે તેવો વર્ગ ઉત્પન્ન કરવાની જરૂર છે. કેળવણી આપવાનું કામ એ આંકડા વાંચતાં લખતા આવડ્યું તેથીજ કાંઇ થઇ શકતું નથી. કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા એ તો દરેક શીખવનારે જાણવાંજ જોઇએ. જ્યારથી આ જરૂરીયાત બતાવા મંડી ત્યારથી ગુજરાતમાં તે વિષે પોકાર કરવામાં આવેલો હતો. સ્વ. મહીપતરામ રૂપરામ નીલકંઠ, સ્વ. નવલરામ લક્ષ્મીરામ, સ્વ. માધવલાલ હરિલાલ વગેરે વિચારકોએ કહ્યું છે, અને આજે આપણી વચ્ચે વિરાજતા અનેકાનેક વિચારકો કહ્યા કરે છે કે કેળવણીનું કામ શિક્ષિત શિક્ષકો વગર થઇ શકે નહિં. પરંતુ આખી ગુજરાતી આલમમાં શિક્ષકોને કેળવવાને કેટલી થોડી–ટુંકી–સગવડ છે! શિક્ષક તરીકે કેળવણી લેવા માટે લોકો બહાર પડતા નથી એમ કહી શકાશેજ નહિં; સરકારના ૧૯૧૪–૧૫ ના રીપોર્ટપરથી આપણે જાણી શકીએ છીએ કે અંહિંની (અમદાવાદની) ટ્રેનિંગ કોલેજમાં દાખલ થવા ૬૨૩ પુરૂષોએ ઉમેદવારી કરી હતી. તેમાંથી માત્ર ૧૦૬ નેજ દાખલ કરવામાં આવ્યા હતા. આમ થવાનું ખાસ કારણ તો સગવડનો અભાવજ હશે એમ જાણી શકાય છે. સ્ત્રીઓ માટેની મહાલક્ષ્મી ટ્રેનીંગ કોલેજમાં (૨૨૦ આવ્યાં તેમાંથી ૩૦ દાખલ થયાં એમ ખબર પડી છે) કેટલાં આવ્યાં હતાં તે તો રીપોર્ટમાં જણાવી શકાયું નથી, પણ ચોખ્ખા શબ્દોમાં કહેવામાં આવ્યું છે કે વર્ગો મોટા થઇ જવાની અગવડને લીધે ૧૬૦ ની સંખ્યા ઘટાડીને ૧૪૦ ની કરવામાં આવી હતી. ભણનાર હોય છતાં જગા ન હોય કે બીજી સગવડ ન હોય માટે ભણનારાંને કમી કરવાં એ સિદ્ધાન્ત પ્રમાણે વર્તન કરવામાં કેટલું ડહાપણ કે શુભ ચિંતા સમાયેલાં ગણાય એ કાંઇ ચર્ચાનો વિષય નથી. આવી સ્થિતિ હોવાને લીધે વધારે કોલેજ ઉઘાડવાનું તો ક્યાંજ રહ્યું? હાલ જેટલી કોલેજો છે તેમાં તૈયાર થતા શિક્ષકોથી ગુજરાતની ભૂખ ભાંગે એમ નથી એ તો ચોક્કસજ છે. બીજી કોલેજો સરકાર તરફથી ખોલવામાં ન આવે તો લોકોએ તે માટે કાંઇ કરવું કે નહિં એ વિચાર કરવાનું હું આપને સોંપું છું. સરકાર ચલાવો, લોકો ચલાવો, કે ગમે તે ચલાવો એ કહેવા સાથે મારે કાંઇ કામ નથી. હું તો એટલુંજ કહેવા ઇચ્છું કે ગમે તેમ કરી શિક્ષકો તૈયાર કરવાની કોલેજો ઉઘાડવી જોઇએ. જ્યાં સુધી શિક્ષિત શિક્ષકોથી કેળવણી આપવામાં નહિં આવે ત્યાં સુધી ગુજરાતની કેળવણી ખરેખર બહુજ સાધારણ પ્રતિની રહેશે.

માત્ર ગુજરાતી નિશાળો માટેજ આવા પગલાંની જરૂર છે એવુંજ નથી—હાઇસ્કૂલોમાં પણ તેવી સગવડની જરૂર છે એ તે વિષયમાં રસ લેનારાઓ અને સમજનારાઓ સ્વીકારે છે. પરંતુ પ્રારંભ તો ગુજરાતી શિક્ષકોથીજ થવો જોઇએ. તેવી સંસ્થા ખરચમાં પણ બહુ ભારે થવાનો સંભવ નથી. કેટલા ખરચમાં ચાલી શકે તે આંકડાઓ આપી આપને વૃથા તકલીફ આપવાની ઇચ્છા નથી; પણ અનેક દિશામાં આપણા ખરચોને કોઇ ઉપયોગી રસ્તે વાળવાની ઇચ્છા હોય, તો આવી જાતના ખરચથી દેશ સમસ્તને લાભ થાય એ સમજાવવા જેવું છે. તે સમજ આપનારા, તેવી સંસ્થાની જરૂર સ્થાપનારા, લોક સમસ્તમાં અને રાજકારભારીઓમાં પણ આવી જરૂરનો પોકાર ઉઠાવનારા અને કામ કરનારા ઉત્પન્ન કરવા એ આ પરિષદે હાથ ધરવાનાં કાર્યોમાંનું એક ગણાય એવી મારી વિનંતિ છે.

ત્રીજી વાત મારે રજુ કરવાની છે તે કેળવણીની દિશાની છે. હાલ કેળવણીનો જે ઉદ્દેશ સ્વીકારાયેલો જણાય છે તે સંપૂર્ણપણે સંતોષ કારક નથી એમ તો બધી તરફથી પોકાર કરવામાં આવે છે, પણ તે ઉદ્દેશ વાળવા, અથવા તો બીજા સ્વીકારાયેલા ઉદ્દેશો તરફ ગતિ થાય તેવું કરવાનું કામ હજી ઘણુંજ મંદ છે. પ્રથમ તો ઉદ્દેશ જ નોકરીનો સ્વીકારાય છે એજ મોટી ભૂલ ઉઘાડી પાડવાની જરૂર છે. વેપારી વર્ગના છોકરાઓ ભણવાની ભાગ્યેજ દરકાર કરે છે અને તેમના માબાપ પણ કાંઇ બહુ કાળજી રાખતાં નથી. તેઓ કહે છે કે કયાં નોકરી કરવા જવું છે? એટલે કે કેળવણી લેવી તે માત્ર નોકરીને માટે જ એ સમજુતી સર્વવ્યાપી જેવી છે. તેમ થવાનું કારણ એજ કે જે કેળવણી અપાય છે તે યોગ્ય નથી અને તેથી તે નોકરી કરનારા સિવાય બીજા કોઇને કામની નથી. આ સત્ય હવે તો બધા સ્વીકારે છે છતાં કેળવણીની દિશામાં કોઇ પણ કાંઇ પણ ફેર કરતું નથી. તેનું કારણ એજ છે કે શું કરવું એ ભાગ્યેજ કોઇને સુઝે છે. આવી સુઝ ઉત્પન્ન કરવાની સરળતા તો આપણે ઘણી છે. સુધરેલા દેશોમાં તે સંબંધે બહુ બહુ વિચાર થયા છે અને વર્તન પણ થાય છે. ઇંગ્લંડ, અમેરિકા, જાપાન, જર્મની, બેલજીયમ વગેરે દેશોમાં શું શું અને કેમ શીખવાય છે એ પ્રત્યક્ષ અનુભવથી જાણી, આપણે તેવું કાંઇ કરી શકીયે એમ છે કે કેમ એ વિચાર કરનારા ઉત્પન્ન કરવા એ પણ આ પરિષદનું એક કાર્ય ગણાવું જોઇએ.

પરિષદને વિચાર કરવાના ઘણા છે, અને રસ્તા બતાવનારા પણ ઘણા મળશે, પણ કામ કરનારા કેટલા મળશે એ જરાક જોવાનું રહેશે. કામ કરનારા તો ઉત્પન્ન કરવા, અને તેવા કાર્યવાહકોમાંથી અમુક અમુક પોત પોતાને કરવાનું કામ નક્કી કરી તેજ કામમાં મંડયા રહે તેવું કરવું એ આવી પરિષદે સૂચવવા જેવું છે, અને તેમ કરવામાં મને જે ત્રણ બાબતો અત્યારને માટે જરૂરની લાગે છે તે મેં કહી છે—ફરી ગણવાની રજા લઉં છું કેઃ—

૧. પ્રાથમિક કેળવણી વિનાનો માણસ તે પશુ સમાનજ છે એ ખ્યાલ આપી કેળવણી માટે લોકમત ઉભો કરવો.

૨. દરવર્ષે, દરમાસે, દરદિવસે થતા ઘણી ઘણી જાતના ખરચોમાંથી બને તેટલું બચાવી શિક્ષકો તૈયાર કરવા માટે સંસ્થાઓ ઉભી કરવા મહેનત કરવી અને

૩. કેળવણીની ખરી દિશા બતાવી શકે તેવો અભ્યાસી વર્ગ ઉત્પન્ન કરી દેશની કેળવણીની દિશા વધારે સ્પષ્ટ અને ચોક્કસ રીતે બતાવવી.

આ ત્રણ કામ બહુ જરૂરનાં છે એટલું ફરી કહી હું મારે કહેવાનું સમાપ્ત કરૂં છું.

હિંમતલાલ ગણેશજી અંજારીઆ.

# કેળવણી સંબંધી સૂચવેલી યોજના.

જે ઉદ્દેશપર હાલનું કેળવણીનું ધોરણ રચાયેલું છે, તે ઉદ્દેશજ ખામી ભરેલો અને સંકુચિત છે. એટલે પછી નબળા પાયાપર રચેલી ઇમારત સ્થિર થઇ શકેજ નહિ, તેમ આપણી કેળવણીનો વિકાસ પણ ઉગતી પ્રજાની માનસિક નૈતિક અને ઉદ્યોગિક પ્રગતિ પોષક થઇ શકવો અશક્ય છે. અંગ્રેજી રાજ્યના આરંભમાં જ્યારે રાજ્યને અંગ્રેજી જ્ઞાન ધરાવનાર દેશી કારકુનોની રાજ્ય તંત્ર માટે અતિશય અગત્ય હતી, તે પૂરી પાડવા આ ધોરણ રચાયેલું છે; એટલે કેળવણીનો મુખ્ય આશય જે વ્યક્તિની બુદ્ધિ સર્વ પ્રકારે ખીલવવી, તેની બધી શક્તિઓ પૂર્ણ રીતે કેળવવી, એ કોઇ રીતે સચવાતો નથી. બાળ કેળવણીનું આપણું પ્રથમ પગથીયુંજ ખોટું છે. છોકરાંઓને નાનપણમાં રમત ગમત તથા નાચવા કૂદવા તરફ સ્વાભાવિક વલણ હોય છે, અને તે વલણના પોષણથી તેનું શરીર ખીલે છે, સુદઢ થાય છે, અને પોતાના સમાન વયના ગોઠીઆઓની જોડે રમવાથી, ખંત, દઢતા, ઉદારતા સંપ વિગેરે ગુણો પોતાની મેળે મેળવે છે.

આ વ્યવહારિક અનુભવને સ્થાને આપણે કુમળા મગજના ઉછરતાં બાળકોને છએક કલાક સુધી સ્કૂલના મકાનમાં ગોંધી રાખીએ છીએ; કે જ્યાં ઘણી વાર તો હવા અજવાળાની પણ પૂરતી ગોઠવણ હોતી નથી; અને ત્યાં વર્ગોની વ્યવસ્થા સાચવવા ખાતર તેમનાથી કંઇ પણ મોટે સ્વરે બોલી શકાતું નથી. ઘેર ગયા પછી પણ માબાપો સ્કૂલનું લેસન તૈયાર કરવા માટે તેમના ઉપર બે ત્રણ કલાકના અભ્યાસનો બોજો નાંખે છે. એટલે દિવસ રાત્રિના ૨૪ કલાકમાંથી ઓછામાં ઓછા દશેક કલાક તો સ્કૂલજ ચોરી લે છે, અને નિદ્રાના દશેક કલાક બાદ જતાં સુખેથી રમવાના તો ભાગ્યેજ બેથી ત્રણ કલાક મળતા હોય. આવી રીતે ખામી ભરી વ્યવસ્થાથી ઉગતા છોકરાઓનું શરીર પહેલેથીજ નિસ્તેજ બનતું જાય છે, અને જેમ વખત જતો જાય છે, તેમ તેમ વાંચવાનો તથા ગોખવાનો તથા લખવાનો બોજો ભારે થતો જવાથી શરીરની ખીલવણી કુદરતી રીતે જોઇએ તેવી થતી નથી. આ પહેલાં વર્ષના બંદીખાનાને અંતે, આપણે થોડા એક આંક અને મૂળાક્ષર શીખવ્યા સિવાય બીજું કંઇ કરી શકતા નથી. તેના સ્પર્શની, નેત્રની, કે શ્રવણની ઇંદ્રિઓની શક્તિ ખીલે કે એની બુદ્ધિ પ્રફુલ્લિત થાય એવું કંઇ થતું નથી. આ ખામી ટાળવા માટે બાળવર્ગનો અભ્યાસક્રમ જૂદીજ રીતે ગોઠવાવો જોઇએ. આપણા સંયોગો પ્રમાણે 'કિન્ડર ગાર્ટન' દાખલ થવું જોઇએ, પણ તેનાં મોંઘાં સાધનોને બદલે દેશમાં મળતાં સાદાં સાધનોનો ઉપયોગ કરવો જોઇએ. જુદા જુદા રંગ અને તેના વિવિધ ભેદ ( શેઇડઝ ) ઓળખવા અને સરખાવવા માટે તે તે રંગની થોડી વસ્તુઓ તે રંગના પાનાંઓ, માટી વડે જુદા જુદા આકાર બનાવતાં શીખવવાનાં સાધનો, પક્ષીઓનાં, પ્રાણીઓના તથા ફળ ફળાદિના ચિત્રો, તથા વર્તુલ, ચોરસ, ઘન વિગેરેના ચોકઠાંઓ, લખોટીઓ, મણકા, એટલાં સાધન એ ક્લાસના ઉપયોગ માટે બસ થશે.

આ વર્ગના શિક્ષકને ડ્રોઇંગનું, કંઇક અંશે ચિત્રકામનું ખાસ જ્ઞાન હોવું જોઇએ, કેમ કે એણે વર્ગમાં પાટીયાં ઉપર જુદી જુદી વસ્તુઓનાં ચિત્ર પાડી છોકરાંઓનું ધ્યાન આકર્ષી તેમને તેમનું અનુકરણ કરતાં શીખવવાનું છે. બાળકોએ માત્ર શુન્યવત્ શિક્ષક કરે તે જોઇ રહેવાનું નહિં પણ તે કરે તે પ્રમાણે અનુકરણ કરવાનો પ્રયાસ કરવાનો છે.

જેમણે છોકરાઓની રમત ગમત તરફ લક્ષ રાખી જોયું હશે તેમણે, છોકરાંઓને કોલસાવતી યાતો પથ્થર પેનવડે કે પેન્સીલથી જુદી જુદી આકૃતિઓ કાઢતાં, ઘણીવાર જોયાં હશે.

આ આકૃતિઓ બહુ વિચિત્ર વાંકી ચુંકી અને બેડોળ હોય છે, તોપણ આથી આપણે જાણી શકીએ છીએ કે બાળવૃત્તિ નૈસર્ગિક રીતેજ કુદરતી ચીજોનાં ચિત્ર આલેખવા તરફ હોય છે.

વર્ગમાં બાળકો શિક્ષકની દોરેલી આકૃતિનો ભલે બેડોળ નમુનોજ બનાવે તો પણ શિક્ષકે તેના ઉપર ગુસ્સે નહિં થતાં કે તેને શિક્ષા નહિં કરતાં તે સુધારવા વારંવાર યોગ્ય સૂચનાઓ આપવી. આવીજ રીતે માટીની ગોળ, ચોરસ, લંબકોણ, ત્રીકોણ તથા બીજી કરી શકે તેવી આકૃતિઓ કરતાં શીખવવી. જે જે પક્ષીઓ તથા પ્રાણીઓની આકૃતિ કાઢતાં શીખવવી હોય, તેના સંબંધમાં નાની નાની સાદી કવિતાઓ છોકરાંઓને મોઢે કરાવવી. આવી કવિતા જુની વાંચનમાળામાં સ્થળે સ્થળે આવતી, જેવી કે—કાગડા વિષે ગાય વિષે, કીડી વિષે વિગેરે. તેમજ દરેક ચિત્રની નીચે તે વસ્તુનું નામ મોટા અક્ષરે પાટીયાંપર લખવું, ને છોકરાંઓનું લક્ષ વારંવારે તે તરફ ખેંચવું, એટલે મૂળાક્ષરથી છોકરાંઓ પરિચિત થશે.

આ કવિતાઓ ઉપરાંત ગાઇ શકાય એવા રાગમાં લખેલી નાની કવિતાઓ સાદી ભાષામાં તૈયાર કરાવવી; કે જે વખતો વખત છોકરાઓ પાસે ગવરાવવાથી મોઢે થઈ જાય.

નિયમિત વખતે આખા વર્ગ પાસે કાંવના બોલાવવાથી છોકરાઓને ગમત સાથે જ્ઞાન મળશે; તેમજ સંગીતનો પણ પ્રેમ થશે અને કંઠ સુધરશે. તથા નીતિમય વાક્ય મનમાં ઠસી જશે.

જુની વાંચનમાળાની કવિતા જેવી કે સત્ય વિષે, ભૂંડું નહિં બોલવા વિષે, આળસ વિષે, અને એવી બીજી કવિતાઓ પણ તૈયાર કરાવી શિખવી શકાય. છોકરાઓને વાર્તાનો હમેશાં શોખ હોય છે, તે પોષવા નાની નાની વાતો જેવી કે—'જુઠા ચકલાની વાત' 'શેખશલ્લીની વાત' 'જક્કી પાડાની વાત' 'અડવાની વાત' 'અડપલા જીવાની વાત' 'ઢાલની બે બાજુની વાત' 'સૂર્ય તથા પવનનો ઝઘડો' 'વાંદરાં ને બિલાડીની વાત' તથા ઇસપ નીતિની પસંદ કરેલી નાની નાની વાર્તા, છોકરાઓને રસમય ભાષામાં સંભળાવવી અને પછીથી અમુક દિવસ વિત્યા બાદ તેજ વાર્તાઓ તેમની પાસે કહેવરાવવી. આથી તેમની કલ્પના શક્તિ, યાદ દાસ્ત, અને વર્ણન કરવાની શક્તિ ખીલશે અને નિશાળ એક ખરેખરૂં ગમતનું સ્થાન બનશે. આવી વાર્તાઓમાં સમાયેલી શીખામણો દોહરા રૂપે કે ચોપાઇ રૂપે યાતો બીજા સરળ વૃત્તમાં રચવાથી બાળકો સહેલાઇથી યાદ રાખી શકે, તેમજ તેમાંથી ખરો સદ્બોધ મેળવી શકે.

ચિત્ર વિગેરે કાઢવાથી અને માટીની આકૃતિઓ કર્યાથી હાથ કંઇક દ્રઢ થાય અને બુદ્ધિ અંતરની તૂલના કરતાં શિખે એટલે મૂળાક્ષરના અક્ષરો એકેક જુદા પાડીને ધીમે ધીમે શિખવવા, જેમકે—કાગડો એ નામમાં પહેલો અક્ષર 'કા' આવ્યો તો તે શી રીતે લખાય તે શિખવવું જોઇએ. પછીથી શિખેલા અક્ષરો છોકરાઓ પાસે પાટીયાપર તથા નિશાળના કંમ્પાઉન્ડમાં રેતીથી લખાવવા તેમજ માટીથી પણ બનાવરાવવા જોઇએ. આવી રીતે મુળાક્ષર બહુજ ત્વરાથી અને સરળ રીતે શિખાશે.

સંખ્યાનો ખ્યાલ આપવા માટે છોકરાઓને આંગળીની સંખ્યાપરથી, છોકરાઓના નાના ટોળાં પડાવી તે સંખ્યા ગણાવાથી, જુદા જુદા ચિત્રોની સંખ્યા ગણાવવાથી, તેમને રમવા આપેલ લખોટીઓપરથી તથા વર્ગની તથા જુદી જુદી વસ્તુઓની લંબાઇ, પહોળાઇ, તથા કંમ્પાઉન્ડમાં લીંટીઓ દોરી તેનું માપ કરાવવાથી સંખ્યાનો ખ્યાલ તથા તેમાં વધઘટ કરવાથી, મોઢેથી ઉમેરવા તથા બાદ કરવાનું પણ એજ સહેલાઇથી શિખશે. આવી અમુક તૈયારી કર્યા પછીજ આંક લખતાં શિખવવા, અને અમુક ધડીયા તૈયાર થયા પછી તેને મોટેથી આખા વર્ગ પાસે, જેવી રીતે ગામઠી નિશાળમાં લેવરાવાય છે તેવી રીતે પાઠ લેવરાવવો. સમૂહમાં ગાવું અથવા પાઠ બોલવો એ છોકરાઓને પ્રિય હોય છે. અને તેથી જે યાદ રાખવાનું હોય છે, તે તેઓ ઘણીજ સહેલાઈથી સ્મરણમાં રાખી શકે છે.

આ ક્રમ પ્રમાણે શિખવ્યાથી બાળવર્ગમાં બાળકોમાં વધારે એક વર્ષમાં મૂળાક્ષર સાદા શબ્દો તથા વાકય લખવાનું સોથી દશના ધડીઆ સુધીના આંક તેમજ ઘણી વાર્તાઓ તથા કવિતાઓ મોઢે કરી શકશે અને તે બધું હોંશે હોંશે શિખી શકશે, જ્યારે અત્યારે તેનું અર્ધું પણ ભાગ્યેજ થતું હશે, અને તેમ છતાં છોકરાંઓને ભણવું બોજારૂપ અને અણગમતું થઇ પડે છે. વધારામાં તેમને ચિત્રકળા તરફ પણ કંઇક અભિરૂચિ થશે, તેથી નવરાશના વખતમાં પણ પોતાનો વખત વ્યતીત કરવાનું ઉપયોગી સાધન મળશે.

**પહેલું ધોરણ.**

પહેલાં ધોરણમાં જે વાર્તાઓ અને કવિતાઓ એમને નીચેના વર્ગમાં મોઢેથી કહેવામાં આવી હતી અને ગોખાવવામાં આવી હતી, તેજ વાર્તાઓ અને કવિતાઓ વંચાવવી. એટલે વાંચવાનો મ્હાવરો થશે, તેમ શિખવું કઠણ પણ નહિ પડે.

ચિત્ર વિગેરેનું શિક્ષણ નીચેના ધોરણ પ્રમાણે આમાં પણ ચાલુજ રહેવું જોઇએ. માત્ર ચિત્રેલ આકૃતિઓ વધારે સારી થાય, તે તરફ લક્ષ વધારે આપવું જોઇએ.

ગણિતમાં સાદા સરવાળા અને બાદબાકી આ ધોરણમાં શિખવવાં જોઇએ. માટીથી ઘરગથ્થુ ચીજોની આકૃતિઓ બનાવવાં શિખવવી જોઇએ. અને તે આકૃતિઓ તેમની પાસે ચિત્રાવવી જોઇએ આંકમાં ઓછામાં ઓછા ત્રીસા સુધી આંક શિખવવા અને તે વારંવાર વર્ગમાં પાઠ લેવરાવવાથી જલદી તૈયાર થશે.

ભૂગોળમાં દિશાઓનું તથા બીજું સાદી વ્યાખ્યાઓનું ભાન કરાવવું. અને કમ્પાઉન્ડની રેતીમાં પહેલાં તો સ્કુલના મકાનનો નકશો દોરાવવો અને તેથી આગળ વધીને આજુબાજુના મકાનોથી શી રીતે આવેલાં છે, તે પણ બરાબર દિશામાં કે રેખારૂપ નકશામાં

જણાવવી. આ ઉપરાંત પોતાના ગામના નજીકના ગામો કયાં છે, નદી કઇ છે, પર્વત કયા છે, પોતાના રાજા કોણ કોણ છે, એવી સાદી માહિતી આપવી

ગુજરાત કાઠીઆવાડની ઐતિહાસિક વાર્તાઓ છોકરાંઓને મોઢે કહેવી અને તેને લગતાં ચિત્રો બતાવવા, જેથી કહેલી હકીકત ખરી છે, એવો તેમને ખ્યાલ આવે.

બાળ વર્ગમાં વાર્તાઓ કરવાની જેમ છોકરાઓને ટેવ પાડી હતી તેમ આ વર્ગમાં પણ ચાલુ રાખવી. અને વધારામાં નાની નાની વાર્તાઓ પોતાની પાટીમાં લખતાં શિખવવું. તે સિવાય થોડી રસમય કવિતાઓ પણ મોઢે કરાવવી.

બાળવર્ગ અને પહેલાં ધોરણના વિદ્યાર્થીઓનો વર્ગમાં બેસવાનો વખત ત્રણ કલાકથી વધારે ન જોઇએ. બાકીનો સમય સ્કૂલના કંમ્પાઉન્ડમાં, આંક બોલાવવામાં ગીતો ગવરાવવામાં, તથા 'ડ્રીલ' વિગેરે શારીરિક વ્યાયામમાં ગાળવો જોઇએ. દરેક વિષય પણ ત્રીશ મિનીટથી વધારે લેવાવો ન જોઇએ અને ગોઠવણ એવી રાખવી જોઇએ કે વાંચન, પછી ગણિત, પછી ભૂગોળ, પછી વાર્તા, લેખન અને ચિત્ર—આ મૂખ્ય વિષયોની નીચે જુદા જુદા પેટા વિષયો અમુક અમુક દિવસે લઈ શકાય. પાઠ ચાલતાં છોકરાઓમાં સુસ્તી કે બેદરકારી જેવું જણાય તો તરતજ તેમને 'ડ્રીલ' યાતો સંગીત એવા કંઇક મનને શાંતિ આપનારા કામમાં લગાડવા જોઇએ.

સમૂહમાં બોલવાની કવિતા ( chorus song ) અને આંકના પાઠ અને લેખાં ( મોઢે પૂછવાના ) એ ત્રણે વિષયો બહુ તો પોણો કલાક ચાલવાં જોઇએ. અને પછી 'ડ્રીલ' વિગેરે કરાવીને છોકદાઓને છોડી દેવા જોઇએ. ઘરેથી કંઈ લખવાનું આપવાની જરૂર જણાય તો માત્ર એક બે લીટી કોપીજ લખવાની આપવી. એ સિવાય ઘેરથી કંઈ લેસન કરવાનું હોવું ન જોઇએ. આ રીતે વાંચનનો, ભૂગોળનો ઇતિહાસનો તથા ડ્રોઇંગ વિગેરેનો પાયો નાંખ્યા પછી આપણે ત્રીજા વર્ષમાં એટલે બીજા ધોરણમાં પ્રવેશ કરીશું.

ડ્રોઇંગ વિષય જેને હું ખાસ અગત્યનો માનુંછું અને જે અવલોકન શક્તિ, કલ્પનાશક્તિ, યાદદાસ્ત અને સૌંદર્ય જાણવાની શક્તિનો ખરો પોષક ગણુંછુ તેના પર પહેલાં બે વર્ષો કરતાં પણ આમાં વધારે ધ્યાન અપાવું જોઇએ.

હવે નિયમસરનું ચિત્રકામ દાખલ કરવામાં આવે તો પણ અડચણ જેવું નથી. છોકરાંઓ વર્તુલ (Curve) સીધી લાઇન (Foliage) વિગેરે યથાશક્તિ ચિતરવા માંડે તે તરફ લક્ષ અપાવું જોઇએ. તેમ 'મેમરી ડ્રોઇંગ' પણ કરતાં આવડવું જોઇએ. જુદા જુદા પદાર્થોના ચિત્રોમાં સાદા કુદરતી રંગ પૂરતાં શિખવવાથી રંગ અને તેની (Shades) છાયાની વ્યવહારિક સમજણ પડશે.

વાંચન માટે તો જે ઐતિહાસિક વાતો પહેલા ધોરણમાં મોઢેથી શિખવવામાં આવી હતી, તે રસિક ભાષામાં અને સાદી શૈલીમાં તેમની પાસે વંચાવવી જોઇએ અને વાંચન માળાના બે ભાગ પાડવા જોઇએ. એક ભાગમાં રામચંદ્ર, પાંડવો, નળ આદિ મહાત્માઓના ચરિત્રોના પાઠ સમાવવા જોઇએ, અને કવિતાઓ પણ સામળ ભટ્ટ, અખા, દલપરામ વિગેરેની સાદી અને બોધમય મૂકવી જોઇએ. બીજા ભાગમાં સામાન્ય જ્ઞાનના થોડા પાઠ રાખવા, જેવા કે—ઝાડના જુદા જુદા અંગો બી શી રીતે વાવ્યા પછી અંકુરિત થઇ

વૃક્ષરૂપે બને છે, આપણા શરીરની ઇંદ્રિઓ ખોરાક હવા, પાણી વિગેરે ચોખ્ખા રાખવાની જરૂર, કસરત લેવાના ફાયદા.

ઇતિહાસમાં ઉપર જણાવેલ ગુજરાત કાઠીઆવાડની ઐતિહાસિક વાતો શિવાય પોતાનાંજ પ્રાંતના ઇતિહાસનું વધારે તફસીલવાર શિક્ષણ આપવું, પણ તે માત્ર નામોનું લીસ્ટ અને સાલોની ટીપ ન હોવી જોઇએ. માત્ર પ્રભાવશાળી રાજાઓ, તેમણે કરેલાં મહાન કામો, અને તેમનો વખત એટલુંજ જાણે તો બસ છે.

ભૂગોળમાં મુંબાઈ ઇલાકાની સામાન્ય ભૂગોળ અને પોતાના પ્રાંતની સવિસ્તર ભૂગોળ જાણવી જોઈએ. નકશો દોરાવવાનું ઘણે ભાગે છોડીજ દેવામાં આવે છે પણ તેમ નહિ કરતાં ભૂગોળમાં આવતાં જાણવા યોગ્ય સ્થળો પોતે નકશો દોરી બતાવી શકે એવી રીતે ગોળ શિખવવી જોઇએ, જેથી ભૂગોળનું વ્યવહારૂ ને પાકું જ્ઞાન થાય.

ગણિતમાં મોટી રકમોના સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, તથા ચઢતી ઉતરતી ભાંજણી, એટલું થવું જોઇએ. ગુણાકાર અને ભાગાકાર એનું ખરૂં સ્વરૂપ શું છે તથા ભાંજણીનો ઉપયોગ શું છે, તે છોકરાઓના મનપર પૂરી રીતે ઠસવું જોઇએ. એમ ન થાય તો મેળવેલું જ્ઞાન નકામુ થઈ પડે છે. આ ઉપરાંત લેખાં ઉપર હમણા અપાય છે તેથી ઘણુંજ વધારે લક્ષ આપવું જોઇએ. દુનિયાના બધા વ્યવહારમાં આયંદા લેખાં છોકરાએ બધી રીતે ઉપયોગી થવાના અને સામાન્ય લોકોમાં આપણી કેળવણીની કસોટી પણ ઘણી ખરી એ વિષયની માહિતીથીજ થાય છે તેથીજ, વર્ગને સમુહમાં આંક ગોખાવવા છોકરાઓ એક બીજાને આંકના પ્રશ્નો પુછે તથા જલદી હિસાબની ટુંકી કુંચીઓ યાદ કરીને લેખાં કરવામાં વાપરે એ તરફ શિક્ષકે બહુજ કાળજી રાખવી જોઇએ.

વાર્તાઓ લખવી, ડિકટેશન લખવું અને કોપી લખવી—અક્ષર સુધારવાનો પૂરતો ખ્યાલ રહેવો જોઇએ. નાની નાની ચીઠ્ઠીઓ લખવાની શરૂઆત પણ આ ધોરણથી કરી શકાય. સગીત, વ્યાયામ, આંકના પાઠ, વિગેરેનો ક્રમ તો નીચેના ધોરણો પ્રમાણેજ રાખવ.. વાંચનમાળામાં આવતા વનસ્પતિ વિગેરે શાસ્ત્રના પાઠના ઉદાહરણ તરીકે સ્કૂલનાજ કંમ્પા ઉન્ડમાં બી રોપાવી તેમનાથી થતા છોડવા બનાવી તેમાં ખાતર પૂરવાથી તે કેવી રીતે જલદીથી ઉગી નીકળે છે તે છોકરાઓને બતાવવું અને બને ત્યાં સુધી વાવવાનું પાણી પાવાનુ અને ખાતર નાખવાનું કામ છોકરાઓને હાથેથીજ કરાવવું. બગીચામાં ખોદવાનું પત્થર કાંકરાં કાઢી નાખવાનું, પાણી લાવવાનું કયારા કરવાનું, ધોરીઆ કરવાનું અને સાદું ખાતર લાવવાનું કામ છોકરાઓ હોંશે હોંશે કરશે. તેની સાથે સ્કૂલને ટાઢે છાંયડે બેસી રહી કોઈપણ ચીજને હાથ ન લગાડવાની ટેવ હમણાના ધોરણે શીખતા વિદ્યાર્થીઓને પડી જાય છે તેમાંથી તે મુકત રહેશે.

હવે આપણે ત્રીજા ધોરણમાં પ્રવેશ કરીશું.

વાંચનમાળામાં વાંચન માટે નવાજ પાઠો તૈઆર કરાવવા કરતાં સર્વમાન્ય ગ્રંથકર્તાઓ, જેવા કે, નર્મદાશંકર નંદશંકર, નવલરામ, મહીપતરામ વિગેરેના ગદ્યમાંથી તથા દલપતરામ, સામળ. પ્રેમાનંદ, દયારામ, નૃસિંહરાવ, ખબરદાર, વિગેરેના પદ્યમાંથી બહુંજ સાદા ઉતારા જોઇએ—જે ઉતારામાં એક મુદ્દો યા તો વિષય આદિથી તે અંત સુધી હોવો જોઇએ. ઉપર જણાવેલ સાક્ષરોની ભાષા સરળ છે અને જો કયાંઈ કલિષ્ટતા હોય તો

વાંચનમાળામાં આવતા ક્લિષ્ટ અને નીરસ કાવ્યો તો તદ્દન બાતલ થવાં જોઇએ. એમાંથી પણ જે સારૂં હોય તે ગ્રહણ કરવામાં વાંધો નથી. એટલે પુસ્તકનો પહેલો ભાગ સાહિત્યાત્મક (Literary) થયો અને બીજા ભાગમાં વિજ્ઞાન અને ખેતીવાડી સંબંધી થોડા પાઠ આપવા જોઇએ. પણ તેનું દળ પહેલા કરતાં માત્ર અર્ધું હોવું જોઇએ. આમાં દેશમાં થતા સામાન્ય છોડ, કપાસ, જુવાર બાજરી, ઘઉં, કઠોળ, અને તેનાં વાવેતર સંબંધી ખેડુતોનાં ઓજારો સંબંધી જ્ઞાન મળવું જોઇએ.

દરેક સ્કૂલમાં એક નાનું સરખુ સંગ્રહસ્થાન જોઇએજ કે જેમાં જુદા જુદા બીયાં, ખેડુતના ઓજારના નાના નાના નમુનાઓ વિગેરે રાખવામાં આવે અને જુદા જુદા પાઠમાં જણાવેલ છોડ શી રીતે વવાય છે, તે સ્કૂલ કમ્પાઉન્ડના બગીચામાં નાના નાના ક્યારામાં વાવેતર કરી ઉગાડી બતાવવા જોઇએ.

ઇતિહાસ અને ભૂગોળ એ બન્ને એક બીજા જોડે નિકટનો સંબંધ ધરાવનારા વિષયો છે. એટલે હવે હિંન્દુસ્તાનના ઇતિહાસનો તો વાર્તા રૂપે ખ્યાલ આપી તેજ દેશની ભૂગોળ પાકી સમજાવવી જોઇએ, અને અરબસ્તાન, ઇરાન, અફઘાનીસ્તાન વગેરે પડોશના દેશનો આપણ ઇતિહાસ જોડે નિકટ સંબંધ છે એટલે તે દેશની સામાન્ય ભૂગોળનો ખ્યાલ પણ છોકરાઓને આપવો જોઇએ. અફઘાનીસ્તાનમાંથી અહીં આવવાના માર્ગ, શાહાબુદ્દિન તથા પૃથ્વીરાજની વાત, જયચંદ્રની પુત્રીનો સ્વયંવર, મહમદની સોમનાથ પરની ચડાઇ તથા રણમાં તેના લશ્કરની હલાકી, અલાઉદ્દીનની ગુજરાતપરની ચડાઇ, તથા દક્ષિણ સુધીની તેની સ્વારીઓ, મલેક કાફરની તવારીખ, રજીયાબેગમનું રાજ્ય, મહમદ તઘલખના હવાઇ તરંગો, બાબર અને સંઘનું યુદ્ધ, અકબ્બર અને તેના રત્નો, અકબ્બર અને પ્રતાપ, નૂરજહાંનો અમલ, શાહજહાંની ભવ્ય ઇમારતો, અને તેના પુત્ર વચ્ચેનો કલહ એ અને એવાજ બીજા રસમય વિષયો, છોકરાઓને ઘણા બોધદાયક બનાવી શકાય અને ઇતિહાસનો ખરો પાયો પણ આજ છે. તે વખતની મુસલમાન અને હિન્દુ ઇતિહાસકારોએ લખેલી તવારીખોમાંથી લીધેલા ઉતારાઓનો સરળ ભાષામાં તરજુમો કરાવવાથી પણ એક અમૂલ્ય પુસ્તક બની શકે કે જેની કીંમત હમણાના ઇતિહાસના ઉપહાસ રૂપી ગ્રંથો કરતાં સેંકડો ગણી વધારે ગણાય.

ભૂગોળમાં નકશા દોરવા ઉપર અને અક્ષાંસ અને રેખાંશ દોરી શહેરો, નદીઓ, અખાતો, ભૂશીરો, વિગેરેનાં નકી સ્થળ આપવા તરફ પૂરતું લક્ષ અપાવું જોઇએ.

ગણિતનું પુનરાવર્તન લેખાં નીચેના ધોરણમાં શીખેલ લેખાં ઉપરાંત બહુજ સાદુ દેશીનામું પણ આ ધોરણમાં દાખલ કરવું જોઇએ. જમે ઉધાર એટલે શું અને સાદી રકમો શી રીતે જમે ઉધાર થઇ શકે અને ખાતાવહી કેમ લખાય, એનાં મૂળતત્વોનો ખ્યાલ આવે એટલે બસ. છોકરાઓને બરાબર નાના નાના ચોપડાઓ બંધાવી અને વ્યવહારિક રીતે હિસાબ લખતાં શિખવવું જોઇએ. ગુજરાતીમાં સામાન્ય વ્યવહારમાં કાગળ પત્ર લખવાની શી પદ્ધતિ છે અને વ્યાપારીઓ હુંડીઓ તથા કામકાજના કાગળ કઇ ઢબે લખે છે તેનો પણ ખ્યાલ આપવો જોઇએ. આ બધામાં લેખનશુદ્ધિપર પૂરતું લક્ષ આ-

પવું. ડિકટેશન પણ લખાવતાં રહેવું. તેમ પત્ર રૂપે અને નિબંધ રૂપે જુદા જુદા વિષયો પર લખાવવું. એ વિષયો રમત ગમતના, તહેવારોના વર્ણન સંબંધી, રીત રિવાજ સંબંધી, મુસાફરી સંબંધી, અને નાના નીતિવાકયો સંબંધી હશે તો છોકરાઓને અઘરા નહિં પડે.

વાંચન પોથીમાં આવતી કવિતાઓ છોકરાઓ સુસ્વરે અને તાલબંધ ગાઇ શકે છે એ શિક્ષકે ખાસ જોવાનું છે, અને તેમાંની અર્ધી તો મુખ પાઠે કરાવવી. કલાસમાં માત્ર દશ મિનીટજ જુદી જુદી કવિતાઓ પહેલાં પાંચ છોકરાઓ બોલે અને બીજા છોકરાઓ તે ચરણ ફરીથી ગાય એવું ધોરણ રાખવાથી કવિતાઓ બધાંને તરતજ પાઠે થઈ જશે.

ડ્રોઇંગ આગલા વર્ષ કરતાં હવે હવે વધારે સારૂં થઇ શકશે, એટલે એ વિષયમાં આગળ વધવા બનતો પ્રયાસ થવો જોઇએ.

આ સ્થળે મારી સૂચના અંગ્રેજી બીજા વિષય તરીકે દાખલ કરવાની છે પણ જેમ બાળવર્ગમાં ચોપડી વિનાજ શિખવવાનું છે તેમ આ વર્ગમાં પણ અંગ્રેજી વસ્તુઓના નામદ્વારા નાના નાના વાકયો વાપરી બોલતાં શિખવી છોકરાઓને ગમત સાથે જ્ઞાન આપવાનું છે. ન્હાના ન્હાના છોકરાઓને આપણે ઘણી વખત અંગ્રેજી બોલવાનું અનુકરણ કરતા સાંભળ્યા છે. અને આપણો આશય માત્ર તે અનુકરણ શક્તિને વ્યવહાર રૂપ આપવાનો છે. સાધારણ પ્રાણીના નામો, ચાલુ જોવામાં આવતી ચીજો, સર્વનામ, ચાલુ વપરાતાં વિશેષણો અને સામાન્ય થતી ક્રિયા દર્શાવનારા શબ્દો શિખવ્યાથી છોકરાઓ પોતાના સાદા વિચારો અંગ્રેજીમાં દર્શાવતા થશે. વસ્તુઓના નામો પરથી અને તેના ચિત્રો પરથી અંગ્રેજી મૂળાક્ષરો ગુજરાતી બારાખડી પેઠે સહેલાઇથી શિખવી શકાશે. અને તે અક્ષરો ઓળખતાં આવડયા પછી તેને લખવા અને પાકા કરવા એ સર્વ ડ્રોઇંગ વગેરેના શિક્ષણથી દઢ થયેલ આંખ અને હાથને મુશ્કેલ નહિં પડે. સાદા સાદા સ્પેલીંગ પણ શિખવી શકાશે અને નાના નાના વાકયો પાટીયાંપર લખવાથી લખવાનો મ્હાવરો પડશે, પણ આ સ્થળે અંગ્રેજી બોલવા પર વધારે લક્ષ આપવાની જરૂર છે.

ગુજરાતીમાં વ્યાકરણના ભેદ પણ આજ ધોરણમાં શિખવવા જોઇએ. અને પદચ્છેદનો કેટલેક અંશે ખ્યાલ આવે તેમ કરવું જોઇએ.

## ચોથું ધોરણ.

ચોથા ધોરણમાં ગુજરાતી વાંચન માટે તો નીચેના ધોરણ માટે સુચવેલ સાહિત્યના સારા લખનારાઓના વિવિધ વિષયોપરના સારા લેખોનો સંગ્રહ કરી પુસ્તક તૈયાર કરાવવું જોઇએ. મૂળ આશય વિદ્યાર્થીઓની રસશક્તિ (Asthetic Faculty) કેળવી તેમનો ભાષા પરનો કાબુ વધારવાનો છે અને તે ઉદેશ સાહિત્ય, ઇતિહાસ, ભૂગોળના શિક્ષણથી ખાસ પાર પડે છે. કેમકે ત્રણે વિષયોમાં મનુષ્યહૃદયપર કુદરતી સંયોગાથી થતાં પરિણામોનો ખ્યાલ આપેલ હોય છે.

આ ધોરણમાં સારા નિબંધ લખવા તથા જુદા જુદા સંયોગોમાં લખવાના પત્રોની

ટેવ રખાવવી જોઇએ. કવિતાઓ પ્રાચીન તથા આધુનિક લખનારાઓની કંઇક કઠણ પસંદ કરવામાં આવશે તો પણ ચાલશે. આ શિવાય પુસ્તકનો એક તૃતીયાંશ ભાગ જે સામાન્ય રીતે વિજ્ઞાન તથા વિવિધ માહિતીના વિષયો માટે નીચેના ધોરણમાં રાખવામાં આવેલ છે તે પ્રમાણે આ પુસ્તકમાં પણ રહેવું જોઇએ.

આમાં મુસાફરીનાં વર્ણન, હાલની યાંત્રિક શોધો, મોટા શહેરોનો વ્યાપાર અને ઉદ્યમ તથા આરોગ્યવિદ્યાના પાઠ તેમજ કોલેરા પ્લેગ, શીતળા વગેરેની ઉત્પત્તિના કારણો તથા તેથી બચવાના ઉપાયો અને શરીર તથા ઘર શી રીતે સાફસુફ રાખવું એ વિષેની વ્યવહારૂ માહિતી આપવી જોઇએ. પ્રાણીના જઠરની, ફેફસાની, હૃદયની અંદરની રચના અને રૂધિર શરીરમાં શી રીતે પેદા થઈ શરીરમાં કેમ ફરે છે તેનો ખ્યાલ આવે એવા પાઠ લખવા જોઇએ.

વ્યાકરણ અને પદચ્છેદ ઉપર લક્ષ આપીને તેનું જરૂરજોગું જ્ઞાન અપાવું જોઇએ એટલે વાકય શી રીતે રચાય છે તેના મુખ્ય અંગ કયા છે એકેક મુદ્દા ઉપર જુદા જુદા વાકયનો એક ફકરો શી રીતે લખવો, એ બધા ફકરા નિબંધ રૂપે સંકલનામાં શી રીતે ગોઠવાય છે તેનું પૃથક્કરણ અને એકીકરણની રીતે જ્ઞાન આપવું જોઇએ.

મુસાફરીના પાઠ અને વિજ્ઞાનના પાઠ સારી રીતે સમજાય તે માટે ચિત્રમય પુસ્તકો, પોસ્ટકાર્ડો, નકશાઓ વિગેરે સાહિત્યનો છુટથી ઉપયોગ કરવો જોઇએ અને તેમાં બતાવેલાં સાદા ચિત્રો તો છોકરાઓ પોતે ચિત્રી તેમાં રંગ ભરી બતાવે તેમ થવું જોઇએ. નહિં તો આ શિક્ષણ માત્ર ગોખણોનું જ થઇ પડશે. ચૂંટી કાઢેલ કવિતાઓ સુસ્વરે તાલ ઠેકા સહિત વર્ગને ગવરાવતી અને તેમાંની ઓછામાં ઓછી અર્ધી તો છોકરાંઓને કંઠે કરાવતી.

**ઇતિહાસ.** હિન્દુસ્તાનનો મોગલવંશ સુધીનો ઇતિહાસ, છોકરાઓ વાર્તા રૂપે નીચેના ધોરણમાં શીખી ગયા હશે. આ ધોરણમાં તે સંબંધી વધારે માહિતી તેમજ, મરાઠા શીખ, શરૂઆતથી યુરોપીયન પ્રજાના પ્રતિનિધિઓના ચરિત્રો અને તેમણે હિન્દુસ્તાનના ઇતિહાસમાં લીધેલ ભાગ તે બધા સંબંધે સામાન્ય ખ્યાલ આપવો જોઇએ. આ માટે શિવાજી, શંભાજી, શાહુ બાલાજી, બાજીરાવ વિગેરે પેશ્વાઓ નાદીરશાહની ચઢાઈ, અહમદશાહની ચઢાઇ, નીઝામ ઉલ્મુલુકની કારકિર્દી, નાનકનો ધર્મ, વાસ્કોડી ગામા, આલ્બુકર્ક, સર થોમસ રો, વિગેરેનું હિન્દમાં આવવું તથા કલાઇવ દુપ્લે, વૉરન હેસ્ટીંગ, વગેરેના હિન્દના જુદા જુદા ભાગોમાં કીધેલાં કામો સંબંધી નકશા સાથે આપેલા વર્ણનો ઘણા રસમય થઈ પડશે. છોકરાઓના મગજપર ઝીણી માહિતી ઠસાવવાને બદલે ઐતિહાસિક બનાવોના મુખ્ય અંગો અને તેની પ્રજાકીય જીવનપર થયેલી અસરનો પૂરતો ખ્યાલ આપવા તરફ વધારે લક્ષ રહેવું જોઇએ. આ દૃષ્ટિથી નવીન પુસ્તકો લખાવવાં પડે તો તે લખાવવાં. પણ હમણાંના લુખાં કંટાળાભર્યાં પુસ્તકોનો તો ઉપયોગ નજ કરવો. છોકરાઓની બુદ્ધિ થોડી માહિતી અંહિની, થોડી માહિતી ત્યાંની એમ લેતાં અહિંથી તહિં કૂદવાથી થાકી જઈ ઇતિહાસને તિલાંજલિજ આપી દેછે.

**ભૂગોળ.** ભૂગોળમાં હવે ઇતિહાસને લીધે હિન્દુસ્તાનનું અને એશીયાનું તો પૂરેપુરૂં પુનરાવર્તન થઈ ગયું હશે. તે ઉપરાંત યુરોપ, આફ્રિકા, અમેરિકાના અમુક ભાગ વિષે વાંચનમાળામાંથી તથા ઇતિહાસમાંથી કંઇક માહિતી મેળવી હશે એટલે એશિઆ અને યુરોપની પૂરી માહિતી આપી નકશા દોરાવી પાકા કરાવવા તેમ હિન્દુસ્તાનમાં શું શું માલ કયે કયે સ્થળે પેદા થાય છે અને બનાવવામાં આવે છે અને તે કયે રસ્તે બહાર દેશાવરમાં ક્યાં જાય છે, તે પણ નકશાપરથી સમજાવવું જોઇએ, તથા યુરોપના મુલકમાં તથા શહેરોમાં શું શું હુન્નર ઉદ્યોગ ચાલે છે અને બનાવેલી વસ્તુઓ કયે રસ્તેથી બીજા દેશમાં જાય છે તેનું વર્ણન આપવું. હિન્દુસ્તાન તથા એશીઆ, યુરોપમાં વસતી જુદી જુદી પ્રજાઓના દેખાવ, પોશાક વિગેરે માટે ચિત્રકાર્ડ અને બીજાં ચિત્રો બતાવી છોકરાઓને વિષય રસમય કરવો કે જેથી છોકરાઓ એ બાબતમાં વધારે માહિતી મેળવવા લલચાય. અને તે જીજ્ઞાસા તૃપ્ત કરવા માટે આ વર્ગ અને ઉપરના બીજા વર્ગોમાં છોકરાઓને વાંચન માટે લાયબ્રેરી રાખવી જોઇએ. જેમાં પ્રવાસના રસિક ચિત્રમય પુસ્તકો, ઐતિહાસિક નવલકથાઓ મહાપુરૂષના જીવનવૃતાંતો વિગેરેના નાનકડા પુસ્તનો સંગ્રહ કરવો જોઇએ.

**ગણિત.** ત્રિરાશી, પંચરાશી અને સાદું વ્યાજ અને અપૂર્ણાંકનું પુનરાવર્તન એટલું પાકું થશે તો બસ છે.

**લેખાં અને દેશીનામું.** રોજમેળ ખાતાવહી વિગેરે લખવાનો પૂરતો મ્હાવરો રખાવવો. મોઢેથી ગણવાના હિસાબ વારંવાર પૂછી કુંચીઓ પાકી કરાવવી. અને છોકરાઓ કલાસમાં એક બીજાને પ્રશ્ન પૂછી હરીફાઈમાં ઉતરે એ બહુ ઇચ્છવા જેવું છે. આ વિષયો જેમ પાકા થાય તેમ છોકરાઓને ભવિષ્યમાં ઉપયોગી છે. અને તેટલાજ પ્રમાણમાં આપણા શિક્ષણપર સામાન્ય લોકોનો ભાવ અને વિશ્વાસ બંધાશે.

નીચેના ધોરણાની પેઠે આ ધોરણમાં પણ અંગ્રેજી બોલાવવાનો મ્હાવરો કરાવવા તરફ વધારે લક્ષ આપવું. તોપણ Rama and Sita ( Longman & Co. ) અથવા સંવાદ રૂપે યોજાએલી ઇસપ નીતિની વાર્તાઓમાંથી છોકરાઓને વંચાવવાથી અને તેમાં આવતા વાકયોનો વપરાશ સમજાવી સંવાદરૂપે આપેલા વાકયો છોકરાઓ એક બીજાને સમજીને કહે એમ કરવાથી અંગ્રેજી શિક્ષણમાં રસ પડવા માંડશે અને તે કોઈ પણ રીતે શુષ્ક બનવા નહિ પામે.

**ડ્રોઈંગ.** મૉડલ ડ્રૉઇંગ તથા સહેલાં ડીઝાઇન તથા સાદા રંગ પૂરી શકે એ માટે ખાસ પ્રયત્ન આ ધોરણમાં થવો જોઇએ. જો સુગમતા હોય અને સાધન મળી શકે તો અઠવાડીયામાં એક બે કલાક ખાસ સંગીત માટે ખાસ જુદા રાખવામાં આવે તો ખોટું નહિં.

દરેક છોકરાને અકેક ટુકડો બગીચામાં જમીનનો ન મળે તો પછી એકેક કલાસને બબે ત્રણ ત્રણ ટુકડા આપવા જોઇએ. એટલે તે કલાસના છોકરાઓ ટુકડીઓ પાડી તે ટુકડીઓ મોનીટરના હાથ નીચે વારાફરતી પોતાનો પ્લોટને સુધારે તેમાં ખાતર પૂરે, તેને પાણી પાય, અને સુવ્યવસ્થિત રાખે, આવી રીતે કરવાથી જુદા જુદા વર્ગ પોતાના ટુકડા વધારે સુંદર કરવા ઉત્સાહથી હરીફાઈમાં ઉતરવાથી અને વિદ્યાર્થીઓમાં સુંદર વસ્તુ તરફ પ્રેમ

અને કામ કરવાની પ્રેરણા થશે. ડ્રીલ વિગેરે વ્યાયામનો વર્ગ ચાલતાં અને તે ખલાસ થયા પછી પણ હમેશાં નિયમિત રીતે કરાવવાંજ.

## પાંચમું ધોરણ.

**વાંચન માટે.** કરણઘેલા જેવું પુસ્તક દાખલ થશે તો કંઇ અડચણ જેવું નથી. તેનો પહેલો અર્ધ ભાગ કરાય તોપણ બસ છે. અથવા તો તેના રસિક ફકરાઓ અને સુંદર વર્ણનો લઈ વાર્તા શૃંખલાબંધ ગોઠવી એક ખાસ પુસ્તક તૈયાર કરાવવામાં આવે તો પણ તે ઉપયોગી થશે. સાહિત્યનો અર્ધો ભાગ નીચેના ધોરણ પ્રમાણે સામાન્ય વર્ણનો અને વિજ્ઞાનના પાઠોનો બનેલો હોવો જોઇએ. આમાં બ્રિટિશ સલતનતના બંધારણ વિષે, હિન્દના રાજ્ય વહીવટના વર્ણનનો તથા બ્રિટિશ રાજ્યથી હિન્દુસ્તાનનો થયેલ ઉત્કર્ષનો છોકરાઓને પૂરતો ખ્યાલ આપવો જોઇએ. મહારાણી વિકટોરીઆ, સપ્તમ એડવર્ડ અને રાજા જ્યૉર્જના રાજ્યના મુખ્ય બનાવોનું આલેખન કરવું ઉપયોગી થશે.

**ક્ષય જેવા ચેપી રોગ, તેના કારણો અને તેનો અટકાવ.** ફર્સ્ટ એઇડના થોડા ઘણા પાઠ આપવાની જરૂર હું ધારૂં છું. ચિત્રોનો ઉપયોગ આવશ્યક છે.

**ઇતિહાસ.** મરાઠા, શીખ, અને ઇંગ્રેજી અમલની શરૂઆતનો ઇતિહાસ રેખારૂપી શિખવ્યો હતો તે હવે રેખાઓ પૂરી વિસ્તારથી સમજાવવો અને બળવા સુધીના ગવર્નર-જનરલોના વખતમાં, અંગ્રેજી રાજ્ય જે રીતે દૃઢ થયું અને દેશમાં શાંતિ અને ઉન્નતિનાં બીજ રોપાયાં તેનો ખ્યાલ છોકરાઓને પૂરી રીતે આપવો.

**ભૂગોળ.** યુરોપ એશીઆના પુનરાવર્તન ઉપરાંત અમેરિકા, ઑસ્ટ્રેલીયા વિગેરેની ભૂગોળ હવે પૂરી થવી જોઇએ. નવીન શોધાયેલા દેશો કયારે કોણે શોધ્યા તેના અસલના વતનીઓ કેવા હતા અને હમણા ત્યાં કોણ વસે છે અને ત્યાં શું શું પેદા થાય છે અને તેની શી વ્યવસ્થા થાય છે તેનો ખ્યાલ આવવો આવશ્યક છે. પર્વતો, નદીઓ, મેદાનો, રણો, ગરમ અને ઠંડી હવા વિગેરે કુદરતી સંયોગોથી ત્યાં ત્યાં વસતી પ્રજાઓના ચરિત્રમાં શા શા ફેરફારો થાય છે તે પણ વિવેચનથી સમજાવવું જોઇએ. નકશા ખંતથી દોરાવવા વ્યાપારના માર્ગ બતાવવા અને ચિત્રોનો ઉપયોગ કરવો.

**ગણિત.** વ્યાજ, અપૂર્ણાકને દશાંશ, નફા ટોટાના સહેલા દાખલા શીખવવા. લેખાં તથા દેશી નામાના શિક્ષણનો સમય વધારવો ઇષ્ટ જણાય તો ઘટાડવો પણ મ્હાવરો તો ચાલુજ રાખવો જોઇએ. અને અઠવાડીયામાં એકાદ દિવસ આંકનું પુનરાવર્તન પણ થઇ જવું જોઇએ.

અંગ્રેજીમાં હવે હિતોપદેશમાંથી ચુંટી કાઢેલી વાર્તાઓ શિખવી હોય તો ઇષ્ટ થઇ પડશે. તે ઉપરાંત વાકય કેમ થાય છે તેનું શિક્ષણ જે નીચેના ધોરણોમાં અપાયેલું છે તેમાં વધારો થવો જોઇએ. આ સ્થળે પાઠમાળાનો ઉપયોગ કરવા માંડીએ તો ખોટું નથી. છોકરાંઓને અંગ્રેજી વાકયો રચવાનો પહેલેથીજ મ્હાવરો હશે એટલે પાઠમાળા તેઓ સહેલાઇથી સમજી શકશે. અને તેના પાઠો બુદ્ધિપૂર્વક ગ્રહણ કરી શકશે. હવે સાંભળેલી વાતો સાદા શબ્દોમાં લખવાનું અને બોલવાનું શરૂ કરાવીએ તો ખોટું નથી. અંગ્રેજી

અક્ષરો ફેરવીને લખાય તે તરફ ખાસ લક્ષ આપવું. અઘરા સ્પેલીંગો પણ વારંવાર પાટીયાપર લખવા. અંગ્રેજી કવિતાઓ કલાસને બોલાવવી અને પાઠે કરાવી છોકરાઓ એક બીજાને વર્ગમાં અંગ્રેજી વાક્યમાં સવાલ પૂછે એવી ટેવ પાડવી અને ઉત્તેજન આપવાથી એક બીજા જોડે હરીફાઇ કરશે. નાના નાના સંવાદો અઠવાડીયામાં એકાદવાર થાય તો નવીનજ રસ પડશે, રવિવારે વિવાદ મંડળી મળે અને ગુજરાતીમાં જુદા જુદા વિષયો ચર્ચે તે ઇચ્છવા જેવું છે.

ડ્રૉઈંગ. મૉડલ ડ્રૉઈંગ, ડીઝાઈન, મેમરી ડ્રૉઈંગ અને કલરીંગ એ સર્વેમાં આગળ વધવું. વ્યાયામ સંગીત અને બગીચાનું કામ ચાલુ રાખવું.

## છઠ્ઠું ધોરણ.

**ગુજરાતી ભાષા માટે.** અસ્તોદય, સુદર્શનગદ્યાવળી તથા નર્મગદ્ય અને સરસ્વતી ચંદ્ર જેવાં પુસ્તકોમાંથી લાંબા ઉતારા લઈ લગભગ દોઢસેં પાના તૈયાર કરવાં જોઇએ; અને બીજા ભાગમાં, ખેડ ખાતર, રસાયણ, ઉચ્ચાલન શક્તિઓ વિગેરે સામાન્ય અને વિજ્ઞાન શાસ્ત્રના વિષયો માટે પંચોતેરથી સો પાનાં પુસ્તકના રાખવાં જોઇએ.

નિબંધ, વર્ગ માટે યોજાયેલા પુસ્તકમાં આવેલા ગદ્ય અને પદ્ય શિવાયના બીજા સામાન્ય સાહિત્યના અઘરા ફકરાઓવું 'પારાફ્રેઇઝ' અને વ્યાકરણ એ વિષયો બહુજ અગત્યના છે. અને ભાષાપર કાબુ મેળવવાનાં તથા શૈલી સુધારવાનાં એ સાધનો જેમ પરિપકવ થાય થાય તેમ પ્રયત્ન થવો જોઇએ.

એંગ્લો વર્નાક્યુલરનું આ છેલ્લું વર્ષ છે એટલે ગુજરાતીનો અભ્યાસ હવે પછી ગૌણ થશે અને બધું લક્ષ અંગ્રેજી પરજ આપવું પડશે માટે ગુજરાતી જ્ઞાનનો પાયો જેમ સુદૃઢ થાય તેમ કરવું.

**ઇતિહાસ.** છેક દિલ્લી દરબાર સુધીનો હિન્દુસ્તાનનો ઇતિહાસ હવે વિદ્યાર્થીઓએ જાણવો જોઇએ. ઇતિહાસના મુખ્ય સાધનો જેવાં કે, લેખો, તામ્રપટો, દસ્તાવેજો, કાગળો, જુની નોંધ પોથીના ઉતારાઓ વિગેરેના મૂળ શબ્દોજ છોકરાંઓની સમક્ષ ધરવા જોઇએ. જેમકે આશોકના સમયમાં તેના લેખની અસલ લીપી બની શકે તો તે અને તેનો સંસ્કૃત, પ્રાકૃત શબ્દાર્થ અને તેનો ગુજરાતી અર્થ ( ઉપયોગી ઉતારા હશે તો પણ ચાલશે ) તથા કોઇ કોઇ વલભી રાજ્યના, ગુપ્ત રાજ્યના તામ્રપટ કે લેખ સટીક આપ્યા હોય તો તે ઇચ્છવા યોગ્ય છે.

આ શિવાય મુસલમાની બાદશાહોની નિત્ય નોંધમાંથી ફકરાઓ, ઔરંગઝેબના કાગળમાંથી ફકરાઓ, મરાઠાઓની તવારીખના ફકરાઓ, તેમજ ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીના વખતના પત્રવ્યવહારના ઉપયોગી કાગળો, મહારાણી વિકટોરીયાનો ઢંઢેરો, તથા આપણા શહેનશાહનો ઢંઢેરો એવા પ્રમાણરૂપ દસ્તાવેજો અને લેખો આપવાથી ઇતિહાસનો અભ્યાસ શોધખોળના ખજાના રૂપ થઇ પડશે અને ઇતિહાસ કયે ધોરણે રચાય છે તેનો પણ વિદ્યાર્થીઓને કંઇક ખ્યાલ આવશે.

**ભૂગોળ.** દુનિયાની ભૂગોળનું પુનરાવર્તન કરવું અને ઔદ્યોગિક તથા સામાજીક પ્રવૃત્તિઓ તરફ ભણનારનું લક્ષ બરાબર ખેંચી તે હકિકતો તેમના મનમાં દઢ કરાવવી અને નિવૃત્તિએ છોકરાઓ પોતાની લાયબ્રેરીમાં રહેતાં પ્રવાસના, ઐતિહાસિક તથા સાહિત્યનાં પુસ્તકો વાંચે એવી વૃત્તિ તેમનામાં પોષવી. નકશા દોરવાનું તો ચાલુજ રહેવું જોઇએ.

**ગણિત.** ચક્રવૃદ્ધિ વ્યાજ, નફો ટોટો, મેનસ્યુરેશન સ્કૅવરરૂટ, ક્યુબરૂટ, એ નવા કરાવવા અને દશાંશ અને અપૂર્ણાંકનું પુનરાવર્તન જારી રાખવું. અઠવાડીયામાં બે કલાક દેશી નામા માટે અને એક કલાક લેખાં માટે અવશ્ય રાખવો.

**અંગ્રેજી.** આ વર્ગમાં ગદ્ય માટે 'Romantic Tales from Hindoo Sources' અને પદ્યમાં 'Lotus Book' માંના દશેક સાદાં કાવ્યો કરાવવાં. કવિતાઓ બધી મોઢે થવી જોઇએ અને છોકરાઓ તે સારી રીતે બોલે તે ખાસ અગત્યનું છે. થયેલ કવિતાનો ભાવાર્થ અંગ્રેજીમાં લખવો તથા ગદ્યના વાંચેલ ફકરાઓનો સાર મોઢેથી કહી સંભળાવવો અને તે લખી જણાવવાની ટેવ છોકરાઓને પાડવી જોઇએ. બોલવા ઉપર વધારે લક્ષ આપવું. પાઠમાળા બીજો ભાગ પૂરો કરવો અંગ્રેજી ડિકટેશન લખાવવું, તેમાં અક્ષરની મરોડપર અને સફાઇપર ખાસ લક્ષ આપવું.

**ડ્રૉઇંગ.** રંગવાનું કામ હવે સારૂં થવું જોઇએ; અને મૉડલ ડ્રૉઈંગ અને મેમરી ડ્રૉઈંગ તો ઇન્ટરમીડીએટ ગ્રેઇડના ક્રમ સુધી આવડવાજ જોઇએ. ડીઝાઇનનો મ્હાવરો ચાલુ રાખવો. વખત બચી શકે તો અઠવાડીયામાં એકાદ કલાક સંગીત, આરોગ્ય વિદ્યા જેના મૂળતત્વો તો નીચે વર્ગના છોકરાંઓ જુદે જુદે વખતે શિખી ગયા છે તે વિષયોનું ચોક્કસ જ્ઞાન આપવું. જો તેમ ન બને તો સમય પત્રકમાં ખીચડો કરવાની જરૂર નથી; કેમકે સંગીતનો શોખ નાનપણથીજ આ ધોરણે ચાલવાથી પેદા થયો હશે એટલે એની તાલીમ તો છોકરાઓ પોતાના નવરાશના વખતમાં લેશે. ડ્રીલ બગીચા કામ અને કલાસ રેસીટેશન એ વર્ગ ચાલતો હોય તે વખતે અને નિવૃત્તિના વખતે પણ કરવા. આ રીતે એંગ્લો વર્નાક્યુલર શિક્ષણ સાત વર્ષમાં પૂર્ણ કરી શકાય.

ઉપરના ધોરણની સવિસ્તર હકીકત આપવાનું કારણ માત્ર એટલુંજ કે હાલના ચાલતા ધોરણથી એમાં ઘણો ફેરફાર સૂચવેલો છે એટલે વાંચનારને પૂરતો ખ્યાલ આવે તે માટે વિગતવાર નવા અભ્યાસનો ક્રમ દર્શાવ્યો છે.

હાલમાં ચાલતા ગુજરાતી ધોરણો અને ત્રીજા ધોરણ સુધીના અંગ્રેજી અભ્યાસનો એકજ સ્કુલના અભ્યાસક્રમમાં સમાવેશ કર્યો છે તેનું કારણ જણાવવું જરૂરનું ધારૂં છું.

હમણા માતૃભાષાનું શિક્ષણ ચોથી ચોપડીથી લગભગ બંધજ થઇ જાય છે. અંગ્રેજી સ્કૂલોમાં આવતાં ગુજરાતી વિષયમાત્ર બીજા દરજ્જાનાજ ગણાય છે તેથી પોતાની માતૃભાષાદ્વારા થવો જોઇતો વિદ્યાર્થીઓનો બુદ્ધિવિકાસ થઇ શકતો નથી. તેમજ છોકરાઓ ગુજરાતી સાહિત્યથી ઘણે અંશે અજ્ઞાતજ રહે છે. કાવ્યની ખુબીઓના કંઇ કંઇ ખ્યાલ પણ નથી હોતો, તેમ કવિતાના, રાગ, ઢબ, પણ ઘણાખરાને તો આવડતાંજ નથી. આવા સંયોગોમાં ગુજરાતી શિક્ષણ પરિપકવ થાય તે માટેની આ એકજ યોજના મને

અંધએસ્તી લાગે છે. તેમ અંગ્રેજીનું પણ શિક્ષણ ત્રણ વર્ષને બદલે ચાર વર્ષમાં વહેંચી નાખવાથી વધારે પાકું થશે અને અંગ્રેજી શીખવવાનું શરૂ કર્યા પછીનું પહેલું અને બીજું વર્ષ ઘણે ભાગે સ્વાભાવિક રીતે ભાષા શિખવવાની રીત પ્રમાણે અંગ્રેજી શિખવવામાં જશે એટલે છોકરાઓને ગમતદાયક થઇ પડશે અને Rama and Sita જેવી બીજા વર્ષમાં શિખવાની ચોપડી એમને બહુજ સહેલી થશે કેમકે વપરાએલા શબ્દો બહુ સાદા અને સરળ છે અને વાર્તાની વસ્તુથી તેઓ પરિચિત હશે. તેમાં આવેલાં વાકયોના નમુનાપર બીજા વાકયો બનાવવાથી, તેમાં આવેલ શબ્દો જુદી જુદી રીતે જુદા જુદા સંબંધમાં વાપરવાથી અંગ્રેજી જ્ઞાનનો પાયો સુદૃઢ થતો જશે તેમજ ગુજરાતીદ્વારા અને આવાં ન્હાનાં ન્હાનાં પુસ્તકોદ્વારા શિખવનાર ઉપર નીતિની છાપ પડયા વગર રહેશે નહિ. આજ ઉદ્દેશથી ઉપરના ધોરણ માટે હિતોપદેશની, તેમજ હિન્દુશાસ્ત્રમાંથી પસંદ કરેલી અંગ્રેજી વાર્તાઓ યોજાયેલી છે.

હમણાની ગુજરાતી વાંચનમાળામાંથી જુની વાંચનમાળાની સાદી સાદી કવિતાઓ અને ન્હાની ન્હાની વાર્તાઓ કાઢી નાખવાથી એ પુસ્તકો શિખનારને નીરસ અને બોજા રૂપ થઇ પડે છે. તેથી જુના અને નવાનું જેટલું ગ્રાહ્ય હોય તે લઈ અને બીજું નવીન તત્વ શિષ્ટ સાહિત્યમાંથી ઉમેરી નવા પુસ્તકો અભ્યાસક્રમ માટે તૈયાર થવા જોઇએ. અને તે કામ સરકારી કેળવણી ખાતાએ, ગુજરાત વર્નાકયુલર સોસાયટીએ અને આવી પરિષદ્‌ના મંડળોએ ઉપાડી લેવા યોજના ઘડી કાઢવી જોઇએ.

સૂચવેલ ધોરણોમાં ડ્રૂઈંગ, સંગીત, લેખાં અને દેશીનામાને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. તેની ઉપયોગિતા આવા કેળવાયેલા સમાજ સમક્ષ સિદ્ધ કરવા પ્રયત્ન કરવો એ હું બેહુદું, સમજું છું. એતો સર્વમાન્ય વાત છે કે ડ્રૂઈંગના પાકા જ્ઞાનથી અવલોકન શક્તિ, તુલના કરવાની શક્તિ ઘણીજ કેળવાય છે તેમ હાથ દૃઢ થાય છે. અને કુદરતી સૌંદર્ય તરફ અને તેની ખુબીઓ તરફ નૈસર્ગિક વલણ થાય છે.

સંગીત વિના કળાની અર્ધી ખુબી તો ચાલીજ જાય છે. અને જે હૃદયની ઉર્મિઓ પોષક તત્વો અને શબ્દલાલિત્ય કાવ્યમાં સમાયેલું હોય છે, તે સુસ્વરે ગાવાથી ઘણું ખરૂં નષ્ટ થાય છે. આપણા મહાન્ કવિઓ બધા સંગીતના ઉપાસકોજ હતા અને તેમની પ્રસાદીના આપણે ભોક્તા થવું હોય તો તેમને પગલે ચાલવાનીજ તે થવાશે. વર્ગમાં જુદા જુદા પાંચ છોકરાનો સમૂહ પહેલા બોલે અને બીજાઓ તેમના ગાયેલાં પદો ઝીલે એમ કરવાથી છોકરાઓમાં આનંદ ઓર વધશે અને ઘણી કવિતાઓ સહેજે સહેજે મોઢે થઈ જશે; જે એમને જીંદગીભર સ્મરણમાં રહી આનંદ આહલાદ અને બોધનું કારણ થઇ પડશે.

**દેશીનામું અને લેખાં.** ઘણા છોકરાઓ બહુ તો બાર તેર વર્ષની વય સુધીજ પોતાનો અભ્યાસ જારી રાખી શકે છે અને પછી તેમને દ્રવ્ય મેળવવા માટે ગુમાસ્તાગિરી અથવા બીજો ધંધો રોજગાર કરવો પડે છે. તો તેવે વખતે આ બે વિષયોનીજ એમને ખરી જરૂર પડે છે. આપણા નફા ટોટાના હિસાબ કે ક્ષેત્રફળની ગણતરી પર એમના થનારા શેઠો ધ્યાન નથી આપતા પણ આટલા મણ અને આટલા શેરનું આ ભાવે શું

ચયું એવો હિસાબ જલદી કરનાર ઉમેદવાર ઉપર તેઓ પ્રસન્ન થાય છે. તેમ ઘરકામમાં પણુ જોડાવવા માટે તે વધારે ઉપયોગી થાય છે. અને દેશીનામું જાણુવાથી પોતાની મેળે ઘરકામના કારોબારથી જાણીતો થતાં શિખશે અને કરકસરીઓ સ્વભાવ પણુ થશે.

આ શિવાય ખેતીને લગતા, આરોગ્યને લગતા અને વિજ્ઞાનને લગતા પાઠ શિખવવાથી છોકરાઓને ઘણું ઉપયોગી જ્ઞાન મળશે અને પુસ્તકમાંથી વાંચેલું કંઇક અંશે સ્કૂલના કંમ્પાઉન્ડના બગીચામાં એ ઉપયોગમાં મૂકી શકશે. જ્યારે વિજ્ઞાનના પાઠ માટે સસ્તા પ્રયોગના સાધનો પણુ દરેક નિશાળમાં પૂરાં પાડવાં જોઇશે.

શાળામાં સંગ્રહસ્થાન, વિદ્યાર્થીઓની લાયબ્રેરી અને પ્રયોગ કરવાના થોડા સાધનો અને ચિત્રકામ વિગેરેના નમુનાઓ તો અવશ્ય જોઇએ, તે શિવાય નકશાઓ અને જુદા જુદા દેશના રહેવાશીઓના ચિત્રો તથા જુદા જુદા પ્રદેશોના દેખાવોનો અને ચિત્રોનો પણુ સંગ્રહ જોઇએ.

ઇતિહાસનું શિક્ષણુ અને ભૂગોળનું જ્ઞાન એ એક બીજાને મદદ રૂપ છે અને બન્નેના સારા શિક્ષણુથી બુદ્ધિ ખીલે છે અને તર્કશક્તિ કેળવાય છે. તેમ અમુક અમુક કારણોનું અમુકજ પરિણામ આવે એવું તેમને તાદશ પૂરવાર થઈ શકે છે—પણુ ઇતિહાસ અને ભૂગોળ જો એવા ઉદ્દેશથી શિખવાય તો.

હમણાંતો માત્ર રાજાની વંશાવળી, નદીઓ સરોવરો, અખાત, શહેરો, વિગેરેના નામોની ટીપ ગોખાવવી ઉપરાંત બીજું કંઇ થતું નથી. ઘણીવાર તો ભૂગોળ શિખવતાં પણુ શિક્ષકો નકશાનો ઉપયોગ કરતા નથી તો પછી ઇતિહાસના શિક્ષણુમાં તો કરેજ શાનું ? વર્ષની આખરે જ્યારે પરીક્ષા પાસે આવે ત્યારે નકશામાં બધા સ્થળો બતાવી દીધા એટલે ભૂગોળ શિખવી દીધી એવી પ્રચલિત માન્યતા છે.

ગુજરાતીના અભ્યાસક્રમમાં ઠેઠ અંગ્રેજી ત્રીજા ધોરણુનો અભ્યાસ સમાવવામાં બીજો આશય પણુ રહેલો છે. આમ કરવાથી આવી સ્કૂલો એક અનુભવી ગ્રેજ્યુએટના હાથ નીચે મૂકી શકાશે. શિક્ષણુપદ્ધતિનો ખાસ અભ્યાસ કર્યો હોય તે છતાં જે માણુસે બેથી પાંચ વર્ષ સુધી હાઈસ્કૂલમાં આસિસ્ટન્ટ તરીકે કામ કર્યું હોય એવા માણુસોને આ કામ માટે પસંદ કરવા જોઇએ.

આ ઉપરાંત તેને મૅટ્રીક સુધીના જ્ઞાનવાળા બે એક મદદનીશની જરૂર પડશે. તે શિવાય ગુજરાતી ટ્રેઈન્ડ આસિસ્ટન્ટો જોઇશે. દરેક સ્કૂલમાં એક ડ્રૉઇંગ મોડલીંગ અને કીન્ડર ગાર્ટન સંબંધી જ્ઞાન ધરાવતો શિક્ષક અવશ્ય જોઇએ. પહેલી નજરે આ યોજના ખરચાળુ જણાય પણુ જ્યારે આપણે ખ્યાલ કરી કે અંગ્રેજી ત્રણુ ધોરણુ સુધી રાખવા પડતા સારા પગારદાર આસિસ્ટન્ટોની જરૂર નહિં રહેવાથી જે બચાવ થઈ શકશે તેટલા પુરતું આ નવીન ખર્ચ થશે અને ખર્ચમાં થોડો ઘણો વધારો થાય તો પણુ તે કર્યા શિવાય છુટકોજ નથી.

અંગ્રેજીનો આગળનો અભ્યાસક્રમ જે હું હવે પછી આલેખીશ તેમાં ખાસ શિક્ષણુના

વિષયની પણ એક શાખા રાખવી એમ મારો અભિપ્રાય છે. એ શાખાનું શિક્ષણ લેનારાઓ હમણા મેટ્રીકને આપવા પડતા પગારેજ ટ્રેઈન્ડ શિક્ષકો તરીકે, ડ્રૉઇંગ શિક્ષકો તરીકે, અને વળી અંગ્રેજી જ્ઞાન ધરાવતા હોવાથી માત્ર ગુજરાતી ટ્રેઇન્ડ માણસ કરતાં વધારે ઉપયોગી થઇ પડશે, અને તેમનાથી મોંઘા પણ નહિ પડે. આવી રીતે પૂરેપૂરાં ધોરણ સુધી શિખવતી એંગ્લો વર્નાકયુલર પ્રાથમિક શાળાઓ દરેક શહેરમાં અને બેથી પાંચ હજાર સુધીની વસ્તી-વાળા ગામમાં પણ જોઇએ. તેથી નાના ગામોમાં ચોથા ધોરણનો અભ્યાસ કરાવતી ગામ્ય-શાળાઓ હશે તો બસ છે. શિશુવર્ગ સહિત આ પાંચ વર્ગ શિખવવા માટે સાધારણ રીતે ત્રણ અને ઓછામાં ઓછા બે માસ્તરોની જરૂર રહેશે. તેમ મહેતાજી તરીકે જેણે ડ્રૉઇંગ કીન્ડર ગાર્ટન વિગેરેનો શિક્ષકના ધંધાને લાયક થવા સુધીનો અભ્યાસ કર્યો હશે તેને ૧૫ થી ૨૦ ના પગારે નીમવાથી ચાલશે. તેના હાથ નીચે ૧૦ અને ૮ રૂપીઆના બે અથવા નાની સ્કૂલમાં ૮ રૂપીઆનો એક, એવી રીતે એંગ્લો વર્નાકયુલર પૂરો અભ્યાસ કરેલ માણસને રોકી શકાશે. એવા માણસોને એક વર્ષ ઉમેદવાર તરીકે રાખી નાની નાની સ્કૉલરશીપો આપી શિક્ષણ અને કીન્ડર ગાર્ટન વિગેરેનો ખાસ અભ્યાસ ટ્રેઇનીંગ વર્ગો કાઢી કરાવવામાં આવે તો થોડાજ વધારે ખર્ચમાં, હમણાંના કરતાં ઘણાજ સારા પાયા ઉપર શિક્ષણ મૂકી શકાશે.

માતૃભાષાના અધુરા જ્ઞાનથી છોકરાઓના વિચાર પરિપકવ થતા નથી, બુદ્ધિ કેળવાતી નથી અને સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ આવતી નથી. અને એજ કળવણીની ખામી અંગ્રેજી જ્ઞાન મેળવવામાં પણ હમેશાં એમને નડે છે. આમ ન થાય અને ભણનાર માતૃભાષાપર સારો કાબુ મેળવે એ ઉદ્દેશથીજ આ માર્ગ સુચવેલ છે. એના ગુણ દોષનો નિર્ણય શિક્ષણ-શાસ્ત્રીઓને સોંપું છું. ચિત્રરેખા રૂપ છે. રંગ પૂરવો બાકી છે. ખામીઓ પણ ઘણી હશે. પણ કુશળ ચિત્રકારો સમક્ષ ધરવાથી એ ખામીઓ ટળી જઇ કંઇક ખરૂંજ આકર્ષક અને મોહક ઉત્પન્ન થાય એજ ખરી પ્રાર્થના છે અને પ્રભુ તે સફળ કરો.

એંગ્લો વર્નાકયુલર શિક્ષણ વિદ્યાર્થી લગભગ બારથી ચૌદ વર્ષની વય સુધીમાં પૂરૂ કરશે. અત્યારના સંયોગોમાં ગરીબ છોકરાઓને સ્કૂલ મુકી દેવી પડે અને અમુક વર્ષ વિના રોજગાર રખડી પછીથી કયાંઇક પાંચ આઠ રૂપીઆની વાંણોતરી કે બીજી કોઈ હલકી નોકરી લેવી પડે છે; કારણ કે અંગ્રેજી ત્રીજું ધોરણ શિખ્યા પછી સ્કૂલ છોડી દેવાથી તેમને નથી આવડતું નામું કે નથી આવડતો હીસાબ. તેમ હાથ પણ કામ કરવાને ટેવાયેલા નથી હોતા. સ્વભાષા ભાંગી ટુટીજ જાણે છે અને બુદ્ધિ પણ ખીલેલી નથી હોતી એટલે દુનિયાની બજારમાં તેમનું કંઇ મુલ્ય નથી હોતું, પણ સુચવેલ ક્રમ પ્રમાણે શિક્ષણ લીધાથી, નામાં, તથા લેખાં હિસાબ, આંક વિગેરે વેપારી માહિતીનું સાધારણ જ્ઞાન એવા વિદ્યાર્થીઓને મળી ગયું હશે. તેમ ડ્રૉઇંગ વિગેરેના શિક્ષણથી હાથ અને આંખ પણ પોતાનો ધર્મ બજા-વવા દૃઢ થયાં હશે. સ્વભાષાના પાકા અભ્યાસથી વિચાર કરવાની ટેવ પડી હશે અને બુદ્ધિ પોષાયેલી હશે, તેથી કામ કરવાના કેટલાંક ક્ષેત્ર તેને માટે ઉઘાડાં થશે. આપણા લોકોનો હાથે કામ કરવા તરફનો તિરસ્કાર પણ કેટલે દરજજે ઓછો થવાથી તેને કારીગર કે કૃષિના ધંધામાં જોડાવું હશે તોપણ મળેલ શિક્ષણથી સુગમતા થશે, અને તે કામ ત્વરાથી

અને હુંશીઆરીથી શિખી શકશે. ખાસ કામ શિખતાં માત્ર તેને એક કે બે વર્ષની તે ધંધાનીજ કેળવણીની જરૂર રહેશે. સ્કૂલકોર્સ પછી તે ગમે તે ધંધાની તાલિમ બે વર્ષ લેવાથી મારી માન્યતા પ્રમાણે નીચેના ધંધાઓ માટે Paid Apprentice તરીકે રહેવા માટે લાયક થશે, અને પોતાના ગુજરાનનું સાધન સહેજેજ મેળવી શકશે. નિશાળોમાં મદદનીશ તરીકે, ઓફીસમાં કારકુન તરીકે, સર્વે ઓફીસ, ઇજનેરી ઓફીસ વિગેરેમાં ડ્રાફ્ટસમૅન તરીકે, વેપારીઓને ત્યાં ગુમાસ્તા તરીકે, સુતાર કડીઆ, ચીતારા કે એવીજ બીજી કારીગરીમાં કે ખેતીમાં જોડાઈ તે પોતાની રોજી મેળવી શકશે.

આવા તદન ગરીબ વિદ્યાર્થીઓ શિવાય બાકીના વિદ્યાર્થીઓ બે ભાગમાં વહેંચી શકાય. (૧) જે વિદ્યાર્થીઓ હજુ ચારેક વર્ષ સુધી સ્કૂલ શિક્ષણ લઇ શકે, અને તે પછી એક બે વર્ષ માટે અનુભવ લેવા જેટલી જેમને જોગવાઇ હોય તે, પણ એટલું કર્યા પછી તો એમને પોતાની મેળે પોતાનો રોજગાર શોધીજ લેવો પડે; અને (૨) જે વિદ્યાર્થીઓ હાઇસ્કૂલના શિક્ષણમાં ચારેક વર્ષ ગાળ્યા બાદ કોલેજનું ઉંચું શિક્ષણ મેળવવાની જોગવાઇ ધરાવતા હોય તેવા. પહેલા વર્ગના વિદ્યાર્થીઓ માટે અત્યારે સ્કૂલફાઇનલ કે મેટ્રીક થયા શિવાય બીજો રસ્તો નથી રહેતો. જ્યારે તેમાંના થોડાએક પાંચમા, છઠ્ઠા ધોરણમાંથીજ કોમરશીઅલ ક્લાસ વિગેરેમાં દાખલ થાય છે, પણ જેમ હમણાનું પ્રાથમિક શિક્ષણ કારકુન થવાના કામ સિવાય બીજા ધંધાના ઉપયોગમાં આવી શકે તેમ નથી તેમ માધ્યમિક કેળવણી, પણ કાંતો કૉલેજ માટે લાયક બનાવવા યાતો વચ્ચે અધર લટકતા રાખવા માટે યોજાયેલી છે.

આ ખામી ટાળવા માટે માધ્યમિક કેળવણીના બે પ્રકાર હોવા જોઇએ. એકતો હાઇસ્કૂલમાં ધંધાદારી શિક્ષણ ( Vocational training ), બીજું હાઇસ્કૂલમાં સાહિત્ય વિગેરેનું શિક્ષણ–વિશ્વવિદ્યાલય માટે યોગ્ય બનાવનારૂં શિક્ષણ ( Literary Education ).

આ બન્ને શિક્ષણ માટે અંગ્રેજી, ગણિત, વિદ્યાજ્ઞાન વિગેરે વિષયો સામાન્ય રહી શકશે. એટલે ખાસ ગોઠવણ તો અમુકજ વિષયો માટે કરવી જોઇએ. દરેક હાઇસ્કુલમાં નીચેના ધંધાઓ માટે શિક્ષણ આપવાની ગોઠવણ સહેલાઇથી થઇ શકે. શિક્ષક તરીકે, Short Hand Type writing, Book Keeping and Commercial Geography વિગેરે શિખી વેપારીની પેઢીના કલાર્ક તરીકે, જ્યાં વર્કશોપ ફેક્ટરી વિગેરેના સાધનો હોય ત્યાં, અંગ્રેજી ગણિત અને વિજ્ઞાનના ખાસ ક્લાસોમાં વિદ્યાર્થી હાજર રહી, બીજો વખત Mechenical કામ શિખવામાં પણ ગાળી શકે. આ ઉપરાંત સુતાર કે દરજીનું કામ શિખવવાનું સગવડવાળું જણાય તો તે ગોઠવણ પણ કરી શકાય.

આવા કારીગરીના અને ધંધા રોજગારના કામમાં ચાર વર્ષનો અનુભવ વિદ્યાર્થી મેળવી શકે અને તેની સાથે અંગ્રેજી ગણિત અને વિજ્ઞાન જે તેને પોતાના કામમાં જરૂર ઉપયોગી થઇ પડે, તેનું શિક્ષણ પણ તે લઇ શકે.

# હાઇસ્કૂલનો અભ્યાસક્રમ.

## પ્રથમ વર્ષ.

**અંગ્રેજીમાં.** Evenings At Home, Sandford and Merton, Robinson Cruzoe કે એવી બીજી કોઈ સરળ ભષામાં લખાયેલી ચોપડીના ઓછામાં ઓછા સવાસેંથી દોઢસેં પાના, કવિતામાં Lotus Books માં આપેલા નીચેના ધોરણોમાં ન થયાં હોય એવા ૧૫ થી ૨૦ કાવ્યો ચલાવવાં. એમાંના અર્ધા મોઢે કરાવવાં. આ સિવાય "Paraphrase" માં વાર્તાઓ લખવી, કાગળો લખવા, અને મોઢેથી અને લિખિત નાના નાના નિબંધો લખવાની ટેવ પાડવી જોઇએ.

છોકરાઓ પોતપોતામાં પણ અંગ્રેજીમાં વાત કરે, વખતે વખતે સંવાદો તૈયાર કરે અને અંગ્રેજીનો જેમ બને તેમ બહોળો ઉપયોગ કરે તે લક્ષમાં રહેવું જોઈએ. અંગ્રેજીનું શિક્ષણ ઉચ્ચ કેળવણી લેનાર અને ધંધાદારી શાખા બન્નેને સામાન્યજ રાખવું.

**ગણિત.** ચક્રવૃદ્ધિ વ્યાજ, નફો ટોટો, સ્કેરરૂટ, અને કયુબરૂટ, અને ક્ષેત્રફળ કાઢવાની રીત. અંકગણિતનો વિષય બન્ને શાખા માટે જરૂરનો છે.

**અક્ષર ગણિત.** હાલનો ચોથા ધોરણનો અભ્યાસક્રમ અને સાદા ઇક્વેશન.

**ભૂમિતિ.** Practical Geometry ના થોડા સિદ્ધાંતો છોકરાઓને માત્ર પ્રવેશરૂપ શિખવવાં.

ગણિતને લગતા માપ કાઢવાના, ગોળ કાઢવાના વિગેરે સાધનોનો ઉપયોગ છોકરાઓ બરાબર કરે એ જરૂરનું છે. આકૃતિઓ વિગેરે બહુ સફાઇદાર થવી જોઇએ. દાખલા વિગેરેની રકમો અંગ્રેજીમાં લખાવવી અને સમજ ન પડે તોજ તરજુમો કરવો. બને ત્યાં સુધી શિક્ષણ અંગ્રેજી દ્વારાજ આપવું.

**વિજ્ઞાન.** હાઇસ્કૂલના પાંચમા ધોરણમાં સાયન્સનો જે અભ્યાસક્રમ દાખલ કર્યો છે તે શિખવવા અઠવાડીઆમાં બેથી ત્રણ કલાક રાખવા. પણ તે જેટલો વ્યવહારૂ થઇ શકે તેટલોજ કરવો. એટલે માપવા તોલવાનું કામ, છોકરાઓ પોતેજ કરે અને જે સિદ્ધાંતો આપેલા હોય તે શી રીતે પ્રતિપાદન થાય છે તે શિખનારાજ શોધી કાઢે તેમ કરવું.

આ અભ્યાસ પણ બન્ને શાખાઓને સામાન્ય હોવો જોઇએ.

**ડ્રૉઇંગ.** નીચેના ધોરણોમાં શિખેલું કટાઇ ન જાય માટે અઠવાડીઆમાં એકથી બે કલાક રાખવા અને જેને ખાસ શોખ હોય તેને માટે વિશેષ સગવડ કરી આપવી. પણ ધંધાદારી વર્ગવાળાને તો વધારે કલાકોની જરૂર પડશે; તે માટે ગોઠવણ કરવી.

**ઇતિહાસ.** હિન્દુસ્તાનના ઇતિહાસની પૂર્ણ હકીકત વિદ્યાર્થીઓ સારી રીતે શિખી ગયા હશે. હવે તો અંગ્રેજી જ્ઞાન વધારવા માટેજ એક સાધનરૂપ ઇતિહાસ છે એટલે હિન્દુસ્તાનનો ઇતિહાસ સાદી સાદી વાર્તાઓના રૂપમાં તેમને અંગ્રેજીમાં શિખવવો જોઇએ.

**ભૂગોળ.** ભૂગોળમાં સરળ અંગ્રેજીમાં પ્રવાસ વર્ણન વંચાવવા અને જુનુ જ્ઞાન તાજુ રાખવા માટે થઇ ગયેલ વિષયનું અંગ્રેજી ભાષામાં પુનરાવર્તન કરાવવું અને તે માટે હિંદુસ્તાન, એશીઆ, અને યુરોપ આ ધોરણમાં રાખવા.

નકશાઓ પહેલાની પેઠેજ દોરાવવાનું રાખવું. જુદા જુદા દેશના વતનીઓની રીતભાતનું વર્ણન આપવું. અંગ્રેજી ભાષામાંજ કહી જાય તેમ ટેવ પાડવી. અભ્યાસ, ઉપજ, નીપજ, વેપાર અને તેના માર્ગ વિગેરેનો ખાસ કરાવવો. ભૂગોળનો વિષય વેપારી શિક્ષણ મેળવનારા અને ઉચ્ચ કેળવણી લેનાર બન્નેને સામાન્ય રાખી શકાશે.

**બીજી ભાષા.** હમણાના નિયમ પ્રમાણે ચોથા ધોરણનો અભ્યાસક્રમ દાખલ કરવો. આ માત્ર ઉચ્ચ કેળવણીની શાખા માટેજ છે,

અઠવાડીયામાં એકવાર ગુજરાતી નિબંધ લખાવવો.

## બીજું વર્ષ.

**અંગ્રેજી.** Longman's Reader, Vicar of Wakefield, Merry Children of the New Forest, Kingsley's Heroes, Gulliver's Travels કે એજ જાતના બીજાં પુસ્તકોમાંથી લગભગ દોઢસેં પાના કરાવવા. કવિતામાં Lady of the Lakeનો એકાદ અધ્યાય અથવા તો ૨૦ થી ૨૫ સારાં કાવ્યો કરાવવાં. અર્ધા કાવ્યો મોઢે પણ થવા જોઇએ.

આ ઉપરાંત 'Paraphrase' નિબંધ, વાર્તા લખવી, સાર લખવો એ બધું અંગ્રેજીમાં કરાવવું.

તેમ પદચ્છેદ, પ્રથક્કરણ, સમીકરણ વિગેરે વ્યાકરણના અંગો શિખવવા.

**ગણિત.** અંકગણિતમાં નફોટોટો (અઘરા દાખલા) ક્ષેત્રફળ અને માપણી, Time work and speed અને હુંડીઆમણ વિગેરેના (Present Worth and Discount)ના દાખલા કરાવવા. આ ધોરણમાં નવીન મનોયત્નો તો છેલ્લા એજ છે બાકી આગળ શિખેલાનું પુનરાવર્તન છે.

આ શિક્ષણ બન્ને શાખાને માટે સામાન્ય છે.

**અક્ષર ગણિત.** સાદા ઇકવેશન, ફેકટર્સ H C F, L C M. અને પ્રૉબ્લેમ્સ તૈયાર કરાવવા.

**ભૂમિતિ.** હમણા પાંચમા ધોરણમાં ચાલતો અભ્યાસ અને તે ઉપરાંત જેટલું ગ્રેગ્ય લાગે તે.

**વિજ્ઞાન.** છઠ્ઠા ધોરણમાં હમણા ચાલતો અભ્યાસ પ્રેકટીકલ સહિત.

**ડ્રૉઇંગ.** અઠવાડીયામાં બે કલાક.

**ઇતિહાસ ભૂગોળ.** હિન્દુસ્તાનના નવીન યુગનો ઇતિહાસ (અંગ્રેજી રાજ્યનો)

ઇંગ્લાંડનો ઇતિહાસ જેટલો પાંચમા ધોરણમાં હોય તેટલોજ. પણ તેમાં લડાઇઓની વિગત કરતાં પ્રજાનું ઐક્ય શી રીતે થયું, તથા તે પોતાના હક્કો શી રીતે મેળવતા પામી એનો ખ્યાલ વધારે આપવો એટલે પ્રજાકીય જીવનના તત્વો પોષાય.

ભૂગોળમાં અમેરીકા, આફ્રિકા અને બાકીના ભાગ કુદરતી અદ્ભુત રચનાઓ તથા માણસોએ સાનુકુળ સંયોગોનો શી રીતે [illegible] અને પ્રતિકૂળ સંયોગોપર પોતાની બુદ્ધિથી કેમ વિજય મેળવ્યો છે એ બધું ચિત્રો દ્વારા અને પ્રવાસના પુસ્તકો દ્વારા સમજાવવું. અંગ્રેજી જ્ઞાન બને તેમ દઢ કરતાં જવું.

**બીજી ભાષા.** પાંચમા ધોરણનો હમણાનો ક્રમ છે તેજ.

આ ઉપરાંત સંગીત બગીચા કામ અને Sloyd ના શિક્ષણ માટે સાધન પ્રમાણે ગોઠવણ કરવી. ડ્રીલ અને રમતો આવશ્યક છે.

## ત્રીજું વર્ષ.

**અંગ્રેજી.** **Book of Golden deeds Lambs' Tales King's Lake Travels' Jane Austen 's Pride & Prejudice '** કે એવાં કોઇ પુસ્તકના પોણા બસોંથી બસોં પાના કરવાં. આ ઉપરાત કવિતાની ૫૦૦ થી ૭૫૦ લીંટી થવી જોઇએ. તેમાંએ, કાઉપર, બાયરન, વર્ડ્ઝવર્થ ગોલ્ડસ્મિથ અને પોપ જેવાના કાવ્યોનો સમાવેશ કરવો જોઇએ. અને અઢીસેંક લાઇન પાઠે કરાવવી. હવે નિબંધ સારી ઢબે લખતાં શિખવવા જોઇએ. તેમ ઐતિહાસિક, ભૂગોળ સંબંધી અને બીજી રીતે જે માહિતી મળી હોય તે માહિતીઓ વર્ણનરૂપે લખી શકવાની શક્તિ વિદ્યાર્થીઓ મેળવે એમ પ્રયત્ન થવો જોઇએ.

વ્યાકરણના પ્રધાન અંગો ઉપર ખાસ ધ્યાન આપવું અને રૂઢીપ્રયોગો વિગેરેની વપરાશ લક્ષપૂર્વક શિખવવી.

અઠવાડીએ પહેલા વર્ષથીજ થોડો સમય અંગ્રેજી ડિકટેશન શિખવવામાં ગાળવામાં આવશે તો તો શ્રેયઃસ્કર થઇ પડશે.

'Paraphrase' ઉપરાંત ગુજરાતીમાંથી અંગ્રેજી કરવાની ટેવ જે નીચેના ધોરણોમાં પાડમાળા દ્વારા પાડવામાં આવી હતી તે હાઇસ્કૂલના પહેલાં વર્ષથી યોગ્ય ફકરાઓ લખાવી તેનો તરજુમો કરાવી તે ઉદ્દેશ સાધવો. પણ કેટલેક સ્થળે Paraphrase કરવું અંગ્રેજીમાં ભાવાર્થ આપવો અને એવા બીજા અંગ્રેજીમાં વિચાર કરવાની ટેવ પાડનારાં સાધનોને ભોગે માત્ર આ વિષય તરફજ લક્ષ આપવામાં આવે છે, તેવું થવું ન જોઇએ. કારણ કે પરભાષા શિખવાનું મુખ્ય સૂત્ર તો એજ છે કે શિખનારે એજ ભાષામાં પોતાની વિચાર શ્રેણી ચલાવવી એટલે એ ભાષાના વપરાશના શબ્દો મનમાં પોતાની મેળે સ્ફુરી આવે.

ગણિત. આમાં ગણિતમાં પાંચમા ધોરણના વિષયોનું પુનરાવર્તન, ઉપરાંત, સ્ટોક એન્ડ શેર્સ, મલ્ટીપ્લીકેશન બાય કોન્ટ્રેક્ટેડ મેથડ અને સામાન્ય રીતે બધા અંકગણિતનું પુનરાવર્તન કરાવવું.

**અક્ષર ગણિત.** આ વિષયમાં હમણાનો છઠ્ઠા ધોરણનો કોર્સ ચલાવવો.

**ભૂમિતિ.** આમાં હમણાના છઠ્ઠા ધોરણના કોર્સ ઉપરાંત જેટલું યોગ્ય જણાય તેટલું દાખલ કરવું.

**વિજ્ઞાન.** Heat અને matter ને લગતા સામાન્ય સહેલા નિયમો સમજાવવા તેમ રસાયણના મુખ્ય "Elements' સંબંધના પ્રયોગો છે તે ચલાવવા.

અંગ્રેજી, અંકગણિત, વિજ્ઞાન અને ડ્રોઈંગ એ બન્ને શાળાઓને સામાન્ય રાખી શકાય.

**ડ્રોઇંગ અને ગુજરાતી.** અઠવાડીયામાં બે કલાક ડ્રોઈંગ માટે અને ૧ કલાક ગુજરાતી નિબંધ માટે રાખવો.

**ઇતિહાસ.** ઇતિહાસમાં, મોગલ મરાઠા અને યુરોપીય પ્રજાઓની સત્તા મેળવવા માટેની હિન્દુસ્તાનમાંની હરીફાઇનો વિગતવાર અભ્યાસ કરાવવો.

ટયુડર ( પુનરાવર્તન ) સ્ટુઅર્ટ અને જ્યોર્જ બીજા સુધીનો હેનોવેરીઅન સમય ઇંગ્લાંડના ઇતિહાસમાં કરાવવો.

**ભૂગોળ.** પૃથ્વીની ભૂગોળનું પુનરાવર્તન કરાવવું તેની સાથે ખગોળ અને ભૂતળ વિદ્યાના મૂળતત્વો શીખવવાં. નકશાઓ દોરવા આકૃતિઓ પડાવવી, અને વરસાદ, નદીઓ, વિગેરે કુદરતી શક્તિઓના કાર્યથી પૃથ્વીની સપાટીપર શું શું ફેરફાર થાય છે તે ચિત્રોવડે તેમજ આજુ બાજુ જઇ બતાવવા.

**બીજી ભાષા.** છઠ્ઠા ધોરણના હમણાનો ક્રમ ચલાવવો પણ જે ભાષાઓ છોકરાઓ શિખે તે ભાષાઓ બોલવામાં અને લખવામાં ઉપયોગ કરી શકે તે માટે લક્ષ આપવું.

## ચોથું વર્ષ.

**અંગ્રેજી.** પુસ્તકો જે યુનિવર્સિટિ મુકરર કરે છે તે અને સારૂં અંગ્રેજી લખવાના સાધનો, જેવા કે Paraphrase નિબંધ, ભાવાર્થ, તરજુમો વિગેરે ખૂબ કેળવવા. આ ધોરણ અત્યાર સુધીમાં શિખેલ અંગ્રેજીના અભ્યાસને સુવ્યવસ્થિત કરી તેમાં રહેલી ખામીઓ સુધારવા અને વિચાર અને લેખનશકિત ખીલવવા માટે છે. અને તે ઉદ્દેશ બરાબર પાર પડે માટે વિષયોનો પૂરતો મ્હાવરો રહેવો જોઇએ. મોઢે બોલાવીને, લખાવીને, સંવાદોવડે અને વિવાદો વડે, અંગ્રેજી જ્ઞાન દ્દઢ કરવું જોઈએ,

**અંક ગણિત.** આમાં પણ બધું પુનરાવર્તનજ છે.

**અક્ષર ગણિત.** નીચેના કોર્સનું પુનરાવર્તન અને મેટ્રીકયુલેશન કોર્સ પૂરો.

**ભૂમિતિ.** નીચેના ધોરણોનો અભ્યાસ અને મેટ્રીકયુલેશન કોર્સ પૂરો કરવો.

**વિજ્ઞાન.** નીચેના ધોરણોમાં થયેલ વિષયનું પુનરાવર્તન અને 'ફર્સ્ટએઇડ' તે ઉપરાંત ચેપી રોગો સંબંધી કાંઇક જ્ઞાન.

**ડ્રોઇંગ.** અઠવાડીઆમાં એક કલાક રાખવો.

**ઇતિહાસ.** હિન્દુસ્તાનનો બ્રિટિશ અમલ દીલ્હી દરબાર સુધી અને પહેલાંના ઇતિહાસનું પુનરાવર્તન.

અંગ્રેજી ઇતિહાસ જ્યૉર્જથી માંડી, સપ્તમ ઍડવર્ડના સમય સુધી અને આગળ ચાલેલા ઇતિહાસ પાકો કરવો.

**ભૂગોળ.** વેપારી દૃષ્ટિએ આપેલું ભૂગોળનું જ્ઞાન, અને પ્રવાસોનું વર્ણન એટલું બસ છે.

**બીજી ભાષા.** હાલનો મેટ્રીકયુલેશન ક્રમ રાખવો. માત્ર એટલું જોવું કે સાદા શબ્દોમાં એ ભાષામાં છોકરાઓ વાત કરી શકે.

અંગ્રેજી, અંકગણિત, ડ્રૉઈંગ અને ભૂગોળ, અને વિજ્ઞાન, ધંધો શિખનારને પણ ઉપયોગી થશે.

આવી રીતે યુનિવર્સિટિમાં પ્રવેશ કરવા ઇચ્છતા વિદ્યાર્થીઓ માટે મેટ્રીકયુલેશનનો અભ્યાસક્રમ યોજાય તો કૉલેજના સત્તાવાળાઓ તરફથી ઉચ્ચ શિક્ષણ લેવા ઇચ્છનારા વિદ્યાર્થીઓનો અંગ્રેજી પરનો તથા બીજા વિષયો પરનો કાબુ ઓછો છે એવી ફરીયાદ થવાનું કંઇ કારણ નહિં રહે. અને ઉંચી કેળવણીનો ખરો ઉદ્દેશ સારી રીતે ફળીભૂત થશે. તેમ હમણા જે મેટ્રીકયુલેશન તરફ બધા વિદ્યાર્થીઓને વળવું પડે છે તે ન થતાં પોત પોતાને લાયકના ધધા ખોળી લેવા ગરીબ, સાધારણ બુદ્ધિના વિદ્યાર્થીઓ અને ખાસ હુન્નર તરફ નૈસર્ગિક વલણ છે તે તે દિશાઓમાં તેઓ વળશે.

આવી જાતની હાઇસ્કૂલોમાં એક સારો ડ્રૉઈંગ ટીચર જેને પેઈન્ટીંગ અને ડ્રાફટસ-મૅનશીપનો અનુભવ હોય તેવો માણસ રાખવાથી સ્કૂલ મેટ્રીકયુલેશન શાખા અને ધંધા-દારી શાખા બન્નેને ઉપયોગી થશે. તેમજ સ્કૂલમાં વેપારી શિક્ષણ લેવા ઇચ્છતા વિદ્યા-ર્થીઓની સંખ્યાના પ્રમાણમાં વેપારી શિક્ષણ લીધેલો ગ્રેજ્યુએટ રાખવાથી વેપારી તાલીમ પણ બરાબર શિખશે.

સ્કૂલના સમયના લગભગ અઢી કલાક ધંધો શિખનારા વિદ્યાર્થીઓ ખાસ પોતાના વિષયપર ગાળી શકશે. અને અભ્યાસક્રમ ચાર વર્ષનો હોવાથી પોતાના વિષયનું પૂરતું જ્ઞાન પ્રાપ્ત કરી શકશે. શિક્ષક થવા ઇચ્છતા વિદ્યાર્થીઓ માટે અંગ્રેજી અંકગણિત ઇતિહાસ ભૂગોળ તથા વિજ્ઞાનનું શિક્ષણ આવશ્યક છે. તે ઉપરાંત ધંધાદારીઓ પેઠે એમણે પણ ડ્રૉઇંગનું ખાસ જ્ઞાન મેળવવું. અને બીજો વખત શિક્ષણના સિદ્ધાંત, માનસશાસ્ત્ર અને કીન્ડર ગાર્ટન વિગેરે જુદી જુદી શિક્ષણ પદ્ધતિઓનો અભ્યાસ કરવામાં ગાળવો જોઇએ.

જો શિક્ષણ માટે ખાસ ટ્રેઇનીંગ કૉલેજમાં અભ્યાસ કરાવવો ઠરે તો પછી હાઇ-સ્કૂલોમાં એ વિષય માટે જુદી ગોઠવણ કરવાની જરૂર નહિં. પણ મારા મત પ્રમાણે આવા વિદ્યાર્થીઓની હાઇસ્કૂલમાં સંખ્યા નાની રહેશે તેથી શિક્ષાપદ્ધતિનો શિક્ષક દરેક જણપર ખાસ ધ્યાન આપી શકશે. અને તેમની કચાશ ટળવાનો વધારે સંભવ છે.

સુતાર અને દરજી કામ માટે પણ ગોઠવણ કરવી હોય તો થઇ શકે અને તેમનો બનાવેલો માલ સ્કૂલોના ફર્નીચર તરીકે ઉપયોગમાં આવી શકે અને વિદ્યાર્થીઓના કપડાં

વિગેરે શીવવાના ઓર્ડરો પણ મળી શકે, એટલે કામનો વ્યવહારિક અનુભવ પણ પૂરતી રીતે મળે. જો કેળવણીના નવીન ધોરણની આ યોજના અમલ થાય તો એક ખાસ કમીટી નીમી આ વિગતો વિષે પુખ્ત વિચાર કરી તે શી રીતે અમલમાં મુકાય તેવી યોજના ઘડી શકાય.

## માતૃભાષાદ્વારા શિક્ષણ.

વર્તમાન સંયોગોમાં, માતૃભાષા દ્વારા વધારે પ્રમાણમાં હાઇસ્કૂલનું શિક્ષણ આપવું એ દુરસ્ત છે ?

અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી તો બધું શિક્ષણ ગુજરાતીદ્વારાજ અપાય છે, અને ચોથા, પાંચમા, છઠ્ઠા ધોરણમાં પણ ગુજરાતીનો બહુ છુટથી ઉપયોગ થાય છે; માત્ર અંગ્રેજી વિષયોમાં ચોથા ધોરણમાં અંગ્રેજી અર્થ, અને પાંચમા અને છઠ્ઠામાં વાક્યનો ભાવાર્થ પણ અંગ્રેજીમાં સમજાવવાની છોકરાઓને ટેવ પાડવામાં આવે છે.

મારા અનુભવ પ્રમાણે પરભાષાનું જ્ઞાન મેળવવામાં તેજ ભાષાનું વાતાવરણ હમેશાં વધારે શ્રેયસ્કર નીવડે છે. એટલે નીચેના ધોરણોમાંથી પણ અંગ્રેજી શિખવવામાં આવે તો જેમ અંગ્રેજી વધારે વપરાય તેમ વધારે સારૂં. તેથી છોકરાંઓને એ ભાષા માસ્તરને જુદા જુદા સંયોગોમાં વારંવાર વાપરતા સાંભળીને તેનું અનુકરણ કરવાનું મન થશે તેમ કરતાં તે શિખશે એટલે અંગ્રેજી શિક્ષણ માટે ગુજરાતીના વધારે વપરાશને સ્થાનજ નથી. ઉલટું હમણા કરતાં શિક્ષણમાં અંગ્રેજી વધારે વપરાવું જોઇએ, એવી મારી માન્યતા છે. ગણિતમાં ઉપરના ધોરણમાં દાખલાઓની રકમ અંગ્રેજીમાં લખવવામાં આવે છે પણ તે છોકરાથી સમજી શકાય નહિં તો શિક્ષક તેનો તરજુમો કરી બતાવે છે. એટલે માત્ર અર્થ સમજવાની ખામીને લીધે છોકરાઓનો સંગીન અભ્યાસ નથી થતો એ માનવું વ્યાજબી નથી. કેમકે જે છોકરાઓ હાઇસ્કૂલના ઉંચા ધોરણોમાં આવી ને સાદા દાખલાઓની રકમ અંગ્રેજીમાં ન સમજી શકે તેમના અંગ્રેજી જ્ઞાન માટે આપણે શું મત બાંધવો તે વિચારવાનું હું વાંચકોને સોપું છું.

ઇતિહાસ ભૂગોળના શિક્ષણમાં ચોથા ધોરણથી અંગ્રેજી જે સ્થાન ભોગવે છે તે યોગ્યજ છે. કેમકે અંગ્રેજી ભાષાના પડેલ સંસ્કાર આ શિક્ષણથી વધારે દૃઢ થાય છે. ચોથા પાંચમા ધોરણના ઇતિહાસનાં પાઠ્ય પુસ્તકો એવાં સરળ અંગ્રેજીમાં લખેલાં હોય છે કે સાધારણ છોકરાને થોડા શબ્દોનો અર્થ શિખવ્યાથીજ પોતાની મેળે તે સમજી શકાય: તો પછી બન્ને આશય એકજ સાધનથી સરતા હોય તો એમ કરવું શું ખોટું છે ?

ભૂગોળના શિક્ષણમાં તો નામની ગોખણ પટ્ટી સિવાય કંઈ નથી એટલે કે અંગ્રેજીમાં શિખે કે ગુજરાતીમાં ગોખે એ બધું એકજ છે.

## પરભાષા.

એના શિક્ષણમાં ગુજરાતીનો કંઈક વધારે ઉપયોગ કરી શકાય અને તે પણ અંગ્રેજીમાં મદદગાર રૂપેજ વાપરવી જોઇએ. એટલે કે અમુક વાક્યોનો અર્થ અંગ્રેજીમાં એકલો

કર્યાથી તે ખરો ઠસી શકતો નથી એમ શિક્ષકને લાગે તો ગુજરાતીમાં એ બરાબર સમજાવી અંગ્રેજી અર્થ પણુ પાકો કરાવવો; અને આમ કરવા ખરો શિક્ષક હમેશાં કોશીશ કરેજ છે. ચોથાં અને પાંચમાં ધોરણુમાં વિજ્ઞાન જો ગુજરાતીમાંજ શિખવાય તો છાપ વધારે મજબૂત પડી શકે પણુ શિક્ષકે એ વર્ષોમાં પણુ પારિભાષિક શબ્દોનો અંગ્રેજીમાં પૂરો મહાવરો કરાવવો જોઇએ. એટલે ઉપરનાં ધોરણોમાં અંગ્રેજી દ્વારા શિખવવું અશક્ય ન થઇ પડે. એકંદર જોતાં અંગ્રેજી વિષયનું જ્ઞાન ખરેખરૂં દૃઢ કરવાનું આવશ્યક છે. તેમ બીજા વિષયો અંગ્રેજી દ્વારા શિખવાય છે તેથી કંઇ કાચા નથી રહેતા એટલે હાલનોજ ક્રમ, જો વર્તમાન સંયોગો કાયમ રાખવા એમ હોય તો, ચાલુ રહેવો જોઇએ.

મુંબઈની નિશાળો અને જીલ્લાઓની નિશાળોના વિદ્યાર્થીઓનો જેમણે મુકાબલો કર્યો છે તેમને સહેલાઇથી જણાઇ રહ્યું હશે કે મુંબઇમાં ભણેલા વિદ્યાર્થીઓ વધારે સારૂં લખી બોલી શકે છે. તેના કારણુ માત્ર બે છે.

એક તો ત્યાંની સ્કૂલોમાં ઘણું ખરૂં અંગ્રેજી ભાષાદ્વારાજ શિખવાય છે, તેમ ઉંચા ધોરણુમાં છોકરાઓ અંગ્રેજીમાંજ બોલે છે. અને વળી સમાજમાં પણુ અંગ્રેજીની વપરાશ વધારે છે.

સ્વભાવિક પ્રશ્ન એ ઉદ્ભવશે કે વારંવાર વિષયોનું જુદા જુદા ધોરણુમાં પુનરાવર્તન થયાં છતાં તે વિષયો પાકા નથી થઈ શકતા એનું કારણુ શું ?

એનું કારણુ એકજ અને તે એ કે પ્રાથમિક નિશાળોની કાચી કેળવણી ટુંકા પગારદાર, ઓછું ભણેલાં માસ્તરો બીચારા ગુજારો પણુ ન કરી શકે તેઓ પોતાનો ધર્મ સમજી ઉત્સાહ પૂર્વક શું કામ કરે ? તેમ મુખ્ય શિક્ષકોનો વર્ગ પણુ જોઇએ તેટલો સારો નથી એટલે મદદનીશ શિક્ષકોને ઉપયોગી સૂચનાઓ મળવી જોઇએ તે મળતી નથી.

દરેક વિષય વર્ષની શરૂઆતથીજ પાકે પાચે શિખવવાને બદલે માત્ર પરીક્ષાને વખતેજ પરિણામ સારૂં આવે તેટલા માટે છોકરાઓના મગજમાં અભ્યાસને લગતી તૈયાર કરેલી કેટલીક માહિતી રેડવામાં આવે છે. અને તાજું તાજું હોવાથી પરીક્ષક બીચારો શુષ્ક મગજનો ફળદ્રૂપ અને દ્રવિત થયેલું માને છે. વિદ્યાર્થીઓ શાહુકારીથી જે જ્યાંથી લીધું હોય તે ત્યાંજ પાછું મૂકતા જાય અને ઉપરના ધોરણુમાં ફરીથી શિક્ષકોને નવે નામે માંડવું પડે છે, અને જે ગોખી કાઢવાની ટેવ નાનપણુથીજ પડી ગઇ હોય છે તેના પરજ વિદ્યાર્થીઓ વિશ્વાસ રાખે છે, અને સમજવાની માથાકુટ કરવી એ નિરર્થક માની પોતાની બુદ્ધિને ખીલાવી શકતા નથી.

પહેલાં બીજાં ધોરણુમાં આવેલ છોકરાઓને નામ, સર્વનામ, કર્તા વિગેરે ઘણી વાર માલુમ નથી હોતું. કેમકે પરીક્ષા માટેજ થોડા દિવસમાં એમણે એ સૌ નીચેના ધોરણુમાં તૈયાર કર્યું હતું અને મૂળ ઉદ્દેશ પ્રમાણે તે થોડો વખતજ મગજમાં ટકયું હતું. અંગ્રેજી પહેલાં બીજા ધોરણુના છોકરાઓને એક સાધારણુ ગુજરાતી કાગળ કેમ લખાય તે નથી આવડતું, તો કોઈ જગ્યાનું વણુન કરવું અથવા પોતાને થયેલ અનુભવ સાદા શબ્દોમાં લખવો કે સહેલા નિબંધો લખવા એવી તો શક્તિ ક્યાંથીજ હોય ?

આવા સંયોગોમાં હાઇસ્કૂલના શિક્ષણનો નબળા છોકરાઓને લાભ બીલકુલ મળી શકતો નથી અને તેને લીધે આખા વર્ગનું શિક્ષણ પણ નબળું રહે છે. તેથી ઠેઠ મેટ્રીક લગી અર્ધદગ્ધ વિદ્યાર્થીઓ આવવાથી યુનીવર્સિટીની પરીક્ષા માટે તડામાર તૈયારીઓ તે ધોરણમાં કરવી પડે છે. ઘણીવાર નબળા વિદ્યાર્થીઓની વિશેષ સંખ્યાને લીધે કેટલીક નિશાળોમાં મેટ્રીક વર્ગમાંના વિદ્યાર્થીઓની કુલ સંખ્યામાંથી માત્ર ચાલીશ ટકા જેટલાજ વિદ્યાર્થીઓને ફોર્મ આપવામાં આવે છે. આવી સ્થિતિ ન ઇચ્છવાયોગ્ય છે આમ કરતાં સ્કૂલો અટકે એટલા માટે યુનીવર્સિટિએ મેટ્રીક વર્ગમાં સરેરાશ સંખ્યા કેટલી હતી એના આંકડા મગાવવા જોઇએ. અને તે મુકાબલા ખાતર યુનીવર્સિટિ તરફથી પ્રસિદ્ધ થતાં જુદી જુદી પરીક્ષાઓના પરિણામના અહેવાલમાં બહાર પડવા જોઇએ.

મેટ્રીકનો હમણાનો અભ્યાસક્રમ કાગળ પરતો સારો દેખાય તેમ યોજેલ છે પણ વિષયો બધા પાકા થવાને બદલે ઉપરચોટીયુંજ જ્ઞાન થાય છે, અને તે માટે તો જમીન ચોખ્ખી કરી નવીન વૃક્ષ રોપવું એજ ઉપાય છે.

હાલનું સુંકું ઠુંઠું અંકુરિત થઇ મીઠા મેવા ચખાડે એમ મને લાગતું નથી.

આ વિષય ચર્ચવા માટે શિક્ષણનો અનુભવ ધરનાર માણસોની ખાસ કમીટી નિમવી જોઇએ અને તે એક નાના મંડળમાં ચર્ચાઇ જેવો સારો તોડ થશે તેવો મોટી પરિષદમાં માત્ર નિબંધો વાંચે નહિં થાય. કમીટીનું બંધારણ એવું હોવું જોઇએ કે જેમાં પ્રતિનિધિ તત્વો બધાં આવી જાય. એકદેશીયતા ઇચ્છવા યોગ્ય નથી.

## વિદ્યાર્થીઓની તંદુરસ્તી, તે બગડવાનાં કારણ અને બગડતી અટકાવવાના ઉપાય.

બાળલગ્નની બદીથી છોકરાંઓનાં શરીર, મૂળે તો નબળાં હોયજ છે, તેમાં વળી માતાઓના અજ્ઞાનને લીધે બાળાગોળી અફીણ વિગેરે માદક પદાર્થો બચપણમાં ખવડાવીને એ શરીરને નિર્માલ્ય બનાવી દીધું હોય છે.

નિશાળમાં પણ શરૂઆતથીજ ગમત અને રેમુજને બદલે સખ્ત મજુરીની કેદ જેવી સ્થિતિ હોય છે, અને ઘેર પાછાં જતાં સ્કૂલના તૈયાર કરવાના પાઠના ડરથી રમત ગમતમાં મન ચોટતું નથી.

શરીરમાં કંઇ રોગના અંકુર વારસામાં ઉતરી આવ્યા હોય તે, અથવા તો આજુ-બાજુના વાતાવરણમાં ફેલાયેલાં હોય તે નબળા શરીરને વધારે નબળું બનાવે છે,

વળી ક્રીકેટ, હૉકી, ફુટબોલ, કૂસ્તી, ગેડીદડા જેવી રમતો તરફ બાળકોનું મન પો-તાની મેળે વળે છે; આ વલણ પણ માબાપો, એવી રમતો બહુ જોખમકારી છે એમ કહી, દાબી દે છે. એટલે કુમળી વયે છોકરાઓનું શરીર ખીલવાને બદલે ઉલટું બગડવા માંડે છે. અને કુદરતની એટલી પણ કૃપા છે કે, મનુષ્ય દેહ આટલી આટલી કસુરો છતાં પણ કંઈક ખીલી નીકળે છે.

અમુક કોમનાં છોકરાઓમાં તો સુઘડતાનું પણ ભાન નથી હોતું; અને હિન્દુસ્તાનને આપેલ બહોળા પાણીની અમુલ્ય ઇશ્વરી બક્ષીસનો ઉપયોગ જેમ થોડો થાય તેમ કરવો. એટલે કે ઇશ્વરના પણ જેમ બને તેટલા ઓછા ઋણી થવું અને કર્મબંધનમાં ન આવવું એમ માનતા હોયની!

કેટલાક ખરાબ આદતોના ભોગ નાનપણથી થઇ અને પોતાના શરીરનો નાશ કરે છે અને પોતાના સોબતીઓને પણ છાંટા ઉડાડે છે.

જે નિશાળો સતત પાંચથી છ કલાક કામ કરે છે તેમાં ઘણા વિદ્યાર્થીઓને બપોરની રજા વખતે કંઇ ખાવાનું નથી હોતું તેથી પણ, શરીર ઉપર ખરાબ અસર થાય છે, બાળલગ્નની બદી તો સદ્ભાગ્યે ધીમે ધીમે ઓછી થતી જાય છે. અને તેથી આયંદા થનારી પ્રજાના શરીર કાંઇક સુધરશે. અને તેજ ખરાબ ચાલનો જલદીથી અંત આવે તેટલા માટે શિક્ષકોએ તેની વિરૂદ્ધ સખ્ત લાગણી વિદ્યાર્થીઓમાં પ્રેરવી જોઇએ. શિક્ષકોએ નીતિ શિખવવામાં અને જીવનના કાયદાઓનું જ્ઞાન આપવામાં બહુ શરમાળ ન થવું જોઇએ. કલાસમાં જે છોકરાઓ નબળા માલુમ પડે તે શા માટે નબળા છે તે જાણવા પ્રયત્ન કરી અને જો તબીબી સલાહની જરૂર પડે તો તેમ કરવા માબાપને સૂચવવું જોઇએ.

શહેરો અને કસબાઓની નિશાળો જ્યાં ડાકટરો હોય ત્યાં તો વિદ્યાર્થીઓના શરીરની તપાસ ત્રણ યાતો છ છ મહીને એકવાર થાય એવો બંદોબસ્ત થવો જરૂરનો છે. અને આ તપાસના પરિણામની નોંધ રહેતી હોય તો સારૂં. સ્વચ્છ રહેવું અને સાફ કપડા પહેરવાની ટેવ અભ્યાસની શરૂઆતથીજ પાડવી જોઇએ, નિશાળના શિક્ષણમાં છોકરાઓનું મન આનંદ પામે એવા વિષયોનો ઉમેરો થવો જોઇએ. અને તે સંગીત, ડ્રોઇંગ, બગીચાકામ અને ડ્રીલ જેવાં ગમતના સાધનો દાખલ કર્યાથીજ થઇ શકે. રમત ગમત અને કસરત માટે દરેક સ્કૂલમાં પૂરતાં સાધન જોઇએ. ક્રીકેટ વિગેરે પરદેશી રમતો નાની સ્કૂલોમાં ખરચાળ માલુમ પડે તો આપણી દેશી રમતો જેવી કે ગેડીદડા, દડામાર, આટાપાટા, હડતત, કુસ્તી અને દેશી કસરત તો અવશ્ય કરવાં જોઇએ. તે ઉપરાંત ડ્રીલ દરેક નિશાળમાં કરાવવીજ જોઇએ. અને તે વિષય સ્કૂલ અને ટ્રેઇનીંગ કોલેજમાં દાખલ કરવાથી દરેક શિક્ષક પોતાના કલાસને તે કરાવી શકશે.

છોકરાઓની વયના પ્રમાણમાં Bar Bellની કસરત કરાવવાથી સુધારો થશે. બાળવર્ગથી તે હાઇસ્કૂલના ઉંચામાં ઉચા ધોરણ સુધી દરેક વિદ્યાર્થીએ ડ્રીલ કરવીજ જોઇએ.

### છોકરાઓને બપોરનો નાસ્તો.

બપોરની છૂટી વેળાએ છોકરાઓ કંઇક નાસ્તો કરે તો બહુ સારૂં. એમના ખીલતા શરીરને મોટી ઉમરના માણસો કરતાં પોષણની બહુ જરૂર છે. પણ આ વ્યવસ્થા સ્કૂલ તરફથી તો નજ થઇ શકે, એટલે માબાપોએ ઘેરથીજ, પુરી, સુખડી, કે ચણા જેવું ખાવાનું સાથે આપવું જોઇએ, પોતાના છોકરાઓના ભરણ પોષણ કરવાની માબાપની ફરજમાં આ ફરજ પણ સમાયેલી છે અને આમાંથી રાજ્ય તેમને મુક્ત કરી શકે પણ નહિં અને મુક્ત કરવા ઇચ્છે તો પણ તે અઘટિત છે. રાજ્ય આવો પ્રબંધ પોતાને ખર્ચે

કરે એ અશક્ય છે, તોપણ દલીલ ખાતર માનો કે તે પોતા તરફથી ખાવાનું આપવાની રૂઢી દાખલ કરે તોપણ એ ઇચ્છવા જેવું નથી કારણકે રાજ્યને વિદ્યાર્થીઓને લાભ મળે તેના કરતાં ખર્ચ વધારે થાય અને તેમનામાં બીજાની ઉદારતાથી ખાવું એવો ખોટો ભાવ થવા દેવો એ પણ એક માનસિક અને નૈતિક નિર્બળતા પેદા કરવા જેવું છે. પણ જો માબાપો શિક્ષકોની સાથે વધારે સમાગમમાં આવે અને રમત સંબંધી, પોષણ સંબધી, છોકરાઓના શરીર સંબધી પ્રશ્નોની વાતચીત થાય તો ઘણી મુશ્કેલીઓ દૂર થઇ શકે.

કેળવણીની ખીલવણી માટે શિક્ષકો અને માબાપોનો સહકાર ઘણો અગત્યનો છે.

## મેટ્રીક્યુલેશન.

હું પ્રાથમિક તથા માધ્યમિક કેળવણી શી રીતે સુધારી શકાય તે વિષય ચર્ચતાં આ સંબંધે કંઇક સૂચન કરી ગયો છું, પણ સ્વતંત્ર રીતે આ પરીક્ષા સંબંધીજ થોડા વિચારો દર્શાવવા યોગ્ય ધારૂં છું.

પ્રથમ દૃષ્ટિએ યોજાયેલો અભ્યાસક્રમ કોઇ રીતે ઓછો નહિ લાગે. પણ નીચેના ધોરણમાંથી આવતા વિદ્યાર્થીઓના ખામીભર્યા અભ્યાસને લીધે એક વર્ષમાં પાઠય વિષયોનું સંગીન જ્ઞાન આપી શકાતું નથી એટલે શિક્ષણ માત્ર પરીક્ષા મંડપની જરૂરીઆતોનો ખ્યાલ રાખીનેજ આપવામાં આવે છે અને તેટલે અંશે શિક્ષણ ઉપરચોટીયું થાય છે. આમ ન થાય તેટલા માટે પ્રાથમિક શિક્ષણની સ્થિતિ સુધારવી એ આવશ્યક છે.

તેમ હમણાની પરીક્ષામાં કેટલાક વિષયો એવા છે જે અભ્યાસક્રમમાંથી કાઢી નાખવામાં આવે તો બીજા વિષયો પર વધારે લક્ષ આપી શકાય.

ખગોળ અને ભૂગોળનો જે ભાગ આ ધોરણમાં રાખેલ છે તે જો છઠ્ઠા ધોરણમાં રખાય તો કાંઇ અડચણ જેવું નથી. અને તે ધોરણમાંથી વિષયોનો બોજો ઓછો કરવા માટે દેશી ભાષાનો વિષય નિબંધ સિવાય કાઢી નંખાશે તો ઠીક પડશે.

છોકરાઓનો ગુજરાતી ભાષા પર કેટલો કાબુ છે, તે નિબંધદ્વારા સારી રીતે જણાઇ રહેશે, અને વર્ગમાં પણ વારંવાર ગુજરાતી નિબંધ લખાવવાથી આપેલ વિચારો શી રીતે ગોઠવવા તેનો મ્હાવરો પડશે અને આ ટેવ અંગ્રેજી લખવામાં પણ ઉપયોગી થશે.

ઐચ્છિક વિષય તરીકે માતૃભાષા યાતો અંગ્રેજી રાખેલ છે. અને તે યુનીવર્સિટી પરીક્ષામાંથી બાતલ કરેલ છે. જો માતૃભાષાનું જ્ઞાન કેળવવું એવોજ ઉદ્દેશ હોય તો અંગ્રેજી ઐચ્છિક તરીકે રાખવું આવશ્યક નથી. અને મારી માન્યતા પ્રમાણે ઐચ્છિક વિષય પડતો મૂકવામાં આવે તો અભ્યાસક્રમ વધારે બંધ બેસતો થશે, કેમકે હમણાના ધોરણે વિદ્યાર્થીઓને પ્રાસ્તાવિક અંગ્રેજી પેપર માટે બહારનું ઘણું વાંચવાનું તેમજ લખવાનું હોય છે. અંગ્રેજી સામાન્ય જ્ઞાન વધારે પરિપકવ થાય તેમ કેળવણી લેનારાઓને આગળ પર વધારે સુગમતા થશે, અને કોલેજોમાં કાચા વિદ્યાર્થીઓ પહેલા વર્ષમાં દાખલ થવા પામે છે તે સંબંધી ફરીયાદ કેટલેક દરજ્જે ટળી જશે.

હમણાના અભ્યાસક્રમમાં વિષયનો એટલો બધો ખીચડો છે કે તેથી સામાન્ય જેવા ઉપયોગી વિષય પર પૂરતું ધ્યાન આપી શકાતું નથી. સાયન્સનું વ્યાવહારિક અને ભાવનાત્મક શિક્ષણ આપવા માટે દરરોજ ઓછામાં ઓછી ચાલીશથી પચાશ મિનીટ એમાં ગાળવી જોઇએ, તેને બદલે અઠવાડીઆમાં 'ફર્સ્ટ એઇડ' અને સાયન્સ મળીને ભાગ્યેજ ત્રણ પીરીઅડ આપી શકાય છે. તેમાં તો વળી ફર્સ્ટ એઇડ માટે નિશાળની બહારનો વખત લેવો પડે છે કેમકે તે વિષયના શિક્ષણ માટે બહારના ડાકટરો વિગેરેની સગવડ ઉપર આધાર રહે છે. જો છઠ્ઠા ધોરણમાંથી દેશી ભાષા કાઢી નાંખી 'ફર્સ્ટ એઇડ' નો અર્ધો ભાગ અને ખગોળ તેમાં નાખવામાં આવે અને સાતમા ધોરણમાં 'ફર્સ્ટ એઇડ'ની બાકી રહેલી બાબતો રાખીએ અને ઐચ્છિક વિષય મુકી દઇએ છીએ તો હમણાના કરતાં છોકરાઓ ઉપરથી ઘણો બોજો ઓછો થઇ શકશે અને બીજા વિષયોનું જ્ઞાન પરિપકવ થશે.

આ બધા સવાલો યુનીવર્સિટિ સેનેટમાંજ માત્ર ચર્ચે અને સ્કૂલના હેડ માસ્તરો વિગેરેને તો માત્ર તેનો અમલજ કરવો પડે એવું હમણાનું ધોરણ કોઇ પણ રીતે પસંદ કરવા જેવું નથી.

જેમને હમેશાં વિદ્યાર્થીઓને બધા વિષયો શિખવવાના છે, જેમના પર સારા ખરાબ પરિણામનો જુમ્મો રહેલો છે, જેમને વિદ્યાર્થીઓનું માનસિક બળ ખીલવી તેનું ભવિષ્ય સુધારવાનું સોંપવામાં આવેલ છે, તેમનો આવા પ્રશ્નોના નિર્ણયમાં કંઇ અવાજ નહિ એ ખરેખર શોચનીય છે.

સેનેટમાં સભાસદો તરીકે, થોડાએક ધારાશાસ્ત્રીઓ અમુક કોલેજના પ્રોફેસર ને પ્રિન્સીપાલો અને સરકારી કેળવણી ખાતાના અમુક યુરોપીયન અમલદારો શિવાય સ્કૂલના પ્રતિનિધિઓ તો મૂદલજ નથી હોતા. તેમ પરીક્ષકો તરીકે પણ કોલેજોના લેકચરરો પણ લાયક ગણાય છે જ્યારે ખાસ હાઇસ્કૂલના શિક્ષણનો અનુભવ ધરાવના માણસોને પસંદ નથી કરવામાં આવતા. એટલે ધોરણ બાંધનાર અને તેનો અમલ કરનાર એ બે વર્ગ વચ્ચે સહકાર થઇ શકતો નથી.

જે છોકરાઓને કોલેજના પ્રોફેસરો ભણાવે છે તેજ છોકરાઓની પરીક્ષા લેવા માટે જો તેઓ લાયક ગણાય છે તો પછી જે શિક્ષકો મેટ્રીકયુલેશનના વિદ્યાર્થીઓને શિખવતા હોય તેઓ એમની પરીક્ષા માટે શા માટે ન યોજાય ?

આ દેખીતી વિચિત્રતા ટાળવા મેટ્રીકયુલેશનની પરીક્ષાની વ્યવસ્થા જેવી કે અભ્યાસક્રમ યોજવો, પાઠય પુસ્તકો મુકરર કરવાં, પરીક્ષકો નીમવા, એ સહુ સત્તા એક મંડળને સોંપાવી જોઇએ. અને તે મંડળમાં અર્ધી સંખ્યા યુનિવર્સિટીના પ્રતિનિધિઓની અને અરધી સંખ્યા હેડ માસ્તરોના પ્રતિનિધિઓની જોઇએ.

આવું મંડળ પોતાના જાત અનુભવથી ખરેખર ખામીઓ શી છે તે તરત શોધી કાઢશે અને તેને ટાળવાના ઉપાયો પણ જલદીથી લઇ શકશે.

## સ્કુલફાઇનલ અને મેટ્રીકયુલેશન એકત્ર કરવા બાબત.

સ્કૂલ ફાઇનલનું હમણાનું ધોરણ ઘણુંખરૂં મેટ્રીકયુલેશનના બંધારણ પરજ રચાયલું

છે. એટલે જે છોકરાઓ અભ્યાસમાં નબળા માલુમ પડે તેજ ઘણું કરીને આ પરીક્ષામાં જાય છે, અને ઉમેદવારોમાંથી આટલા ટકા પાસ થવા જોઇએ એવું પરીક્ષકોનું જાણીતું વલણ હોવાથી ઓછી તૈયારીઓ છતાં પણ આપણે પાસ થઈ શકીશું એવી વિદ્યાર્થીઓમાં માન્યતા છે. અંગ્રેજીમાં જે કુશળતા મેટ્રીક થવા ઇચ્છતા વિદ્યાર્થીઓને જરૂરની છે તેવી આ પરીક્ષા માટે જરૂરની મનાતી નથી.

ભૂગોળના જ્ઞાન સિવાય બીજા બધા વિષયોમાં સામાન્ય જ્ઞાનમાં એક મેટ્રીક સ્કૂલ-ફાઈનલ પસાર થયેલા વિદ્યાર્થી કરતાં વધારે સારો હોય છે. એટલે અત્યારને ધોરણે સ્કૂલ-ફાઇનલ પરીક્ષાથી તમામ મેટ્રીક થયેલ કારકુન કરતાં હલકી પ્રતિના કારકુન આપણે તૈયાર કરીએ છીએ. જો ભણાવવાનો એજ ઉદ્દેશ હોય તો પછી એકલી મેટ્રીક્યુલેશન પરીક્ષાજ આ કામ માટે બસ છે.

આવી રીતે બે લગભગ સરખી પરીક્ષા રાખવાથી સ્કૂલફાઇનલના ભૂગોળ જેવા ઉપયોગી વિષય પર જોઇએ તેટલું લક્ષ આપી શકાતું નથી. તેમ એ પરીક્ષા માટે નિમિત્ત થયેલ અંગ્રેજીનો અભ્યાસ પણ ઘણી જગ્યાએ ખાસ કરવામાં આવતો નથી. કેમકે જુદા જુદા વિષયોના ખીચડાથી હાઈસ્કૂલમાં માસ્તરો બધે પહોંચી વળે એવું હોતું નથી એટલે આ બન્ને પરીક્ષાઓ એક કરી નાંખવામાં આવે તો નિશાળનું શિક્ષણ વધારે સરળ થાય.

અત્યારે માત્ર નબળા છોકરાઓ અને થોડાકજ સારા વિદ્યાર્થીઓ જેઓ નીચેના ધોરણમાં નજીવા કારણસર બીજી ભાષામાં કાચા રહ્યા હોય, તેઓજ આ પરીક્ષા સહેલી છે એમ સમજી ભવિષ્યનો વિચાર કર્યા શિવાય તે ક્રમ લઈ લેછે. પણ ખરી રીતે જોતાં સ્કૂલફાઇનલનું ખરૂં સ્વરૂપ કેવું હોવું જોઇએ, તે મેં નવા ધોરણ યોજવા સંબંધી જે સવિસ્તર દરખાસ્ત રજુ કરી છે તેમાંના Vocational Training સંબંધી કરેલ સુચનાઓ ઉપરથી સમજી શકાશે.

## ખાસ વર્ગોની કેળવણી.

રાજકુમારો, તાલુકદારો અને ગરાસીઆઓની કેળવણી સંબંધી—

આ ખાસ વર્ગો માટે જે પદ્ધતિ હાલ પ્રચલિત છે, તે ખરચાળું છે એટલુંજ નહિં પણ તેમના માટે ખાસ ઇલાહિદિ સંસ્થાઓ રાખવાથી સામાન્ય પ્રજાવર્ગને અનેક ગેરફાયદા છે. રાજકુમારો, તાલુકદારો અને ગરાસીઆઓ—એ સર્વેને માટે કેળવણીની એક સંસ્થા હોય તો તો કંઇક યોગ્ય છે. પરંતુ તેમ નહિં કરતાં, તે વર્ગમાં પણ બે ભાગ પાડવામાં આવ્યા છે અને રાજકુમારો જેવા માટે રાજકુમાર કોલેજ સ્થાપવામાં આવી છે અને બીજા વર્ગ માટેની સંસ્થાનું નામ ગરાસીઆ સ્કૂલ એમ રાખવામાં આવ્યું છે. એટલે રાજકુમારો જેઓ ભવિષ્યના રાજકર્તાઓ થવાના છે તેઓ તો સામાન્ય પ્રજાવર્ગના સંબંધમાંતો ક્યાંથીજ આવે પણ તાલુકદારો અને ગરાસીઆઓ જેઓ તેમના ભાયાતો છે અને જેઓ રાજકર્તા કોમનીજ ઓલાદ છે તેમના સંબંધમાં પણ આ રાજકુમારોને આવવાની તક આ ગોઠવણથી મળતી નથી.

રાજકુમાર કૉલેજનું વાર્ષિક ખર્ચ ૬૦,૦૦૦ સાયઠ હજાર રૂપીઆ ઉપરનું થવા જાય છે, જ્યારે આ ખરચાળ કેળવણીનો લાભ લેનારની સંખ્યા ભાગ્યેજ પચીશથી ત્રીસ સુધી થવા જાય છે.

રાજકુમારો બચપણમાં ઝનાનામાંજ ગોંધાઇ રહે છે. અને અજાણ ખવાસણો અને ખવાસોની ઇચ્છા મુજબ તેમને ઉછેરવામાં આવે છે અને તેનાજ સંસ્કાર તેમના કોમળ મગજમાં પડે છે. પોતે રાજકુમાર છે, અને ભવિષ્યમાં પોતે રાજા થવાનો છે એવી સમજણ આવે અને પોતાની ભાવિ પ્રજાના સંબંધમાં આવવાની ઇચ્છા ઉત્પન્ન થાય તે પહેલાંતો તેને રાજકુમાર કૉલેજમાં મોકલવામાં આવે છે જ્યાં તેને પોતાના જેવા રાજકુમારો યુરોપીયન અને દેશી માસ્તરો અને પોતાના હલકા નોકરો શિવાય બીજા કોઇના પરિચયમાં આવવાનો તેમને પ્રસંગ મળતો નથી.

અમુક વર્ષ આ પ્રમાણે ગાળ્યા પછી તેમને રાજ્યાસનપર આરોહણ થવાનો સમય પ્રાપ્ત થાય છે. જ્યારે તે માત્ર રાજ્યના મોટા અમલદારો અને યુરોપીઅન મિજમાનો શિવાય બીજાના સહવાસમાં આવતા નથી અને બીજા સામાન્ય પ્રજાજન સાથે વાતચિતના પરિચયમાં પણ આવવાનો તેમને અણગમો પેદા થાય છે.

સામાન્ય પ્રજાની અભિલાષાઓ શું છે, તેઓને કેળવણી તથા બીજા સામાજીક સુધારા કરવામાં શી શી અડચણો નડે છે, તેઓને જીંદગીમાં કેવી હાડમારીઓ વેઠવી પડે છે, રાજ્યના અમલદારો પ્રજાજન સાથે કેવી રીતે વતન ચલાવે છે, તેઓ કરવેરા વિગેરેના બોજા સંબંધી કેવા વિચાર જણાવે છે, તેઓ માંહેનો કેળવાયેલો વર્ગ રાજ્યતંત્ર માટે સંતોષ જાહેર કરે છે કે કેમ—પ્રજાના હક જળવાય છે કે કેમ અને ટુંકામાં પ્રજા સર્વ રીતે સુખી છે. તથા ગુજરાનના સાધન સહેલાઇથી પેદા કરી શકે છે કે નહિં વિગેરે માહિતી સામાન્ય પ્રજાના બાળકો સાથે સંબંધમાં આવે તો આવા રાજકુમારોને મળી શકે.

આ પ્રમાણે સંબંધમાં નહિં આવવાથી હાલના રાજાઓ રાજ્યકર્તા તરીકે પોતાનો ધર્મ યથાર્થ બજાવી શકતા નથી. અને પ્રજાપતિ પિતૃસ્નેહ દાખવી તેમની ચાહના મેળવી શકતા નથી.

રાજકુમારો માટે એલાહિદિ રાજકુમાર કૉલેજની સ્થાપનાથી અતિશય ખર્ચ ઉપરાંત ઉપર પ્રમાણે અનેક ગેરલાભો થાય છે. આવી એક રાજકુમાર કૉલેજ પાછળ થતા ખર્ચમાંથી બીજી દશ હાઇસ્કૂલ નભી શકે.

આ પ્રમાણે સ્થિતિ છે તોપણ રાજકુમારોએ સામાન્ય વર્ગ સાથે પ્રાથમિક સ્કૂલ અને હાઇસ્કૂલમાં રહીનેજ અભ્યાસ કરવો એવો મત અમારો નથી. તેઓને માટે જુદી સ્કૂલ જોઇએ. પરંતુ હાલ જેમ રાજકુમાર કૉલેજ છે અને તેમાં રાજકુમારોની તમામ જુજ સંખ્યા છે, તેવી અલાહિદિ સંસ્થા નહિં પરંતુ ઇંગ્લાંડમાં જેમ બોર્ડીંગ સ્કૂલો હોય છે, તેવા ધોરણપર રચાયેલ એક બોર્ડિંગ સ્કૂલ ઉઘાડવી. અને તેમાં રાજકુમારો ઉપરાંત,બીજા ગરાસીયા, ભાયાતો, તાલુકદારો, અને શ્રીમંત વર્ગના વિદ્યાર્થીઓને દાખલ કરવા એટલુંજ નહિં પણ સામાન્ય વર્ગમાં પણ કોઇ પ્રભાવશાળી, તેજ બુદ્ધિવાળા વિદ્યાર્થીઓ હોય અને

જેઓ આ સ્કૂલનું બોર્ડીંગ વિગેરેનું ખર્ચ ઉપાડી શકે તે તમામ માટે આ બોર્ડીંગ સ્કૂલ ખુલ્લી હોવી જોઇએ.

આ સ્કુલમાં સ્ટાફ્ વગેરે કેળવાયેલા ગ્રેજ્યુએટોનોજ હોવો જોઇએ. અને બીજી હાઇ-સ્કૂલ કરતાં વધારે ઉત્તમ રીતે નમુનેદાર શિક્ષણ મળે તે માટે ગ્રેજ્યુએટોને સારા પગાર ઉપરાંત નિશાળમાં દરેક વિષય સમજાવવા માટે પુસ્તકો, નકશા, ચિત્રો, મોડેલો અને યંત્રો, તથા એપેરેટસ વગેરેની સંપૂર્ણ સામગ્રી હોવી જોઇએ. રાજકુમારોના ઘણા સોબતીઓ થશે અને તેઓના સહવાસને લઇ તેઓ લોકોની સ્થિતિથી વધારે માહિતગાર થશે, અને પોતાથી ઉતરતા દરજ્જાના માણસો સાથે હરવા ફરવામાં તથા વાતચિત કરી વિચારની આપ લે કરવામાં કોઇ રીતે તેઓ સંકોચ નહિં ધરે.

રાજકુમારો સાથે એક બે હલકા નોકરો રાખવા દેવા પણ તે ઉપરાંત બીજા ખવાસો કે મુસાસિબ નહિ એવા વધારાના નોકર કે જે નોકરોના ક્ષુદ્ર તથા સંકુચિત વિચારોની અસર રાજકુમારોના મગજપર થાય તેવાને બોર્ડીંગમાં બીલકુલ ન રાખવા દેવા જોઇએ.

આ નિશાળના અભ્યાસક્રમમાં, રમત, ગમત, રાઇડીંગ વગેરેને વિશેષ અગત્યતા આપવી જોઇએ. જો બને તો રજપુત વર્ગને લશ્કરી તાલીમ પણ કંઇક અંશે આપવાની ગોઠવણ થવી જોઇએ.

આવું ધોરણ રાખવાથી તેઓ સ્વધર્મપરાયણ થતાં શિખશે અને સામ્રાજ્યને પણ ખરા સ્તંભ રૂપ થઈ પડશે.

કૃપાશંકર દલપતરામ આચાર્ય.



# ગુજરાતમાં માધ્યમિક કેળવણી.

## પ્રવેશિકા.

આ ગુજરાત કેળવણી પરિષદે ખાસ કરીને બે બાબતો પર પોતાનું લક્ષ આપવું જોઇએ.

૧. મોટી ઉંમરની સ્ત્રીઓ માટે શિક્ષણવ્યવસ્થા.

૨. માધ્યમિક કેળવણીની સ્થિતિ અને તેમાં થઈ શકે તેવો સુધારો.

આ બે બાબત પર ખાસ લક્ષ આપવાનું કારણ એટલુંજ કે એમાં પરિષદ જો ધારે તો થોડા સમયમાં ઘણું કાર્ય કરી શકે. જ્યારે પ્રાથમિક કેળવણી અને ઉંચી કેળવણીના પ્રશ્નો ઘણા વિશાળ, પૈસાના સાધન પર આધાર રાખનારા અને સરકારની મદદથીજ આગળ વધી શકે એવા છે ત્યારે આ બે બાબતોમાં લોકો ધારે તે કરી શકે.

મોટી ઉમરની સ્ત્રીઓ—સધવા તેમજ વિધવાની કેળવણીનો સંવાલ સૌથી વધારે અગત્યનો છે. પણ એ બાબતમાં મારો અનુભવ ન હોવાને લીધે એ કોઇ બીજાઓને માટે રાખી અત્રે માત્ર માધ્યમિક કેળવણીના પ્રશ્નોનુંજ વિવેચન કરવામાં આવશે.

જેટલું લોકો કરી શકે તેટલું તેઓ કરતા નથી, અને ઘણી વખત સરકારને ઠપકો આપે છે. ત્યારે સરકાર તેમની વાતો શી રીતે સાંભળે ? જે લોકો કાર્ય કરતા નથી અને માત્ર માંગણીઓ અને બીકણની માફક છૂપો બડબડાટ કરે તેમના અવાજની અસર કેટલી હોઇ શકે ? જો અમુક બાબતમાં આપણને સત્તા જોઇતી હોય તો તે મેળવવા પહેલાં જે બાબતમાં સત્તા સ્વતંત્ર રીતે ભોગવી શકાતી હોય તે બાબતમાં ભોગવવી જોઇએ અને તે સત્યના યોગ્ય ઉપયોગથી આપણે બતાવવું જોઇએ કે આપણે વધારે સત્તા મેળવવાને લાયક છીએ. કેળવણી અને લોક આરોગ્ય એવી બાબતોમાં લોકો પોતાની મેળે મંડળો સ્થાપી સરકારની મદદ વિના ઘણું કરી શકે એમ છે. પણ ગુજરાતની સ્થિતિ આપણે તપાસીએ ત્યારે એમજ માલૂમ પડે છે કે લોકોને કાંઇ પણ પોતાનું શ્રેય કરવાની ઇચ્છાજ સ્ફુરી નથી. અને જે અંગ્રેજી શાળાઓ હાલ મોટા શહેરોમાં અસ્તિત્વમાં છે તેમાંની ઘણીખરી વિદ્યાના પ્રચાર માટે કાઢવામાં આવી ન હોતી, પણ પૈસા કમાવાના એક સાધન તરીકેજ. જ્યાં ખાનગી ગૃહસ્થો પૈસા કમાવાના સાધન તરીકે નિશાળો કાઢતા હોય ત્યાં એ એક સર્વને ઉપયોગી, સર્વએ ઉપાડી લેવી જોઇતી બાબત છે. નિશાળો અમુક એક વ્યક્તિની સત્તામાં હોવા કરતાં તેમની વ્યવસ્થા લોકોના યોગ્ય નેતાઓના હાથમાં હોવી જોઇએ એ વિચારોથી કાર્ય ન થતું હોય ત્યાં સુધી તો સારાં પરિણામ આવવાને બદલે અનિષ્ટ પરિણામજ આવવાનાં. સારા દેશજનો ઉત્પન્ન કરવા એવા હેતુથી કામ કરનાર આખા ગુજરાતમાં કેટલી નિશાળો છે ? એનો જવાબ દરેક ગૃહસ્થ પોતાની મેળેજ શોધી કાઢશે.

ઉપાય માત્ર એકજ છે. આવી સઘળી નિશાળોને બદલે ચરોતર કેળવણી મંડળ અને સાર્વજનિક કેળવણી મંડળ જેવાં મંડળો સ્થળે સ્થળે સ્થપાવાં જોઇએ. અને ખાનગી

વ્યક્તિઓને શિર જે બોજો છે તે તેમણે ઉપાડી લેવો જોઇએ. આખા ગુજરાતને માર્ગ-દર્શક એક " ગુજરાત કેળવણી મંડળ " પણ સ્થપાવું જોઇએ.

## અભ્યાસક્રમ વિગેરે.

હવે હાલ ચાલતી નિશાળો તથા તેમના અભ્યાસક્રમની કેટલીક ખામીઓ વિષે વિવેચન થશે.

૧. હાલ કેટલીક નિશાળોમાં વગમાં હદ કરતાં વધારે છોકરાઓને રાખવામાં આવે છે. એક વર્ગમાં ૫૦—૬૦-૭૦ અથવા ૧૦૦ ની સંખ્યા પણ કેટલેક સ્થળે જોવામા આવે છે.

૨. શિક્ષકો કાયમ રહેતા નથી. થોડે થોડે વખતે બદલાય છે. શિક્ષકોની સ્થિતિ ગુલામ જેવી હોય છે. શિક્ષકો પોતાના વિચારોનો સ્વતંત્રતાથી ઉપયોગ કરી શકતા નથી. જ્યાં ગુરૂજીઓ ગુલામ જેવા ખુશામતીઆ, અને વેપારી વત્તિથી વિદ્યાર્થીઓને પુસ્તકો વિગેરે વેચી પૈસા કમાનાર પોય ત્યાં શિષ્યો આદર્શ દેશજનો ક્યાંથી બની શકે?

૩. શિક્ષકોની સ્થિતિ આવી હોવાને લીધે સારા શિક્ષકોને શીખવવાને ઉત્સાહ રહેતો નથી. માત્ર મેટ્રીક અથવા સ્કુલફાઇનલમાં સારી સંખ્યા પાસ કરાવવી અથવા ગ્રાંટ મેળવવાને ઇન્સ્પેકશન વખતે સારો દેખાવ કરવો એ ઉપરાંત નિશાળોનો બીજો કોઇ પણ હેતુ હોતો નથી.

૪. જેટલા વિદ્યાર્થીઓ નિશાળમાં જાય છે તેનો ⅓ ભાગ પણ મેટ્રીકમાં પાસ થઇ શકતો નથી. જેઓ પાસ થાય છે તેઓ આગળ ભણી નોકરી લઇ શકે છે પણ બાકીના ઘણી મુશીબતથી પોતાનો ધંધો શોધી કાઢે છે. આવા વિદ્યાર્થીઓને આગળથી ધંધાનું શિક્ષણ મળતું રહે તો તેઓ ભવિષ્યમાં સારી રીતે પોતાનો નિર્વાહ કરી શકે. માટે દરેક નિશાળમાં ધંધાના ઐચ્છિક વિષયો દાખલ કરવા જોઇએ અને દરેક વિદ્યાર્થીને માટે ૧ ઐચ્છિક વિષય શીખવાનું ફરજીઆત રાખવું જોઇએ. શહેરોમાં ધંધાના શિક્ષણને માટે સારી અનુકૂળતા મળી શકે; કારણ ત્યાં વિદ્યાર્થીઓની સંખ્યા ઘણા મોટા પ્રમાણમાં હોય છે, અને દરેક ધોરણના ઘણા વર્ગો હોય છે. તેથી એકજ ધોરણના ઘણા વર્ગો પાડવાને બદલે જુદા જુદા ધંધા શિખનારના પણ વર્ગ પાડી શકાય. દરેક વિદ્યાર્થીને માટે અમુક વિષયો ફરજીઆત રાખી બીજા ઐચ્છિક વિષયોનું શિક્ષણ આપી શકાય. અને તે ઐચ્છિક વિષયો વાર દરેક ધોરણના વર્ગ પાડી શકાય. અને બીજું શહેરોમાં દરેક ધંધાનું શિક્ષણ આપતાં જે ચીજો તૈયાર થાય તેમના ગ્રાહકો પણ જલદીથી મળી શકે અને દરેક તૈયાર થયેલી ચીજનું વેચાણ પણ થઇ શકે, જેથી શહેરોમાં ધંધાનું શિક્ષણ દાખલ કરવું સહેલું થઇ પડે. અને ગામડામાં ખેતીનું શિક્ષણ, થોડું સુતારી કામનું શિક્ષણ તથા દરજીનું શિક્ષણ આપી શકાય, શહેરોમાં ઘણા ધંધાઓ શીખવી શકાય અને દરેક ધંધો શીખનારા વિદ્યાર્થીઓ પણ મળી શકે.

૫. જો શિક્ષકોને પોતાના કાર્યમાં પૂર્ણ સ્વતંત્રતા મળે તો તેમનો ઉત્સાહ વધે. સારા શિક્ષકો મળી શકે અને શિક્ષણની પદ્ધતિમાં શોધકવૃત્તિ પણ ખીલતી રહે.

૬. હાલ વિદ્યાર્થીઓ સ્કુલોમાં સાત વર્ષ ગાળે છે પણ તેમણે મેળવેલાં જ્ઞાનનો સરવાળો કરીએ તો એમજ માલુમ પડે છે કે ખરી જાણવા જેવી ચીજો તેમને શીખવવામાં આવી નથી. નકામી ચીજો તેમણે ઘણા પ્રમાણમાં ગોખેલી હોય છે, અને તેમાંની ઘણીખરી ભૂલી જાય છે. તેનું કારણ એટલુંજ કે તે ખરેખર નકામીજ હોય છે અને તેમને જીવનમાં ઉપયોગી થતી નથી. ઇતિહાસ, ભૂગોળના વિષયોમાં ખાસ કરીને આવું બને છે જેથી એ વિષયોમાં થોડું શીખવવું, જીવનમાં ઉપયોગી થાય એવું શીખવવું અને ભૂલી ન જાય એવી રીતે શીખવવું એ ત્રણ બાબત પર ખાસ ધ્યાન અપાવું જોઇએ.

૭. મહર્ષિ ટાગોરનાં શાંતિનિકેતનમાં જે વિષયવાર વર્ગની યોજના રાખવામાં આવી છે તે ઉત્તમ છે. અને શિક્ષકો તેમજ શિષ્યોની ઘણી અડચણો તેથી દૂર થઇ શકે એમ છે. તે યોજનાનો સ્વીકાર કરવાથી ખર્ચ પણ વધતો નથી. માત્ર હાજરીનાં રજીસ્ટર વધારે રાખવાથીજ તેમ થઇ શકે છે. હાલની પદ્ધતિ પ્રમાણે વિદ્યાર્થી અંગ્રેજીમાં સાતમા ધોરણને લાયક હોય અને સંસ્કૃતમાં ચોથા ધોરણને લાયક હોય તો તે અંગ્રેજી જ્ઞાન મેળવતો અટકે છે. અથવા જો તેને કોઈ પણ પ્રકારે સાતમા ધોરણમાં લઇ લેવામાં આવે તો તે સંસ્કૃત જ્ઞાન મેળવતો અટકે છે. બીજું, કોઈ વિદ્યાર્થી ત્રણ વિષયમાં લાયક હોય અને એકમાં બહુજ કાચો હોય તો તેને કાચા વિષયમાં કયા આધારે પ્રોમોશન આપવામાં આવે છે એ સમજવું બહુજ મુશ્કેલ છે. અને વિદ્યાર્થી ત્રણ વિષયમાં કાચો હોય અને એક વિષયમાં બહુજ સારો હોય તો તેને પ્રોમોશન ન આપી તે સારા વિષયમાં જ્ઞાન વધારવામાંથી શામાટે અટકાવવો જોઇએ ? આમ હાલ ચાલતી પદ્ધતિ ઘણીજ અડચણકર્તા છે, તે તરત દૂર થવી જોઇએ અને ધોરણવાર નહિ પણ વિષયવાર સર્ટિફિકેટો આપવાની પદ્ધતિનો સ્વીકાર થવો જોઇએ.

૮. મકાનોમાં હદ ઉપરાંત પૈસા ખર્ચવામાં આવે છે. હવા, અજવાળું, સ્વચ્છતા અને સાદાઇમાં વસતી શોભા એ તરફજ ખાસ ધ્યાન અપાવું જોઇએ. અને સ્કુલોના મકાનો ઐશ્વર્યનાં ચિન્હો તરીકે નહિ પણ સાધુતાનાં ચિન્હો હોવાં જોઇએ. આ બાબતમાં થતો ઘણો ખર્ચ બીજી જરૂરની બાબતમાં લઇ શકાય.

## નિબંધો માટેના વિષયોની યાદીમાં પૂછાયલા પ્રશ્નોની ચર્ચા.

(ખ) પુસ્તકો પસંદ કરવાની સંપૂર્ણ છૂટ હેડમાસ્તરોને આપવી જોઇએ અથવા હાલ જે પુસ્તકોમાંથી પસંદ કરવાનું હોય છે તે ક્ષેત્ર ઘણું નાનું છે તે મોટું થવું જોઇએ. સારાં પુસ્તકો પણ તૈયાર થયાં નથી. આપણા કેળવાયલા વર્ગોએ આપણને ઉપયોગી થાય તેવાં પુસ્તકો તૈયાર કરવાની જરૂર છે. ખાસ કરીને ઇતિહાસ ભૂગોળનાં પુસ્તકો ઘણાં સારાં થવાની જરૂર છે.

( ડ–ચ–છ ) અંગ્રેજી નિશાળોમાં ગુજરાતી ભાષાનું શિક્ષણ નહિ. જેવુંજ આપવામાં આવે છે, જે હાઇસ્કુલોના વિદ્યાર્થીઓના નિબંધો વાંચવાથી જણાઇ આવશે. તેમજ ગુજરાતી ભાષામાં સારાં વિદ્યાર્થીઓને વાંચવા લાયક પુસ્તકોની પણ ખોટ છે. તેમને માટે વાંચવા લાયક પુસ્તકો તૈયાર થવાં જોઇએ. સઘળા વિષયો માતૃભાષાદ્વારા શીખવવામાં આવે અને તેની પરીક્ષા માતૃભાષામાંજ લેવામાં આવે તોજ માતૃભાષા સારી રીતે શીખવાશે.

ગુજરાતી ભાષાદ્વારા શિક્ષણ આપવાથી વિદ્યાર્થીની બુદ્ધિ ખીલે છે, અને તેમ કરવાથી થોડા સમયમાં તેઓ વધારે જ્ઞાન મેળવી શકે.

વિદ્યાર્થીઓ મોટી ઉમ્મરના (૧૨–૧૩ વર્ષના) થાય ત્યારે અંગ્રેજી શિક્ષણ શરૂ કરવામાં આવે તો Direct method થી તેમને દરરોજ બે કલાક અંગ્રેજી શીખવવામાં આવે અને શિક્ષક Direct method જાણતા હોય તો ચાર પાંચ વર્ષમાં હાલના જેટલું જ્ઞાન પ્રાપ્ત કરી શકે, અને ઇતિહાસ, ભૂગોળ, સંસ્કૃત જેવા વિષયો અંગ્રેજી ભાષાદ્વારા શીખવી અંગ્રેજીનું જ્ઞાન વધારવા કરતાં અંગ્રેજીનું જ્ઞાન વધારવાનો બીજો રસ્તો છે. અંગ્રેજીનું જ્ઞાન વધારવાને દરરોજ એકને બદલે બે કલાક તે શીખવવામાં ગાળવા, અને તેટલો વખત બીજા વિષયોમાંથી ઓછો કરી, તે વિષયો ગુજરાતી દ્વારાજ શીખવવા. મારા સાંભળવા પ્રમાણે આ પદ્ધતિનો સ્વીકાર પુનાની ન્યુ ઈંગ્લીશ સ્કુલે કર્યો છે.

(જ.) આ બાબતમાં પ્રવેશિકામાં ઘણું કહેવામાં આવ્યું છે. અને ફરીથી ટૂંકમાં એટલુંજ કહીશ કે નીતિ, દેશજનતા વિગેરે બાબતો પુસ્તકોદ્વારા નહિં પણ ગુરૂના જીવનનું અનુકરણ કરવાથીજ વિદ્યાર્થીઓ શીખી શકે. જેવી રીતે શિક્ષકોને શિક્ષણની કળા શીખવવા માટે મુંબઈની અથવા મદ્રાસની ટ્રેનીંગ કોલેજમાં મોકલવામાં આવે છે તેવી રીતે તેમને મહર્ષિ ટાગોરની શાન્તિનિકેતન જેવી સંસ્થામાં એક વર્ષ રહેવાને મોકલવામાં આવે તો તેઓ શિક્ષકના જીવનને ઉપયોગી થાય તેવો સારો અનુભવ મેળવી શકે. આવો સંસ્કાર પામેલા શિક્ષકો વિદ્યાર્થીઓ ઉપર સારી છાપ પાડી શકે. જો હાલનું વાતાવરણ સુધારવું હોય તો આદર્શ શિક્ષકોએ શિક્ષણનું કામ ઉપાડી લઇ સ્થળે સ્થળે મંડળો સ્થાપી સઘળી નિશાળો પોતાના હાથમાં લેવી જોઇએ. આ બાબતમાં ચળવળ કરવાનું કામ ગુજરાતી કેળવણી મંડળે ઉપાડી લેવું જોઇએ. એ ગુજરાત કેળવણી મંડળને અસ્તિત્વનામાં લાવવાનું તથા તેની યોજના ઘડી કાઢવાનું કામ નીચે દર્શાવેલા ગૃહસ્થો તથા બ્હેનોને સોંપવું એ મારી નમ્ર સૂચના છે.

૧. મોહનદાસ કરમચંદ ગાંધી
૨. ચુનીલાલ ઘેલાભાઈ શાહ
૩. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક } સેક્રેટરીઓ
૪. અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠાક્કર } સેક્રેટરીઓ
૫. અ. સૌ. શારદા સુમન્ત મહેતા
૬. ગં. સ્વ. નાની બ્હેન ગજ્જર

આ ગૃહસ્થો અને બ્હેનો આપણને દોરવાને લાયક છે. અને તેઓ આપણને યોગ્ય માર્ગ બતાવશે. તથા સર્વ ભાઇઓ અને બ્હેનો ખંત અને ઉત્સાહથી આપણું શ્રેય કરવાના કાર્યમાં જોડાઇ તેમને મદદ કરશે એવી આશાથી આ નિબંધની સમાપ્તિ કરૂં છું.

અંબેલાલ મણિભાઇ.
સેક્રેટરી–ગ્રામીય કેળવણી મંડળ.
અથામા–(સુરત જીલ્લા)

# આધુનિક માધ્યમિક કેળવણીની પદ્ધતિ
## અને
## તે સંબંધમાં થોડીક સૂચનાઓ.

હાલમાં કેલવણીનો વિષય ઘણો ચર્ચાય છે અને તેમ થવુંજ જોઇએ. કેળવણી લઇ બ્હાર પડતા હાલના યુવાનો બહુ કાચા નીવડે છે એવી ફર્યાદ ઘણી બાજુથી કરવામાં આવે છે. એ વિષય ઉપર મનન કરનારા ગૃહસ્થો હાલની કેળવણીની આ સ્થિતિ માટે વિવિધ કારણો દર્શાવે છે. કેટલાકો હાલના અભ્યાસક્રમની ભૂલ કહાડે છે, કેટલાકો હાલની પદ્ધતિની ભૂલ કહાડે છે, કેટલાકો હાલના શિક્ષકોની ભૂલ કહાડે છે, કેટલાકો ખાતા તરફથી મુકાતા અંકુશની ભૂલ કહાડે છે. એ મુજબ જુદા જુદા ગૃહસ્થો જુદી જુદી દૃષ્ટિથી જોઇને વિવિધ પ્રકારના દોષો કહાડે છે. આ બધા દોષોમાં વધારે કે ઓછા પ્રમાણમાં સચ્ચાઇ છે. કેળવણી પરિષદે આ મહત્વનું કાર્ય ઉપાડી લીધું છે તેને માટે તેના કાર્યવાહકોને ધન્યવાદ ઘટે છે. પણ આ વિષય ઉપર એટલો બધો મતભેદ ચાલે છે કે બે દિવસોના ભાષણોથી એનું નિરાકરણ થવાનું નથી. કેલવણીના કામમાં અનુભવ તથા ઉત્સાહ ધરાવનારા વખતો વખત મળીને કેળવણીને લગતા જુદા જુદા સવાલો ઉપર ચર્ચા ચલાવશે ત્યારેજ ધીમે ધીમે સંતોષકારક પરિણામ આવશે. પરિષદ્ જે નિર્ણય પર આવે તેનો અમલ કરવાને સતત પ્રયાસ થવા જોઇએ અને જ્યારે એવા સતત પ્રયાસ ખંતથી થશે ત્યારેજ આ મહત્વનું કાર્ય પાર ઉતરશે.

પરિષદ્‌ને ટુંક વખતમાં ઘણાં કાર્યો કરવાનાં છે એટલે આવી પરિષદ્‌માં લાંબા નિબંધો વાંચવાનું બની શકે નહિ એમ હું માનું છું તેથી મારો વિષય લાંબો નહિ કરતાં હાલની કેળવણી ખામી ભરેલી શી બાબતમાં છે, તેના કારણો શું છે અને તે ખામીઓ દુર કરવાને શું ઉપાયો યોજવા જોઇએ, તે વિષે હું ટુંક વિવેચન કરીશ.

અત્યાર સુધી મારો અનુભવ માધ્યમિક કેળવણીના સંબંધમાં હોવાથી તે સંબંધમાં જ હું મારા વિચારો દશવીશ.

કેળવણી લઇને નિશાળોમાંથી અને કોલેજોમાંથી બ્હાર પડતા હાલના યુવાનો પહેલાના કરતાં ઘણા ઉતરતા છે એમ કહેવામાં આવે છે. અંગ્રેજી ભાષા ઉપર તેમનો કાબુ અગાઉના પ્રમાણમાં ઘણો ઓછો છે, માતૃભાષાનું તેમનું જ્ઞાનતો બહુજ અપૂર્ણ છે, બીજા વિષયોનું તેમનું જ્ઞાન ઉપલકીયા હોય છે, હાલની કેળવણીથી તેઓ વ્યવહારમાં ઉપયોગી થાય એવું જ્ઞાન ધરાવતા નથી, અંગ્રેજીમાં વાતચિત કરવામાં તેમજ લખવામાં તેઓ ઘણી ભૂલ કરે છે, અક્ષર ઘણા ખરાબ લખે છે વગેરે વગેરે હાલના યુવાનોના સંબંધમાં દોષ કઢાવામાં આવે છે. આ આક્ષેપોમાં કાંઇ સત્યતા નથી એમ કહેવું નથી. આનાં ઘણાં કારણો છે. પણ એ કારણો દર્શાવતાં પહેલાં એક વાત અત્રે જણાવવાની અને ધ્યાનમાં રાખવાની જરૂર છે.

નિશાળોમાંથી બહાર પડતા અગાઉના યુવાનો હાલના વખતના યુવાનો કરતાં બહુ ચઢિયાતા હતા એ કહેવું સર્વાંશે ખરૂં નહિ કહેવાય. ખરૂં જોતાં એ સરખામણી બરાબર અને ન્યાયપૂર્વક થઈ શકેજ નહિ. એ સરખામણીજ ભૂલભરેલી અને ભૂલ ખવડાવનારી છે. અગાઉના વખતમાં કેળવણીની શરૂઆત હતી તે વખતે ગણત્રીનાં મેટ્રિક્યુલેટો સ્કૂલમાંથી બહાર પડતા હતા, તે સમયમાં અંગ્રેજી કેળવણીનો પ્રસાર બહુજ થોડો થયેલો હોવાથી જે થોડા યુવાનો અંગ્રેજી કેળવણી લેતા હતા, તેમની કીંમત વધારે અંકાતી હતી. વળી તે સમયમાં ભણનારની સંખ્યા બહુ થોડી હોવાથી શિક્ષકો દરેક વિદ્યાર્થી ઉપર અંગત લક્ષ આપી શકતા હતા અને સમજાવી શકતા હતા. શિક્ષક અને શિષ્ય વધારે સમાગમમાં આવતા હતા અને તેથી તેમનો સંબંધ વધારે ગાઢ થતો હતો અને તે કારણથી તેઓ પરસ્પર પ્રેમની લાગણીથી જોડાતા હતા. તે સમયનું જીવન હાલના જેટલું ખર્ચાળ નહિ હોવાથી શિક્ષકો સંતોષી હતા અને પોતાની ફરજ ખરા દીલથી બજાવતા હતા. હાલનો સમય બદલાઇ ગયો છે. ભણનારની સંખ્યા ઘણી વધી ગઈ છે. દરેક વિદ્યાર્થી ઉપર અંગત લક્ષ આપવાનું કેટલેક દરજ્જે અશક્ય થઇ પડયું છે.

આ પ્રમાણે તે સમય અને હાલના સમયમાં ફેરફાર થઇ ગયો છે એ વાત ખરી છે. પણ અગાઉના સમયના યુવાનો નિશાળમાંથી બહાર પડતા હતા ત્યારે તેઓ સઘળા બહુ સંગીન જ્ઞાન ધરાવતા હતા અને હાલ જે બહાર પડે છે તે સઘળાજ ઉપલકીયા જ્ઞાનવાળા છે એમ હું માનતો નથી. અગાઉ અંગ્રેજી કેળવણીનો થોડો પ્રસાર થયલો હોવાથી જે થોડા યુવાનો થોડી ઘણી કેળવણી લઇને બહાર પડતા હતા તેમને પોતાના જ્ઞાનનો ઉપયોગ કરવાના પ્રસંગો એકદમ મળતા હતા અને એવા પ્રસંગ મળવાથી તેઓ પોતાની બુદ્ધિનો વિકાસ અને જ્ઞાનની વૃદ્ધિનો વિકાસ અને જ્ઞાનની વૃદ્ધિ કરી શકતા હતા અને આથી તેઓ દીપી નીકળતા હતા. હાલમાં કેળવણીનો પ્રચાર થયો છે તેના પ્રમાણમાં સારી ઝળકતી કારકીર્દીવાળા યુવાનોનું પ્રમાણ જો કે બહુ ઓછું છે તો પણ એટલું તો કહેવું જોઇએ કે હાલની કેળવણીમાં જે થોડાક યુવાનો પોતાની સારી કારકર્દીથી દીપી નીકળે છે તે અગાઉના સારામાં ગણાતા યુવાનો કરતાં કોઇ પણ દરજ્જે ઉતરતા નથી બલકે તેમાંના કેટલાક તો કેટલેક દરજ્જે ચઢિયાતા હોય છે.

હાલના યુવાનોપર જે સામાન્ય આક્ષેપ મુકવામાં આવે છે તે વિષે આટલું વિવેચન કર્યા બાદ હાલની કેળવણીની ખામીઓના કારણો મને જે લાગે છે તે જણાવીશ.

(૧) ગુજરાતી ચોથા ધોરણમાં પાસ થનારા વિદ્યાર્થીઓને અંગ્રેજી સ્કૂલમાં દાખલ થવાને લાયક ગણવામાં આવે છે. વળી અંગ્રેજી સ્કૂલમાં દાખલ થવા માટે ગુજરાતી ચોથા ધોરણના સઘળા વિષયોમાં પાસ થવાની જરૂરીઆત પણ સ્વીકારવામાં આવતી નથી. આ વિદ્યાર્થીઓ ગણિત અને ગુજરાતી વ્યાકરણમાં ઘણાજ નબળા માલમ પડે છે.

(૨) કેટલાક છોકરાઓ ગુજરાતી ચોથું ધોરણ તો કેટલાક પાંચમું, વળી કેટલાક છઠ્ઠું ધોરણ અને કેટલાક તો વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષા પાસ કરીને અંગ્રેજી નિશાળોમાં દાખલ થાય છે. આનું પરિણામ એ આવે છે કે એક વર્ગમાં એક સરખા જ્ઞાનવાળા

છોકરા એકઠા થતા નથી. કેટલાક ઘણુા આગળ હોય છે ત્યારે કેટલાક પાછળ હોય છે. આથી બધા વિદ્યાર્થીઓના લાયકનું જ્ઞાન આપવું એ શિક્ષકને મુશ્કેલ થઇ પડે છે.

(૩) શીખવવાના વિષયો બહુ વધી પડવાથી બધા વિષયો માટે અને ખાસ કરીને અંગ્રેજી માટે પુરતો વખત મળતો નથી. જે વિષયો હાલ સ્કૂલોમાં શીખવાય છે તે બધા નકામા છે એમ મારૂં કહેવું નથી. પણ જેટલા વિષયો દાખલ કરવામાં આવ્યા છે તેનું પુરતું જ્ઞાન આપવાને સ્કૂલોમાં પુરતો વખત મળતો નથી. અને તેને પરિણામે એક પણ વિષયનું સંપૂર્ણ જ્ઞાન આપી શકાતું નથી. ઘણા વિષયોનું અધુરૂં જ્ઞાન આપવું તેના કરતાં થોડા વિષયોનું સંગીત જ્ઞાન આપવું સારૂં છે એવો રો મત છે. હાલમાં વિષયો એટલા બધા વધી પડયા છે કે ટાઇમ ટેબલ કેમ ગોઠવવા તેની મુશ્કેલી તો જેઓને તે સંબંધમાં અનુભવ થતો હોય તેઓજ જાણે. અગાઉના સમયમાં સ્કૂલના કામ કરવાના એક અઠવાડિયાના વખતને ૨૮ વિભાગમાં વ્હેંચી નાંખવામાં આવતો હતો અને દરેક વિભાગ એક આખા કલાકનો રાખવામાં આવતો હતો. હવે શીખવવાના વિષયો વધ્યા, પણ કામ કરવાનો વખતતો તેટલોજ રહ્યો તેથી તે વખતને દરક ૪૫ કે ૫૦ મીનીટના એવા ઓછામાં ઓછા ૩૪ વિભાગમાં વ્હેંચવામાં આવે છે. તેટલું છતાં પણ દરેક વિષય માટે અઠવાડિયામાં બે વિભાગ (periods) થી વધારે વખત મળી શકતો નથી. વળી જ્યાં શિક્ષકો અમુક વિષયોજ પ્રત્યેક વર્ગમાં શીખવે છે ત્યાં શિક્ષકોને એક વર્ગમાંથી બીજા વર્ગમાં જતાં વખતનો કેટલોક વ્યય થાય છે એટલે તે પાઠ માટે નિર્મિત કરેલો ૪૫ કે ૫૦ મીનીટનો વખત પણ તેને પુરેપુરો મળી શકતો નથી.

(૪) ખાતા તરફથી અગાઉ પરીક્ષા લેવાતી હતી અને તેને આધારે વિદ્યાર્થીઓને ઉપર ચઢાવવામાં આવતા હતા તે પદ્ધતિ બંધ થઇ ગઇ છે અને દરેક સ્કૂલવાળા પરીક્ષા માટે પોતપોતાની જુદી ગોઠવણ કરી લે છે. આનું પરિણામ એ આવ્યું કે દરેક સ્કૂલના સવાલ પત્રકનું ધોરણ, જવાબ તપાસવાનું ધોરણ તથા ઉપલા વર્ગમાં ચઢાવવાનું ધોરણ એ સર્વમાં ઘણો ફેર પડે છે. કોઇ સ્કૂલનું ધોરણ સખ્ત હોય છે, તો કોઇ સ્કૂલનું ધોરણ ઘણું હલકું હોય છે. આથી જુદી જુદી સ્કૂલોના એકજ ધોરણના છોકરાઓ એક સરખા જ્ઞાનવાળા હોતા નથી. કાંઇ કારણસર એક સ્કૂલના વિદ્યાર્થીને બીજી સ્કૂલમાં દાખલ થવાનો પ્રસંગ આવે છે તો તેને પોતાની નવી સ્કૂલના વિદ્યાર્થીઓ પોતાથી બહુ ચઢિયાતા અથવા બહુ ઉતરતા માલમ પડે છે.

(૫) ખાતા તરફથી સ્કૂલોની પરીક્ષા લેવાનો રિવાજ બંધ પડયો છે અને તેને બદલે તપાસણી (Inspection) દાખલ થઇ છે તેની પદ્ધતિ ખામી ભરેલી છે. એક સ્કૂલ સારી છે કે નબળી છે, તેના શિક્ષકો પોતાના કામ માટે લાયક છે કે નહિ તેનો વિચાર વર્ષમાં એક વખત સ્કૂલની તપાસણી થાય છે તે ઉપરથી કરવામાં આવે છે. આથી શિક્ષકો તથા સ્કૂલોના લાગતા વળગતા બેદરકાર રહે છે. કેટલીક વખતે શિક્ષકો પોતાના આખા વર્ષના કામની કદર નહિ થવાથી ના ઉમેદ થાય છે.

(૬) છોકરાઓ ઉપલા વર્ગમાં જવાને લાયક હોય કે નહિ તોપણ માબાપો તેમને દર વર્ષે ઉપર ચઢાવવાની હોંસ ધરાવે છે. તેમને ઉપર ચઢાવવાને માબાપો તરફથી કાંઇ

કાંઈ ભલામણો લાવવામાં આવે છે અને સ્કૂલોના વડાઓ કેટલીક વખત પોતાની નબળાઇને લીધે, કેટલીક વખત હાલના હરીફાઇના વખતમાં માબાપોને નારાજ કરવાના ભયથી અથવા બીજા કારણોથી એવી લાગવગને તાબે થાય છે. આવી રીતે ઉપર ચઢેલા છોકરાઓનું સંગ્રહસ્થાન છેવટે મેટ્રિક્યુલેશન ક્લાસમાં થાય છે. આવા વિદ્યાર્થીઓ તરફથી સારા પરિણામની આશા કેવી રીતે રાખી શકાય? મેટ્રિક્યુલેશનના વર્ગમાં આવા છોકરાઓની સાથે થોડાક સારા વિદ્યાર્થીઓ પણ હોય છે પણ વર્ગમાં સારા છોકરાઓનું પ્રમાણ ઓછુ હોવાથી તેમને લાયકનું શિક્ષણ આપવામાં આવે છે તો નબળા છોકરાઓ તે ગ્રહણ કરી શકતા નથી અને તેમને સમજાવવામાં શિક્ષકનો ઘણો વખત જાય છે તેથી શિક્ષકોને પોતાના શિક્ષણનું ધોરણ ઉતારી પાડવું પડે છે. શિક્ષણનું ધોરણ આ રીતે ઉતારી પાડવાથી નબળા છોકરાઓને તો બહુ લાભ થતો નથી પણ સારા છોકરાઓને તેથી ઘણોજ ગેરલાભ થાય છે. નબળા છોકરાઓના સમાગમમાં આવવાથી તેઓ પોતાને બહુ ચઢિયાતા ગણે છે અને તેથી તેમને પોતાને વિશે ઘણો ઉંચો અભિપ્રાય રહે છે અને વધારે ચઢિયાતા થવાનો તેમને ઉત્સાહ થતો નથી, તેઓ બેદરકાર રહે છે. શિક્ષકને પોતાના શિક્ષણનું ધોરણ ઉતારી પાડવું પડે છે તેથી પણ સારા વિદ્યાર્થીઓને નુકશાન થાય છે. તેમને શિક્ષકના સારા શિક્ષણનો લાભ મળતો નથી. મેટ્રિક્યુલેશન પરીક્ષામાં ઉત્તીર્ણ થતા વિદ્યાર્થીઓનો મોટો ભાગ બહુ ઉતરતો નીવડે છે તેનું આ એક મુખ્ય કારણ છે.

(૭) હાલના શિક્ષકો પોતાની જોખમદારી પુરેપુરી સમજતા નથી અથવા સમજે છે તો પોતાની ફરજ અદા કરવાનો ખ્યાલ તેઓ રાખતા નથી. હાલના શિક્ષકો પોતાની સ્થિતિથી સંતોષ પામતા નથી. તેઓ હંમેશાં અસંતોષી રહે છે. શિક્ષકના ધંધામાં તેઓ કેટલોક વખત ટકી રહેશે તે નક્કીપણે કહી શકાતું નથી. કોઈ વધારે લાભની જગ્યા મેળવવાને તેઓ ચાલુ પ્રયાસ કરે છે; અને તેવો પ્રસંગ આવેથી તેઓ એક સ્કૂલમાંથી બીજી સ્કૂલમાં અથવા શિક્ષકના ધંધામાંથી બીજા ધંધામાં ચાલી જાય છે. આવા સંજોગોમાં શિક્ષક તરીકેના પોતાના કામમાં તેઓ પોતાનું ચિત્ત ચોંટાડી શકતા નથી. અને શિક્ષક તરીકે ફતેહમંદ નીવડવાને પોતે જે અભ્યાસ ચાલુ રાખવો જોઇએ તે કરવા તરફ તેઓ પોતાનું લક્ષ ચોંટાડી શકતા નથી.

(૮) હાલના શિક્ષકો અને શિષ્યો વચ્ચેનો સંબંધ ભાડુતી છે. તેઓને અરસપરસ પ્રેમ હોતો નથી. કેટલાક શિક્ષકો પોતાના વર્ગના સઘળા શિષ્યોને બરોબર ઓળખતા પણ નથી.

કેળવણીની ખામીના કારણો ઉપર મુજબ કહ્યા પછી હાલની સ્થિતિમાં સુધારો કરવાને શું ઉપાય યોજવા જોઇએ તેનો વિચાર કરીએ અને તે ઉપાયો હું ટુંકમાં નીચે મુજબ જણાવીશ.

(૧) હાલની ગુજરાતી સ્કૂલોમાં સાત ધોરણ સુધીનો અભ્યાસ કરાવવામાં આવે છે તેને બદલે પાંચ ધોરણ સુધીનોજ અભ્યાસ દરેક સ્કૂલમાં કરાવવો.

(૨) ગુજરાતી સ્કૂલમાં પાંચ ધોરણ શીખ્યા વગર કોઇ છોકરાને અંગ્રેજી સ્કૂલમાં દાખલ કરવો નહિ.

(૩) માતૃભાષાના સંગીન જ્ઞાનની જરૂર છે, માટે ગુજરાતી સ્કૂલોમાંથી ઉપલા બે ધોરણો કમી કરવામાં આવે તેનો અભ્યાસ અંગ્રેજી મિડલસ્કૂલોમાં કરવો. ગુજરાતીના શિક્ષણ માટે મિડૂલ સ્કૂલોમાં ટ્રેનીંગ કૉલેજના ગુજરાતી ટ્રેન્ડ શિક્ષકોની નીમણુક કરવી. આમ કરવાથી પ્રાથમિક કેળવણીના ખર્ચમાં કેટલોક બચાવ થશે અને એવી રીતે બચેલી રકમ પ્રાથમિક શાળાના શિક્ષકોના પગારમાં વધારો કરવામાં વાપરી શકાશે.

(૪) હાલમાં અંગ્રેજી ચોથા ધોરણમાં બીજી ભાષા, ભૂમિતિ, ઇગ્લાંડનો ઇતિહાસ શીખવવામાં આવે છે તે કમી કરવા અને જે વખત બચે તેનો ઉપયોગ અંગ્રેજી, ગુજરાતી તથા ગણિતનો અભ્યાસ સંગીન કરાવવામાં કરવો.

(૫) પાંચમાં ધોરણથી કેટલાક વિષયો ફરજ્યાત તથા કેટલાક ઐચ્છિક રાખવા. જેઓને મેટ્રિકથી આગળ અભ્યાસ કરવો હોય તેમને અનુકુળ પડે તથા ભવિષ્યમાં ઉપયોગી થઇ પડે એવા વિષયો ઐચ્છિક વિષયો માટે દાખલ કરવા.

(૬) મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી જે પ્રકારનો અભ્યાસ વિદ્યાર્થીઓ અગાડી કરવા માગતા હોય તે મુજબ મેટ્રિકની પરીક્ષા માટે પણ ઐચ્છિક વિષયો રાખવા.

(૭) મેટ્રિક વર્ગમાં દાખલ થતાં પહેલાંની પરીક્ષા ખાતાના ઇન્સ્પેકટર મારફત અથવા દરેક જીલ્લાની સ્કૂલોના હેડમાસ્તરની કમીટી મારફત લેવાવી જોઇએ અને એ પરીક્ષાના પરિણામે ઇન્સ્પેકટર અથવા કમીટી ઠરાવે તેમનેજ મેટ્રિક વર્ગમાં દાખલ કરવા. આથી મેટ્રિક વર્ગનું તત્વ બહુ સુધરી જશે. શિક્ષકોને સારા છોકરાઓ સાથે કામ કરવાનું મળશે એટલે તેમને પોતાના કામમાં ઉત્સાહ થશે. વિદ્યાર્થીઓને સારા છોકરાઓ જોડે હરીફાઇમાં ઉતરવું પડશે. એટલે તેઓ પણ સ્પર્ધામાં વધારે સારૂં કામ કરશે અને તેમને પણ કામ કરવાનો ઉત્સાહ થશે. આથી મેટ્રિકમાં પસાર થનાર છોકરાઓનું પ્રમાણ જે હાલ ૪૦ ટકા કરતાં વધારે આવતું નથી, તે વધી જશે એટલુંજ નહિ પણ હાલમાં સ્કૂલોમાંથી જે મેટ્રિકો બહાર પડે છે તેનાં કરતાં બહુ ચઢિઆતા મેટ્રિકો બહાર પડશે અને હાલના મેટ્રિકોના કાચા જ્ઞાન માટે જે ફર્યાદ કરવામાં આવે છે તે મોટે ભાગે દૂર થશે એમ મારૂં માનવું છે.

(૮) અંગ્રેજી સ્કૂલોમાં અંગ્રેજી સિવાય બીજા વિષયોનું શિક્ષણ માતૃભાષા દ્વારા આપવાની હિમાયત હાલ કરવામાં આવે છે તેની સદંતર તરફેણમાં હું નથી. પરદેશી ભાષાનું સારૂં જ્ઞાન મેળવવાને તે ભાષામાં વાતચિત કરવાનો તથા લખવાનો મહાવરો પાડવાની ઘણી આવશ્યકતા છે અને તે માટે ઉપલા વર્ગોમાં તો અંગ્રેજી માર્ફત શિક્ષણ આપવાની જરૂર છે. પણ પહેલાં ચાર ધોરણ સુધી ગુજરાતી દ્વારા શિક્ષણ અપાવું જોઇએ અને પરીક્ષામાં અંગ્રેજી સિવાયના સઘળા વિષયો ગુજરાતી ભાષાદ્વારાજ તપાસવા. અને ઉપલા વર્ગોમાં ગુજરાતીનો વિષય ફરજ્યાત વિષય તરીકે રાખવો. આથી માતૃભાષાનું જ્ઞાન હાલના કરતાં વધારે સંગીન થશે એમ હું ધારૂં છું.

(૯) વર્ગ ચઢાવવામાં સ્કૂલોના વડાઓએ હાલના કરતાં વધારે સખ્ત થવું જોઇએ.

(૧૦) ટુંકામાં ગુજરાતી સ્કૂલોમાં પાંચમું ધોરણ પુરૂં કર્યા પછી અંગ્રેજી સ્કૂલોમાં નીચે મુજબના વિષયો રાખવાની ભલામણ કરીશ.

## (અ) મિડલ્ સ્કૂલના ત્રણ ધોરણ માટે.

(૧) અંગ્રેજી.
(૨) ગુજરાતી.
(૩) અંકગણિત (મ્હોંડેના ગણિત સુદ્ધાં.)
(૪) હિંદુસ્થાનનો ઇતિહાસ.
(૫) હિંદુસ્થાનની ભૂગોળ તથા પૃથ્વીની સામાન્ય ભૂગોળ.
(૬) ડ્રૉઇંગ.

**નોંધ**—હિંદુસ્થાનનો ઇતિહાસ પહેલા બે ધોરણમાં નહિ લેતાં ત્રીજા ધોરણથી શરૂ કરવો. આથી અંગ્રેજી તથા ગુજરાતી ઉપર વધારે લક્ષ આપવાને વખત મળશે જે હાલની સ્થિતિ જોતાં બહુ અવશ્યનું છે.

વળી ત્રીજા ધોરણમાં અંગ્રેજી છોકરાઓ પાસે મૂળ વાક્યો લખાવીને નિબંધની ટેવ પાડવી જોઇએ.

## (આ) અંગ્રેજી સ્કૂલના ચોથા ધોરણ માટે.

(૧) અંગ્રેજી.
(૨) ગુજરાતી.
(૩) અંકગણિત (મ્હોંડેના ગણિત સાથે) તથા બીજ ગણિત.
(૪) હિંદુસ્થાનનો ઇતિહાસ (ગુજરાતીમાં)
(૫) હિંદુસ્થાનની ભૂગોળ તથા બ્રીટીશ આઇલ્સની ભૂગોળ.
(૬) આરોગ્ય વિદ્યા (Hygiene and physiology)
(૭) ડ્રૉઇંગ.

## (ઇ) અંગ્રેજી સ્કૂલના પાંચમા તથા છઠ્ઠા ધોરણ માટે.

ફરજીયાત.
(૧) અંગ્રેજી.
(૨) ગુજરાતી.
(૩) અંકગણિત.
(૪) હિંદુસ્થાનનો ઇતિહાસ.
(૫) ઇંગ્લાંડનો ઇતિહાસ.
(૬) બીજ ગણિત.
(૭) ભૂગોળ.
(૮) આરોગ્યવિદ્યા (Hygiene and physiology.)

ઐચ્છિક—આ ત્રણમાંથી ગમે તે એક વિષય લેવો.
(૯) બીજી ભાષા.
(૧૦) ભૂમિતિ તથા physics.
(૧૧) વેપારીજ્ઞાન.

## ( ૩ ) હાઈસ્કૂલના સાતમા ધોરણ માટે એટલે યુનિવર્સિટિની મેટ્રીકયુલેશન અથવા ખાતાની સ્કૂલ ફાઇનલની પરિક્ષા માટે.

| | | |
|---|---|---|
| ફરજ્યાત. | ( ૧ ) | અંગ્રેજી. |
| | ( ૨ ) | ગુજરાતી. |
| | ( ૩ ) | અંકગણિત. |
| | ( ૪ ) | હિંદુસ્થાનનો ઇતિહાસ. |
| | ( ૫ ) | ભૂગોળ. |
| ઐચ્છિક—એમાંથી ગમે તે એક ભાવ. | ( ૬ ) | બીજી ભાષા તથા ઈંગ્લાંડનો ઇતિહાસ<br>અથવા |
| | ( ૭ ) | બીજ ગણિત, ભૂમતિ ( સાયન્સ ) |

ઉપર મુજબનો અભ્યાસક્રમ ગોઠવવાથી વિદ્યાર્થીઓ ઉપર ઘણા વિષયોનો બોજો હાલ છે તે ઓછો થશે અને સઘળા વિદ્યાર્થીઓ પોતાના સંજોગો પ્રમાણે ભવિષ્યમાં જે રીતે જીંદગી ગાળવા ઇચ્છા રાખતા હોય તે મુજબ તેમને વ્યવહારોપયોગી કેળવણી મળશે.

મેટ્રિકયુલેશન વર્ગમાં ગુજરાતી, વિજ્ઞાન તથા ભૂગોળ એ ત્રણ વિષયોની પરીક્ષા લેવાનું યુનિવર્સિટિ તરફથી સ્કૂલોને સોંપવામાં આવ્યું છે તે પદ્ધતિ બીલકુલ નાપસંદ કરવા જેવી છે. એ વિષયો ઉપયોગી ગણવામાં આવતા હોય તો તેની પરીક્ષા યુનિવર્સિટિ તરફથીજ લેવાવી જોઇએ.

વિદ્યાર્થીઓના અક્ષર હાલ બહુ નબળા આવે છે માટે અક્ષરનો એક જૂદો વિષય ગણવો જોઇએ.

જે વિદ્યાર્થીઓ મેટ્રીકયુલેશન કે સ્કૂલફાઇનલથી અગાડી અભ્યાસ કરવા માંગતા નહિ હોય તેમને ભૂમિતિ, બીજી ભાષા વગેરે વિષયો વ્યવહારમાં ઉપયોગી નીવડયા નથી અને તેમના ઉપર નિરર્થક બોજો પડે છે, એટલુંજ નહિ પણ અંગ્રેજીના વાંચનમાંથી તેમનો એટલો વખત ઓછો થાય છે, અને તેથી તે વિષયમાં વિદ્યાર્થીઓ કાચા નીવડે છે. વળી જે વિદ્યાર્થીઓ કોલેજમાં આગળ અભ્યાસ કરવા માંગતા હોય તેમને પણ બધા વિષયો ઉપયોગી નીવડતા નથી. જેઓ વૈદક કે ઇજનેરી કે સાયન્સ કોલેજમાં દાખલ થવા માંગતા હોય તેમને બીજી ભાષા અને ઇંગ્લાંડનો ઇતિહાસ ખપમાં આવતા નથી અને જેઓ આર્ટસ કોલેજમાં જવા માંગતા હોય તેને ભૂમિતિ વગેરે વિષયો બહુ ઉપયોગી નીવડતા નથી. માટે એ વિષયો ઐચ્છિક વિષયો તરીકે દાખલ કરેલા છે. જો આ મુજબ સ્કુલોના અભ્યાસ ક્રમમાં ફેરફાર કરવામાં આવે તો યુનિવર્સિટિના હાલના અભ્યાસક્રમમાં પણ તેને અનુસરતો ફેરફાર કરવો કે જેથી વૈદક અને ઇજનેરી કોલેજમાં જતાં વિદ્યાર્થીઓને હાલ પ્રીવીયસ કલાસમાં એક વર્ષ કહાડવું પડે છે તે બચી જાય. વળી જે લોકોને કોલેજની કેળવણી લેવાની ઇચ્છા નહિ હોય અથવા સગવડ નહિ હોય તેમને માટે વેપારી કેળવણીનો પણ સમાસ કરેલો છે.

ચુનીલાલ ઘેલાભાઇ શાહ.

---

# વિજ્ઞાનનું શિક્ષણ.

ગુજરાતની પ્રજામાં કેળવણીનો પ્રચાર કરવા માટે જ્યારે મી. હોપ સાહેબ શરૂઆતના પ્રયાસો કરતા હતા અને જૂની વાચનમાળા માટે પાઠો તૈયાર કરાવતા હતા ત્યારે વિજ્ઞાનના જે પાઠો એમણે પસંદ કરી ગુજરાતી ભાષામાં ઉતરાવ્યા હતા, તે પાઠો તેના તે સ્વરૂપમાં ગુજરાતમાં રહેશે એવું તેમણે બીલકુલ ધાર્યું હશે નહિ. કદાચ ગુજરાતમાં લાંબો વખત વસીને જનસ્વભાવના જ્ઞાનથી તેમણે ગુજરાતની પ્રગતિવેગ ઓછો કલ્પી લીધો હોય તો કહેવાય નહિ. ગુજરાતમાં વિજ્ઞાનના શિક્ષણનું બીજ જૂની વાચનમાળાના વિજ્ઞાનિક પાઠોએ રોપ્યું હતું. તે બીજ હજુ ફૂલ્યું ફાલ્યું નથી તે તો અનુભવથી સ્પષ્ટ છે. નવી વાચનમાળા તૈયાર થયા પછી કેટલીક બાબતમાં લોકોને સંતોષ મેળવવાના કારણો મળ્યાં છે તો કેટલીક બાબતમાં નિરાશ થવાના યોગ પ્રાપ્ત થયા છે. વિજ્ઞાનના પાઠો નવી વાચનમાળામાં કદાચ વધારે સુબદ્ધ હશે પણ તે ગોઠવવામાં બહુ સારો ક્રમ રહ્યો નથી; તે લખવામાં બહુ સારી ભાષાનો આશ્રય લેવામાં આવ્યો નથી. ગંભીર શાસ્ત્રીય સત્યો ટુંકામાં વાંચકની નજર ન ખેંચે તેવા રૂપમાં ગોઠવી દેવામાં આવી છે. સરળ શાસ્ત્રીય બીનાપર લાંબા પેરેગ્રાફ લખાયેલા છે. ચિત્રો કોઈ ઇંગ્રેજી પુસ્તકમાંથી ઉછીના લેવામાં આવેલાં હોય તેવાં જણાય છે. પાઠમાં જે રીત મુજબ સિદ્ધાન્ત સમજાવ્યો હોય છે તે રીત સમજાવનાર ચિત્રો હોવાને બદલે જુદીજ પ્રણાલિકાના ચિત્રો હોય છે. કોઇ પણ પાઠમાં તેમાં ચર્ચેલા વિષય સંબંધી આગળપર વિદ્યાર્થીઓ શું શીખ્યા છે તેનું સિંહાવલોકન કરવામાં આવ્યું નથી એટલે કે બધા પાઠો બહુજ ત્રૂટક થઇ પડયા છે. વાચનમાળાના વિજ્ઞાનના પાઠો બધા વાંચી ગયા પછી વિદ્યાર્થીને એવો સાક્ષાત્કાર થતો નથી કે પુસ્તકમાંથી તે વનસ્પતિશાસ્ત્ર ઇન્દ્રિયવિજ્ઞાન, પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, કે પ્રાણીશાસ્ત્ર સંબંધી સિદ્ધાન્તો શીખ્યો હોય. પાઠની શૈલી તથા પાઠની ગોઠવણી એવી શીથીલ અને ત્રૂટક છે કે કલ્પનાશક્તિવાળો વિદ્યાર્થી પણ પાઠોને જુદા જુદા શાસ્ત્રના વિભાગમાં મૂકી શકે નહિં. આ સ્થાને વાચન-માળાના પાઠોની ટીકા કરવાનો ઉદ્દેશ નથી પણ ગુજરાતમાં વિજ્ઞાનના શિક્ષણનું જે કંઇ સાહિત્ય છે તે કેવા સ્વરૂપનું છે તે બતાવવાનો ઉદ્દેશ છે.

ઇ. સ. ૧૯૧૩ થી મુંબઇ ઇલાકામાં માધ્યમિક શાળામાં વિજ્ઞાનને સ્થાન આપવામાં આવ્યું છે તે બહુજ સ્તુત્ય હીલચાલ થઇ છે. માધ્યમિક શાળાનો જે અભ્યાસક્રમ મુંબઇ સરકારે યોજ્યો છે તેમાં ઇંગ્રેજી શાળાના ચોથા ધોરણ સુધીનો અભ્યાસક્રમ ઘણોજ યોગ્ય અને સુવ્યવસ્થિત છે. ઇંગ્રેજી શાળાના ધોરણ ૫, ૬, અને ૭ માટે યોજવામાં આવેલો અભ્યાસક્રમ ઉપરથી બહુ સારો અને તદન વ્યવહારૂ જણાય છે; પણ જરા ઉંડા ગયા પછી, અગર એકાદ વર્ષ એ અભ્યાસક્રમ પ્રમાણે શીખેલા વિદ્યાર્થીઓની જ્ઞાન સમૃદ્ધિની તપાસ કર્યા પછી માલુમ પડી આવે છે કે તે અભ્યાસક્રમ જેટલો વ્યવહારૂ દેખાય છે તેટલો વ્યવહારૂ નથી. પદાર્થ વિજ્ઞાનની જે પ્રયોગમાળા વિદ્યાર્થીઓને હાથે સાદાં રમકડાંની મદદથી કરવામાં આવે છે તે પ્રયોગોની અગત્ય, તે પ્રયોગોમાં સમાયેલું શાસ્ત્રીય સત્ય, વિદ્યાર્થીઓના મગજપર સ્થાયી છાપ પાડી શકતાં નથી. વિજ્ઞાન શીખવવા માટે પ્રયોગોની

સહાય લેવી જોઇએ, કેવળ સૂક્ષ્મ સત્યો ચર્ચવાથી વિજ્ઞાન શીખવી શકાતું નથી—વગેરે બૂમો પડવા લાગી એટલે તેના ઉત્તરમાં શિક્ષણક્રમમાં એક બે પ્રયોગમાળાઓ મૂકી દેવામાં આવી. પાંચમાં ધોરણ, છઠ્ઠા ધોરણ અને સાતમા ધોરણના વિદ્યાર્થીઓ એટલાં બધાં બાળક હોતાં નથી કે તેમને તેમની ચોપડીના પાનાની લંબાઇ પહોળાઇ, અગર પેનસીલની જાડાઈ, અગર લાકડાના કકડાનું ક્ષેત્રફળ માપવામાં આખું વર્ષ રસ પડે. તેઓ એટલા બધા અણસમજુ હોતા નથી કે કચરાવાળું પાણી કેમ ગાળવું, પાણીની વરાળ કેમ બનાવવી, સીસું ગરમ કેમ કરવું, વગેરે બાબતમાં આખા વર્ષ સુધી મજા માની શકે. યંત્રવિદ્યાના પાઠો શીખતી વેળા વિદ્યાર્થી સમજતા હોય છે કે તેમને પ્રયોગ કરવા માટે આપવામાં આવેલા ઉપકરણો માત્ર નાના નમૂના છે, તેને વાપરવાથી યંત્ર વાપરતાં કંઇ આવડતું નથી, તો પછી તે રમકડાં સાથે રમત કરવામાં બધો વખત ગાળવાની ધીરજ તેમનામાં કેમ રહી શકે? આવી રીતે પદાર્થ વિજ્ઞાન અને રસાયન સંબંધી અપૂર્ણ ખ્યાલ જો વિદ્યાર્થીના મગજમાં ભરાઇ બેસે તો તે બહુજ હાનિકારક નીવડે છે. વિદ્યાર્થીઓની સ્લેટ, પેન, તથા કાગળના કે લાકડાના ત્રિકોણોનું માપ લેવાનું તેમને શીખડાવવાનું રાખ્યું હોય તેની સાથે જો ઈમારતી લાકડાંનું માપ, કોઈ ખેતરના કકડાનું માપ, કોઇ ઉંચા શિખરનું માપ લેવડાવતાં વિદ્યાર્થીઓને શીખવવામાં આવે તો ખરી રીતે વ્યવહારૂ શિક્ષણ આપ્યું કહેવાય. પ્યાલાનું પાણી ગાળતાં શીખવ્યા પછી જો નળમાં આવતું પાણી તળાવમાંથી શી રીતે ગાળી લેવામાં આવે છે તે બતાવવામાં આવે તો વધારે વ્યવહારૂ શિક્ષણ આપ્યું કહેવાય. આપણા દેશમાં વિજ્ઞાનનું શિક્ષણ બહુ લોકપ્રિય નથી બનતું તેનું કારણ એજ છે કે વિજ્ઞાનનું જે શિક્ષણ અપાય છે તેથી શીખનારને એવો સચોટ સાક્ષાત્કાર થતો નથી કે જેથી તેને પોતાને વિજ્ઞાન માટે માન ઉત્પન્ન થાય, કે વિજ્ઞાનના શિક્ષણની અગત્ય સંપૂર્ણ રીતે સમજાય કે ભવિષ્યમાં તે શિક્ષણનો બહોળો પ્રચાર કરવા માટે ઔત્સુક્ય તેમનામાં જાગૃત થાય. વિજ્ઞાનના વિષયને ઐચ્છિક વિષય રાખી યુનિવ્હર્સિટિની પદવી મેળવનારને એક જણ બોલતાં સાંભળે કે "જોસભેર વરસતા વરસાદના પૂરથી ટ્રામના પાટા ઢંકાઈ ગયા છે એટલે ટ્રામ ગાડી હાંકનાર બીચારો શી રીતે ગાડી હાંકી શકે?" તો પછી તે ગૃહસ્થનો આ વિષયનો સાક્ષાત્કાર કેવો હોવો જોઇએ? ગુજરાતમાં વ્યાપાર-કૌશલ્ય ઘણી ઉંચી પ્રતિનું છે તેમ કેટલાક માને છે; જો તેવું હોય વ્યાપારની સાથે ગાઢ સંબંધ ધરાવનાર વિજ્ઞાન ગુજરાતના વિદ્યાર્થીઓને હજુ સુધી આકર્ષી નથી શક્યું તેનું કારણ શું હોવું જોઇએ? બંગાળામાં ડૉકટર જગદીશચંદ્ર બોઝ અને ડૉ. રોય ઝળકે તો ગુજરાતમાં એકલા ગજ્જરને એકલે હાથે કામ કરવાની જવાબદારી ઉપાડવાનો યોગ કેમ રહેવા પામે? વિજ્ઞાનના શિક્ષણનો વ્યવહારૂ ઉપયોગ ગુજરાતજ કરી બતાવશે, ગુજરાતીઓ તે તરફ વધારે લક્ષ આપશે તો જરૂર એ વિષય ગુજરાતને ઘણોજ અનુકૂળ અને પરિચિત જણાશે. ગુજરાતમાં વિજ્ઞાનના તત્વો લોકોથી બહુ અજાણ્યા નથી. કપડવણજનો કાચ, અને સાબુ, જામનગરનો સુરમો, અત્તર, કંકુ, સુરત વગેરે સ્થળનું કસબ કામ, ઠેકાણા ઠેકાણાનું વણાટ કામ અને રેશમ કામ—વગેરે બાબતો એવી છે કે તેને વિજ્ઞાનનો સ્પર્શ થતાં સર્વાંગે વિકસેલી સુંદર કળાઓનું રૂપ તે ધારણ કરી લેશે.

વિજ્ઞાનનું શિક્ષણ માત્ર હુન્નરઉદ્યોગની ખીલવણીની દ્રષ્ટિથીજ આવશ્યક છે તેમ નથી;

મનુષ્યનો મનોવિકાસ સાંગોપાંગ થાય, મનુષ્યની વિચારશૈલી અને કામ કરવાની શૈલી ત્રૂટક ન રહેતાં સુબદ્ધ અને પૂર્વાપરના સંબંધવાળી રહે, મનુષ્યની સત્યની અન્વેષણા સર્વ પ્રકારની ખામી વિનાની અને મોટે ભાગે ખરે માર્ગે વહેતી થાય—એવા હેતુથી વિજ્ઞાનના શિક્ષણનો સત્કાર થવાની આવશ્યકતા છે. આ દૃષ્ટિબિંદુથી જોતાં વિજ્ઞાનના શિક્ષણની જેટલી અગત્ય એક ડૉકટરને તેટલીજ અગત્ય એક વકીલને છે, જેટલી અગત્ય એક કારીગરને છે તેટલીજ અગત્ય એક લેખકને છે, જેટલી અગત્ય ગૃહિણીને છે તેટલીજ અગત્ય ગૃહપતિને છે. વિજ્ઞાન એ શીખવાની જે વસ્તુ પૂરી પાડે છે તેના કરતાં જે પદ્ધતિ તે વિષયના પરિશીલનથી મનુષ્ય હસ્તગત કરે છે તે બહુજ જરૂરની અને આવકારને પાત્ર છે. વૈજ્ઞાનિક પદ્ધતિ એ સંસારમાં ઘણા પ્રકારની સવડ દાખલ કરી દીધી છે. વિચાર—શોધનના વિષયની બારિક તપાસ અર્વાચીન કાળમાં જેઓએ કરી હશે તેઓને આ પદ્ધતિથી પ્રાપ્ત થયેલી સવલતોનો સંપૂર્ણ ખ્યાલ આવ્યોજ હશે. અલબત્ત આ વૈજ્ઞાનિક પ્રદ્ધતિ વિજ્ઞાન શીખ્યા સિવાય પણ મનોવિકાસના અમુક પગથીએ પહોંચ્યા પછી કેટલાક સજ્જનોને પ્રાપ્ત થાય છે પણ તેથી તે વૈજ્ઞાનિક પદ્ધતિ બધાને સહેલાઇથી પ્રાપ્ત કરી આપનાર વિજ્ઞાનના શિક્ષણની વકીલાત જરા પણ નબળી પડતી નથી.

વિજ્ઞાનના શિક્ષણની અગત્ય સ્થાપિત કરવાને દલીલોની પરંપરાની જરૂર પડે એવો આ યુગ નથી. તેથી અત્રે માત્ર એટલુંજ સૂચન કરવાની જરૂર પડે છે કે "ગુજરાત કેળવણી પરિષદ" તરફથી પ્રસિદ્ધ થયેલી ચર્ચાના વિષયોની યાદિમાં એક જગ્યાએ એવું સૂચન થયું છે કે પ્રાથમિક શાળામાં વિજ્ઞાનનું શિક્ષણ બોજારૂપ હોવાથી કમી કરવાનું સલાહભરેલું છે—તે વિચાર કેવળ બાળકો તરફ દયા બતાવવાની દૃષ્ટિથી ફેલાયો છે. બાળકોના શિરપર અભ્યાસક્રમનો બોજો વધતો જાય તેના જેવું બીજું અનિષ્ટ કંઇપણ હોઇ શકે નહિં. પણ વિજ્ઞાનના પાઠો બાળકોના શિરપરનો બોજો કમી કરવા માટે યોજવામાં આવ્યા છે નહિં કે બાળકોના મગજપર દબાણ વધારવા. વિજ્ઞાનનું શિક્ષણ પુસ્તકદ્વારા અપાવું જોઇતું નથી; ફક્ત મુખથી, અવલોકનથી, પ્રયોગથી, અને રસિક વાર્તાલાપથી તે શિક્ષણ આપવું જોઇએ. પ્રાથમિક શાળાના અભ્યાસક્રમમાં જે પાઠો વિજ્ઞાનના શિક્ષણ માટે યોજવામાં આવ્યા હોય છે તે બાળકોના વાંચન માટે નથી પણ શિક્ષકોને શિખવવાનો માર્ગ દર્શાવવા મૂકવામાં આવે છે. વિજ્ઞાનના શિક્ષણ માટે જે બૂમો પ્રાથમિક શાળા તરફથી પડે છે તે બૂમો કાંતો વિજ્ઞાન શિખવવા કરવી જોઇતી મહેનત ઉઠાવવા જે તત્પર નથી હોતા તેવા શિક્ષકો તરફથી અગર તો જૂના વખતના શિક્ષણની ઘરેડમાંથી બહાર નીકળવા અસમર્થ હોય તેવા શિક્ષકો અને કેળવણી ખાતાના અધિકારી તરફથી પાડવામાં આવે છે. જે વખતે ઇંગ્લાંડ જેવી આગળ વધેલી પ્રજા વિજ્ઞાનના શિક્ષણની ઉણપ કાઢી નાંખવા ખાસ ફેરફારો શાળાના અભ્યાસક્રમમાં દાખલ કરવાના વિચાર ચલાવે છે તે અરસામાં વિજ્ઞાનના શિક્ષણને છેલ્લે પગથીએ બેઠેલી ગુજરાતી આલમ પ્રાથમિક શાળામાંથી વિજ્ઞાનના શિક્ષણનો બોજો કમી કરવાનો વિચાર જો ચલાવશે તો સમાજશાસ્ત્રના ઇતિહાસમાં એક ધરખમ ભૂલ તરીકે તે પ્રયાસની નોંધ રહી જશે. પ્રાથમિક શાળા માટે જે કરવાનું છે તે એટલુંજ છે કે સરકાર તરફથી થયેલા પ્રયાસોની પૂર્તિ કરવા માટે ખાનગી ગૃહસ્થો અને સાર્વજનિક સંસ્થાઓ તરફથી ખાસ પ્રોગ્રામ રચાવા જોઇએ છીએ, અને આવા પ્રોગ્રામને પાર પાડનાર આવેશની

છાયા નીચે રહી એકાદો પ્રથમ પ્રયાસ કરી પછીથી શાંત બેસી રહેનાર વ્યક્તિઓ હોવી જોઇએ નહિ, પણ એ કાર્ય માટે ખાસ દીક્ષિત થયેલી સતત પ્રયાસશીલ વ્યક્તિઓ હોય તોજ લાભ છે.

## વિજ્ઞાનના શિક્ષણના વિઘાતક તત્વો.

પ્રાથમિક શાળામાં કામ કરનાર શિક્ષકોના જ્ઞાનની સમૃદ્ધિ એટલી બધી અધુરી હોય છે કે તેઓને વિજ્ઞાનનું શિક્ષણ આપવા માટે જરાપણ ઉમળકો આવતો નથી. કેવળ ફરજ તરીકે તેવું શિક્ષણ તેમના તરફથી આપવામાં આવે છે ત્યારે તે તદન નિરસ બની જાય છે. કંઇક અંશે જમાનાની સાથે તેવા શિક્ષકો રહી શકયા ન હોવાથી વિજ્ઞાન તરફ નવી દૃષ્ટિથી તેમનો પક્ષપાત થવાનો સંભવ રહેતો નથી. તેવા શિક્ષકોના કામ ઉપરથી પરી-ક્ષક અધિકારીઓ પણ અનુમાન બાંધી લે છે કે પ્રાથમિક કેળવણીમાં વિજ્ઞાનનું શિક્ષણ બોજા રૂપ છે.

માધ્યમિક કેળવણીના કામમાં હેડ માસ્તરો હાલમાં તો વયોવૃદ્ધ હોવાથી તેઓએ નવા જમાનાનો દોર બરોબર જોયો હોતો નથી. પોતે વિજ્ઞાન શીખ્યા વગર હેડ માસ્તર જેવડી પદવીએ પહોંચ્યા છે, જ્ઞાની માણસો સાથે સંગીનતાથી વાતો કરવાનો રસ પોતે લઇ શકે છે તો વિના કારણ વિજ્ઞાનના શિક્ષણનો બોજો શા માટે ઉચકવો ? આવી સમજ વાળા હેડ માસ્તરો જ્યાં સુધી નિવૃત્ત થઇને ઘેર બેસશે નહિં ત્યાં સુધી વિજ્ઞાનના શિક્ષણનો કાર્યક્રમ સારી રીતે પાર પડી શકશે નહિ. હાલમાં જો વિજ્ઞાનનો વિષય મેટ્રીકની પરીક્ષામાં ફરજીઆત કરવામાં આવે તો તેજ હેડ માસ્તરો વિજ્ઞાનના વિષયને તરછોડી શકે નહિં. પણ પરીક્ષાના ધોરણ પરજ વિજ્ઞાનના શિક્ષણના પ્રસારનો આધાર રહે તે બીલકુલ ઇચ્છવા જેવું નથી.

હાઇસ્કુલમાં વિજ્ઞાનનું શિક્ષણ આપનારા શિક્ષકો જો જરા ઉત્સાહપૂર્વક કામ કરે, જો તેમને કામ કરવાની વિશેષ સ્વતંત્રતા મળતી રહે, તો જરૂર વિજ્ઞાનના શિક્ષણ માટે ઘડાયેલો દોષયુક્ત અભ્યાસક્રમ પણ બહુ ઉપયોગી નીવડયા વગર રહે નહિં, હાઇસ્કુલમાં વિજ્ઞાન શીખવવાનું કામ બી. એસ. સી.ની કે એમ. એ.ની પદવી મેળવનારાજ કરી શકે તેવી સમજ રહેવી જોઇતી નથી. વિજ્ઞાનના વિષય માટે જેમને પક્ષપાત હોય, જેમને હાલની કેવળ સાહિત્યવિષયક કેળવણી પ્રતિ સકારણ અણગમો થયો હોય તેવા ઉમંગી શિક્ષકો વિજ્ઞાન શીખવવાનું કામ ઘણુંજ સારૂં કરી શકે.

## વિજ્ઞાનના શિક્ષણને લોકપ્રિય બનાવવાનો માર્ગ.

આજકાલ લાયબ્રેરીની લોકપ્રિયતા સારી રીતે થયેલી છે. ઠેકાણે ઠેકાણે લાયબ્રેરી ઉઘાડવાના પ્રયાસો થાય છે. જેમ લાયબ્રેરી માટે ખાસ પ્રયાસો થાય છે તેમ, મોટાં મોટાં શહેરોમાં વૈજ્ઞાનિક સત્યોની સાદી સમજ આપનારાં યંત્રો અને ઉપકરણોના પ્રદર્શન કાયમને માટે મ્યુઝીઅમના રૂપમાં હોવાં જોઇએ. આ ઉપકરણો કેવળ શૃંગાર તરીકે દર્શન વાસ્તે ગોઠવી મૂકવાં જોઇએ નહિં, પદંતુ દર અઠવાડીએ એક બે વાર તે ઉપકરણોનો ઉપયોગ લોકોને બતાવવાની યોજના પણ થવી જોઇએ. જ્યાં જ્યાં સારી શાળાઓ,

હાઇસ્કુલો, કે કૉલેજો હોય ત્યાં ત્યાં સામાન્ય લોકોના મેળાવડા કરી શાળાની, હાઇસ્કુલની કે કૉલેજની પ્રયોગ શાળામાં લોકોને આવતા જતા કરવા જોઇએ; દરેક ગામમાં એવા ઘણા માણસો હોય છે કે જેઓ કેવળ પોતાની કલ્પનાથી દોરવાઇને કોઇ અત્તરની બનાવટ, સાબુની બનાવટ, અગર રંગની કે શાહીની બનાવટ સંબંધી અખતરા કરતા હોય છે. આવા માણસોને જો ભણેલા શિષ્ટ પુરૂષોની સલાહ મળી શકવાની સવડ હોય તો જરૂર તેઓ કોઇ ઉપયોગી ધંધો ઉપજાવી શકે ખરા. વિજ્ઞાનનું શિક્ષણ રસિક કરવા માટે જેમ બને તેમ માતૃભાષામાં અપાય તો વધારે સારૂં. હાઇસ્કુલમાં અને કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓમાં એવા ઘણા હોય છે કે જેમને ઇંગ્રેજી ભાષામાં વર્ણવેલું ઉપકરણ, અગર ઈંગ્રેજી ભાષામાં સમજાવેલું એકાદું વૈજ્ઞાનિક સત્ય કેવળ ફીલસુફી જેવો ગહન વિષય લાગે છે. કેવળ ભાષા જ્ઞાનના અભાવે તેવા વિદ્યાર્થીઓ વિજ્ઞાનના કામમાં રસ લેવાની ઉમંગ હોવા છતાં રસ લઇ શકતા નથી. આવું ન બનવા પામે તેટલા વાસ્તે ખરો માર્ગ એજ છે કે વિજ્ઞાનનું શિક્ષણ જેમ બને તેમ માતૃભાષા દ્વારા અપાય તો વધારે સારૂં.

વિજ્ઞાનને લોકપ્રિય બનાવવા માટે ગુજરાતી ભાષામાં સારાં રસિક શૈલીમાં લખાયેલાં પુસ્તકોનો ફેલાવો થવો જોઇએ છીએ. ગુ. વ. સોસાઇટી તરફથી શરૂઆતમાં વિજ્ઞાનનાં પુસ્તકો પ્રકટ થયાં હતાં પણ તેવાં પુસ્તકો નિશાળમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે છે. સામાન્ય જનવર્ગને એવાં પુસ્તકો વાંચવાની હોંશ રહેતી નથી. ગુ. વ. સોસાઇટી તરફથી અગર ઇતર સંસ્થા તરફથી નવી શૈલીથી લખાયેલાં વિજ્ઞાન સંબંધી પુસ્તકો બહાર પડવાની ઘણીજ જરૂર છે.

વિજ્ઞાનનું શિક્ષણ ફેલાવવા માટે પૈસાની જરૂર વધારે રહે છે તે વાત ખરી છે. પૈસાના કારણથીજ ઘણે ઠેકાણે વિજ્ઞાનના શિક્ષણના પ્રસારને ઘણીવાર સહન કરવું પડે છે: પરંતુ વિજ્ઞાનનાં સાધનો અને ઉપકરણો ખરીદવા વાસ્તે જે ખર્ચ થાય છે તેમાં જેટલી કરકસર કરવામાં આવે છે તેટલી શિક્ષણની સચોટતાની ખામી રહી જાય છે. માટે વિજ્ઞાન પાછળ થતો ખર્ચ વેઠી લેવાને તો ખાસ તૈયાર રહેવું જોઇએ છીએ. આવા કારણથી સરકારી અને સંસ્થાનોની શાળામાં વિજ્ઞાનને જોઇએ તેટલું ઉત્તેજન મળતું નહિ હોય, પણ જો ખાનગી શાળાઓ અને સંસ્થાઓ પોતાના પૈસાથી અગર ધનાઢ્ય લોકોના ઉદાર આશ્રયથી સારી પ્રયોગશાળાઓ તૈયાર કરશે તો જુજ વખતમાં વિજ્ઞાન લોકપ્રિય બન્યા વગર રહેશે નહિં.

**કલ્યાણરાય નથુભાઇ જોશી બી. એ.**
રાજમહેલરોડ—વડોદરા.

# માતૃભાષા દ્વારા શિક્ષણ.

" The mother tongue must be the medium of instruction in all subjects and through all stages."—Prof. Benoy Kumar Sircar.

" The suggestion...has the sanction of principle, practice and authority"—The Hon'ble Mr. Rama Rayaningar.

**શ્રીયુત્ પ્રમુખ અને અન્ય વિદ્યાવિલાસી સજ્જનો !**

આપણી 'ગરવી' ગુજરાતના પાટનગર અમદાવાદમાં કેળવણીના સમ્બન્ધમાં ચર્ચા કરવાને આપ સર્વને અહિં એકત્ર થયેલા જોઇ મ્હને આનન્દ થાય છે. આવા પ્રકારનું સંમેલન ગુજરાતમાં અપૂર્વ છે. પરન્તુ એ અપૂર્વતાને અંગે ઉત્પન્ન થતો ઉત્સાહ અલ્પાયુઃ ન થતાં ચિરકાલ એમનો એમ ટકી રહે એવી મ્હારી નમ્ર શુભેચ્છા છે. તેમજ આ પરિષદ્ પ્રતિવર્ષ માત્ર બે ત્રણ દિવસનું આયુષ ભોગવી, કેળવણીના સમ્બન્ધમાં માત્ર ચર્ચા અને ઠરાવો કરી બેસી ન રહેતાં, એ નિરાકરણોના વ્યવહાર કરનારૂં ચિરસ્થાયી અને સુદ્રઢ મંડલ બનો એવી મ્હારી સર્વશક્તિમાન્ પાસે પ્રાર્થના છે.

માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનો પ્રશ્ન જેટલો ગંભીર છે તેટલોજ પરિચિત છે. એ પ્રશ્ન ઉપર એક સામાન્ય મનુષ્ય કંઇ પણ નવીન પ્રકાશ પાડી શકે નહિં એ પણ નિર્વિવાદ છે. તેમજ માસિકોમાં અને વર્તમાન પત્રોમાં પ્રસંગોપાત્ત કહેવાનું કહેવાયાં જાય છે. છતાંએ આજે એનો એ જૂનો અને જાણીતો વિષય આપની સમક્ષ મૂકવાનું સાહસ કરવાનું કારણ માત્ર એટલુંજ કે એ વિષયની ગંભીરતા અને ત્હેનાં સત્વર નિરાકરણની આવશ્યકતા આપનાં સ્મરણમાં પુનઃ જાગૃત થાય. ગંભીર તલસ્પર્શી ઉહાપોહ આ સ્થલ અને કાલની મર્યાદાનો ભંગ કરે એમ માની માત્ર એક સાધારણ તટસ્થ બુદ્ધિને આ વિષયમાં ઉપરથી જોતાં શું લાગે છે તેજ અહિં લખવું યોગ્ય ધાર્યું છે. અને એટલા માટે આ લેખની પરીક્ષા માટે આપ અનુકૂળ દ્રષ્ટિબિન્દુ રાખશો એવી મ્હારી નમ્ર વિજ્ઞપ્તિ છે.

આપણી આધુનિક સ્થિતિ વિચિત્ર છે. આપણો પરસ્પર વ્યવહાર એક ભાષામાં થાય છે અને આપણને શિક્ષણ અન્ય ભાષા દ્વારા મળે છે. આ પ્રમાણે પરભાષા દ્વારા શિક્ષણ મળતું હોવાથી સ્વાભાવિક રીતે સ્વભાષા તરફની આપણી ઉપેક્ષા બુદ્ધિ વૃદ્ધિ પામતી જાય છે. એતો એક સામાન્ય મનુષ્યને પણ સુવિદિત હશે કે કેટલાંને આપણી ભાષામાં પોતાના વિચારો દર્શાવવાનું કાર્ય પણ કઠીન લાગે છે. અને કેટલાકના સંબંધમાં તો એવું બન્યું છે કે ગુજરાતી અને અંગ્રેજી બંને ભાષાઓનું જ્ઞાન અપૂર્ણ રહેવાથી તેઓ અર્ધદગ્ધ સ્થિતિમાં રહ્યા છે. માતૃભાષા પ્રત્યે આપણો પ્રેમ હોવો જોઇએ, જે માતૃભાષા માટે આપણને અભિમાન હોવું જોઇએ, જે માતૃભાષાની સેવા કરવાનું મહાવ્રત આપણે પ્રત્યેકે સ્વીકારવું જોઇએ, તે જ માતૃભાષા પ્રત્યે આપણે તિરસ્કાર અને અનાદરની દ્રષ્ટિએ જોઇએ

છીએ. શું આ સ્થિતિ ખેદપ્રદ નથી ? શું ગુર્જરીનો પ્રત્યેક સુપુત્ર આ તિરસ્કારથી જોનારા ઉન્માર્ગગામીઓને સન્માર્ગગામી કરવા પ્રયત્ન નહિં કરે ?

આવી ઉપેક્ષાબુદ્ધિ થવાનાં કારણોમાં મુખ્ય કારણ આપણી ઉપર્યુક્ત વિચિત્ર સ્થિતિ છે. પરભાષામાં શિક્ષણ મળવાને દેશી ભાષામાંજ મળવું જોઇએ. આથી સારા અભ્યાસી અને વિદ્વાન્ લેખકોની સંખ્યા વધશે; આથી વિદ્યાર્થીનું જ્ઞાન સુઘટિત અને સુદ્રઢ થશે. સારાંશ કે સર્વ લાભ પ્રાપ્ત કરાવનાર અને અનર્થ નિવારનાર 'ટેલીસ્મેન' દેશી ભાષા દ્વારા શિક્ષણજ છે.

જગત્‌ના સુધરેલા દેશો પ્રત્યે દ્રષ્ટિ કરતાં જણાશે કે પ્રત્યેક પ્રગતિમાન્ પ્રજા જેવી કે ઇંગ્લીશ, ફ્રેન્ચ, જાપાનીસ, જર્મન આદિ પોતાની ભાષાદ્વારાજ વિદ્યા સંપાદન કરે છે. માત્ર ભારતવર્ષજ પોતાની ભાષા તજી અન્ય ભાષાદ્વારા શિક્ષણ લે છે અને એ વિચિત્ર સ્થિતિનાં વિચિત્ર પરિણામો ભોગવે છે.

આ સ્થળે મ્હારે આપને સવિનય નિવેદન કરવાનું કે અંગ્રેજી ભાષાદ્વારા શિક્ષણ લેવાની પદ્ધતિ સ્હામેના વિરોધમાં અંગ્રેજી ભાષાનું શિક્ષણ લેવાની સ્હામે વિરોધ આવી જતો નથી. આપણી આધુનિક પરિસ્થિતિમાં આપણે એ ભાષાનું જ્ઞાન સંપાદન કરવાની ઘણી આવશ્યકતા છે, એટલુંજ નહિં પરન્તુ માત્ર ભાષા તરીખે પણ ત્હેના જ્ઞાનનું ફલ અમૂલ્ય છે. ઉપકાર છે એ અંગ્રેજી ભાષાનો કે ત્હેના પરિચયથી આપણે એક વિશાલ અને માનવજીવનની ઉચ્ચ ભાવનાઓથી પરિપૂર્ણ સાહિત્યને જોઇ શકયા છીએ, અને એ સાહિત્યદ્વારા પ્રતીત થતી એ પ્રજાની સ્વાતંત્ર્યપ્રિયતાના સંસ્કાર પણ આપણામાં ઉતારી શકયા છીએ. એ ભાષાના જ્ઞાનથી વંચિત રહેવાનું આપણને પાલવે તેમ નથી. માત્ર બાલ્યવયમાં અપરિચિત અને સામ્યરહીત ભાષાદ્વારા શિક્ષણ આપવાની રીતિ કૃત્રિમ છે એજ ઉદ્દિષ્ટ છે.

સ્વભાષાદ્વારા શા માટે શિક્ષણ સંપાદન કરવું ? પ્રચલિત પ્રદ્ધતિ શામાટે અનિષ્ટ છે ? આ પ્રશ્નો આ સ્થળે સહજ ઉપસ્થિત થાય છે. આ પ્રશ્નનું નિરાકરણ કરવાનું હવે પ્રાપ્ત થાય છે.

પ્રથમ તો આપણે સ્વભાષાદ્વારા વિદ્યા મેળવવાનાં કારણોની ઉપર ટપકે સમાલોચના કરીએ.

૧. પરભાષાદ્વારા શિક્ષણ આપવાની રીત કોઇપણ સુધરેલા દેશમાં ન હોય તો આર્યાવર્તમાં શા માટે જોઇએ ? કદાચ માત્ર પ્રયોગઅર્થે આમ કરવામાં આવ્યું હોય તો પણ હવે એતો સ્પષ્ટ વિદિત થયું છે કે આ પ્રયોગ બિલકુલ નિષ્ફલ છે એટલુંજ નહિં પરન્તુ પ્રજાસમૂહના લાભ માટે એ વધારે વખત ચાલુ રાખવા યોગ્ય નથી.

૨. આધુનિક પદ્ધતિ કૃત્રિમ છે. વિદ્યાર્થીના ગૃહજીવનમાં, સામાજીક જીવનમાં અને પરસ્પર વ્યવહારમાં સર્વત્ર સ્વભાષા—ગુજરાતી તો પરભાષા કરતાં વધારે પ્રચાર છે. વળી, વિદ્યાર્થી પોતે વિચાર પણ સ્વભાષામાંજ કરે છે. આથી સ્વાભાવિક રીતે સ્વભાષાનું જ્ઞાન અન્ય ભાષા કરતાં વધારે હોય છે. તેમજ સ્વભાષાનો નિત્યજીવનમાં વધારે ઉપયોગ થવાથી

એ ભાષાદ્વારા વ્યક્ત થયેલી ભાવનાઓ સ્હમજવામાં બહુ કાળક્ષેપ થતો નથી. આથી સ્વભાષામાં શિક્ષણ આપવાથી બાલકને વધારે રસ અને આનન્દ પડે છે. શિક્ષણશાસ્ત્ર સમ્બન્ધે અનુભવ ધરાવનારાઓનું એમ માનવું છે કે જ્યારે બાલકો એક વિષયમાં રસ અને આનન્દ લેતા થાય, અને ત્હેનું હાર્દ સ્હમજતા થાય ત્યારેજ શિક્ષણનું સાફલ્ય છે. શિક્ષણના સાફલ્યનો આધાર શિક્ષકની શિક્ષણશક્તિ તેમજ પદ્ધતિ ઉપર અને બાલકોની ગ્રાહકશક્તિ પર રહેલો છે. અને એતો સ્પષ્ટ છે કે સ્વભાષામાં બાલકોની ગ્રાહકશકિત વધારે તીવ્ર હોય છે. એટલે સ્વભાષામાં શિક્ષણ આપવાથી શિક્ષણ સ્વાભાવિક અને સારૂં થશે. પરભાષા દ્વારા વિદ્યા આપવાથી બાલકની શકિત પર વૃથા ભાર પડે છે, કારણ કે પોતે જે ભાષામાં વિચાર કરે છે તેજ ભાષામાં ઉત્તરો ન આપતાં પરભાષામાં આપવા પડે છે. સંસ્કૃત જેવી સ્વભાષાનું જ્ઞાન પણ અંગ્રેજી દ્વારા આપવામાં તો કૃત્રિમતાની પરાકાષ્ઠા થાય છે એમ પ્રત્યેક વિચારશીલ મનુષ્યને લાગવું જોઇએ. અને આ પ્રમાણે કરવાથી વિદ્યાર્થીને કેટલો વૃથા ભાર લાગતો હશે તે કલ્પી શકાશે. મનુષ્યમાં ગુપ્ત રહેલી શકિતઓનો વિકાસ એમ જો કેળવણીનો અર્થ થતો હોય અને માત્ર એક બે પુસ્તકોનું અધ્યયન એ ન થતો હોય તો બુદ્ધિ અને શકિતનો વિકાસ કરવાની અને પોષવાની અત્યન્ત આવશ્યકતા છે. અતીવ અને વ્યર્થ ભારથી શક્તિઓને કચરી નાંખવાથી તેઓના વિકાસને બદલે વિનાશ થાય છે. આધુનિક પદ્ધતિ અનુસાર વિદ્યા પ્રાપ્ત કરનારાઓમાં કદાચ ધણાઓની બુદ્ધિ વિકાસ પામી હશે. પરન્તુ એક બે છૂટા છવાયાં અપવાદ જેવાં દ્રષ્ટાંતો આપવાથી સત્ય સિદ્ધાન્તનું ખંડન થતું નથી.

૩. સ્વભાષા દ્વારા વિદ્યા આપવાની આવશ્યક્તાનું એક બીજા અગત્યના કારણથી પણ પ્રતિપાદન થઇ શકે છે.

મનુષ્યનું જીવન પરિચત છે. ત્હેની શક્તિઓ પણ પરિમિત છે. અમુક હદની બહાર કાર્ય કરવાથી મનુષ્યને શ્રમ વધારે પડે છે, અને એ પ્રમાણે શ્રમ વધારે પડવાથી જીવનનો પ્રમાણમાં ક્ષય થતો જાય છે. સ્વભાષા દ્વારા શિક્ષણ આપવામાં સમય અને શક્તિનો વ્યર્થ વ્યય થતો બન્ધ થશે. અને એ સમય અને શક્તિ અન્ય સદ્પ્રયત્નોમાં ઉપયુક્ત થશે. અંગ્રેજી ભાષામાં કહેલી વાત સ્હમજવા પહેલાં વિદ્યાર્થીને ભાષા સ્હમજવામાં પ્રયાસ કરવો પડશે; અને આથી મનને એટલો આયાસ વધારે પડશે. કદાચ ભાષામાં જરા સ્હમજણ ન પડી અથવા એકાદો શબ્દ ન આવડયો તો સરલમાં સરલ વાત પણ સ્હમજવામાં પ્રતિબન્ધ આવી પડે છે. વર્ગમાં એક વખત સ્હમજણ ન પડવાથી વિદ્યાર્થીઓ પ્રમાદી અને બેદરકાર બની જાય છે એ વાત સુવિદિત છે. આર્યાવર્તમાં આપણી પદ્ધતિના પરિણામે આ પ્રમાણે કેટલા વિદ્યાર્થીઓ આળસુ બની જાય છે, ત્હેનું એક પત્રક તૈયાર કર્યું હોય તો મ્હારી ખાત્રી છે કે આંકડાઓ ન્હાના નહિ આવે. એની એ સરલ વાત સ્વભાષા દ્વારા કહેવામાં આવી હોત તો કેટલો ઓછો સમય થાત? અને એ વાત સ્હમજવામાં વિદ્યાર્થીના મનને કેટલો ઓછો શ્રમ લાગત? આ પ્રમાણે આપણા વિદ્યાર્થીઓને ભાષા સ્હમજવાનો અને ભાષા દ્વારા કેટલી વાત સ્હમજવાનો એમ દ્વિગુણિત શ્રમ પડે છે; અને એથી તેઓનું મન અકાલે શ્રાન્ત થાય છે. પરિણામે માનસિક શ્રમ અને શક્તિના વ્યર્થ

બ્યયને લીધે બુદ્ધિનો ઉચિત વિકાસ થતો નથી. આ સમ્બન્ધમાં એકજ ઉદાહરણ પૂરતું થશે.

નવા અભ્યાસક્રમ પ્રમાણે અંગ્રેજી ચોથા ધોરણમાં 'ફીઝીઓલોજી'નો વિષય દાખલ કરવામાં આવ્યો છે. વિષય ઘણો રસિક છે. અને પ્રત્યેક બાલકને શરીરયંત્રની રચના સમ્બન્ધે થોડું ઘણું જ્ઞાન હોવું જોઇએ એવો એ વિષય દાખલ કરનારનો શુભ આશય પણ સ્પષ્ટ છે. છતાં પણ ઘણા વિદ્યાર્થીઓ એવા હશે કે જેઓને આ વિષયમાં રસ પડતો નહિં હોય. કારણ સ્પષ્ટજ છે. એનો એ વિષય માતૃભાષા દ્વારા શિખવવામાં આવ્યો હોત તો સર્વ વિદ્યાર્થીને વધારે સુગમતા પડત; શિક્ષકનો બ્યર્થ સમયવ્યય થતો અટકી જાત; અને વિદ્યાર્થીઓમાં એટલો શકિતસંગ્રહ થાત કે જે અન્ય ઉચિત દિશામાં ઉપયુકત થઇ શકત.

૪. આવી રીતે કૃત્રિમ પદ્ધતિએ પરભાષાદ્વારા શિક્ષણ આપવામાં બીજો પણ એક અનર્થ થાય છે. તે એ છે કે શિક્ષણનો પ્રધાન ઉદ્દેશ આથી ફલિત થતો નથી. શિક્ષકે કહેલી અમુક વાત યાદ રાખવાને માટે વિદ્યાર્થીઓને પહેલાંના વર્ષમાં તો આખા અંગ્રેજી વાકયો મુખપાઠે કરવાં પડે છે. પરિણામે અજાણતાં વિદ્યાર્થીઓમાં ગોખણ પદ્ધતિનો પ્રચાર થઇ જાય છે. શિક્ષણશાસ્ત્રના જાણનાર પ્રત્યેક વિચારશીલ પુરૂષો સ્વીકારે છે કે કેળવણીનો મુખ્ય આશય ગુપ્ત માનુષિક શકિતઓનો વિકાસ કરવાનો છે, અને નહિં કે અમુક પુસ્તક વા પાઠ તૈયાર કરવાનો અથવા ગોખી રાખવાનો અને એ તો સ્વતઃસિદ્ધ સિદ્ધાન્ત છે કે કેળવણીનો આવો અર્થ છે એમ સ્વીકારીયે તો એમ પણ સ્વીકારવું પડે કે ગોખણપદ્ધતિ એ કોઇપણ રીતે અનુકૂલ નથી. જરાક જોતાં સ્પષ્ટ જણાઇ આવશે કે આપણા વિદ્યાર્થીઓમાં આ અનર્થકારક પદ્ધતિનો અતિશય પ્રચાર થઇ ગયો છે, અને પ્રત્યેક વિચારશીલ મનુષ્ય એ પદ્ધતિનો બહિષ્કાર કરવા યથામતિ પ્રયત્નો સૂચવે છે અને યથાશકિત આદરે છે. આવી રીતે પ્રચાર પામેલી આ ગોખણ પદ્ધતિનો વિનાશ કરવાનું મુખ્ય સાધન દેશી ભાષા દ્વારા શિક્ષણ આપવાથી પ્રાપ્ત થશે.

૫. પ્રચલિત કૃત્રિમ પદ્ધતિનો બહિષ્કાર કરવાનું એક એ પણ કારણ છે કે પરભાષા દ્વારા શિક્ષકે આપેલું જ્ઞાન વિદ્યાર્થીના મન પર બરાબર ઠસતું નથી, અને પરિણામે જ્ઞાનના સંસ્કારો ઘણાજ આછા પડે છે, અને બુદ્ધિનો સુયોગ્ય વિકાસ થતો નથી. આનું પરિણામ એ આવે છે કે કેળવણીના ખરા અર્થમાં કેળવણી આપણા વિદ્યાર્થીઓ મેળવી શકતા નથી. અને એથી અન્ય પ્રજાઓની દ્રષ્ટિમાં આપણે અજ્ઞાન અને અપકવ બુદ્ધિના મનુષ્યો લાગીએ છીએ. આ પ્રમાણે ખરી કેળવણી પ્રાપ્ત કરવાને અને કંઇક ચૈતન્યવાળા થવાને માટે ઉપાય એકજ છે કે આપણા વિદ્યાર્થીઓને સ્વભાષા દ્વારા શિક્ષણ આપવું.

૬. વિદ્યાર્થીજીવન સાથે નિકટ સમ્બન્ધ ધરાવનારને સુવિદિત છે કે ઉપરનાં ધોરણોમાં સર્વ શિક્ષણ અંગ્રેજી ભાષાદ્વારાજ આપવામાં આવે છે, છતાંએ પ્રસંગોપાત્ત સ્વભાષાદ્વારા અમુક સ્પષ્ટીકરણની આવશ્યકતા રહે છે અને તે પ્રમાણે શિક્ષકો સ્વભાષાદ્વારા કઠીન લાગતી વાતને સરલ અને સ્પષ્ટ કરે છે. આ પ્રમાણે સ્વભાષાદ્વારા આપેલું શિક્ષણ વધારે સ્થાયી અને દ્રઢ રહે છે એ સિદ્ધાન્તનો સ્વીકાર કરવામાં આવે છે ત્યારે સર્વ શિક્ષણ સ્વભાષામાંજ શામાટે ન આપવું? અને સ્પષ્ટીકરણ અર્થે સ્વભાષાની આવશ્યકતા પૂરેપૂરી કેમ ન સ્વીકારવી?

સજ્જનો ! આ ઉપરથી આપને પ્રતીત થયું હશે કે આધુનિક પદ્ધતિથી આપણી સ્થિતિ વિચ્છિન્ન થઇ ગઇ છે; આપણો યોગ્ય બુદ્ધિવિકાસ કુંઠિત થઇ ગયો છે; ગોખણપદ્ધતિનો પ્રચાર થઇ ગયો છે; અને ખરી કેળવણી અને ત્હેના અતુલ લાભોથી આપણે વંચિત રહ્યા છીએ, અને—

"........The foreign language thus imposes a crushing weight upon the whole educational system of India, and to a very large extent is responsible for the lack of initiative and want of originality that is supposed to be the characteristic of the Indian mind."

—*Lord Bishop of Madras.*

પરન્તુ આવા વિવાદરહીત અને સ્વતઃસિદ્ધ વિષયમાં પણ કેટલુંક મતાંતર છે. સ્વભાષા દ્વારા શિક્ષણ આપવાની રીતિ સ્હામે પોતાના શા વિરોધો દર્શાવે છે અને એ વિરોધોનો પ્રતિકાર થઇ શકે છે કે કેમ એ જોવાનું અવશિષ્ટ રહે છે.

૧. પ્રથમ તો એવું કહેવામાં આવે છે કે દેશી ભાષામાં શિક્ષણ આપવાની પદ્ધતિનો સ્વીકાર કરતા પહેલાં કયી દેશી ભાષામાં શિક્ષણ આપવું એ નિર્ણિત થવાની જરૂર છે. આર્યાવર્ત એક દેશ કરતાં ખંડના નામને વધારે યોગ્ય છે; ત્હેમાં એક ભાષા ન હોય એ પણ સ્વાભાવિક છે. પ્રત્યેક પ્રાન્તિક ભાષામાં શિક્ષણ આપવાથી એ ભાષાઓનું મહત્વ વૃદ્ધિ પામશે; અને એક રાષ્ટ્રિય ભાષાની ન્યૂનતા અંગ્રેજી ભાષાથી જે કંઇક અંશે પૂર્ણ થતી હતી તે હવે નહિં થાય; અને તેથી રાષ્ટ્રિયતાના ભાનની વૃદ્ધિ અત્યારે આવશ્યક છે છતાં પણ તદ્દન બન્ધ પડી જશે.

આ દલીલ ઉપરથી ઘણી સબલ લાગે છે પરન્તુ વસ્તુતઃ નિર્માલ્ય છે. દેશી ભાષામાં શિક્ષણ આપવાનું કહેવામાં એવું નથી કહેવાનું કે અંગ્રેજી ભાષાનું શિક્ષણ ન આપવું. પ્રત્યુત અંગ્રેજી ભાષાના વધારે સારા વિશાલ જ્ઞાન માટે દેશી ભાષા દ્વારા શિક્ષણ આપવાની આવશ્યકતાનું પ્રતિપાદન કરવાનું છે. આથી અંગ્રેજી ભાષા દ્વારા રાષ્ટ્રિયતાનું ભાન થવા લાગ્યું હતું ત્હેને કશો પણ અવરોધ થવાનું કારણ નથી. વળી, પ્રત્યેક પ્રાન્તની ભાષાદ્વારા શિખવવાથી પ્રાન્તિક ભાષાનું મહત્વ વધે એ વાત પણ કંઇક અંશે ખરી છે. પરન્તુ ભરતખંડ એટલો મ્હોટો છે કે ત્હેમાં એક ભાષા હોય તો તે વાત અદ્વિતીય ગણાય. છતાં પણ માની લઇએ કે એક ભાષા થઇ શકે તેવું છે, તોપણ હાલ તુરતમાં તો તે અશક્ય લાગે છે. તો પછી જ્યાં સુધી એક ભાષા ન થાય ત્યાં સુધી આપણે પ્રચલિત પદ્ધતિ ચાલવા દેવી ? ભાવિ લાભની આશામાં વર્તમાન લાભો તજી દેવા એ યુક્ત છે?

૨. દેશી ભાષામાં શિક્ષણ આપવાથી અંગ્રેજીનું જ્ઞાન અપૂર્ણ રહેશે તેથી ઉચ્ચ અભ્યાસક્રમમાં અન્તરાય આવશે.

આ દલીલમાં કંઇક વજન છે ખરૂં; છતાં પણ એ વિરોધ એવો નથી કે ત્હેનો પ્રતિકાર ન થઇ શકે. આપણે અંગ્રેજી ભાષા શિખવાની જરૂર છે. અંગ્રેજી ભાષામાં અપૂર્ણ જ્ઞાનને લીધે ઉચ્ચ અભ્યાસમાં વિદ્યાર્થીને વિઘ્ન આવે તો આપણને ચોખ્ખો ગેરલાભજ થાય. પરન્તુ

જરા વિચાર કરતાં આપણને સત્વર માલૂમ પડે છે કે આખા અભ્યાસક્રમમાં અમુક વિષયનું પુનરાવર્તન કરવામાં આવે છે. ઇતિહાસ, ભૂગોળ, અને ગણિતનાં લગભગ બે અથવા ત્રણ પુનરાવર્તન કરવામાં આવે છે, તો આવા વ્યર્થ કાલક્ષેપ કરનારાં પુનરાવર્તનો દૂર કરી તેથી બચાવેલો સમય અંગ્રેજી ભાષાનાં જ્ઞાનને સુદૃઢ કરવામાં ઉપયોગમાં લેવામાં આવે તો ઉપરનો વિરોધ જરા પણ ટકી શકતો નથી, અને સાંપ્રત પદ્ધતિદ્વારા થયેલો અનર્થ દૂર થાય છે.

૩. દેશી ભાષામાં પુસ્તકો નથી. વળી, દેશી ભાષાઓનું સાહિત્ય ઘણું વિશાલ ન હોવાથી સંસ્કૃતનો ઉપયોગ કરવો પડશે. અને પરિણામ એ થશે કે દેશી ભાષા વધારે કઠિન બની જશે.

પુસ્તકો ન હોવાનું કારણ ઘણુંજ સ્પષ્ટ છે; અને તેથી તરતાં આવડે તો પાણીમાં પડવાનું કહેનારના જેવીજ આ દલીલ લાગે છે. દેશી ભાષામાં શિક્ષણ આપવાનું ચાલુ કર્યું કે એમનાં એમ પુસ્તકો લખાશે અને ઘણાજ થોડા સમયમાં એ ન્યૂનતા દૂરજ થઇ જશે. વળી, દેશી ભાષાનું સાહિત્ય વિપુલ જોઇએ એમ માનનારને એ પણ જણાવવાની જરૂર છે કે દેશીભાષાના આવા સતત ઉપયોગથી દેશીભાષાનું સાહિત્ય વિપુલ બનશે. સંસ્કૃત શબ્દોથી દેશી ભાષા કઠિન બનશે અને એ કારણથી અંગ્રેજીદ્વારા શિક્ષણ આપવાનું કહેનારે જાણવું જોઇએ કે ગુજરાતી, દેશીભાષા, અને સંસ્કૃતને નિકટ સંબંધ છે, પરન્તુ અંગ્રેજી અને ગુજરાતીને સામ્યજ છે નહિં. આથી ગમે તેવો કઠિન સંસ્કૃત શબ્દ પણ વિદ્યાર્થીને કંઇક પરિચિત લાગશે અને તે શબ્દ દ્વારા વ્યક્ત થયેલી વસ્તુ અથવા ભાવના સત્વર સમજી શકાશે.

સજ્જનો ! આપે આ પ્રમાણે પૂર્વ અને ઉત્તર બંને પક્ષ જોયા. વિશેષમાં ઉત્તર પક્ષના કેટલાક વિરોધો કેવા નિર્મૂલ છે તે પણ આપે જોયું. આ ઉપરથી આપને સ્પષ્ટ પ્રતીત થયું હશે કે આપણી પ્રચલિત શિક્ષણપદ્ધતિથી આપણને અનેકધા ગેરલાભ થયા છે; અને હજુ પણ એ પ્રદ્ધતિ વધારે પ્રચારમાં રહેશે તો વધારે અનર્થ થશે. આપણી શક્તિઓ વિકાસ પામતી નથી; સ્મરણશક્તિ અતીવ ભારથી કચરાઇ ગઇ છે; આપણું ભાષાનું જ્ઞાન ઘણુંજ અપૂર્ણ રહે છે; આપણાં બાળકોને અભ્યાસનો ભાર ઘણો લાગે છે; આપણી અપૂર્વતા (origniality) નો લોપ થતો જાય છે; આપણે ખરી કેળવણી પ્રાપ્ત કરી શક્યા નથી; અને અન્ય સભ્ય પ્રજાઓ આપણી પદ્ધતિને અપૂર્વ, વિચિત્ર અને કૃત્રિમ માને છે. પરન્તુ આપણને જો સ્વભાષાદ્વારા શિક્ષણ આપવામાં આવે તો આપણને અતુલ લાભ થશે. શિક્ષણમાં રસ પડવાથી બાલકો વધારે કેળવાશે અને તેઓની વિચાર શક્તિ પણ ઉચિત વિકાસ પામશે. સારમાં, પ્રચલિત પદ્ધતિથી જે અનર્થો થયા છે તે સર્વ માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાથી દૂર થશે. પ્રથમ દર્શને આપણને વિઘ્નો પ્રતિબન્ધ કરશે; પરન્તુ આપણો ધર્મ છે કે વિઘ્નો દૂર કરી હિતાવહ પદ્ધતિનો અંગીકાર કરવો. નામદાર સરકાર પણ આ વિષયનું મહત્ત્વ સ્વીકારી યથાશક્તિ સહાય કરે છે; પરન્તુ જ્યાં સુધી યુનિવર્સિટી આ વિષયમાં ખાસ નિર્ણયપર આવે નહિં ત્યાં સુધી સર્વ વ્યર્થ છે.

વિદ્યાપ્રિય ગૃહસ્થો ! આ વિષયમાં ઘણું કહેવાનું છે અને કહી શકાય તેવું છે; પરન્તુ સ્થલ અને કાળની મર્યાદાનો ભંગ ન થાય એટલા માટે આ ગંભીર વિષયનું ઘણુંજ ઉપલક રીતે આપની પાસે નિવેદન કર્યું છે. આ વિષયમાં આપણી પરિષદ્ એક ચિત્તે અને દ્રઢાગ્રહે યોગ્ય દિશામાં પ્રયત્નો કરશે અને ઇષ્ટપ્રાપ્તિ કરવાનાં સુપ્રયત્નો આરંભશે તો પણ આ લઘુ લેખનું સાફલ્ય છે.

અન્તમાં આપને સ્મરણ કરાવવાનું કેઃ—

" This is a simple self-evident proposition...In no part of the civilised world is a foreign tongue made the medium of instruction" [૧]

इति शम्.

તા. ૩૦-૯-૧૯૧૬.
નડીઆદ.

મહાશંકર પોપટભાઇ આચાર્ય.
બી. એ.



૧ પુનાના શિક્ષાવિચારમંડલનાં પ્રસિદ્ધ થએલાં ન્હાનાં ચોપાનીયાંમાંથી કેટલાંક અવતરણો કર્યાં છે. અને આ વિષયપર લખવાની પ્રેરણા પણ તે વાંચીને થએલી છે, માટે ત્હેનું ઋણ સ્વીકારવાની રજા લઉં છું.

# કૉલેજમાં દાખલ ન થનાર વિદ્યાર્થીઓ માટે માધ્યમિક શિક્ષણ કેવું હોવું જોઇએ ?

" बुभुक्षितैर्व्याकरणं न भुज्यते
पिपासितैः काव्यरसो न पीयते। " सुभाषितम्।

" ભુખ્યાથી વ્યાકરણ ખવાતું નથી. તરસ્યાથી કાવ્યરસ પીવાતો નથી. "

અમુક દેશ સંસ્કૃતિની કેટલી કળાએ પહોંચેલો છે તેનું માપ કાઢવાની એક યુક્તિ એ છે કે તે દેશમાં કેળવણીનો વિકાસ કેટલો થયેલો છે, કેળવણી સંબંધમાં કેવી કેવી ચળવળ ચાલી રહી છે અને કેળવણીના ઉત્કર્ષ માટે શાં શાં પગલાં ભરવામાં આવે છે તેની બારીક તપાસ કરવી. દુનિયાના મોટા દેશોમાં ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની, અમેરિકા અને જાપાન એ પાંચ દેશો માનનીય પદવી ભોગવે છે, અને એ દેશોની કેળવણીનો વિકાસક્રમ તથા આધુનિક સ્થિતિ અનેક અંશે આપણને બોધક છે. આપણો હિંદ દેશ, જે વસ્તિપરત્વે એ પાંચે દેશ કરતાં ચઢી જાય છે, તે કેળવણીની બાબતમાં એ પાંચમાંના પ્રત્યેક કરતાં અતિશય પછાત છે એ ઓછું શોચનીય નથી. એ શોચનીયતા દૂર કરવા અર્થે નામદાર સરકાર ધીરે ધીરે પ્રયાસ કરે છે. એ શોચનીયતા દૂર કરવાના ઉપાયોનાં મીઠાં સ્વપ્ન લોકમાન્ય ગોખલેને એમના ટુંકા પણ કીર્તિમય જીવનના ખાસ કરીને ઉત્તર ભાગમાં નિરંતર આવતાં. જે દિવસે એ શોચનીયતા દૂર થયલી જોવામાં આવશે તે દિવસ ખરેખરો મંગળ દિવસ થઇ પડશે એમ પ્રત્યેક હિંદપુત્ર સમજે છે, અને એ શોચનીયતા દૂર કરવા તરફ પોતાનો અલ્પ ફાળો આપવો એ આ પરિષદ્‌નો મુખ્ય ઉદ્દેશ સમજાય છે.

ઉપર કહેલા પાંચ દેશોમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત છે અને તે મફત મળે છે. પ્રાથમિક કેળવણી પામેલા એ દેશના વિદ્યાર્થીઓનો અમુક ભાગ માધ્યમિક કેળવણી તરફ વળે છે. માધ્યમિક કેળવણી તરફ ન વળનાર વિદ્યાર્થીઓને પોતપોતાના ધંધાની સંગીન તાલીમ આપવાનું ફરજિયાત અને વ્યાપક ધોરણ કેટલાંક વર્ષથી જર્મનીમાં દાખલ કરવામાં આવ્યું છે, જે તરફ લૉર્ડ હાલ્ડેને ગંભીર ભાષામાં ઇંગ્લંડની પ્રજાનું ધ્યાન ખેંચ્યું છે. અમેરિકાની બલિહારી એ છે કે ત્યાં માધ્યમિક કેળવણી પણ મફત મળે છે. આ કારણથી અમેરિકામાં વસ્તિનો જેટલો ભાગ યુનિવર્સિટીનું શિક્ષણ પામે છે તેટલો ભાગ દુનિયાના બીજા કોઇ પણ દેશમાં પામતો નથી. પ્રોફેસર હક્સ્લિ કહે છે કે કેળવણીની નિસરણી એવી હોવી જોઇએ કે બાળકને ગટરમાંથી તે ઉપાડે અને યુનિવર્સિટી સુધી ચઢાવે. આવી નિસરણીની પ્રતિષ્ઠા આજે આખી દુનિયામાં એકલી અમેરિકામાંજ થયલી જોવામાં આવે છે. કેળવણીના સંબંધમાં અમીરગરીબને અમેરિકા ઓળખતું નથી. લક્ષાધિપતિ પિતાનો પુત્ર અને અકિંચન ભીખારીનો પુત્ર અમેરિકામાં કેળવણીપરત્વે એકસરખા છે,

એટલુંજ નહિ પણ ભીખારીના પુત્રમાં સાચું દૈવત હોય તો તે છાતી ઠોકીને કહી શકે કે કોઇ દિવસ હું અમેરિકાનો પ્રેસિડંટ થઇશ.

આપણા દેશમાં પ્રાથમિક કેળવણીને પોતાના રાજ્યમાં ફરજિયાત અને મફત કરવાનું મહામાન નામદાર ગાયકવાડ સરકારને ઘટે છે. એ સમર્થ અને યશસ્વી નરેન્દ્રના દાખલાનું અનુકરણ બીજાં કેટલાંક દેશી રાજ્યો કરવા લાગ્યાં છે, એ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે કેળવણી તરફ રાજાપ્રજાનું લક્ષ પ્રતિદિન વૃદ્ધિ પામતું જાય છે. માધ્યમિક કેળવણીપરત્વે તો પ્રજાની પ્રવૃતિ એકદમ વિશાળ રૂપમાં દર્શન દે છે. હિંદુસ્તાનમાં સરકાર જ્યારે માધ્યમિક કેળવણીની ૨૭૧ શાળા* ચલાવે છે અને તેમાં ૭૪,૬૮૯ વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે ત્યારે પ્રજા તરફથી (અને મોટે ભાગે સરકારના આશ્રયથી) ચલાવાતી એવી શાળાઓની સંખ્યા ૨,૭૭૦ જેટલી છે અને ૪,૯૬,૩૦૬ જેટલા વિદ્યાર્થીઓ તેનો લાભ લે છે. મુંબઇ ઇલાકામાં એકંદર ૪૪૯ જેટલી માધ્યમિક શાળાઓમાંથી સરકારી સંસ્થા ૨૯ અને તેમાં ભણનાર વિદ્યાર્થીઓની સંખ્યા ૯,૨૬૭ છે, લોકલબોર્ડ અને મ્યુનિસિપાલિટીના તાબાની માધ્યમિક શાળાઓ ૬૪ અને તેમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓની સંખ્યા ૬,૨૯૬ છે, તો ખાનગી સંસ્થાઓ ૩૫૬ અને તેનો લાભ લેનાર વિદ્યાર્થીઓની સંખ્યા ૫૧,૧૮૪ છે. ઉપરાંત મુંબઇ સરકારને લગતાં દેશી રાજ્યોમાં આશરે ૧૩૦ માધ્યમિક શાળાઓ છે અને આશરે ૧૫,૦૦૦ વિદ્યાર્થીઓ તેમાં શિક્ષણ પામે છે. વડી સરકારના તાબાના પરંતુ મુંબઇ ઇલાકામાં અંતર્ગત વડોદરા રાજ્યની ૬૪ માધ્યમિક શાળાઓ તથા ૮,૪૦૦ વિદ્યાર્થીઓ જો આમાં ઉમેરવામાં આવે તો એકંદર શાખાની સંખ્યા આશરે ૬૪૦ અને વિદ્યાર્થીઓની સંખ્યા ૯૦,૦૦૦ થવા જાય છે.

વિદ્યાર્થીઓની આવી જંજાવર સંખ્યાની કેળવણી સંબંધી સવાલ કંઈ નાનો સૂનો હોઇ શકે નહિ. એ જબરા જૂથનાં અંતઃકરણ આપણે બારીકીથી તપાસીશું તો કૉલેજની ભાવના ત્યાં સજડ મુદ્રિત થયલી આપણને જણાશે. કૉલેજમાં પ્રવેશ કરાવનાર મેટ્રીકયુલેશનની પરીક્ષા હોવાથી મુંબઇમાં એ પરીક્ષાની અજબ મોહિની છે. મેજ અને ખુરસીના અરણ્યરૂપ પરીક્ષાનો મંડપ, વિવિધ પરીક્ષકરૂપ કર્મફલપ્રદાતા દેવો, નિરીક્ષક (Supervisor) રૂપ એ દેવોના ગણો, રજિસ્ટ્રારરૂપ દેવદૂત, પરીક્ષા પરિણામરૂપ ફલવિપાક ને દિવસે આશાની ગરમી અને નિરાશાનો ઠંડો પરસેવો તારના ભણકારા અને હૃદયના ધબકારા— આ સર્વ વ્યતિકરોને લીધે મેટ્રિકયુલેશનની પરીક્ષા ખરેખર ભવાટવીના એક નાના સરખા ચિત્ર સમાન થઇ પડી છે, અને એ અનુભવો વિદ્યાર્થીને તેની જીંદગીમાં પ્રથમ જ થતા હોવાથી એ પરીક્ષા અભ્યાસક વર્ગ ઉપર કોઇ અદ્ભુત કામણટુમણથી સજ્જ થયલી અંગનાની ના ભૂસાય એવી છાપ પાડે છે. એ કામણટુમણથી વિદ્યાર્થીઓને બચાવવાના અનેક પ્રયાસો કરવામાં આવેલા છે, પરંતુ તે અદ્યાપિ નિષ્ફળ ગયા છે અથવા જોઇએ એટલા અંશમાં સફળ થયા નથી, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ૧૮૮૯ ની સાલમાં આપણી યુનિવર્સિટીએ પોતાની અંગત છાપવાળી સ્કૂલફાઇનલની પરીક્ષા દાખલ કરી. પરંતુ એ નવી પરીક્ષાની આંખ થોડાં વર્ષમાં જ મીચાઇ ગઇ. ત્યાર પછી ૧૯૦૪ ની

*વડોદરા વગેરે મુખ્ય રાજ્યોની સંસ્થાઓનો સમાવેશ આમાં નથી.

સાલથી સરકારી કેળવણી ખાતું એ જ સ્કૂલફાઈનલ પરીક્ષાની સ્વતંત્ર યોજના કરી રહ્યું છે. મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં ઉત્તીર્ણ થયલા વિદ્યાર્થીઓ સરકારી નોકરી માટે યોગ્ય ગણાશે નહિ, પરંતુ એવી લાયકી સરકારી સ્કૂલફાઈનલની પરીક્ષામાં પસાર થયલાની જ લેખાશે એવું આકર્ષણવાળું સરકારી ધોરણ હોવા છતાં વસ્તુસ્થિતિ એવી જેવામાં આવે છે કે જ્યારે મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં ૪૦૦૦ થી ૫૦૦૦ વિદ્યાર્થીઓ બેસતા હોય છે ત્યારે તેનો ત્રીજોજ ભાગ સરકારી સ્કૂલફાઇનલ પરીક્ષા માટે રજુ થાય છે. એ વિદ્યાર્થીઓમાં પણ કેટલા વિદ્યાર્થી બંને પરીક્ષા સાથે પસાર કરી આખરે કૉલેજમાં જ દાખલ થાય છે, અને એકલી સ્કૂલફાઇનલ પરીક્ષા પસાર કરનાર વિદ્યાર્થીઓમાંના કેટલા કેવી જાતની, કેટલા પગારની નોકરી કેટલી મુદતે મેળવવા શક્તિમાન્ થાય છે એ વિગતોના આંકડા ઉપલબ્ધ ન હોવાથી એ વિષે વિશેષ કહેવાને અવકાશ નથી.

ઈંગ્રેજી પહેલા ધોરણની પરીક્ષામાં ૧૦૦ વિદ્યાર્થીઓ બેઠા હોય તો તેમાંથી સરેરાશ ૧૦–૧૫ વિદ્યાર્થીઓ નિષ્ફળ નિવડે છે. માધ્યમિક શિક્ષણનો આ એક છેડો છે. બીજે છેડે મેટ્રિક્યુલેશન વર્ગમાં જો ૧૦૦ અભ્યાસકો હોય તો તેમાંથી આશરે ૭૫ ને યુનિવર્સિ-ટીની પરીક્ષામાં બેસાડવામાં આવે, જેમાંથી ૪૦–૫૦ જેટલા અભ્યાસકો પોતાના પ્રયા-સમાં સફળ થાય. અર્થાત્ મૅટ્રિક્યુલેશન ધોરણમાં ૧૦૦ માંથી આશરે ૫૦–૬૦ વિદ્યાર્થીઓ દર વર્ષે પડયા રહે છે. એ વિશાલ સમુદાયનું શું કરવું એ ગંભીર પ્રશ્ન અહિં ઉપસ્થિત થાય છે.

એવા વિદ્યાર્થીઓ પોતપોતાના સંબંધમાં એ સવાલનો નિર્ણય પોતપોતાની પરિ-સ્થિતિને અનુસરીને કરે છે જ. કેટલાક સ્કૂલફાઈનલ પસાર કરી કારકુનગીરી અથવા તેને મળતી નોકરી સ્વીકારે છે; કેટલાક ટપાલ તથા તાર ઑફિસમાં દાખલ થાય છે; કેટલાક રેલ્વેમાં, કેટલાક કળાભુવનમાં, કેટલાક વેપારીઓની પેઢીમાં, કેટલાક મિલમાં એમ જુદી જુદી દિશાઓમાં ઉદરનિર્વાહરૂપ પ્રચંડ વાયુથી પ્રેરાયલો એ કમનસીબ સંઘ કુદરતી રીતે પોલ દેખી પેસી જાય છે. આ સ્થળે ખાસ વિચારવા જેવો મુદ્દો એ ઉભો થાય છે–એવા વિદ્યાર્થીઓનું ભાવિ સુધારવા માટે માધ્યમિક શાળાઓ શું કરી શકે એમ છે ?

હિંદના સમાજ બંધારણ અને હિંદની હાજતો ઉપર પૂરતું લક્ષ આપ્યા વિના જો એ સવાલનો નિર્ણય કરવામાં આવે તો તે કોઇ રીતે શાસ્ત્રીય કહી શકાય નહિ. હવે હિંદના સમાજ બંધારણ પરત્વે સઉથી અગત્યની બાબત એ છે કે આપણી વસતિના ૩૧ કરોડ મનુષ્યમાંથી આસરે ૨૪ કરોડનો નિર્વાહ ખેતીને લઇને છે. આપણા સમાજના સંગીન પાયા રૂપ ખેડુતવર્ગનું શ્રેય વિચાર્યા વિના આપણે કેળવણીની યોજનાઓમાં ઝંપલાવીશું તો મૃગજળના બાચકા ભરવાનો આપણો પ્રયત્ન સુધરેલી દુનિયાની નજરમાં છેવટે આપ-ણને હાસ્યપાત્ર જ ઠેરવશે. પ્રતિવર્ષ આપણા દેશમાં સેંકડો પ્રાથમિક શાળાઓ ઉઘાડવામાં આવે છે અને ખેડુતવર્ગનું તે તરફ વધારે ને વધારે વલણ થતું જેવામાં આવે છે. રાજ સત્તા અને પ્રજાસત્તાના સહકારથી પ્રાથમિક કેળવણી પવનવેગી સાહસથી એટલે સુધી વધે કે જાપાનની પેઠે હિંદમાં પણ નિશાળ વિનાનું ગામડું રહે નહિ અને અભણ નરનારી વાળું કુટુંબ રહે નહિ એ આપણી અંતઃકરણની ઇચ્છા સિદ્ધ થાય છતાં તેથી સર્વસ્વની

પ્રાપ્તિ થયલી આપણે સમજવાની નથી. ઈંગ્લાંડમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત છે છતાં પરિસ્થિતિને પરખ્યા વિના પગલાં ભરવાથી તે દેશને કેવું ભારે નુકસાન સહન કરવું પડયું છે તેનું વર્ણન કરતાં સર જૉન ગૉર્સ્ટે ૧૯૧૧ ની સાલમાં કહ્યું હતું કે—"કેળવણીના નામથી ઓળખાતી વસ્તુ પાછળ આપણે લાખો પાઉંડનો ખરચ કરીએ છીએ. પ્રજાહિતની સંભાળ રાખનારાઓના અને કેળવણીના કોવિદોના મોટા ભાગનો તો એ અભિપ્રાય છે કે એ દ્રવ્યનો ઘણોખરો ભાગ બરબાદ જાય છે અને કેળવણીપરત્વે તો એ દ્રવ્યને ખારા દરિયામાં પધરાવ્યું હોય તો તેથી વધારે હાનિ થવાનો સંભવ નથી." એજ દેશના દારિદ્ર્યપ્રબંધના અધિકારીઓ પણ કહે છે "આપણી ખરચાળ પ્રાથમિક કેળવણીની પ્રજાની દરિદ્રતા ઉપર કશી અસર થતી નથી વસ્તુતઃ તેનું વલણ વિદ્યાર્થીઓને કારીગર કરવા કરતાં કારકુન કરવા તરફ વિશેષ છે." ઇંગ્લંડના આ અનુભવથી આપણે પણ અવશ્ય ચેતવું જોઇએ. માધ્યમિક કેળવણીનાં મૂળ પ્રાથમિક કેળવણીમાં હોવાં જોઇએ, અને પ્રાથમિક કેળવણીનો વિકાસ માધ્યમિક કેળવણીએ કરવો જોઇએ એ ધોરી સિદ્ધાંતને અનુસરી આપણે જે નિર્ણય ઉપર આવીશું તે શ્રેયસ્કર નિવડવાનો સંભવ છે. ખેડુતવર્ગ કેળવણી તરફ ધીરે ધીરે વળતો જાય છે પરંતુ તે પ્રબળ વેગથી વળે એવી જો આપણી ઇચ્છા હોય તો ૨૪ કરોડ જેટલી એ વસતિને સંગીન શિક્ષણરૂપ પૌષ્ટિક ખોરાક આપણે પ્રથમથીજ આપવો જોઇએ. ખેડુત કારકુન થાય એમાં દેશનું કલ્યાણ નથી. ખેડુત મહેતાજી બને એમાં દેશનું કલ્યાણ નથી. પરંતુ ઉતરતા પ્રકારના ખેડુતને ઉંચા પ્રકારનો ખેડુત બનાવનાર કેળવણી સાચી કેળવણી છે અને તેજ દેશનું દળદર ફિટાડશે. ખેડુતના બાળકને વાંચતાં લખતાં અને હિસાબ ગણતાં તો અવશ્ય આવડવું જોઇએ. તેથી તેની બુદ્ધિનો વિકાસ થશે, તે જીવનના અનેક આનંદો ભોગવી શકશે અને ધૂતારાઓની અટપટી જાળથી પોતાનો બચાવ કરી શકશે. પરંતુ વાંચવા લખવાથી અને હિસાબ ગણવાથી એક ઘઉંના દાણાને ઠેકાણે બે ઘઉંના દાણા તે ઉપજાવી શકશે નહિ. જમીન પાસે વધારે પાક લેવા માટે તો તેણે પોતાનો ખેતીનો ઇલમ નાનપણથી જ આધુનિક શાસ્ત્રીય પદ્ધતિથી શિખવાનો આરંભ કરવો જોઇએ. આવું વિજ્ઞાનપદ્ધતિને અનુસરતું સપ્રયોગ ખેતીનું શિક્ષણ પામેલા વિદ્યાર્થીને માધ્યમિક કેળવણીએ ઉપાડી લેવો જોઇએ, અર્થાત્ માધ્યમિક કેળવણીની સંસ્થાએ એવા ખેડુતોને તેમની પોતાની કળામાં વિશેષ પ્રવીણ કરવા જોઇએ. મુંબઇમાં આપણે જોઇશું તો યુનિવર્સિટી ખેતીવાડીની પદવી આપે છે ખરી, પરંતુ ખેતીનું શાસ્ત્રીય શિક્ષણ આપનાર કોઇ પણ પ્રાથમિક કેળવણીની અથવા માધ્યમિક કેળવણીની સંસ્થા હોય એવું જાણ્યામાં નથી. જેના ધોતિયાનું તથા ડગલાનું કશું ઠેકાણું નથી. એવો માણસ મોટી પાઘડી પહેરવાથી જેટલો શોભે છે તેવી શોભા ખેતીની બાબતમાં આપણા અભ્યાસક્રમની છે. ટુંકામાં ખેડુતવર્ગને પ્રાથમિક શાળાઓમાં વિશેષ પ્રમાણમાં ખેંચવો જોઇએ; તે વર્ગને અનુકૂળ શિક્ષણ શરૂઆતથી જ અપાવું જોઇએ; તે પછી માધ્યમિક શાળા તરફ તેનું આકર્ષણ કરવા માટે તે શાળાના અભ્યાસક્રમમાં પણ ખેતીના વિષયને દાખલ કરવો જોઇએ. એવો ખેડુત વિદ્યાર્થી કૉલેજમાં દાખલ ન થાય તોપણ પોતાની વિદ્યાના અને મગજશક્તિના પ્રતાપથી પોતાના ધંધાને પાંચ ટકા જેટલો પણ વિશેષ ખીલવી શકશે અને દેશની સંપત્તિમાં તેટલા પૂરતો વધારો કરી શકશે.

ખેતી પછી સ્વાભાવિક રીતે જુદા જુદા ઉદ્યોગો અને ધંધા આવે છે. એ બાબતમાં પણ આપણા દેશનું દળદર ઝટ નજરે તરી આવે છે. હિંદુસ્તાનને કેટલેક અંશે મળતા આવતા જાપાનની સ્થિતિ આપણે અવલોકીશું તો આપણને જણાશે કે તે દેશમાં જ્યારે વિદ્યાર્થીની કુલ ૧૦૦૦ સંખ્યામાંથી સાહિત્યના ઉચ્ચ શિક્ષણ તરફ ૨૬ વિદ્યાર્થીઓ વળેલા જોવામાં આવે છે અને ઉદ્યોગ ધંધાની કેળવણી તરફ ૫૦ વિદ્યાર્થીઓ વળેલા હોય છે ત્યારે હિંદમાં તેટલીજ સંખ્યામાંથી સાહિત્યની દિશામાં ૧૨૪ વિદ્યાર્થીઓનો અને ઉદ્યોગ ધંધાની દિશામાં માત્ર ૫ વિદ્યાર્થીઓનો પ્રવાહ જોવામાં આવે છે. જાપાનમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત હોવાથી સમાજના ઉતરતા વર્ગો પણ ભણેલા હોય છે એટલે પ્રમાણમાં સાહિત્ય તરફ વલણ ઓછું નજરે પડે, અને હિંદમાં પ્રાથમિક કેળવણી પછાત હોવાથી સમાજના તરતા વર્ગો એટલે બુદ્ધિપ્રધાન વર્ગો મુખ્યત્વે કરીને ભણતા હોવાથી સાહિત્ય તરફ વલણ પ્રમાણમાં વિશેષ નજરે પડે એ વાસ્તવિક છે, પરંતુ ૧૦૦૦ માંથી સાહિત્ય તરફ વળેલા આપણા ૧૨૪ વિદ્યાર્થીઓ અને ઉદ્યોગધંધા તરફ વળેલા આપણા માત્ર ૫ વિદ્યાર્થીઓના ગંજાવર અંતર સંબંધી આપણે ક્ષણ પણ વિચાર કરીશું તો આપણને સમજાશે કે ઉદ્યોગ ધંધા સંબંધી આપણી ન્યૂનતા હિંદના પ્રત્યેક હિતચિંતકની આંખમાંથી ધોધમાર આંસુ ખેરવે એવી છે. આપણા કુલ વિદ્યાર્થીઓનો ક્ષુદ્ર ભાગજ ઉદ્યોગની કેળવણી પામતો હોવાથી આપણે બેસુમાર નુકસાન વેઠયું છે અને હજી પણ વેઠીશું. આપણા ઉદ્યોગોને ખીલવવાની તક, આપણા દેશને સમૃદ્ધિથી છલોછલ ભરી દેવાની તક—મીઠામાં મીઠા સ્વપ્નમાં પણ ન સાંપડે એવી સોનેરી તક આપણને કાકતાલીયન્યાયે યૂરોપના મહાભારત વિગ્રહે સાક્ષાત્ આપી, પરંતુ લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કુંભકર્ણના આરામને યાદ કરાવે એવી રીતે નસકોરાંના નાદથી પથારીમાં ઘોરનાર હતભાગી મનુષ્ય જેવા આપણે એ તકને વધાવી લેવાની સ્થિતિમાં નથી ? એ સોનેરી તક આપણા બી. એ. તથા એમ. એ. માટે નથી, આપણા વકીલો તથા ડાકટરો માટે નથી, પરંતુ આપણા કારખાનાવાળા માટે છે. આપણા દેશમાં કાગળનાં કારખાનાં નથી તેથી લડાઇને લીધે બમણા ત્રમણા ભાવ આપી પરદેશી કાગળ આપણે વાપરીએ છીએ; રંગનાં કારખાનાં નથી તેથી મોં માગ્યા ભાવ આપી આપણે પરદેશી રંગ વાપરીએ છીએ. આપણાજ દેશમાં ઉત્પન્ન થતા લાખોની કિંમતના સોંઘા કાચા માલને યોગ્ય રૂપાંતરથી કિંમતી અને વ્યવહારોપયોગી બનાવવાની કળા આપણામાં ન હોવાથી આપણે મોં વકાસી આકાશની ઉપાસના કરતા બેઠા છીએ. આવી ભયંકર આપત્તિ ટાળવામાં માધ્યમિક કેળવણીએ અવશ્ય પોતાનો અલ્પ ફાળો પણ આપવો જોઇએ. જે વિદ્યાર્થીઓ કોલેજમાં દાખલ થવા ન માગતા હોય તેમને ઉદ્યોગ ધંધાની યોગ્ય તાલીમ આપવાની વ્યવસ્થા માધ્યમિક કેળવણીની સંસ્થાઓએ કરવી જોઇએ. સુથાર લુહાર, ઘાંચી મોચી એ સર્વ વર્ણોનું વલણ આજ કાલ ઈંગ્રેજી શિખવા તરફ જોવામાં આવે છે. ખેતીની બાબતમાં જે મુદ્દો આપણે વિચાર્યો હતો તે અહિં પણ વિચારવા યોગ્ય છે. સુથારનો છોકરો પોતાના બાપથી ચઢિયાતો સુથાર થાય એથી સમાજને વિશેષ લાભ થવાનો સંભવ છે કે કારકુનગીરી કરે એથી ? આ બાબતમાં મતભેદને અવકાશ નથી. અર્થાત્ બને તેટલા જુદા જુદા ધંધાઓનું શિક્ષણ પણ માધ્યમિક કેળવણીના અંગ

રૂપે અપાવું જોઇએ. શાળામાં પુસ્તકદ્વારા શિક્ષણ આપવાની તેમજ બને એટલું સપ્રયોગ શિક્ષણ આપવાની ગોઠવણ થવી જોઇએ. ઉંચા વ્યવહારોપયોગી શિક્ષણ માટે શહેરનાં જુદાં જુદાં કારખાનાંઓની અને નામીચા કારીગરોની જો મદદ લેવામાં આવે તો પરિણામ ભવ્ય રીતે સંતોષકારક આવવાનો સંભવ રહે છે. આ પ્રકારની વ્યવસ્થા થવાથી જુના અને નવાની ઝપાઝપીમાં આપણા કારીગર વર્ગની અસ્તવ્યસ્તતા થતી અટકશે, માધ્યમિક કેળવણીપર તે વર્ગને પાકો વિશ્વાસ બેસવાથી તે તરફ તેનું વિશેષ આકર્ષણ થશે, અને દેશ સંપત્તિનો બીજો પાયો સુદઢ થશે.

ખેતી અને ઉદ્યોગ ધંધા તરફ ન વળનાર વર્ગ કોઇ પણ સરકારી ખાતામાં કે ખાનગી પેઢીમાં કારકુનગીરી માટે લાયક છે એમ સામાન્ય રીતે કહી શકાય. માટે કૉલેજમાં ન જવા ઇચ્છનાર માટે કારકુનગીરી એ ત્રીજી દિશા છે. એ દિશા સંબંધી ઉહાપોહ આપણા લોકમાં જોઇએ એ કરતાં ઓછો નહિ પણ વધારે થયેલો છે એમ કહેવું એ અતિ કથન નથી.

આ ત્રણ મુખ્ય દિશાઓ સૂચવ્યા પછી કેટલીક સામાન્ય બાબતો તથા અભ્યાસક્રમની વિગત સંબંધી વિચાર કરવાનો બાકી રહે છે.

૧. કૉલેજમાં પોતાને દાખલ થવું નથી એનો નિર્ણય વિદ્યાર્થી ક્યારે કરે, અર્થાત્ કૉલેજ જવા માટેનો અને કૉલેજ ન જવા માટે નો અભ્યાસક્રમ ક્યાં ફંટાવો જોઇએ ? અભ્યાસક્રમની ફતેહનો આધાર ઘણે અંશે આ સવાલના ફડચા ઉપર છે. ઘણી વખતે એવું બને છે કે બે ત્રણ વાર મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં નિષ્ફળ ગયા પછી વિદ્યાર્થી સ્કૂલફાઈનલની પરીક્ષામાં બેસવાનો વિચાર કરે છે. આવી રીતનો એક વર્ષનો અભ્યાસ ઉપર કહેલી ત્રણ દિશાઓમાંથી કોઈ પણ દિશામાં વિદ્યાર્થીને સારી રીતે પ્રવીણ બનાવી શકે એમ નથી. પોતાના પુત્રનો અથવા શિષ્યનો અભ્યાસ કૉલેજના બરનો છે કે નહિ એનો નિર્ણય કુશળ માતપિતા અથવા કુશળ શિક્ષક, વિદ્યાર્થી ઈંગ્રેજી ચોથા ધોરણમાં પસાર થયા પછી, અર્થાત્ ઈંગ્રેજી પાંચમા ધોરણના આરંભમાં કરી શકે એમ છે. એથી એ બન્ને અભ્યાસક્રમ જો પાંચમા ધોરણથી ફંટાય તો ખેતી, ઉદ્યોગ ધંધા અને કારકુનગીરીના અભ્યાસ માટે સંગીન ત્રણ વર્ષ મળે. આવી રીતે ત્રણ વર્ષની તાલીમ પામેલો વિદ્યાર્થીસંઘ પોતપોતાના ધંધામાં દીપી નિકળવાનો સંભવ રહે છે. ત્રણ વર્ષનો ક્રમ અવશ્ય ગોઠવવો જોઇએ. એનાથી ઓછો અભ્યાસક્રમ રાખવો એ તો કેળવણીની ફજેતી છે, કેળવણીને નામે ફારસ ભજવવા જેવું છે.

૨. પાઠય પુસ્તકો બને ત્યાં સુધી દેશી ભાષામાં હોવાં જોઇએ. આથી સરલતા પૂર્વક વિદ્યાર્થી થોડા વખતમાં વધારે અભ્યાસ કરી શકશે.

૩. જે વિદ્યાર્થીઓને પોતાનું ભવિષ્ય જીવન જ્ઞાનપ્રધાન ગાળવાનું છે તેને જ્યારે શરીરારોગ્ય અને શરીર સામર્થ્યની જરૂર છે તો ક્રિયાપ્રધાન જીવન ગાળવાનું જેને માટે નિર્ણિત છે એવા વિદ્યાર્થીઓને સુદઢ શરીરની પૂર્ણ આવશ્યકતા હોય એમાં આશ્ચર્ય સરખું નથી. આ કારણથી શરીર આરોગ્યની બાબત અભ્યાસક્રમમાં અવશ્ય દાખલ કરવી

જોઇએ અને વિદ્યાર્થીઓ પાસે યોગ્ય પ્રમાણમાં ફરજિયાત કસરત કરાવવી જોઇએ.

૪. પ્રત્યેક ધંધોરોજગાર સ્વતંત્ર નથી પરંતુ સુઘટિત સમાજમાં જુદા જુદા ધંધારોજગારો પરસ્પર સુંદર હીરની દોરીથી ગુંથાયલા હોય છે. ધંધારોજગારની સર્વદેશીય ઉન્નતિથી જ સમાજને વાસ્તવિક લાભ થાય છે, અને પોતપોતાના કિલ્લામાં અલગ ગોંધાઇ રહેલા ધંધારોજગાર તો પરિણામે દેશને અનર્થ કરનાર થઇ પડે છે. ખરો નાગરિક પણ તે જ છે કે જે સમષ્ટિમાં વ્યષ્ટિનું, અંગીઆં અંગનું, અનેકમાં એકનું, બીજાઓમાં પોતાનું ગૌણપણું સમજે છે અને અણીના સમયમાં તે સમજને અનુસરીને સરલતાથી વર્તન કરે છે. વિદ્યાર્થીઓની બુદ્ધિશક્તિનો યોગ્ય વિકાસ કરવા અર્થે આવી મહત્વવાળી નાગરિક વિદ્યાને અભ્યાસક્રમમાં ખાસ કરીને સમેલ રાખવી.

૫. ઇંગ્રેજી અભ્યાસક્રમ ખાસ કરીને સમેલ રાખવી જોઇએ, અને એ ભાષાનાં વ્યાવહારિક ઉપયોગનાં તત્વો ઉપર વિશેષ ધ્યાન આપવું જોઇએ.

૬. માતૃભાષાનું જ્ઞાન સંગીન અને વ્યાપક થાય એવો ક્રમ ગોઠવવો જોઇએ.

૭. યૂરોપમાં ફ્રેંચ વગેરે અર્વાચીન ભાષાઓની જે પદવી છે તેને કેટલેક અંશે મળતી આપણા દેશમાં હિંદી ભાષાની પદવી છે. એ ભાષાનો ઐચ્છિક વિષયોમાં સમાવેશ કરવો જોઇએ.

૮. સામાન્ય વિજ્ઞાનનું શિક્ષણ ફરજિયાત હોવું જોઇએ. વિજ્ઞાનના વિષયમાં આપણી દરિદ્રતા જગજાહેર હોવાથી તેના શિક્ષણની આવશ્યકતા સ્પષ્ટ છે.

ઉપર કરેલા વિચારને આધારે કૉલેજમાં દાખલ ન થવા ઇચ્છનાર વિદ્યાર્થીઓ માટે અભ્યાસક્રમ નીચે પ્રમાણે ગોઠવી શકાય છેઃ—

**આવશ્યક વિષયો.**

ઇંગ્રેજી... ... ... ... ...મૅટ્રિક્યુલેશનથી ઉતરતો ક્રમ.

દેશીભાષા ... ... ... ... „ ચઢતો ક્રમ.

સામાન્ય વિજ્ઞાન... ... ... ...સપ્રયોગ.

નાગરિક વિદ્યા ... ... ... ...હિંદના રાજ્યતંત્રની રૂપરેખા સહિત.

આરોગ્ય વિદ્યા ... ... ... ...કસરત સહિત,

**ઐચ્છિક વિષયો. (ત્રણમાંથી એક)**

૧. ખેતીવાડીઃ—

કૃષિ વિદ્યા... ... ... ...સપ્રયોગ

વનસ્પતિ વિજ્ઞાન

હાથની તાલીમ ... ... ...સુથારીકામ, લુહારીકામ વગેરે

ગણિત... ... ... ...ખાસ કરીને સામાન્ય નામું

સામાન્ય ભૂગોળ

**૨. ઉદ્યોગ ધંધા:—**

હાથની તાલીમ
કારખાનાંની તાલીમ
ગણિત... ... ... ...ખાસ કરીને યંત્રવિજ્ઞાન
ચિત્ર કામ
સામાન્ય ઇતિહાસ અને ભૂગોળ
હિંદી ભાષા

**૩. કારકુનગીરી વગેરે:—**

તુમારી કામ... ... ... ... ...
પત્રવ્યવહાર ... ... ... ... ...
અલ્પાક્ષરી વિદ્યા ... ... ... ...
" ટાઇપરાઇટિંગ " ... ... ... ...
ગણિત... ... ... ...ખાસ કરીને હિસાબ
સામાન્ય ઇતિહાસ અને ભૂગોળ... ...ખાસ કરીને વ્યાપારી ભૂગોળ
હિંદી ભાષા,

**કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા.**



# ખાનગી માધ્યમિકશાળાઓનું મહાજન.

## ( Federation of Private Secondary Schools. )

ઈંગ્રેજ લોકો આ દેશમાં આવ્યા ત્યારથી તેમના રાજ્યનું એક મુખ્ય કામ પ્રજાની કેળવણી દેખાય છે.

કંઇક સોંઘા સરકારી નોકરો અને દેશી અમલદારો તૈયાર કરવા આ કામ તેમને શરૂ કરવું પડયું અને હજી પણ કેળવણી ખાતાનું એક કામ એવા નોકરો પુરા પાડવા એ છે. કાળ જતે કેળવણી ખાતાનો પગ પેસારો બહોળો થતો ગયો, અને સરકારે પોતેજ શાળાઓ અને કોલેજો સ્થાપી. છેવટે યુનીવરસીટીઓ પણ ઉભી થઈ ને તેમાં પ્રજાકીય તત્વ પણ દાખલ થયું.

છેવટના થોડા વરસ થયાં હિન્દુસ્તાનમાં કેળવણી શબ્દ કેટલેક ઠેકાણે કડવો થઇ પડયો છે. જ્યારે આવા લોકો કેળવણીને ખાતે ઘણો વહેમ ખાય છે, ત્યારે વળી બીજાઓ કેળવણી એજ હિન્દુસ્તાનના તમામ દુઃખની રામબાણ દવા છે એમ માને છે. અને સરકાર આ બે વિચારની વચમાં ઘડીમાં આમ ને ઘડીમાં આમ એમ ઝોળાં ખાય છે.

ખાનગી માધ્યમિક શાળાઓનું મહાજન નીમવાનો મુખ્ય હેતું આ બે દેખીતા સામસામા પક્ષને ભેગા કરવા તેમજ પ્રજાકેળવણીની બાબતમાં સરકારી અને પ્રજામત એક બીજાની સાથે વગર સંકોચે છૂટથી મસલત અને વિચારની આપ લે કરી શકે તથા તે કેળવણીને સંગીન પાયાપર મુકી શકે એજ છે.

આ ખાતે માધ્યમિક શાળાઓના બે ભાગ પાડીશું:—૧ સરકારી શાળાઓ, ( ૨ ) ખાનગી મદદ લેનારી અને મદદ ન લેનારી શાળાઓ.

સરકારી શાળાઓની તમામ વ્યવસ્થા ઇલાકાના ડીરેકટર સાહેબ તથા તેમના હાથ નિચેના અમલદારો કરે છે પણ છેલ્લાં કેટલાંક વરસ થયાં સરકારનીજ નીતિને અનુસરીને અને સરકારનીજ ઇચ્છાનુસાર સંખ્યાબંધ ખાનગી શાળાઓ નીકળી છે. આ શાળાઓમાંની કેટલીક સરકારી મદદ લે છે અને કેટલીક તે મદદ લેતી નથી. આ તમામ શાળાઓની વ્યવસ્થા તેમના માલીકો અથવા વ્યવસ્થાપક મંડળો અથવા તો વ્યવસ્થાપકો અને માસ્તરો ચલાવે છે.

આવા જુદા જુદા ધોરણોપર રચાયલાં મંડળો પોતપોતાનું કામ પોતાની બુદ્ધિ અને સમયાનુસાર ચલાવે છે. પણ આમાં મુખ્ય ખામી ઐક્યની માલમ પડે છે, આથી આવી શાળાઓ સંખ્યાબંધ હોવા છતાં તેમનો સમગ્ર મત જાણવો સહેલો નથી. આ સઘળી શાળાઓ એકજ ધોરણપર ઐક્યતાથી કામ કરે એ બનવું સહેલું નથી. આથીજ કેળવણીખાતાની મુખ્ય નેમ-ખાનગી ફંડો દ્વારા એવી પ્રજાકીય તત્વવાળી ખાનગી માધ્યમિક શાળાઓ ઉભી કરવી કે જે સરકારને કેળવણીના કામમાં સંગીન મદદ કરે—તે નેમ હજી સુધી સારી રીતે સરી હોય એમ મને જણાતું નથી.

આ જુદી જુદી શાળાઓ સંગીન કેળવણીના પહેલા પગથીઆથી માંડી છેક છેવટના શિખર સુધી પોતપોતાની હોંશ, ધન સંપતિ શિક્ષકોની અનુકુળતા અને એવા બીજા હજારો કારણોને લઇને આ માર્ગમાં કોઇને કોઇ ઠેકાણે ગોઠવાઇ ગઇ છે, પણ તેમનું સમગ્ર જુથ કેળવણીના શિખરપર શી રીતે સહેલાઇથી ચડે, તેઓ સમગ્રપણે શી રીતે પોતપોતાના સવાલોનો ખુલાસો કરે તથા સમગ્ર શાળાઓની કેળવણીરૂપી સંપત્તિ દેશમાં શી રીતે ઝળકી ઉઠે, એ યોજના કરવી એ આ મહાજનનું એક મુખ્ય કામ છે.

આ ઉપરાંત તેનું બીજું મુખ્ય કામ આ માધ્યમિક શાળાઓનું મહાજન એક એવું મિત્ર મંડળ ઉભું કરે કે જે શાળાઓનો સમગ્ર મત શું છે તે સરકારને જણાવે, તથા સરકારની સાથે હળી મળી કેળવણીના મહાન પ્રશ્નનો અનુકુળ નીવેડો લાવે. આ રીતે આ મહાજન એવી એક સામાન્ય ભૂમી ઉભી કરશે કે જ્યાં કેળવણી ખાતાના સરકારી નોકરો અને પ્રજાકીય તત્વ બન્ને કેળવણીને ખરા અને સંગીન પાયાપર શી રીતે મુકવી તે બાબતના પોત પોતાના વિચારો એક બીજા આગળ દર્શાવી શકશે. વળી જે ખોટા ખોટા વહેમો અને બ્હીકો દેશની ખરી કેળવણીના કામમાં હાલમાં હજારો હરકતો ઉભી કરે છે તે તમામનો સંતોષકારક નીવેડો લાવી, સરકાર તથા પ્રજામત સાથે સમજુત કરી, એક એકની સહાયથી, સમગ્ર કેળવણીની ઉન્નતિ સહેલાઇથી સાધી શકશે.

આ પ્રયાસનો અર્થ આજે આપણે મળ્યા છીએ એવી જાતની કોન્ફરન્સ અથવા કોંગ્રેસો ઉભી કરવાનો નથી. પણ ખાનગી શાળાઓનું એક એવું ચિરસ્થાયી મંડળ ઉભુ કરવું કે જે સમગ્ર ખાનગી માધ્યમિક શાળાઓની આત્મોન્નતિના કાર્યો શાળા માત્રને આ મંડળમાં એકમય કરી દઇ એક બીજાની મદદથી સાધી શકે. આ રીતે શાળાઓના કામમાં સામાન્ય નીતિ, સામાન્ય પદ્ધતિ શી રીતે દાખલ કરવી તથા શાળામાત્રને હર હમેશ કેમ ઉન્નતિમાં લાવવી એ કામ આ મંડળ યોજી શકે.

આ અંગે, ખાનગી માધ્યમિકશાળાઓનું નીચેના ધોરણસર, અને નીચે દર્શાવેલા કામ માટે મહાજન ઉભુ કરવું.

## મહાજન અને શાળાઓનો સંબંધ.

આ અંગે દરેક શાળા એ એક વ્યકિત ગણાશે; આવી દરેક વ્યકિત પોતાની આંતર વ્યવસ્થા, પોતે હાલ કરે છે તે પ્રમાણે પોતાને હાથેજ કરી લેશે. એમાં મહાજન વચમાં પડી શકશે નહીં. આ મહાજન, તેમને સોંપવામાં આવે તે સત્તાથી અને તેમને માટે ઘડાય તે નિયમોને તાબે રહી પોતાનું કામ કરશે. આ રીતે શાળાઓ પોતાના ખાનગી કામમાં તદ્દન સ્વતંત્ર રહેશે. અને મહાજન કેળવણીના સામાન્ય સવાલોનો વિચાર કરશે, તથા સમગ્ર શાળાઓને તથા શાળા માત્રને સંગીન કેળવણીના સર્વોપરિ શિખર પર શી રીતે લઈ જવી, તેની સઘળી ઘટના પોતાને મળેલી સત્તાને આધારે પોતાના નિયમો દ્વારા જાતે અથવા સરકારની મદદ દ્વારા કરશે.

શાળાઓ આ પ્રમાણે પોતાની ફી, મકાનો, માસ્તરો, શિક્ષણ વગેરેનો પોતે વચાર કરી લેશે. આ સઘળી મીલકત તેમની ખાનગીજ રહેશે, અને તેઓ હાલ ભોગવે છે તે પ્રમાણે ઉપરની સઘળી બાબતોમાં તેમનું સ્વતંત્ર સ્વામિત્વ ભોગવશે.

મહાજનને અંગે બે મંડળ ઉભા કરવામાં આવશે.

૧. પ્રતિનિધિ મંડળ Board of Representatives. ૨. વ્યવસ્થાપક મંડળ Senate.

૧. પ્રતિનિધિ મંડળમાં પસંદગીનું તત્વ દાખલ કરવામાં આવશે. એમાં આ મહાજનની શાળાઓના તમામ શિક્ષકને જવાનો હક મળશે. આ અંગે દરેક શાળાના શિક્ષકો પોતાના ૧૦ અને તે અંદરની સંખ્યાના શિક્ષકોને માટે ૧ પ્રતિનિધિ પસંદ કરશે. ૧૧ થી ૨૦ ને માટે ૨, ૨૧ થી ૩૦ ને માટે ૩ એ પ્રમાણે શાળાઓમાં શિક્ષકોની સંખ્યા પ્રમાણે પસંદગી કરવાનો હક મળશે. આ હક હેડ માસ્તર સિવાયના શિક્ષકોનો છે.

આ ઉપરાંત આ મંડળમાં દરેક શાળામાંથી તે શાળાના હેડ માસ્તરને પ્રતિનિધિ તરીકે દાખલ કરવામાં આવશે. અને આ હેડ માસ્તરોમાંના એકને હેડ માસ્તરો માંહ્ય માંહ્ય ચુંટણી કરી ચેરમેન, સેક્રેટરી, ટ્રેઝરર વગેરે હોદ્દેદાર નીમશે.

આ પ્રતિનિધિ મંડળ કેળવણીના સામાન્ય સવાલોનો વિચાર કરશે. આની અંદર કેળવણી હરહમેશ શી રીતે સુધરે એ માટે, અભ્યાસક્રમ, અભ્યાસનાં પુસ્તકો, શિક્ષણની પદ્ધતિ, તેની જાત, તેના વિષયો, તેનાં સાધનો વગેરે કેળવણીને લગતા તમામ સામાન્ય સવાલોનો વિચાર કરવામાં આવશે:—આ મંડળને જે જે વિચારો બહુ મતે અનુકુળ જણાશે, તે તમામ વ્યવસ્થા મંડળમાં વિચારને માટે મોકલવામાં આવશે. આમાંના જે જે વિચારો વ્યવસ્થા મંડળ બહુ મતે અંગીકાર કરશે તે સર્વે શાળાઓને માટે માન્ય કરેલા નિયમો ગણાશે, અને મહાજનની દરેક શાળા તે નિયમોને તાબે રહી પોતાની ઉન્નતિ કરશે.

૨. વ્યવસ્થાપક મંડળમાં દરેક શાળાના બે પ્રતિનિધિ આવશે. ૧. હેડ માસ્તર. ૨. શાળાના મેનેજર અથવા વ્યવસ્થાપક મંડળે પસંદ કરેલા તે શાળાના વ્યવસ્થાપક મંડળમાંનાં એક સદ્દગૃહસ્થ.

આ રીતે પ્રતિનિધિ મંડળ અને વ્યવસ્થાપક મંડળના મેમ્બરો શાળાઓ સાથેના સંબંધ ધરાવનારા ગૃહસ્થોજ હોઇ શકશે. અને તેમની નીમણુંક તે સંબંધ હોય ત્યાં સુધીને માટેજ થશે.

વ્યવસ્થાપક મંડળનું મુખ્ય કામ તેના હસ્તકના નાણાં અને ફંડો જે વિષે હવે પછી કહેવામાં આવશે તેની વ્યવસ્થા કરવાનું તથા કેળવણીને અંગે કરવાના તમામ કામોનો અમલ કરવાનું રાખ્યું છે. આ અંગે પોતાના તાબાની તમામ શાળાઓને પોતાની મુખત્યારીથી કેળવણીની બાબતમાં શા અને કેવા સુધારા કરી તે શાળાને શા સારા પાયાપર લાવવી તેની વખતો વખત સૂચના કરી શકશે. આ ઉપરાંત પછાત પડી ગયેલી નબળી અથવા મુશ્કેલીમાં આવી પડેલી શાળાઓને તે મંડળને યોગ્ય અને અનુકુળ લાગશે એવી, વખતો વખત મદદ કરી તેને સારા સંગીન પાયાપર મુકવા બનતો પ્રયત્ન કરશે. પણ આ સઘળું કામ શાળાના પોતાના વ્યવસ્થાપકોની સ્વતંત્રતામાં કોઇ પણ રીતે આડે આવ્યા વગર અથવા તેના હકપર ભાવ આર્યા વગર માત્ર મિત્ર તરીકે મહાજને મળેલા હકની રૂઇએ કેળવણીનાં કામને ઉત્તેજન અને સહાય ખાતરજ કરશે.

આ વિચારથી વ્યવસ્થાપકમંડળની સત્તા નીચે પ્રમાણે રાખવામાં આવશે.

આ કામને અંગે હવે પછી નક્કી થાય એ ધોરણે વ્યવસ્થાપક મંડળ દરેક શાળા પાસેથી અમુક ફી લેશે. આ પ્રમાણે જમા થયેલી રકમ મહાજનની મતા–ફંડ અથવા ભંડોળ ગણાશે. આ ઉપરાંત જુદા જુદા કેળવણીના કામોને માટે તે જુદા જુદા ફંડો પોતાના હસ્તકમાં લેશે અથવા ઉભાં કરી શકશે. અને તે તમામની વ્યવસ્થા ફંડ સોંપનારે નક્કી કરેલા નિયમાનુસાર અથવા તો મહાજનની પોતાની મતા હોય તો જે મીટીંગમાં પત્રકપર નોંધાયલા મેમ્બરોના ⅔ મેમ્બરો હાજર હશે તેવી મીટીંગના બહુ મતે થયેલા ઠરાવોની રૂઇએ ખરચ કરશે.

આ અંગે મહાજનના મુખ્ય કામ નીચે ગણાવ્યાં છે.

૧. પોતાના તાબાની તમામ શાળાઓની વાર્ષિક તપાસણી પોતાના મંડળના કેળવણી ખાતાના માણસોદ્વારા કરાવવી, ને તેમનું મુસાફરી ખર્ચ–મહાજને આપવું.

૨. આ ઇલાકાના મોટા શહેરોમાં કંઇક ગીચ વસ્તીને લીધે અને કંઇક કારખાનાઓને લીધે રમવાની જમીનની તાણ છે. વળી નિશાળોમાં કસરતશાળા હોતીજ નથી અથવા નામનીજ હોય છે. આથી ગણી ગાંઠી શાળાઓમાંજ સંગીન પાયાપર કામ ચાલે છે એમ કહી શકાય. સવારથી સાંજ સુધી શાળાઓમાં ગોંધાયલા બાળકોને નિશાળના વખત પછી મળતી કસરતશાળાની કસરતો અનુકુળ પડતી નથી. આ છતાં પણ વિદ્યાર્થી માત્રને કસરત શાળાની નિયમસર, રૂચિકારક કસરતો લેવાની ઘણીજ જરૂર છે. તથા રમત ગમતને માટે ઠેર ઠેર તે વિદ્યાર્થીઓ સહેલાઇથી રમવાની જગ્યા મેળવી શકે એવી અનુકુળતા કરવાની ખાસ જરૂર છે. આ મંડળ આવી કસરતો મળે એવા અખાડા શહેરના તમામ ભાગમાં ઉભા કરવા, તથા રમતોને માટે દરેક શાળા માત્ર તેનો લાભ લઇ શકે એવા સામાન્ય ચોગાનો સરકાર, મ્યુનીસીપાલીટી, અને ખાનગી ગૃહસ્થો પાસેથી મફત, ભાડે અથવા વેચાણ લેવા પોતાથી બનતું કરશે. વળી તેમાં શારીરિક કેળવણી આપનારા એવા સંગીન શિક્ષકો આપવામાં આવશે કે જેઓ અમુક અમુક રોગોને અમુક અમુક જાતની કસરતથી મટાડશે અથવા થતાજ રોકશે. આ રીતે આ મંડળ સમસ્ત પ્રજાને શરીરે નીરોગી અને સુખી કરવા અને એ રીતે ઉદ્યોગી અને ઉપયોગી શહેરીઓ બનવવા બનતો યત્ન કરશે.

આ અખાડા તથા રમતોના ચોગાનનો લાભ અનુકુળ લાગશે ત્યારથી આ મંડળ શાળાઓના શિક્ષકો તથા વિદ્યાર્થીઓ ઉપરાંત જનસમાજના તમામ શખ્સોને પણ આપશે.

૩. હાલના શિક્ષણક્રમમાં મ્યુઝીઅમની ખાસ જરૂર જણાય છે. દરેક શાળા પોતાનું મ્યુઝીઅમ કરે તો ભલે કરે પણ તે નાના પાયાપર અને દમ વગરનું થશે તેમાં સર્વે સામગ્રી અને સાધનો પૂરેપૂરે અંશે હોય એવું બનવું અશક્ય છે. આથી આ મંડળ દરેક મોટા શહેરમાં એવું સારા પાયાપર સંગીન મ્યુઝીઅમ ઉભું કરશે કે તે શાળાઓના નાના મ્યુઝીઅમને સહાયભૂત થશે એટલુંજ નહીં પણ કેળવણીના ખરા કામમાં ખરેખરી અને સંગીન મદદ આપી શકશે. શાળાઓના ટુંકા ફંડોને લીધે જે જે નમુના દરેક શાળા ભેગા ન કરી શકે તે તમામ અહીં મળી શકશે. અને તેવી જાતનો અહીંનો એકજ નમુનો સઘળી શાળાને માટે બસ થશે. આ રીતે નાણાની બચત થશે. દરેક જાતના નમુના અને જ્ઞાનના

સાધનો એકજ જગ્યાએ સર્વેને મળી શકશે. આવા મોટા પાયાપરનું મ્યુઝીઅમ શાળાઓ ઉપરાંત વેપારીઓ અને કારખાનાવાળાઓને પણ ઉપયોગી થઇ પડશે. અને એવા લોકો આ મ્યુઝીઅમમાં પોતાનું હિત છે એમ સમજશે એટલે આ મ્યુઝીઅમનો નભાવ શાળાઓને બદલે એવાં ધનાઢય કારખાનાઓજ કરી લેશે.

૪. વળી આ મંડળ દરેક મોટા શહેરમાં પોતાની સ્વતંત્ર લાઇબ્રેરી ઉભી કરશે. આ લાઇબ્રેરીના બે ભાગ કરવામાં આવશે. (૧) શિક્ષકોની લાઇબ્રેરી, (૨) સામાન્ય લાઇબ્રેરી.

(૧) શિક્ષકોની લાઇબ્રેરીમાં અત્યાર સુધી છપાયલાં શિક્ષણના સબંધના તમામ પુસ્તકોની બેવડી નકલ રાખવામાં આવશે. આમાંની એક એક નકલ ભેગી કરી, વારંવાર પુસ્તકની એક પેટી, એમ પુસ્તકનું કદ બનાવી તે શહેરની તમામ શાળાઓમાં ફરતુ કરવામાં આવશે આથી થોડા વખતમાં એવો એક પણ શિક્ષક નહીં રહે કે જેને વાંચવાને માટે શિક્ષણ તથા કેળવણીને લગતા તમામ વિચારો જાણવાને માટે આ મંડળે યત્ન કર્યો ન હોય. આ રીતે ટુંકા પગારને લીધે તથા પુસ્તકો મેળવવાની અનુકુળતા ન હોવાને લીધે જે શિક્ષકે પોતાના ધંધામાં નીપુણ નીવડતા નથી તેમને પોતાના ધંધામાં સારા કાબેલ થવાના દરેક પ્રસંગ આવશે. વળી આ ઉપરાંત જ્યાં શિક્ષકો પોતાના દરરોજના કામને લગતા વિચારો કરી શકે એવી સવડવાળી જગ્યો, આ મંડળ પોતાના હોલ તેમના ભાષણો, મસલતો, વગેરે કરવાને માટે તેમને હસ્તક સોંપશે.

આ લાઇબ્રેરીની બીજી નકલ ત્યાંજ રહેશે. જે જે શિક્ષકોને લાઇબ્રેરીમાંજ વાંચવાને અનુકુળતા હશે તેઓને જોઇતાં પુસ્તકો કબાટોમાંથી કાઢી ત્યાંજ વાંચશે. વળી જેમને એ પુસ્તકોમાંથી ઉતારા કરવા હશે. અથવા તે વિષેના પોતાના વિચારો જાહેરમાં લાવવા નિબંધો વગેરે લખવા હશે તેમને અહીંજ આ મંડલ કાગળ, પેન, સહી વગેરેની તમામ સગવડ પુરી પાડશે. આ નિબંધો વગેરે ઉપર "ફલાણી લાઇબ્રેરીની મદદથી લખાયેલા" એવા શબ્દો મથાળે લખવા પડશે. પણ તે નિબંધો લખનારની સ્વતંત્ર માલકી ગણાશે અને તેનો તે શિક્ષક ફાવશે તે ઉપયોગ કરી શકશે.

આ ઉપરાંત આ લાઈબ્રેરીમાં તમામ—કેળવણી અને સામાન્ય જ્ઞાનને લગતા છાપાં, અને ન્યુસપેપર નકશા, ચિત્રો, વગેરે તમામ અન્ય સાધનો રાખવામાં આવશે. આ સાધનો સાધારણ રીતે લાઇબ્રેરીમાંજ રાખવામાં આવશે અને ત્યાંજ તે જોઇ, વાંચી શકાશે આ છતાં જ્યાં જ્યારે લાઈબ્રેરી બંધ રહેતી હોય તે તે વખતે, અથવા લાઇબ્રેરીમાં જે શિક્ષકોને માટે તે સાધનો સામાન્ય રીતે મંગાવવામાં આવતા હોય તે શિક્ષકો શાળાઓમાં કામ કરતા હોય તેવે વખતે—લાઇબ્રેરીઅનની રજાથી શાળાઓના ખાસ કામને માટે શાળાઓમાં લઇ જઇ શકશે. અને તે લાઇબ્રેરી ઉઘડવાના વખતે પાછાં મોકલવામાં આવશે.

આ ઉપરાંત સખી ગૃહસ્થો મ્યુનીસીપાલીટીઓ, અને સરકારની મદદથી આ લાઇબ્રેરીઓમાં સામાન્ય પુસ્તકોનું પણ એક ખાતુ રાખવામાં આવશે. આથી જતે દિવસે દરેક શહેરમાં એક એવી પુસ્તકશાળા ઉભી થઈ શકશે કે જેમાં વાંચવાના તમામ સાધનો દરેક માણસ મેળવી શકશે—લાઇબ્રેરીઓનું આ ખાતું વખત આવ્યે સમસ્ત જનમંડળને માટે ખુલ્લું મુકવામાં આવશે.

૪. વળી આ મંડલ દરેક મોટા શહેરમાં એક લેબોરેટરી રાખશે; અહીં એ શહેર ની તમામ શાળાઓ સાયન્સ–વિજ્ઞાન—ના વિષયનું સઘળું શિક્ષણ ક્રમવાર લઈ શકશે. આ રીતે કરવામાં એપેરેટસનો એકજ સેટ, વારા ફરતી સઘળી શાળાઓ વાપરી શકશે. વળી ફરનીચર, હોલ, શિક્ષક, વગેરે તમામ પણ દરેક શાળાને માટે એકજ બસ થશે. આ શિક્ષકની નીમણુક આ મંડળજ કરશે. અને અહીંના તમામ સામાનને માટે તે જોખમદાર ગણાશે. પણ શિક્ષણક્રમની બાબતમાં તેણે શાળાના હેડ માસ્તરોની સુચનાને અનુસરીને કામ કરવું પડશે, આથી એકજ શહેરની તમામ શાળાઓમાં એકજ ધોરણ પર કામ ચાલશે, ખરચમાં બચાવ થશે, ભાગ તુટ થોડી આવશે, શિક્ષણ એકજ હાથે મલવાનું હોવાથી શિક્ષકની નિપુણતા સારી થશે અને વિદ્યાર્થીઓનું કામ વધારે સંગીન નીવડશે વળી કાળક્રમે આં પ્રયોગશાળા શહેરની શોભારૂપ સારા પાયાપરની પ્રયોગશાળાનું પહેલું પગથીયું થઈ પડશે, વળી આ મંડળને યોગ્ય લાગશે ત્યારે તેમાં જોઈતા સુધારા વધારા કરી આપણા મોટા શહેરના વેપારીઓ અને કારખાના વાળાઓ પ્રથમ સામાન્ય કામને માટે અને ધીમે ધીમે ઉંચા પ્રકારના લાભ આ પ્રયોગશાળામાંથી મેળવે એવી અનુકુળતા તેમાં કરી આપશે. આ રીતે દેશના હુન્નર ઉદ્યોગના સવાલોનું પહેલું પગથીયું ચણવાનું કામ આ મંડળ ઉપાડી શકે એવો આ પ્રયોગશાળામાં સંભવ દેખાય છે.

આ ઉપરાંત આ મહાજન સરકારી શાળાઓમાં હાલમાં જોવામાં આવતાં મેજીક-લેન્ટર્સ અને સ્ટીરીઓસ્કોપનો તેમજ સ્લાઇડનો દરેક મોટા શહેરને માટે એવો સટ રાખશે કે વારા ફરતી તે શહેરની તમામ સ્કુલોને તેનો લાભ મળે જાય. પણ તે એટલેજ અટકશે નહી. આ ઉપરાંત તેઓ દરેક મોટા શહેરને માટે સીનેમેટોગ્રાફ્સ, ફોટો સ્કોપ, મોનો સ્કોપ, ટેલી સ્કોપ, માઈક્રોસકોપ વગેરે જ્ઞાન મેળવવાના તમામ સાધનોનો એક એક સેટ રાખશે અને શાળાઓ તેનો વારા ફરતી ઉપયોગ કરે એવી યોજના કરશે. આ રીતે જે કેળવણીના સાધનો દરેક સ્કુલ પોતાના ધનસંકોચને લીધે કદી ન મેળવી શકે એવાં સાધનો પ્રમાણમાં જુજ ખર્ચે આ મહાજન તેમને ઘેર રજુ કરશે. અને કેળવણીને સંગીન કરવાને ખરી દિશામાં ઘટતો પ્રયત્ન કરશે.

આ ઉપરાંત વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, જીવનશાસ્ત્ર વગેરે જ્ઞાન માત્રના શિક્ષણને માટે મ્યુનીસીપાલીટીઓની સાથે મસલત ચલાવી તેમના જાહેર બાગોમાં, જુદી જુદી જાતનાં પ્રાણીઓ, પક્ષિઓ, માંછલાં, વનસ્પતિ વગેરે રાખવાની સૂચના કરી દરેક મોટા શહેરની સ્કુલ માત્રને એવાં સાધન કરી આવસ્યક સંગીન કેળવણી આપવાને માટે શિક્ષકોનેજ જાતે શિખવાને માટે જે સાધનોનો હાલમાં અભાવ દેખાય છે તે દૂર થાય, એટલુંજ નહીં પણ દરેક વિદ્યાર્થીને વિજ્ઞાનના સઘળા વિષયમાં આંખ, નાક, વગેરે તમામ ઇંદ્રિયોને કેળવી observation કરવાની ટેવ પાડવાનો તથા ઈશ્વરની અપાર લીલાનું પ્રત્યક્ષ ભાન કરી સમસ્ત જગના સરજન હારની હયાતી વિષે તેની અપાર શકિત વિષે, તથા તેના સર્વવ્યાપીપણા વિષે આપો આપજ જ્ઞાન થાય.

વળી વ્યવસ્થાપક મંડળ, ઇન્સ્પેકટરોના રીપોર્ટોમાં જે જે શાળાઓના શિક્ષકોનું કામ લાગલાગટ બે વર્ષ ઘણુંજ સારૂં નોંધાયું હશે તેવા શિક્ષકોના નામ અને તેમના ખાસ

શિક્ષણના વિષયની માહીતી દર શાળાને પુરી પાડશે. આમ કરવામાં આ મંડળનો એક ઉદ્દેશ જે શાળાઓ એ વિષયોમાં વિશેષ નીપુણતા મેળવવા માંગતી હોય તેવી શાળાઓ-ને આ શિક્ષકોની શાળાઓમાં જઈ એ વિષયો કેમ શિખવાય છે તે જોવાનો લાભ આપશે. વળી જે ગામોની શાળાઓમાં એ વિષય સાથે શિખવાતો નહીં હોય તેવા ગામોમાં એવા નમુનેદાર શિક્ષકોને એક એકવાર પંદર દિવસ રહી કોઇ પણ શાળાના અમુક ધોરણના વિદ્યાર્થીઓને તે ગામના તમામ શિક્ષકની રૂબરૂમાં પાઠ આપવાની ગોઠવણ કરશે. આ શિક્ષકોનું મુસાફરી ખરચ મહાજન આપશે. વળી આની બીજી પણ ઘણી સારી અસરો થશે. આ રીતે પછાત પડેલી શાળાઓનું શિક્ષણ સુધરશે, એટલે સમગ્ર શાળાઓની કેળવણી એક એકની મદદથી વધારે ઉચ્ચતર સ્થિતિએ પહોંચશે. જે શાળાના એ શિક્ષકો હશે, તે શાળાની પ્રતિષ્ટા વધશે, એવી પ્રતિષ્ટા પોતાની શાળાને મળે એમ બીજી શાળાઓ પ્રયાસ કરી પોતપોતાની ઉન્નતિના માર્ગ સોધશે, આ રીતે ખરી હરીફાઇ વધશે, અને સંગીન કેળવણીના ઉંચા શિખર પર સમગ્ર શાળાઓને લઇ જવાને માટે સરલ માર્ગ જડશે. વળી આ આટલેથી જ અટકશે નહી. જ્યારે ખાનગી શાળાઓ હોંશથી હરીફાઇમાં ઉતરશે ત્યારે તેઓમાંની ઘણી ધીમે ધીમે આપો આપજ નમુનેદાર શાળાઓ બનશે, આવું થશે એટલે એમની અને સરકારી શાળાઓ વચ્ચે હાલ જે નહીં જેવી હરીફાઇ દેખાય છે તે ખરી હરીફાઇ થશે. આ મંડળ આ રીતે ખાનગી શાળાઓમાં નવું તેજ રેડી સ-રકારને સીધી અને આડકતરી રીતે ઘણી સહાય કરી શકશે.

ઇન્સ્પેકટરોનો રીપોર્ટ શાળાઓનો દોષ દેખાડશે. પણ તે તેને વખોડી કાઢવાનું વલણ કદી પણ દેખાડશે નહીં. એતો માત્ર જેમ દાકતર દરદીને દરદમાંથી કેમ મુક્ત થવું તેનાજ રસ્તા સૂચવે છે, અને તેના પર જરાપણ તિરસ્કાર દેખાડયા વગર, પ્રેમથી તેને કેમ જલદી તંદુરસ્ત બનાવવો એનાજ ઉપાય યોજે છે તેમ આ ઇન્સ્પેકટરો પણ કરશે. દેશની સમસ્ત શાળાઓને સંગીન કેળવણીના ઉંચામાં શિખરપર લઈ જવાના કાર્ય કર-નારાઓ નબળી પછાત પડેલી નિશાળો આપણું અંગ છે. જો શાળાઓનો નાનો ભાગ ઉન્નતિમાં આગળ દોડે અને ધીમે ચાલતા મોટા ભાગને ઘણો પાછળ પડી જવા દે છે, તો તેઓ દેશના ઉત્કર્ષમાં, દેશની ખરી કેળવણીને સંગીન બનાવવાની પોતાની ધારેલી નેમ ચુકી જાય છે, એમ આ મહાજન તેમને વખતો વખત સૂચવશે, અને આવી આગળ વધેલી શાળાઓ પોતાના પાછળ પડી ગયેલા અને પડતા ભાઇને સારી ઠરેલ પુખ્ત વિચારવાળી સલાહ વખતો વખત આવી તેમને હાથ પકડી ઉન્નતિ માગમાં ઉંચે ચડવા મદદ કરશે.

વળી આ મહાજનનું ત્રીજું અને છેલ્લું કામ સરકારની કેળવણીની નીતિ ઉપર હર-હમેશ દેખરેખ રાખવાનું રહેશે. આ અંગે એ નીતિ શી છે તે સમજવાને યત્ન કરશે. વળી એ નીતિને અનુસરીને પોતાના સંબંધની તમામ સ્કૂલો ચાલે છે એપર તે ધ્યાન આપશે. આ ઉપરાંત એ નીતિમાં વખતો વખત શા શા સુધારા અને ફેરફાર કરવાના છે તે બાબતમાં સરકાર સાથે મસલત ચલાવશે. અને તે બાબતમાં સરકાર સાથે મસલત ચલાવશે. અને તે બાબતમાં નીચેના ધોરણપર સૂચનાઓ કરશે.

૧. સરકારની કેળવણીનો રાજ્યનીતિ કયા ધોરણપર રચાઇ છે ? તે ધોરણમાં દેશ-કાળ પ્રમાણે ફેરફાર કરવાની જરૂર છે ?

૨. એ અભ્યાસક્રમ શા ધોરણુપર રચાય છે? એ ધોરણુ હાલના સંજોગોને રૂચતું છે? હાલના અભ્યાસક્રમમાં સુધારા વધારા કે ફેરફાર કરવાથી દેશની કેળવણીમાં કંઈ ફાયદો થાય એમ છે?

૩. ટેકસ્ટ બુકો કયા ધોરણુપર રચાવવી? તેને કોણુ પસંદ કરે? તેમાં નિશાળોના હેડ માસ્તરોનો કેટલો અવાજ જોઇએ?

૪. શાળાઓમાં ગ્રાન્ટ આપવાનાં ધોરણુ બરાબર છે? તે ન હોય તો ગ્રાન્ટ શા ધોરણુપર આપવી? નવી થતી નબળી પછાત પડી ગયેલી શાળાઓને, નાનાં બચ્ચાંઓ ને માંદા માણુસોની માફક કેમ ગણુવા નહીં? તેમને ખાસ વધારે ગ્રાન્ટ આપીને કેમ સારી સંગીન શાળાઓ થાય એમ કેમ યત્ન કરવો નહીં.

૫. અંગ કસરત, ખુલ્લી હવા, બાગ, મ્યુઝીઅમ વગેરે કેળવણીના સાધનો સરકારે અને મ્યુનીસીપાલીટીઓએ કેમ ઉભાં ન કરવાં તથા તેમનો તમામ વહીવટ તેઓ કેળવણીના મુખ્યસ્થાનો થઇ પડે એમ કેમ ન કરવો?

૬. શાળાઓના બાળકોને સંગીન શિક્ષણુ આપવું હોય તો ભૂગોળનું ખરૂં ભાન કરાવવા તેમને પહાડ પર્વતો, જંગલો જોવા લઈ જવા કે કેમ? વળી માણુસનો કુદરત સાથેનો તથા એક બીજા સાથેનો સંબંધ શી રીતે ઉભો થાય છે અને શી રીતે ગાઢો થાય છે, ગામડાંમાંથી ગામો, શહેર અને રાજનગર ઉભા થવાનાં અને તેમને પાયમાલ થવાનાં શા કારણો છે આ સઘળું સમજાવવું કે કેમ? આ સઘળું કરવું હોય તો બાળકોને શાળાઓમાંજ ગોંધી રાખવાને બદલે તેમને ગામના જુદા જુદા લત્તામાં, આસપાસના ગામડાઓમાં તથા શહેરોમાં અને દેશ પરદેશ લઇ જવાને સરકારે તજવીજ કરવી જોઇએ કે નહીં? હાલ જે સવડો આવી સંસ્થાઓ આપે છે તે બસ છે કે તેમાં વધારે છૂટ મુકવાની જરૂર છે?

આ અને આવા અસંખ્ય સવાલો ઉભા કરવા તથા તેનો નીકાલ કરવા વગેરેના કામમાં આ મહાજન એક સમર્થ સાધન થઈ પડશે. સરકાર અને પ્રજામત હાલમાં તેના તરફ ગમે તે નજરથી જુઓ, પણુ જો તે એકવાર હસ્તીમાં આવશે તો કાલક્રમે તે ઘણુંજ આશિર્વાદ નીવડશે.

આ વિષય પૂરો કરતાં પહેલાં તેની બાબતમાં જે મુખ્ય વાંધા ઉઠવાનો ભય લાગે છે તે મારે ભૂલી જવા જોઇતા નથી.

૧ તમારે મેદાનો લાઇબ્રેરીઓ, મ્યુઝીઅમ, લેબોરેટરીઓ વગેરે જોઇએ છે. આ ખરચાળુ યોજના છે. એમાં નાણુાની શી જોગવાઈ છે?

૨ સર જોન મોર, અને ડો. જોન્સનની યુટોપીઆની આ એક નવી આવૃત્તિ છે.

મિત્રો હું ધારૂં છું કે જો લન્ડન જેવું મોટામાં મોટું શહેર દરરોજ રાતમાંજ ધોઇ સાફ સુફ કરી શકાય, ગોલ્ડસ્મિથે અતિ દુર્ઘટ માનેલા અમેરિકામાં છૂટથી વસવાટ થાય એટલુંજ નહીં પણુ લાખો માણુસની વસ્તીવાળા શહેરો જોત જોતામાં ઉભા થાય, ત્યાં ૩૦ અને ૪૦ માલના ઘરો સામાન્ય ગણુાય, અને જો અડચણુ આવે તો આમ તેમ ખસેડી પણુ શકાય, જો પૂરાણોનાં ગપાષ્ટક મનાતાં વિમાનોને બદલે ખરા વિમાનો આ સદીમાં આણી શકાય તો કાળા માથાનો માનવી શું ન કરી શકે એ કહેવાય નહિ.

વળી ઉતાવળે વિચાર કરનારને આ યોજનાઓ ખરચાળ અને તેથી ન બની શકે એવી લાગશે. પણ ધીરજ રાખી વિચાર કરનારને સમજાશે કે આતો ખરચના કાપકુપની અગાડ રોકવાની, ભાગતુટ ઓછી કરવાની, ન ખરચની પણ બચતની, ન ભીખ માંગવાની પણ સંગીન કેળવણી આપી દેશને તવંગર કરવાની સ્વદેશ પ્રેમીઓને ખરા સ્વદેશી બનાવવાની તથા પરદેશમાં જે કંઇ સારૂં હોય તે સમગ્ર પ્રજા આગળ ઘણીજ સોંઘી સરળ અને સહેલી રીતે મુકવાની, તેમને અત્યાર સુધી ન મળેલા, અને હજી ઘણા વર્ષો લગણ મળવાનો સંભવ નથી એવા લાભો ઘેર બેઠા આપવાની યોજના છે.

આતો કાલ્પનિક સ્વર્ગ છે એવું માનનારાઓને યુરોપ અથવા અમેરિકાની મુસાફરીએ મોકલવાની જરૂર નથી. પ્રભુકૃપાથી આપણા પડોશનું નાનું દેશી રાજ્ય આ બાબતમાં આપણી આગળ તેનું કેળવણી ખાતું રજુ કરે છે તેજ જુઓ. એની લાઇબ્રેરીઓની યોજનાએ શો ફાયદો કર્યો છે તે તપાસો. એમને ત્યાં પ્રાથમિક કેળવણી ફરજીઆત કરી તેની યોજના શું તમે ખાનગી–સ્વતંત્ર સાહસથી ન કરી શકો. ? સરકારને સર્વે રીતે સર્વે કામમાં સહાય થવામાં અનુકૂળતા હોય એ બનવું મુશ્કેલ છે. પણ સરકાર ઉપરજ હાથ ધોઇ બેસનાર મિત્રો, એકવાર ખાનગી સ્વતંત્ર યત્ન કરો, અને આ કાલ્પનિક સ્વર્ગને બદલે તમને ખરેખરૂં સ્વર્ગ મળશે એ યાદ રાખો.

ઉઠો, જાગો, તમારી પંડપરજ ભરોંસો રાખો, અને યાદ રાખો કે ત્યારેજ મિત્રો, સરકાર, અને પ્રભુ સર્વે તમને સહાય થશે.

હરિપ્રસાદ ડાહ્યાભાઇ
છત્રપતિ.

# ઉચ્ચ પ્રકારની કેળવણી સંબંધી થોડાંક ટિપ્પણો.

( નીચેનાં ટિપ્પણો મૂળ અંગ્રેજીમાં લખેલા લેખના અનુવાદરૂપ છે, તેથી વાક્યોની અસંબદ્ધતા અને વિચારક્ષતિ, મૂળમાં હશે તેથી વધારે, તેમાં હોવાનો સંભવ છે. વાચકવર્ગને, આ દોષો ન ગણકારતાં, માત્ર કરેલી સૂચનાઓનું મનન કરવા વિનંતિ છે. આ સર્વ બાબત ઉપર સવિસ્તર વિવેચન ઘણું થઇ શકે તેમ છે, પણ તે કાર્ય સમર્થ વિદ્વાનોની વિદ્વત્તા ઉપર છોડી, મને જે સૂઝ્યું તે ટુંકામાં દર્શાવવાનો મેં યત્ન કર્યો છે. આ અનુવાદ કરવામાં મારા મિત્ર રા. રા. રેવાશંકર સદાશંકર જોશી બી.એ.એ કેટલીક ઉપયોગી સહાય આપી છે, તેથી એમનો હું ઉપકૃત થયો છું. )

## ૧

## મેટ્રિક્યુલેશનની પરીક્ષા.

### ૧ મેટ્રિક્યુલેશન અને સ્કૂલફાઇનલ.

મેટ્રિક્યુલેશન અને સ્કૂલફાઇનલની પરીક્ષાઓને એકત્ર કરવાના કઠિન પ્રશ્નનું, સર્વ પક્ષને અનુકૂળ થઇ પડે તેવી રીતે, નિરાકરણ થાય તે માટે ઉપાયોની સૂચના કરવી, તે કાંઈ સ્હેલી બાબત નથી. યુનિવરસીટીએ થોડા સમય ઉપર સર આલ્ફ્રેડ હૉપકીન્સન નામના વિદ્વાનને સલાહકાર તરીકે ઈંગ્લંડથી ખાસ આમંત્રણ કર્યું હતું; એમણે સરકારના, યુનિવરસીટીના અને હાઇસ્કૂલોના પ્રતિનિધિઓના બનેલા એક સંયુક્ત બોર્ડને આ બન્ને પરીક્ષાઓનો સર્વ વહીવટ સોંપવો તેવી સૂચના કરી હતી. આ સૂચના ઉત્તમ દેખાય છે, પરંતુ, અણિના પ્રસંગે પોતાના સ્વતંત્ર વિચાર દર્શાવી શકે તેવા યોગ્ય સભાસદો આ બૉર્ડને સારૂ મેળવવામાં આપણા દેશમાં કેટલીક વ્યવહારૂ મુસ્કેલીઓ નડે છે; અને હિંદુસ્થાનની પરિસ્થિતિની સર હૉપકીન્સનને સંપૂર્ણ માહીતી હોત તો, તેઓ પણ કદાચ આ પ્રકારની સૂચના કરત નહિ. આ બોર્ડમાં સરકાર તરફથી પ્રતિનિધિ તરીકે કેળવણી ખાતાના ઇન્સ્પેકટરો નીમાશે એ નિઃસંશય છે; અને બોર્ડના ધારા પ્રમાણે માધ્યમિક શાળાઓના જે હેડમાસ્તરોને સભાસદ તરીકે સ્થાન મળશે તેમાંના કેટલાક, પોતાનો સ્વતંત્ર વિચાર નહિ દર્શાવતાં, કેવળ ઇન્સ્પેકટરોના હાથમાં રમકડારૂપ બની રહેશે તેવી ભીતિ હોવાથી, મેટ્રિક્યુલેશનની પરીક્ષા ઉપર હાલ યુનિવરસીટીની જે સત્તા છે, તે ખેંચી લેવી કોઇ પણ રીતે ઈષ્ટ નથી. અને તેનું વિશેષ કારણ એ પણ છે કે, યુનિવરસીટી તરફથી લેવાતી પરીક્ષાઓ, તેમનાંમાં રહેલા દોષો છતાં, લોકોના વિશ્વાસને પાત્ર બનેલી છે. વળી આપણી યુનિવરસીટીઓ લગભગ સરકારી સંસ્થાઓ જેવી ( officialised ) બની ગઇ છે, તેવી લોકોની વ્યાજબી માન્યતા થએલી હોવાથી, હવે સરકાર તરફથી કોઇ પણ પ્રકારનો વધારે અંકુશ યુનિવરસીટી ઉપર મૂકાય તે જોવાને લોકો બિલકુલ રાજી નથી. જો સરકારી અમલદારોને મેટ્રિક્યુલેશનનો આધુનિક અભ્યાસક્રમ અસંતોષકારક અથવા અયોગ્ય જણાતો હોય, અથવા જો તેમને મેટ્રિક્યુલેશન અને સ્કૂલફાઇનલને એકત્ર કરવાની કોઇ પણ પ્રકારની યોજના જોઇતી હોય, તો, મેટ્રિક્યુલેશનની પરીક્ષા ઉપર યુનિવરસીટીની હાલ જે સત્તા છે તે લઇ

લેવા કરતાં વધારે સારો ઉપાય તો એ છે કે—તેમણે આ પ્રકારની સર્વ દરખાસ્ત યુનિવરસીટીની સેનેટમાં લાવવી, અને અભ્યાસક્રમમાં યોગ્ય ફેરફાર કરાવવા યત્ન કરવો. યુનિવરસીટી જેવું પ્રસિદ્ધિ પામેલું મંડળ આવા આવશ્યક સુધારાઓ કરવાને, અને કર્યા પછી તેમને અમલમાં મૂકવાને, સમર્થ છે એમ આપણે સહજ ધારી શકીએ. આ કાર્યમાં નોકરીથી નિવૃત થએલા કેટલાક હેડમાસ્તરોની અનુભવજન્ય સૂચનાઓનો યુનિવરસીટીએ લાભ લેવો જોઇએ એમ આવસ્યક માનવામાં આવતું હોય તો, માત્ર મેટ્રિક્યુલેશન અને સ્કૂલફાઇનલના સવાલોને લગતી ચર્ચામાં ભાગ લઇ શકે તેવી સરતે, કેટલાક હેડમાસ્તરોને સિંડિકેટના વધારાના મેમ્બર તરીકે નીમવાથી આ હેતુ પણ સચવાશે.

## ૨ સવાલોના જવાબ દેશી ભાષામાં આપવાની છૂટ.

મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં ઇતિહાસ અને અન્યભાષાના જે પ્રશ્નપત્રો અપાય છે તેમના જવાબ વિદ્યાર્થીઓ સ્વભાષામાં પણ આપી શકે તેવા પ્રકારની છૂટ મૂકવાની અત્યંત આવશ્યકતા છે. હિંદુસ્થાન સિવાય દુનિયાના કોઇ પણ દેશના વિદ્યાર્થીઓ, પરભાષાદ્વારા, તેમના અભ્યાસના વિષયો શીખતા નથી. કમનસીએ આ સવાલનો નિર્ણય કરતાં આપણા દેશમાં કેટલીક અસાધારણ મુસ્કેલીઓ નડે છે. આપણી કોલેજોમાં જે શિક્ષણ અપાય છે તે હજી પણ ઘણા વર્ષ પર્યંત અંગ્રેજી ભાષાદ્વારા જ રહેવાનું; અને તેથી પ્રચલિત પ્રથાના પક્ષકારો એમ માને છે કે, ઉપરોક્ત ફેરફાર કર્યાથી શિક્ષણ આપવાની રીતિમાં જે એક પ્રકારનું સાતત્ય ( Continuity ) રહેવું જોઇએ, તે જાળવી શકાશે નહિ. તે ગમે તેમ હો પરંતુ અત્યારની વસ્તુસ્થિતિ ઘણી વિલક્ષણ છે; કારણ, ઇતિહાસનો વિષય ઇતિહાસ તરીકે નહિ, પણ અંગ્રેજી ભાષા તરીકે, વિદ્યાર્થીઓને હાલ શિખવો પડે છે. વળી શિષ્ટ ભાષા (Classical language) અને દેશની પ્રચલિત ભાષાઓમાં વિચાર તેમજ શબ્દોનું ઘણું સામ્ય હોવાથી, અન્યભાષાનું શિક્ષણ વિદ્યાર્થીઓને સ્વભાષાદ્વારા જ અપાવું જોઇએ. પરંતુ, ગણિતના શિક્ષણમાં આ પ્રકારનો ફેરફાર હાલ કરવાની આવસ્યકતા જણાતી નથી; કેમકે ગમે તે ભાષામાં આ વિષય શિખવાય તો પણ તેના શિક્ષણમાં પારિભાષિક ચિહ્નોનો બહુ ઉપયોગ થાય છે. અને જ્યાં સુધી કોલેજનું શિક્ષણ અંગ્રેજીમાં રહેશે ત્યાં સુધી આ સર્વ બાબત પુનઃ અંગ્રેજીમાં પણ વિદ્યાર્થીઓને શિખવી પડશે, અને શિક્ષણની આવી દ્વિતીય પદ્ધતિથી વિદ્યાર્થીઓના મનમાં વિચારવૈકલ્ય ( Confusion of ideas) થવાની ભીતિ રહે છે. વળી પરીક્ષામાં સર્વ વિદ્યાર્થીઓને તપાસવાનું ધોરણ જેમ બને તેમ એકજ રહે તે વધારે ઇષ્ટ છે, અને તેથી પ્રારંભમાં જેમ બને તેમ ઓછા વિષયોમાં આપણે ઉપર જણાવેલો ફેરફાર કરવો જોઇએ.

### ૩ પરીક્ષા વરસમાં બે વાર લેવી જોઇએ:

આ પરીક્ષાના સંબંધમાં એક અગત્યની બાબત એ છે કે, તે એક વર્ષમાં ઓછામાં ઓછી બે વખત લેવાવી જોઇએ. ઈંગ્લંડમાં લંડન યુનિવરસીટી અને બીજી કેટલીક યુનવરસીટીઓની મેટ્રિક્યુલેશનની પરીક્ષા એક વર્ષમાં ત્રણ વાર લેવામાં આવે છે. તદુપરાંત ત્યાંની યુનિવરસીટીયો બીજી ઘણી પરીક્ષાઓ અને પ્રમાણપત્રોને તેમના મેટ્રિક્યુલેશનના પ્રમાણપત્ર-

તુલ્ય ગણે છે, તેથી પણ યુનિવરસીટીમાં અભ્યાસ કરવાની ઇચ્છા ધરાવનારા વિદ્યાર્થીઓને ત્યાં ઘણી સરળતા મળે છે. આપણા દેશમાં ઘણા વિદ્યાર્થીઓ માત્ર થોડા માર્ક માટે પરીક્ષામાં નિષ્ફળ થાય છે અને એકજ વિષયો તેમને ફરીથી શિખવાની ફરજ પાડી તેમનું આખું વર્ષ ગુમાવવું એ પદ્ધતિ કેવળ ઉપહસનીય છે.

૨

## મુંબાઇ યુનિવરસીટીનું કેળવણીનું બંધારણ.

આપણી યુનિવરસીટીના કાર્યની આધુનિક વ્યવસ્થા સો ફેલોઝની બનેલી સેનેટને હસ્તક છે. આ સો ફેલોઝમાંથી દસની ચુંટણી રજીસ્ટર થયેલા ગ્રૅજ્યુએટ કરે છે, બીજા દસની ચુંટણી ફેકલ્ટીઓ કરે છે, અને બાકીના સર્વની નિમણુંક, ઇ. સ. ૧૯૦૪ ના યુનિવરસીટી એક્ટની છઠ્ઠી કલમ પ્રમાણે સરકાર કરે છે. સામાન્યતઃ સરકાર જે માણસોની ફેલોઝ તરીકે નિમણુંક કરે છે તેમાંનાં ઘણા ઉચ્ચ પ્રકારની શક્તિ અને વિદ્વત્તા ધરાવનારા હોય છે, તોપણ આ પ્રકારની નિમણુંકમાં અંતર્ગત રહેલું તત્ત્વ અતિ દૂષિત છે. સાઠવર્ષ પર્યંત યુનિવરસીટી કેળવણી પ્રાપ્ત કર્યા પછી પણ યુનિવરસીટીના કાયની વ્યવસ્થા કરવાને માટે આપણે એટલે દરજ્જે નાલાયક ગણાઇએ કે, સેનેટના ⅘ ભાગના સભાસદોની નિમણુંક સરકારને કરવી પડે, તે આપણું કેવળ દુર્ભાગ્ય છે; અને આ પદ્ધતિને લીધે કેટલીક કમનસીબ કાલેજોના, અને તેમાં પણ વિશેષતઃ મૉફ્યુસીલ કાલેજોના, એકાદા પ્રોફેસરને પણ સૅનેટની ભવ્ય સભામાં સ્થાન મળતું નથી, તેથી આ કાલેજોના પ્રોફેસરોને એવી પ્રતીતિ થાય છે કે, તેમના ઉપર કોઈ ગૂઢ સત્તાનું સામ્રાજ્ય વ્યાપી રહેલું છે, અને તેમના હિતને લગતા અંગત પ્રશ્નોના પણ જે નિર્ણય આ સત્તાદ્વારા થાય છે, તે નિર્ણયને માત્ર વૈરાગ્યવૃત્તિથી સ્વીકારવા સિવાય તેમને માટે કોઇ અન્ય માર્ગ રહેતો નથી. આવી વસ્તુસ્થિતિને લઇને યુનિવરસીટીના બંધારણમાં નીચે દર્શાવેલા ફેરફાર થવા જોઇએ તેવી સૂચના કરવાની હું છૂટ લઉ છું.

જો સૅનેટમાં ૧૦૦ સભાસદો હોય તોઃ—

(અ) ૫૦ સરકાર તરફથી નિયુક્ત કરવામાં આવે

(બ) ૧૦ ની ચુંટણી ફેકલ્ટીઓ કરે

(ક) ૨૦ ની ચુંટણી અથવા નિમણુંક યુનિવરસીટી સાથે સંબંધ ધરાવતી કાલેજો—દ્વારા થાય (દરેક કાલેજ ઓછામાં ઓછો એક પ્રતિનિધિ મોકલી આપે).

(ડ) ૨૦ બાકીનાની ચુંટણી રજીસ્ટર થયેલા ગ્રેજ્યુએટો કરે.

ઉપરોકત સૂચનામાં પણ ફેલોઝની નિમણુંક સંબંધી વિશેષ સત્તા સરકારને હસ્તક રહે તે સૂત્ર સ્વીકારવામાં આવ્યું છે.

હાલની પદ્ધતિ પ્રમાણે રજીસ્ટર થયેલા ગ્રેજ્યુએટોને ફેલોઝની ચુંટણી સંબંધી ઘણી જૂજ સત્તા છે, તેથી ઘણા ગ્રેજ્યુએટ તેમનાં નામ રજીસ્ટર કરાવવાનું યોગ્ય ધારતા નથી.

## ૩.

# યુનિવરસીટી તરફથી અપાતાં ભાષણો.

છેલ્લાં બે વર્ષથી, ખાસ કરીને એમ. એ. ના વિદ્યાર્થીઓના લાભાર્થે, કેટલાક વિષયોમાં ભાષણમાળાની યોજના યુનિવરસીટી તરફથી કરવામાં આવી છે. તે સંબંધી હાલની વ્યવસ્થા પ્રમાણે, જે વિષય સારૂ ભાષણ કર્તાને નીમવામાં આવે છે તે વિષય ઉપર, ઓછામાં ઓછાં ૨૪ ભાષણો તેને આપવાં પડે છે, પરંતુ, એક અઠવાડિયામાં બેથી વધારે ભાષણો આપી શકાતાં નથી. જો કે આ ભાષણો આપવા સારૂ યુનિવર્સીટીએ, બનતાં સુધી, વિદ્વાન પુરૂષોની નિમણુંક કરવાનો પ્રયત્ન કર્યો છે, અને હમણાંજ બહાર પડેલા યુનિવરસીટી કેલેન્ડરમાં જણાવવામાં આવ્યું છે કે—આ ભાષણો ઘણાં ફત્તેહમંદ નીવડયાં છે, ("proved a considerable success") તેમ છતાં કહેવાની જરૂર છે કે, વિદ્યાર્થીઓની સારી સંખ્યાએ આ ભાષણોનો લાભ લીધો હોય, અથવા ભાષણ કર્તાઓએ તેમના ભાષણોમાં ઉચ્ચ પ્રકારની વિદ્વતા દર્શાવી હોય, એવું જાણવામાં આવ્યું નથી. વળી બહારની કોલેજોના પ્રોફેસરો યુનિવર્સીટીની આ પ્રકારની પ્રવૃત્તિમાં ભાગ લઇ શકતા ન હોવાથી, ઇલાકાની જૂદી જૂદી કોલેજો વચ્ચે, પરસ્પર સંબંધના અભાવને લીધે, જે એક પ્રકારની અલગતા (isolation) અત્યારે દષ્ટિગોચર થાય છે તેમાં ઓર વૃદ્ધિ થઇ છે. મુંબાઇની બહાર વસનારા ઘણા થોડા વિદ્યાર્થીઓએ આ ભાષણોમાં હાજરી આપી છે; કારણ કે—માત્ર આ ભાષણો સાંભળવા માટે મુંબાઇમાં ત્રણ મહિના રહી દ્રવ્યનો અને સમયનો તેમને જે ભોગ આપવો પડે, તેના પ્રમાણમાં તેમની ઉપયોગિતા ઘણી ઓછી છે એવું તેઓ માનતા હોય એમ જણાય છે. અને કેટલાક પ્રોફેસરોના કૉલેજના ભાષણોમાં જેટલા વિદ્યાર્થીઓ હાજર રહેતા હતા તેથી પણ ઓછા વિદ્યાર્થીઓ, તેજ પ્રોફેસરોના યુનિવર્સિટીનાં ભાષણોમાં હાજર રહેતા હતા, એમ પણ બન્યું છે. આવી વસ્તુસ્થિતિનું કારણ માત્ર એટલુંજ કલ્પી શકાય કે, કોલેજમાં અને યુનિવર્સિટીમાં અપાતાં એકજ પ્રોફેસરનાં ભાષણોમાં કોઇ પણ પ્રકારનો વિદ્વતા સંબંધી મોટો ફરક હોય, તેવું વિદ્યાર્થીઓને લાગ્યું નથી. ભાષણ આપવાની આ પ્રથા શરૂ રહેશે ત્યાં સુધી આ ભાષણો ઉચ્ચ પ્રકારના થાય તેવી અપેક્ષા વ્યર્થ છે. એમ. એ. ના વિદ્યાર્થીઓનું સવિસ્તર શિક્ષણ કોલેજોને હસ્તક રહે તેજ વધારે યોગ્ય છે, અને યુનિવર્સિટી તરફથી, આ અભ્યાસની માત્ર સામાન્ય રૂપરેખાને અવલંબીને, (on general lines) ભાષણો અપાવાં જોઇએ. આવા ભાષણોની સંખ્યા અલ્પ હોય તો ચાલે પણ તે ઘણાંજ ઉચ્ચ પ્રકારનાં હોવાં જોઇએ. આ સંબંધમાં નીચેના ફેરફાર થવા જોઇએ એવી મારી નમ્ર માન્યતા છે.

(૧) જે વિષય માટે ભાષણકર્તાની નિમણુંક થએલી હોય, તે વિષયની માત્ર સામાન્ય બાબતો ઉપર તેને, બારથી વધારે ભાષણો આપવાની કાંઈ પણ અગત્ય નથી. પ્રતિ દિવસ એક, એમ એક અઠવાડિયામાં છ ભાષણ આપી આ ભાષણો બે હફતામાં, જૂદે જૂદે સમયે, પૂરાં કરવાં,* અગર ભાષણકર્તાની ઇચ્છા હોય તો, સર્વ ભાષણો માત્ર બે અઠવાડિયામાં તે પૂરાં કરી શકે.

* બનતાં સુધી એક ટર્મમાં છ ભાષણ આપી, આખા વર્ષમાં સર્વ પૂરાં કરવા, એ વધારે ઠીક છે.

(૨) આ સર્વ ભાષણોને, બને ત્યાં સુધી, છપાવવાની અને સસ્તે મૂલ્યે વેચવાની ગોઠવણ યુનિવર્સિટીએ કરવી, જેથી તેમનો લાભ, હાજર ન થઇ શક્યા હોય તેવા વિદ્યાર્થીઓને તેમજ ભવિષ્યના વિદ્યાર્થીઓને પણ મળી શકે. જો, આ ભાષણોમાં માત્ર સામાન્ય બાબતોનો સમાવેશ કરવામાં આવે તો બીજી યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓ, તેમજ તે વિષયમાં રસ લેનારા અન્ય માણસો, આવાં પુસ્તકો ખરીદશે અને તેથી યુનિવર્સિટીને દ્રવ્યની હાની થવાનો સંભવ રહેશે નહિ.

ઉપરની સૂચનાઓ અમલ કરવામા આવે તો, અત્યારે યુનિવર્સિટીને ભાષણકર્તાઓની પસંદગી, માત્ર મુંબાઇ અને પુનામાં વસનારાં વિદ્વાનોમાંથી, કરવી પડે છે, તેમ ન કરતાં, હિન્દુસ્થાનમાંથી સારામાં સારા માણસોની નિમણુંક કરવાનું બની શકશે. કારણ, આવા માણસો કોઈ પણ ખાતામાં નોકરી કરતા હશે તો પણ, દસ દિવસની રજા લઇ તેમનાથી આ ભાષણો આપવા સારૂ, મુંબાઈ આવવાનું બની શકશે. વળી ભાષણો ઉચ્ચ પ્રકારનાં હશે અને તેમને માટે બાહોશ વિદ્વાનોને નીમવામાં આવશે તો, મુંબઇ બહારના વિદ્યાર્થીઓ પણ તે સાંભળવાને જરૂર આવશે, કેમકે મુંબાઇમાં થોડા દિવસ રહેવામાં તેમને કાંઇ પણ અગવડ જણાશે નહિ, એટલુંજ નહિ પણ, તેમાંના કેટલાકને તો આ પ્રકારનો સ્થળ ફેરફાર અનુકૂળ થઇ પડશે. વિશેષમાં, ભાષણોની સંખ્યા અલ્પ હશે તો ભાષણ કર્તાઓ તેમને જેમ બને તેમ ઉચ્ચ પ્રકારનાં બનાવવાનો પ્રયાસ કરશે, અને જો તેમને છપાવવામાં આવશે તો તેઓ તેમની ઉપયોગિતા સંબંધી પૂરતી સંભાળ રાખશે.

૪

# યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં માતૃભાષાનું સ્થાન.

યુનિવર્સિટીનો આધુનિક અભ્યાસક્રમ ઉપયોગી અને ત્યાગ ન થઇ શકે તેવા વિષયોથી એટલો તો ભરચક છે કે, માતૃભાષાના અતિ ઉત્સુક પક્ષકારો પણ, તેને ફરજીયાત વિષયોની યાદીમાં સ્થાન આપવાને વિજયવંત નીવડે તેવી અપેક્ષા વ્યર્થ છે. પણ સાથે સાથે કહેવું આવશ્યક છે કે, બની શકે તેટલા ઉપયોગી વિષયોના શિક્ષણને ઉત્તેજન મળે તે પ્રકારની યુનિવર્સિટી અભ્યાસક્રમની યોજના હોવી જોઇએ, અને માતૃભાષા જેવા અગત્યના વિષયની અવગણના આપણાથી થઇ શકે નહિ. ખરૂં જોતાં, યુનિવર્સિટીના અભ્યાસક્રમની કોઇ પણ વિચારવંત યોજનામાં માતૃભાષાનો અભાવ, એ બચાવ ન થઈ શકે તેવું અને શોચનીય દૂષણ ગણાવું જોઇએ.

હાલના સંજોગોમાં આ વિકટ પ્રશ્નના સમાધાનનો એક માર્ગ એ છે કે, આધુનિક ઇન્ટર આર્ટસ પરીક્ષાના અભ્યાસક્રમમાં “કોઇપણ સામાન્ય વિષય ઉપર નિબન્ધ” એ પ્રકારના એક વિષયનો ઉમેરો કરવો, અને તે નિબન્ધ સ્વભાષામાં લખવાનું વિદ્યાર્થીઓને માટે આવશ્યક ઠરાવવું. આનું પરિણામ એ આવશે કે, માતૃભાષામાં લખાયેલાં કેટલાંક ઉપયોગી પુસ્તકોનો ધ્યાનપૂર્વક અભ્યાસ અને કદર કરતા વિદ્યાર્થીઓ શીખશે, એટલુંજ નહિ પણ, ભવિષ્યમાં ભાષાના વિશેષ અભ્યાસ સારૂ તેમની સહજ વૃત્તિનો વિકાસ થશે.

ઉપર દર્શાવેલી સૂચનાનો સ્વીકાર થાય કે ન થાય, પણ બી. એની પરીક્ષા માટે ભાષાના ઐચ્છિક વિષયમાં, યુનિવરસીટી કેલેન્ડરમાં જે ભાષાનાં જોડકાં દર્શાવ્યાં છે તેમાં "અંગ્રેજી અને એક દેશી ભાષા," એ પ્રકારના એકનો વધારો કરવાની ખાસ આવશ્યકતા છે. જો આ સૂચના મંજુર રહે તો એવા ઘણા વિદ્યાર્થીઓ મળી આવશે કે, જે માત્ર પોતાની સ્વભાષાના પ્રેમને લીધે આ ઐચ્છિક વિષય લેવાને તૈયાર થશે, અને એમ થતાં કેટલીક કૉલેજો દેશી ભાષાના પ્રોફેસરોની જગ્યા મંજુર કરશે અને તે જગ્યા ઉપર બાહોશ વિદ્વાનોની નિમણુંક કરશે. આ પ્રોફેસરો સ્વભાવિક રીતે દેશી ભાષાના અભ્યાસમાં તેમનું જીવન સમર્પશે, અને તેથી આ યોજનાને લીધે, આ ભાષાઓનો પણ ક્રમે ક્રમે અનાયાસે વિકાસ થશે.

આપણી યુનિવરસીટીએ કેટલીક દેશી ભાષાઓને, એમ. એ. ની પરીક્ષાના અભ્યાસક્રમમાં, ક્યારનું એ સ્થાન આપ્યું છે, તો આ અભ્યાસક્રમિક (graded) બની શકે તેવા હેતુને લક્ષમાં લઇને તેમને બી. એ. ના અભ્યાસક્રમમાં પણ સ્થાન આપવું એ યોગ્યજ ગણી શકાય. વળી, એમ. એ. ની પરીક્ષા માટે હાલ અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને, માત્ર તેમની જાત મહેનત અને પુરૂષાર્થ ઉપર, છોડી દેવામાં આવ્યા છે, કારણ કે, એવી એક પણ કૉલેજ આપણી જાણમાં નથી કે જ્યાં દેશી ભાષાઓના વિષયમાં નિયમિત ભાષણો આપવાનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો હોય. આવી વસ્તુસ્થિતિને લીધે પણ જો દેશી ભાષાનું શિક્ષણ બી. એ. ના અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવે, તો વિદ્યાર્થીઓ બાહોશ પ્રોફેસરોની દેખરેખ હેઠળ અભ્યાસ કરી શકે, અને તેથી બી. એ. માં પાસ થયા પછી, કદાચ જીવનવ્યવસાયને લીધે તેમાંના કેટલાક કૉલેજમાં દાખલ ન થઇ શકે તોપણ, તેઓ બહારની કોઇ પ્રકારની મદદ સિવાય, એમ. એ. નો અભ્યાસ કરવાને વધારે યોગ્ય બનશે. તદુપરાંત એમ. એ. ની પરીક્ષાનો હાલનો કેટલોક અભ્યાસક્રમ બી. એ. ના અભ્યાસક્રમમાં દાખલ કરી શકાશે, અને એ રીતે એમ. એ. ના હાલના ધોરણમાં ઘણો વધારો થઈ શકશે.

યુરોપ કે અમેરિકાની કોઇ પણ યુનિવરસીટીએ તેમના વિદ્યાર્થીઓની માતૃભાષાના શિક્ષણ વગર ચલાવી લીધું નથી, એટલુંજ નહિ પણ, ત્યાંની ઘણી યુનિવરસીટીઓએ, તેથી આગળ વધીને, સમગ્ર યુરોપની બીજી કેટલીક ઉપયોગી ભાષાના શિક્ષણની વ્યવસ્થા કરી છે. આ પ્રમાણે, આપણી યુનિવરસીટીઓએ માત્ર પોતાના ઇલાકાની ભાષામાં અભ્યાસક્રમ દાખલ કરી ન અટકતાં, ક્રમે ક્રમે સમગ્ર ભારતવર્ષની ઉપયોગી ભાષાઓના શિક્ષણ માટે વ્યવસ્થા કરવી જોઇએ.

દેશી ભાષાઓને યુનિવરસીટીના અભ્યાસ માટે આટલી બધી અયોગ્ય કેમ ગણી કહાડવામાં આવી છે, તે આપણે લેશ માત્ર સમજી શકતા નથી. તેમનું સાહિત્ય, ગંભીર વિચાર રહિત, નિર્માલ્ય અને વિસ્તારમાં અલ્પ છે, તેથી તેમને સ્થાન ન મળવું જોઇએ, એ પ્રકારની દલીલ ચાલી શકે તેમ નથી: કેમકે—પ્રથમ તો આપણા ઇલાકાંની મરાઠી, કેનેરીઝ અને ગુજરાતી ભાષામાં ઉચ્ચ પ્રકારનું પુષ્કળ સાહિત્ય છે એ નિર્વિવાદ છે; અને વળી બીજું એ છે કે, ક્ષણભર આ દલીલ માન્ય રાખીએ તો પણ, જ્યાં સુધી માતૃભાષાના સાહિત્યનો વિકાસ કરવામાં પ્રવૃત્ત રહે, એવો વિદ્વાન વર્ગ ઉત્પન્ન કરી આપણી યુનિવરસીટી

આ ભાષાઓનો ઉદ્ધાર કરે નહિ ત્યાં સુધી, એકાએક આ ભાષાઓની આપોઆપ ઉન્નતિ થઇ જશે એવી અપેક્ષા આપણે રાખી શકીએ નહિ. અંગ્રેજી અને બીજી યુરોપીય ભાષાઓની હાલની સમૃદ્ધિ એકાએક થઇ નથી, પણ તે માત્ર ઉત્ક્રાન્તિના નિયમાનુસાર તેમાં ક્રમે ક્રમે થએલા વિકાસનુંજ પરિણામ છે, અને આવા વિકાસમાં ત્યાંની યુનિવરસીટીઓ પણ ઘણે અંશે સાધનભૂત થએલી છે.

છેવટમાં, દેશની પ્રચલિત ભાષાનો અભ્યાસક્રમ માત્ર દાખલ કરી સંતોષ ન માનતાં, આ ભાષાઓમાં સંશોધન ( research ) કરી શકે એવા સમર્થ વિદ્વાનોને યુનિવરસીટી પ્રોફેસર તરીકે નીમવાનું કાર્ય પણ આપણી યુનિવરસીટીએ તરાથી ઉપાડી લેવું જોઇએ. ભાષામાં વિદ્વત્તા પૂર્ણ અને ટીકા રૂપ ( scholarly and citical ) સાહિત્યની અભિવૃદ્ધિ થાય એવા હેતુથી સંશોધન કરવું, એ આ પ્રોફેસરોની મુખ્ય ફરજ હોવી જોઇએ. આ પદ્ધતિનો સ્વીકાર થયેથી, આવા વિદ્વાનોના હાથ નીચે શિક્ષણ પામેલા વિદ્યાર્થીઓ, માતૃભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરી, દેશની ખરી સેવા બજાવી શકશે. પ્રોફેસરોના આવા દરેક હોદ્દા માટે યુનિવરસીટી તરફથી ૫૦૦ થી ૭૦૦ રૂપીયાનો માસિક પગાર મુકરર કરવામાં આવશે, તોપણ યુનિવરસીટી પ્રોફેસરોનું જનસમાજમાં જે સન્માન થાય છે, તે સન્માનથીજ માત્ર પ્રેરાઇ, દેશના ઉત્તમમાં ઉત્તમ વિદ્વાન પણ, આ પદ સ્વીકારવા તત્પર થશે.

ત્રિભોવન પીતાંબરદાસ ત્રિવેદી.



# સ્ત્રી કેળવણી—એક કૂટ પ્રશ્ન.

સ્ત્રી કેળવણીનો પ્રશ્ન એટલો બધો સામાન્ય છે, તે એટલો બધો પરિચિત છે, અને તે એટલો બધો ચર્ચાયલો છે, કે સૌ કોઇ એમ સમજે છે કે, તે પર પોતે અભિપ્રાય આપી શકે તેમ છે અને તે અભિપ્રાય વજનદાર અને યોગ્ય છે. આ પ્રશ્ન દેખીતો જેટલો સરલ અને વ્યવહારૂ જણાય છે, તેટલોજ તે ગુંચવણ ભરેલો અને મુશ્કેલ છે, અને તે વિશે અત્યંત મતભેદ છે. મતભેદ છે એટલુંજ નહિ પણ કેટલાકને પોતાના વિચાર અને અભિપ્રાય માટે આગ્રહ અને પક્ષપાત છે. દરેક જણ એ પશ્નને પોતાના દૃષ્ટિબિન્દુથી અવલોકે છે, તેથી તેનો નિર્ણય કરવામાં ગુંચવણો વધે છે અને જેમને માટે આ ચર્ચા કરવામાં આવે છે, તેમનો તે ચર્ચામાં અવાજ ન હોવાથી કંઇક જૂદીજ સ્થિતિ ઉદ્ભવે છે. ટુંકાણમાં તે પ્રશ્ન બહુ ગંભીર અને ચર્ચાસ્પદ બન્યો છે. પ્રસ્તુત ચર્ચામાં એવી મુશ્કેલી નડે નહિ તે માટે સ્ત્રી કળવણી, એ શબ્દની વ્યાખ્યા અને મર્યાદા નક્કી કરવાની પ્રથમ ખાસ જરૂર છે.

પ્રથમ કેળવણી શબ્દ વિચારીએ. શરીર અને મનની શક્તિઓ વિકાસ પામે અને ખીલે અને તે દ્વારા મનુષ્યજીવન સુખી અને ઉન્નત થઈ શકે, એવી રીતે જે પ્રકારનું શિક્ષણ આપવામાં આવે, તેનું નામ કેળવણી છે. કેળવણીનો હેતુ મનુષ્ય બંધારણમાં રહેલી અવિકસિત શકિતઓનો વિકાસ થઇ, તે વૃદ્ધિ પામે તે છે. તે ખીલે અને દીપી નીકળે તેમાંજ એની સાર્થકતા રહેલી છે.

બળથી મગજમાં ઉતારી શકાય એવી તે કોઇ વસ્તુ વિશેષ નથી. કેળવણીનો અર્થ એટલોજ કે મનુષ્ય બંધારણમાં જે શકિતઓ અવિકસિત અને અપરિપકવ રહેલી છે, તેનો વિકાસ અને વૃદ્ધિ થાય એવા ઉપાયો યોજવા. ગમે તેટલી માહિતી પૂરી પાડો અને જ્ઞાન આપો પણ જ્યાં સુધી બુદ્ધિનો વિકાસ થયો નથી અને માનસિક શક્તિઓ ખીલી નથી ત્યાં સુધી તે બધું જ્ઞાન ઉપર ચોટીયું અને મગજને ભાર રૂપ છે. એ શકિતઓ ખીલે અને દીપી નીકળે તેમાંજ કેળવણીની સાર્થકતા રહેલી છે. મનુષ્ય બંધારણમાં રહેલી શકિતઓને તેમનો વિકાસ અને વૃદ્ધિ થાય, એવી રીતે કેળવવી, તેનું નામજ ખરી કેળવણી છે. ખાસ ધ્યાનમાં લેવાની વસ્તુ એ છે કે કેળવણી એ સાધ્ય વસ્તુ નથી પણ સાધન છે. શાધ્ય વસ્તુ માનસિક શકિતઓનો વિકાસ અને વૃદ્ધિ એ છે; તેનું સાધન કેળવણી છે.

કેળવણી વિશે જનસમૂહમાં બીજો એક ભ્રમ પ્રચલિત છે અને તે એ કે કેળવણી લેવી એ પૈસા કમાવા માટે છે. તેથી સ્ત્રી કેળવણીના વિરોધીઓ ઘણી વાર એમ કહે છે કે, સ્ત્રીઓને ક્યાં કમાવા જવું છે કે તેમને કેળવણીની જરૂર હોય? પુરૂષો ભણે, કેમકે તેમને કમાવા જવું છે અને નોકરી કરવાની ફરજ પડે છે. સ્ત્રીઓને કમાવા કે નોકરી કરવા જવાનું નથી, માટે તેમને કેળવણીની પણ જરૂર નથી. આ દલીલમાં ભૂલ, એ થાય છે કે આજીવિકા મેળવવી એ કેળવણીનો અંતિમ હેતુ તેમણે માન્યો છે. મનુષ્ય વત્તા ઓછા પ્રમાણમાં આજીવિકાનાં સાધનો પ્રાપ્ત કરે છે, તે તેનામાં વિકાસ પામેલી

શકિતઓનું પરિણામ છે; તેના બુદ્ધિ અને અનુભવનું ફળ છે. જે પૂરી સહી પણ કરી ન શકે એવા અનેક મનુષ્યો વેપાર રોજગારમાં લાખો રૂપિયા કમાય છે. તેઓ કમાય છે, તેનું ખરૂં કારણ એજ છે કે તેમની બુદ્ધિ અને શકિતઓ વિકાસ પામેલાં છે. એ કમાઇ એમની તેજ બુદ્ધિ અને ઘડાએલી શકિતઓને આભારી છે. અને બુદ્ધિ અને માનસિક શકિતઓ ખીલવવી એજ કેળવણીનો આશય છે. સર્વ મનુષ્યમાં એ પ્રમાણે શકિતઓ ખીલેલી હોતી નથી. માટે કેળવણી અત્યત જરૂરની વસ્તુ છે. કેળવણી લેવાની છે તે પૈસા કમાવા માટે નહિ પરંતુ માનસિક શકિતઓના વિકાસ અને વૃદ્ધિ અર્થે. સ્ત્રી અને પુરૂષ બન્નેને પોતાનું સ્વતંત્ર વ્યકિતત્વ છે. પોતાનો આત્મવિકાસ અને ઉન્નતિ સાધવાને બન્નેને એક સરખી જરૂર છે. તેટલા માટે સ્ત્રી પુરૂષ બન્નેને કેળવણી મળવી જોઇએ અને તે જરૂરની છે.

કેળવણી—સ્ત્રી પુરૂષ—બંનેને સમાન જરૂરની છે, ત્યારે શા માટે તેમાં ભિન્નતા દખાવવા આગ્રહ કરવામાં આવે છે અને તેનો જૂદો અભ્યાસ ક્રમ રાખવા ભાર મૂકવામાં આવે છે? તેનો ખુલાસો મેળવવા આપણે સમાજનો પ્રાચીન ઇતિહાસ જોવો પડશે.

જૂના કાળથી સમાજમાં સ્ત્રીની પદવી અને ગૌરવમાં ફેરફાર થતા જોવામાં આવે છે. એકવાર તે સમાન અને બહોળી સત્તા ભોગવતી તો અન્ય વખતે તેની સ્થિતિ અધમ અને દયાજનક નજરે પડે છે. તે આખો ઇતિહાસ મનન કરવા યોગ્ય છે. તે બધા પરથી એક વાત સ્પષ્ટ એ સમજાય છે કે જે જે સમયે સ્ત્રીની પદવી સમાન અને ઉન્નત સ્થિતિએ પહોંચ્યાં હતાં, તે તે સમયે સમાજની સ્થિતિ પણ આબાદ અને સુખી હતી. મનુનું વચન છે કે જ્યાં સ્ત્રીઓ પૂજાય છે, ત્યાં દેવતાઓ વસે છે. તાત્પર્ય એ કે સમાજની વૃદ્ધિ અને ઉન્નતિ માટે સ્ત્રીનાં માન અને ગૌરવ વધવાં જોઇએ. અને તેમની સ્થિતિ સમાન અને સ્વતંત્ર થવી જોઇએ. પણ તે કેવી રીતે તે આપણે હવે વિચારીએ.

કુદરતે સ્ત્રીપુરૂષના બંધારણમાં ભિન્નતા રાખેલી છે અને કર્તવ્યો પણ કેટલીક રીતે જૂદાં નિર્ણિત કર્યાં છે. તે સિવાય લાંબા કાળના શિક્ષણ, કેળવણી અને ધંધાને લઇને બંનેના કર્તવ્ય પ્રદેશ જૂદા પ્રકારના બંધાઇ ચૂકયા છે. વિશેષમાં બંનેની શરીર રચનામાં, લોહીના બંધારણમાં, નાડીની ગતિમાં અને શરીરના વિકાસમાં ભિન્નતા દૃષ્ટિગોચર થાય છે. સ્ત્રીના શરીરની વૃદ્ધિ કાંઇક જલદી પ્રાપ્ત થાય છે; સ્ત્રી કરતાં પુરૂષમાં વધારે બળ હોય છે; તે વધારે ચાલાક છે. સ્ત્રી લાંબું આયુષ્ય ભોગવે છે અને તેની સહનશકિત જાદે છે. આ રીતે બન્નેમાં સ્વાભાવિક રીતે ભિન્નતા રહેલી છે અને તે પરંપરાથી ઉતરી આવેલી છે. તે આકસ્મિક નથી કે જે દૂર કરી શકાય. જાતિ ( sex ) પર જેણે ઉંડો અને મનન પૂર્વક અભ્યાસ કર્યો છે, અને જેનું વચન પ્રમાણરૂપ મનાય છે, તે હેવલાક એલિસ કહે છે કે, " A man is a man to his very thumbs and a woman is a woman down to her little toes. "

વાસ્તવિક રીતે બંનેમાં અસમાનતા રહેલી છે. બંન્નેનાં કર્તવ્ય પ્રદેશ ભિન્ન છે. ઇતિહાસ અને વિજ્ઞાનના પુરાવા ઉપરની હકીકતને અનુમોદન આપે છે. શરૂઆતના કાળથી

પુરૂષ જ્યારે શિકાર કરવા અને લડવા જતો ત્યારે સ્ત્રી ઘરની વ્યવસ્થા રાખતી. પુરૂષ ઘવાઇને આવતો ત્યારે તે તેની બરદાસ કરતી. પુરૂષ સફરે જતો ત્યારે તે ઘરનો ઉદ્યમ સંભાળતી. સામાન્ય રીતે સ્ત્રીનું સ્થાન ઘર છે એમ આપણે વારંવાર સાંભળીએ છીએ, તે સાથે એક વાત લક્ષ બહાર જવી ન જોઇએ કે સ્ત્રીઓમાં વિશિષ્ટ શક્તિ રહેલી છે અને તે ઉત્પાદક શક્તિ છે. સ્ત્રીની મહત્તાનું કારણ તે છે. તે પર ભવિષ્યની પ્રજાનો આધાર રહેલો છે.

આ વસ્તુ પર આટલો ખાસ ભાર મૂકવાની જરૂર એટલા માટે છે કે સમાજમાં સ્ત્રી પુરૂષની હરીફ નથી પણ એક સ્નેહી સહાયક છે એ ભાવના દૃઢ થવી જોઇએ. સ્ત્રી અને પુરૂષ બંન્નેમાં અમુક અમુક ખાસ અંશો રહેલા છે અને તે એક બીજાના પૂરક છે. તે એક બીજાના સહાય છે. દરેક પોતાને યોગ્ય સ્થાને છે અને તેમાં ફેરફાર કરવો એ ઇચ્છવા યોગ્ય નથી. પુરૂષની અપૂર્ણતા સ્ત્રી પુરી પાડે છે; સ્ત્રી પુરૂષ પર અવલંબી રહે છે. સ્વ. ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો, 'તે એક રથનાં બે ચક્ર છે.' તેમની ગતિ એક સરખી થવી જરૂરની છે. એક રાજા છે; અન્ય પ્રધાન છે. પુરૂષ બુદ્ધિ પ્રદેશમાં ઉંચો છે જ્યારે હૃદય પર સ્ત્રીનું સામ્રાજ્ય પ્રવર્તે છે. તેઓ હરીફ નથી; પણ એક બીજાના પરિપૂરક (complimentary) ઘટકાવયવો છે. સ્ત્રી પુરૂષનું સ્થાન લેવાને પ્રયત્ન કરે પણ કવિ રવીન્દ્રનાથ ચિત્રાંગદાને મુખે કહેવડાવે છે તેમ, પુરૂષ વેષમાં તે ફાવતી નથી; તે પછાત પડે છે અને આખરે તેને પોતાનું સ્ત્રીત્વ સ્વીકારવું પડે છે.

આ પ્રમાણે બન્નેની સ્થિતિ એક સરખી નથી પણ એક બીજાને સહાય છે: બન્નેના કર્તવ્યક્ષેત્ર જૂદાં છે. તેટલા માટે બંન્નેની કેળવણી જૂદા પ્રકારની આપવાને અને તેમનો અભ્યાસક્રમ અલાહિદો રાખવાને માગણી થાય છે. ઉપર દર્શાવેલી હકીકત જોતાં તે અમુક હદે જૂદી રીતે ગોઠવાય તે ઇચ્છવા યોગ્ય અને આવકારદાયક ગણાય એમ મારૂં માનવું છે.

એક વાત અમે સ્પષ્ટ કરીશું. સ્ત્રી પુરૂષ વચ્ચે અસમાનતા છે, તેથી એમ નથી માનવાનું કે પુરૂષ સ્ત્રી કરતાં ચઢિયાતો હોઈ સ્ત્રી ઉતરતી પંક્તિની છે. એક રીતે બંન્ને સમાન છે; એક રીતે નથી. બંન્નેના કર્તવ્યની યોગ્ય વહેંચણી થયેલી છે અને તે દરેકના બંધારણને અનુકૂળ છે. તેમાં હરીફાઇનો કે ચઢતા ઉતરતાપણાનો પ્રશ્ન જ નથી. તે સાથે એ પણ ધ્યાનમાં લેવું જોઇએ કે સ્ત્રીને પોતાનું વ્યક્તિત્વ છે; એક મનુષ્ય તરીકે તેને પુરૂષની સમાન હક્ક અને જવાબદારી મળેલાં છે. જીવન સંગ્રામમાં તેણે પણ પોતાનો વિકાસ અને ઉન્નતિ પ્રાપ્ત કરવાનાં છે. તે ઉપરાંત તેણે એક અતિ મહત્વનું અને પવિત્ર કર્તવ્ય બજાવવાનું છે અને તે બહુ ઉંચી જવાબદારીનું છે. તેટલા માટે સ્ત્રી કેળવણીનો પ્રશ્ન બહુ ગંભીર રીતે અને વિચારપૂર્વક ચર્ચાવાની ખાસ જરૂર છે.

આટલી સામાન્ય ભૂમિકા તૈયાર કર્યા પછી આપણે સ્ત્રી કેળવણીનો પ્રશ્ન તેના વ્યવહારૂ સ્વરૂપમાં વિચારીએ અને તેમ કરતાં વડી સરકાર તરફથી સ્ત્રી કેળવણી સંબંધી, જે સરક્યુલર પત્ર પ્રસિદ્ધ થયો છે, તેમાંના મુખ્ય મુદ્દાઓ વિશે, કંઇક વિસ્તારપૂર્વક વિવેચન કરીએ.

સ્ત્રી કેળવણીની સ્થિતિ થોડાં વર્ષો પૂર્વે એવી હતી કે છોકરીઓને નિશાળે મોકલવા

માટે માબાપને તેના ફાયદાઓ સમજાવવાની જરૂર પડતી હતી. તે સ્થિતિ હવે બદલાઇ ગઈ છે અને હાલમાં તે વધુ પ્રમાણમાં મળવાને જનસમાજ તરફથી ચાલુ માગણી થયા કરે છે. અત્યારે જે મુસ્કેલી નડે છે તે જૂદા પ્રકારની છે. તે મુસ્કેલી સ્ત્રીઓના ઉંચા પ્રકારના શિક્ષણ અને અભ્યાસક્રમને લગતી છે. છોકરીઓને કેવા પ્રકારનું શિક્ષણ આપવું ઉપયોગી અને જરૂરનું છે એ પ્રશ્ન હાલ ખાસ ધ્યાન ખેંચી રહ્યો છે. પૂર્વે છોકરીઓને કેળવણી લેવાને આગ્રહ કરવો પડતો હતો. અત્યારે તે માટે સામી માગણી થાય છે.

આ નવીન પરિસ્થિતિ અનેક સંજોગોને આભારી છેઃ-પ્રથમ તો સામાન્ય રીતે લગ્નની વય વધી છે અને ઉંચી કોમોમાં તે ૧૮ થી ૨૦ વર્ષ સુધી પહોંચી છે. તેના પરિણામે નિશાળ છોડયા પછી, ચાર પાંચ વર્ષનો જે અવકાશ મળે છે તે દરમ્યાન ઉંચા પ્રકારના અને અમુક જાતના અભ્યાસક્રમ અને શિક્ષણ આપવાને માટે કંઇક યોજના કરવા ચળવળ ચાલી રહી છે અને સ્ત્રી કેળવણીના પ્રશ્નને કંઇક વધુ વેગ પ્રાપ્ત થયો છે.

વળી પાશ્ચાત્ય સુધારા અને કેળવણીના સંસર્ગથી સ્ત્રીનાં માન અને ગૌરવ વધ્યાં છે. તેનું વ્યકિતત્વ સ્વીકારાયું છે અને તે પુરૂષની સમાન અને સ્વતંત્ર છે એ વિચારને કંઇક પોષણ અને બળ મળ્યાં છે; જેના પરિણામે સ્ત્રી કેળવણી પ્રતિ રૂચિ વધી છે.

વિશેષમાં પુરૂષ વર્ગમાં વ્યક્તિ સ્વાતંત્ર્યનું જોર વધતું જાય છે જેથી જૂની સંયુક્ત કુટુંબની સંસ્થા દિનપ્રતિદિન વધારે દોદળી થતી જાય છે અને તેને બદલે નવીન કુટુંબ ઘટના–Single family–મુજબ થવા માંડી છે. આથી ૧૬ થી ૧૮ વર્ષની બિનઅનુભવી બાળા પર નવા સંસારનો આખો ભાર એકલે હાથે વહેવાની જવાબદારી આવી પડી છે. પૂર્વે વડિલો અને ઘરડાઓ તરફથી જે પ્રકારની સહાયતા, સલાહ અને સહાનુભૂતિ મળતાં હતાં, તે તો હવે ઓછાં થયાં છે; નદન નાશ પામતાં જાય છે. વખતે તેથીજ સ્ત્રી કેળવણીનો પ્રશ્ન અત્યારે ઝાઝો ચર્ચાય છે અને વડી સરકારના પત્રમાં આ મુદ્દા પર ખાસ ભાર મૂકાયો છે.

આ સિવાય દુકાળ, મરકી અને બાળલગ્ન વગેરે કારણોને લઈને આપણા સમાજમાં વિધવાની સંખ્યા મોટા પ્રમાણમાં મળે છે. જુની સંયુક્ત કુટુંબની સંસ્થા નાશ પામતી જાય છે અને નવીન સંજોગોમાં વિધવાઓને પોતાના નિર્વાહનો પ્રશ્ન વિષમ થઇ પડે છે. તેટલા માટે તેમને યોગ્ય કેળવણી આપીને તેમની સેવા સમાજના ઉપયોગમાં લઈ શકાય તેવી વ્યવસ્થા તાકીદે થવાની જરૂર છે. તેમજ પૂર્વે સ્ત્રીઓ જે કામો કરતી હતી તે હાલમાં જતાં રહ્યાં છે અને તેને બદલે નવા કામોમાં–વ્યવસાયમાં–તેઓ રોકાય તે ખાસ ઇચ્છવા યોગ્ય છે. તે માટે સ્ત્રી કેળવણી ખાસ ઉપયોગી અને જરૂરની છે.

તે ઉપરાંત પુરૂષ વર્ગ કેળવણીમાં આગળ વધતો જતો હોવાથી તેમના તરફથી લગ્નમાં કેળવાયલી સ્ત્રીની માગણી થાય છે, જેથી સ્ત્રી કેળવણીનો વેગ કંઇક વધવાની આશા રહે છે.

છેવટે, સ્ત્રી આપણા જીવન પર તેમજ સમાજ પર પ્રબલ અસર કરે છે. તે કેળવાયલી હોય તે પરજ સમાજની પ્રગતિ અને ઉન્નતિનો આધાર રહેલો છે. મીસીસ

સરોજની નૈડુના શબ્દોમાં બોલીએ તો સ્ત્રીઓ આત્મજ્યોતિઓ છે પણ કેળવણી વિના તે અપ્રકટ રહેલી છે. કેળવણી રૂપી અગ્નિથી જ્યારે તે પ્રકટ થશે અને પ્રકાશ આપશે ત્યારે સમાજનું ચિત્ર કંઇક અલૌકિક અને દિવ્ય બનશે.

સ્ત્રી કેળવણી અને સ્ત્રી હક્કના પ્રશ્નોએ હાલમાં એટલું મહત્વનું સ્થાન મેળવ્યું છે, અને તે વિશે એટલી ચર્ચા થાય છે કે વીસમી સદીના પ્રથમ ભાગને 'સ્ત્રી યુગ' એવું નામ આપીશું તો તે અયોગ્ય નહિ કહેવાય.

ઉપર સ્ત્રી કેળવણીની સામાન્ય સ્થિતિ અને પ્રગતિનું સહેજ અવલોકન કર્યા બાદ હવે આપણે તે પ્રશ્નના વડી સરકારના સરક્યુલર મુજબ વિભાગો પાડી, તે દરેક વિભાગો પર ચર્ચા કરીશું. તે વિભાગો નીચે મુજબ છેઃ—

(૧) પ્રાથમિક. (૨) માધ્યમિક અને ઉંચા પ્રકારનું શિક્ષણ, અ સાહિત્ય વિષયક. બ ધંધાને લગતું. ક જુદા અભ્યાસક્રમની યોજના. ડ માતૃભાષાદ્વારા શિક્ષણ. (૩) સ્ત્રી શિક્ષકો. (૪) કન્યાશાળાઓનું ઇન્સ્પેકશન. (૫) કાબુ. ( control )

પ્રાથમિક કેળવણીનો આપણે પ્રથમ વિચાર કરીએ. સ્ત્રી કેળવણીનો પ્રચાર એટલો બધો ઓછો છે અને તેની ગતિ એટલી તો મંદ છે કે વિવાદના તમામ પ્રશ્નો બાજુએ મૂકી, આપણું બધું લક્ષ તેની સંખ્યા અને વિસ્તાર વધારવા તરફ દોરાવું જોઇએ. ખાસ કરીને સ્ત્રી પુરૂષના કેળવણીના પ્રમાણમાં જે મોટું અંતર અત્યારે રહેલું છે તે દૂર થવું જોઇએ

તેને પહોંચી વળવાને બે મુશ્કેલીઓ નડે છે. (૧) સ્ત્રી શિક્ષકો અને ટ્રેન્ડ શિક્ષકોની અછત અને (૨) મકાનોની ખામી. અત્યારે જ ટ્રેન્ડ શિક્ષકો અને સ્ત્રી શિક્ષકો પુરતી સંખ્યામાં મળતાં નથી, તો વધુ શાળાઓ માટે તે મળવાની આશાજ શી ? વળી હાલના સમયમાં મકાનો માટે નાણાં મળવાને આશા રાખવી એ વ્યર્થ છે. વળી સ્ત્રી કેળવણી અમુક પ્રમાણ સુધી હજી પહોંચે નહિ તે પહેલાં કેળવણી માટે જે કાંઇ નાણાંની મદદ મળે તે મકાનો પાછળ ખર્ચી નાંખવી એ પણ મને ઇષ્ટ જણાતું નથી આ મુશ્કેલી દૂર કરવાને મને હાલના સંજોગોમાં એક વ્યવહારૂ ઉપાય જણાય છે કે જેમ બને તેમ, જ્યાં છોકરાઓની શાળામાં સગવડ કે અવકાશ હોય ત્યાં સુધી અમુક પ્રમાણમાં છોકરા અને છોકરીઓને એકત્ર શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી. આવી રીતે છોકરા અને છોકરીઓને અમુક વર્ષ સુધી એકઠું શિક્ષણ આપવાથી ( co-educationના ) લાભ મળશેજ એટલુંજ નહિ પણ તે સાથે સ્ત્રી કેળવણીનો પ્રચાર વિસ્તારવાને કાંઇક સુગમતા અને અનુકૂળતા પ્રાપ્ત થશે.

તેથી પ્રાથમિક કેળવણી માટે આપણી ખાસ માગણી તો તેનો વિસ્તાર અને સંખ્યા વધારવાને છે. પ્રતિ વર્ષે તેનું પ્રમાણ અમુક હદ સુધી આગળ વધવુંજ જોઇએ અને તે પર ખાસ ભાર મૂકાવો જોઇએ.

અત્યારે કેટલેક સ્થળે છોકરા અને છોકરીઓને એકઠાં શિખવવામાં આવે છે અને પાંચ ધોરણ સુધીનું પ્રાથમિક શિક્ષણ બન્નેને એકઠું અપાય, તેમાં હરકત જણાતી નથી. જ્યારથી તેમનામાં જાતિની ભાવના જાગ્રત થાય અને તે વિશે તેઓ વિચાર કરતાં શિખે,

તે પછી બંન્નેને સાથે શિક્ષણ આપવા સામે વાંધો લેવાય તે કાંઈ વાસ્તવિક લેખાય. પણ તે પહેલાં જ્યારે બંન્ને તે વિશે કેવળ અજ્ઞાન છે અને જાતિનું કાંઈ ભાન નથી, ત્યારે બંન્નેને ખાસ જૂદાં રાખવાં એ પસંદ કરવા યોગ્ય જણાતું નથી. બંનેમાં ઘણા સામાન્ય અંશો રહેલા છે અને આ મુદત દરમ્યાન તે એક સાથે રહી વિકાસ પામે તે માટે આ રીતે સગવડ મળી શકે છે અને તેનો લાભ લેવાવો જોઇએ. સાથે રહેવાના જે લાભો છે તે આમ મળશે; તે ઉપરાંત વધુ પ્રમાણમાં શિક્ષણ આપવાને, મકાન અને શિક્ષકની જે મુશ્કેલી નડે છે તે પણ કંઈક અંશે ઓછી થશે.

બીજું અભ્યાસક્રમ પણ બંને માટે એક સરખો રહેવાનો. કારણ કે પ્રાથમિક કેળવણીનો હેતુ મુખ્યત્વે સામાન્ય અને વ્યવહારૂ જ્ઞાન આપવાનો અને માનસિક શક્તિઓનો કાંઇક વિકાસ કરવાનો છે. તે બંનેને માટે એક સરખાં જરૂરનાં છે અને તેમાં ફરક રાખવો એ નિરર્થક છે.

એટલે કે છોકરા અને છોકરીઓને એકત્ર શિક્ષણ આપવાથી કેટલાક ખાસ લાભ પ્રાપ્ત થાય છે અને તે સ્ત્રી કેળવણીના પ્રશ્નને કંઇક સરળ કરે છે.

ત્યારે જ સ્ત્રી કેળવણી કંઇક પગભર થશે અને તે આગળ ગતિ કરી શકશે.

તે સાથે લોકમત હજુ વધુ પ્રમાણમાં કેળવવાની જરૂર છે તે સૌ કોઇ સ્વીકારશે.

તે પછી માધ્યમિક અને ઉંચું શિક્ષણ આપણું ધ્યાન ખેંચે છે. અત્યાર સુધી કન્યાઓ માટે પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પુરતો મનાતો હતો અને જેમને અવકાશ અને અનુકૂળતા હતાં, તેઓ ઉંચું શિક્ષણ લેતાં હતાં. તે સ્થિતિ નવા સંજોગોને લઇને બદલાઇ ગઇ છે અને હાલમાં સમાજ તરફથી કન્યા કેળવણીનો અભ્યાસક્રમ આગળ વધારવાને અને તેમને ઉંચું શિક્ષણ આપવાને માગણી થાય છે. પણ આ માગણી એકજ પ્રકારની અને એક સરખી નથી. તે અનેક પેટા વિભાગમાં વહેંચાઈ ગયેલી છેઃ–(૧) જૂદો અભ્યાસક્રમ. (૨) ઇંગ્રેજીનું શિક્ષણ; તેમાં બે પ્રકાર છેઃ–(અ) સામાન્ય. (બ) પરીક્ષાના ધોરણપર. (૩) માતૃભાષા દ્વારા શિક્ષણ. (૪) ધંધાનું–આર્થિક નિર્વાહ થાય એવું શિક્ષણ. (૫) સંસ્કૃત, નીતિ અને સંગીત વગેરેનું વ્યવહારૂ જ્ઞાન.

**જુદો અભ્યાસક્રમ**—પ્રાથમિક અભ્યાસક્રમ પૂરો કર્યા પછીથી તે લગ્ન થતાં સુધી પાંચ વર્ષની મુદત મળે છે એમ માનીને તે દરમ્યાન જરૂરી પણ ઉંચા પ્રકારનું શિક્ષણ છોકરીઓને અપાય એવી વ્યવસ્થા કરવી, એવી ઘણાની ઈચ્છા છે અને તે પુરતો જુદો અને સ્વતંત્ર અભ્યાસક્રમ યોજવા તેઓ કહે છે. તેમની વિરુદ્ધ એક પક્ષની એવી દલીલ લાવે છે કે જૂદો અભ્યાસક્રમ નહિ ઘડતા, છોકરાના ચાલુ ધોરણપર તેમને માધ્યમિક શિક્ષણ આપવું લાભદાયી થશે. નવીન અભ્યાસક્રમ રચ્યાથી તેઓ ઉંચું શિક્ષણ લેતી અટકશે અને તેમનો જોઇએ તેવો માનસિક વિકાસ થશે નહિ. ખાસ ભેદ પાડી, જૂદાં ધોરણ રાખવાનું કશું પ્રયોજન નથી. કેમકે સંસ્કૃતિ–(culture) બંનેને સમાન ઉપયોગી અને જરૂરનાં છે.

જૂદા અભ્યાસક્રમ વિશે, આ પ્રમાણે જબરો મતભેદ છે અને તેનો નિર્ણય કરતા પૂર્વે કેટલાક ખાસ મુદ્દાઓ લક્ષમાં લેવા જેવા છે.

પ્રથમ તો પાંચ વર્ષથી વધુ વખત શાળામાં છોકરીઓ, ઘણે ભાગે, અભ્યાસ કરી શકે તેવા સંજોગો હાલમાં જણાતા નથી. વળી તે દરમ્યાન શાળાનો ચાલુ અભ્યાસ-ક્રમ પૂરો થઇ શકે કે કેમ અને એથી લાભ થાય કે કેમ એ પણ સંદેહ પડતું અને બહુ વિચારવા જેવું છે.

સામાન્ય જનસમૂહની દૃષ્ટિએ આ પ્રશ્નનો વિચાર થવો જોઇએ; જેમને અવકાશ અને અનુકૂળતા છે, તેઓ ઉંચું શિક્ષણ લેવાના અને તેમાં તેમને કોઇનો અંતરાય નથી. વચલા વર્ગની કન્યાઓ પર કુટુંબની જવાબદારી અને ગૃહવ્યવસ્થા અને કારોબારનાં કર્તવ્યો બહુધા જલદી માથે આવી પડે છે અને તેઓ સારી રીતે અને પોતાની સ્થિતિ પ્રમાણે કેળવાય અને લાયક બને, એ પ્રથમ જોવાનું જોઇએ. ઉંચું શિક્ષણ અપાવાની વિરુદ્ધ કોઇનો વાંધો નથી. પણ સામાન્ય રીતે ઘણીખરી કન્યાઓને જીવનમાં જે કાર્ય મુખ્યત્વે કરવાનાં હોય છે, તે પ્રતિ દુર્લક્ષ હોવું ન જોઇએ. સમાજમાં સ્ત્રીએ અમુક કર્તવ્યો કરવાનાં છે એ પણ વિસરાવું ન જોઇએ.

ત્રીજું, સ્ત્રી પુરૂષ વચ્ચે સ્વાભાવિક ભિન્નતા રહેલી છે અને તે ભિન્નતા જળવાઇ રહેવી ઇષ્ટ છે. વળી તેને અનુસરતું દરેકને શિક્ષણ મળે એ વધુ ઇચ્છવા યોગ્ય છે. સ્ત્રી વર્ગનો એક પ્રસિદ્ધ અને સાચો હિમાયતી જણાવે છે તેમ, the real task of the feminist is to devise an education for girls so thas they shall be capable of earning their living and sharing in the world's work and yet remain fit for the future wifehood and motherhood."

તેથી બંનેની યોગ્યતા અને જીવન-કર્તવ્ય વિચારીને આ પ્રશ્નનો નિર્ણય થવો જોઇએ. પ્રો. ગેડીસ કહે છે તે પ્રમાણે બંનેને કેટલાક કારણસર સાથે શિક્ષણ અપાવું જોઇએ અને કેટલાક ખાસ કારણસર અલાહિદું શિક્ષણ અપાવું જોઇએ. બન્નેમાં વિશિષ્ટ અંશો અને ગુણો રહેલાં છે તે સારી રીતે વિકસાવવા અને ખીલવવા હોય તો તેમને માટે જૂદા અભ્યાસ-ક્રમની અને તે જૂદી રીતે અપાવાની વ્યવસ્થા થવાની જરૂર છે.

ચોથું, સ્ત્રીઓને કેટલાક ખાસ કર્તવ્યો કરવાનાં છે અને તે માટે યોગ્યતા પ્રાપ્ત કરવાને, ગૃહવ્યવસ્થાનું અને સ્ત્રી ઉપયોગી શિક્ષણ આપવાને સર્વ દેશોમાં જે યત્ન થાય છે તે પણ જુદા અભ્યાસક્રમના પક્ષને વિશેષ અનુમોદન આપે છે.

આ રીતે જાતિના ભેદ રહેલા છે અને જીવનમાં સ્ત્રીને ખાસ કર્તવ્યો અદા કરવાના છે એ દૃષ્ટિબિન્દુ લક્ષમાં લઇને સ્ત્રીઓ માટે જૂદો અભ્યાસક્રમ રાખવો કે કેમ એ પ્રશ્નનો નિર્ણય થવો જોઇએ. અમારૂં તો દૃઢ માનવું છે કે તે અભ્યાસક્રમ જૂદોજ હોવો જોઇએ. આમાં સ્ત્રીના વ્યક્તિત્વની અવગણના થતી નથી; તેના વિકાસ અને ઉન્નતિ માટે પુરતો અવકાશ છે.

(૨) **ઇંગ્રેજીનું શિક્ષણ**—ઇંગ્રેજી આપણી રાજભાષા હોવાથી કન્યાઓને ઇંગ્રેજી ભાષાનું શિક્ષણ આપવાને ઘણા મનુષ્યો આતુર છે અને તે પ્રમાણે વ્યવસ્થા થવા તેઓ આગ્રહ બતાવે છે. અમુક વર્ગ એવો છે કે જે ઇંગ્રેજી શિક્ષણ આપવાની વિરૂદ્ધ છે; તેમનું

એમ કહેવું છે કે તેની તેમને કાંઇ જરૂર નથી; સંસ્કૃતિ માટે જરૂર હોય તો તેવું શિક્ષણ ગુજરાતીદ્વારા આપો; આ દલીલમાં કેટલાંક વજુદ કારણો રહેલાં છે. પણ લોકમત ઇંગ્રેજીની એટલો બધો તરફેણમાં છે કે એક યા અન્ય રીતે ઈંગ્રેજી માટે માગણી ચાલુ રહેવાની; વળી, ઇંગ્રેજીની માગણી કરનારાઓમાં પણ બે પક્ષ છે. એક પક્ષ તે શિક્ષણ શાળાના પરીક્ષાના ધોરણ પર આપવાને ઇચ્છા દર્શાવે છે; જ્યારે બીજો પક્ષ એમ કહે છે કે અમુક મુદતમાં બધું શિક્ષણ અપાવાનું હોવાથી અને કામ પુરતા સામાન્ય ઈંગ્રેજી જ્ઞાનની જરૂર છે; માટે વ્યવહારમાં ઉપયોગી થાય એટલું ઇંગ્રેજી જ્ઞાન કન્યાઓને આપવાની વ્યવસ્થા થવી જોઇએ. આ મુદત દરમ્યાન સામાન્ય માહિતી મળી હશે તો આગળ જતાં તે અભ્યાસ વધારી, ઈંગ્રેજી સાહિત્યનો જે અમૂલ્ય લાભ છે, તે લાભ તેઓ મેળવી શકે એમ આશા રાખી શકાય.

મુંબાઇના સ્ત્રી મંડળ તરફથી વડી સરકારને સ્ત્રી કેળવણી વિશે એક મેમોરિયલ સૌ. બ્હેન શારદાગવરીની સહીથી ગયા ડિસેમ્બર માસમાં મોકલવામાં આવ્યું હતું તેમાં પણ છોકરા અને છોકરીઓને માટે જુદો અભ્યાસક્રમ રાખવાને ખાસ ભાર મૂકાયો હતો. છોકરાઓને યોગ્ય અપાતી કેળવણીની નકલ નહિ કરવી એટલુંજ નહિ પણ છોકરીઓ જીવનમાં જે સ્થાન લેવાની છે, તે દૃષ્ટિથી—વ્યવહારૂ દૃષ્ટિથી—નિર્ણય કરવાને અને તેમાં પરીક્ષાને નહિ જેવું સ્થાન આપવાને જણાવ્યું હતું.

સામાન્ય વર્ગ માટે ઈંગ્રેજીનું વ્યવહારૂ જ્ઞાન બસ છે: જેમને ઉંચું શિક્ષણ લેવું છે તેમને માટે હાલ પણ અવકાશ છે.

(૩) **માતૃભાષા દ્વારા શિક્ષણ**—આ બીજો એક અતિ વિવાદનો પ્રશ્ન છે. અન્ય કોઇ સ્થળે નથી એવી પદ્ધતિ આપણે અહિં પ્રચલિત છે. અહિં માતૃભાષાદ્વારા શિક્ષણ અપાતું નથી પણ ઈંગ્રેજી દ્વારા અપાય છે. આનું પરિણામ એ આવે છે કે માધ્યમિક અને ઉંચા પ્રકારનું શિક્ષણ જે ગુજરાતી દ્વારા સહેલાઇથી અને ટુંક સમયમાં આપી શકાય તે ઈંગ્રેજી દ્વારા શિખતા અને સમજતા વિદ્યાર્થીઓને લાંબો વખત જોઇએ છીએ અને તેમના મગજપર નાહક બોજો વધે છે; કેમકે જે વસ્તુ તેમને શીખવવામાં આવે છે, તે તેઓ સહેલથી સમજી શકતા નથી; માટે તે ગોખે છે. આ રીતે ગોખણપટ્ટીથી શિક્ષણ આપવું તે ખરેખર ઇચ્છવા યોગ્ય નથી અને કેળવણીના દૃષ્ટિબિન્દુથી તે ભારરૂપ અને નકામું છે.

ઉપલી પદ્ધતિના પક્ષકારોનો એવો અભિપ્રાય છે કે ઈંગ્રેજી દ્વારા શિક્ષણ આપવાથી તેના પર સારો કાબુ આવે છે અને તેનું બહોળું જ્ઞાન મળે છે; જે જીવનમાં ઉપયોગી થાય; તેમજ ઈંગ્રેજી સાહિત્યમાં સંસ્કૃતિના સુંદર અને ઉત્તમ અંશો રહેલાં છે, તે સહેલથી પ્રાપ્ત થઈ શકે. બીજું રાષ્ટ્રિય ઐક્ય માટે તેનું શિક્ષણ જરૂરનું છે. અત્યારની આપણી સ્થિતિ ઈંગ્રેજી શિક્ષણને આભારી છે; ઈંગ્રેજી જ્ઞાનનાં સુંદર અને મીઠાં ફળો આપણને મળ્યાં છે અને તે લાભ પ્રજાને મળવો જરૂરનો છે.

આગળ જણાવી ગયા તે પ્રમાણે સામાન્ય અભિપ્રાય ઈંગ્રેજીનું શિક્ષણ આપવાની તરફેણમાં છે અને ઇંગ્રેજીનું સામાન્ય જ્ઞાન વિદ્યાર્થીઓ પ્રાપ્ત કરે તો દેશનું ઐક્ય સંપાદન

કરવાને અને તે બંધન દૃઢ કરવાને તે પુરતું છે. તેટલા માટે બધું શિક્ષણ માતૃભાષાને બદલે ઈંગ્રેજી દ્વારા આપવું એ ધોરણ ખરેખર નાપસંદ કરવા યોગ્ય છે. ઈંગ્રેજી સંસ્કૃતિ સર્વને માન્ય છે અને તેનો લાભ લેવો જરૂરનો અને ઉપયોગી છે પણ તે સંસ્કૃતિનો લાભ પ્રજાને ગુજરાતીમાં અનુવાદ કરીને આપવો વધુ લાભદાયી છે. અન્ય દેશોમાં એમજ થાય છે. ઈંગ્રેજીમાં જેટલું સારૂં અને ઇચ્છવા યોગ્ય હોય તે ગુજરાતીમાં આણી શકાય છે; જોકે અમારે એટલું કબૂલ કરવું જોઇએ કે મૂળની ખૂબીઓ અને સુંદરતા કંઇ ઓર જ હોય છે. સંસ્કૃત જેવી કઠિન ભાષાના પુસ્તકોના સુંદર અનુવાદો ગુજરાતીમાં થયા છે, તો ઇંગ્રેજી કે અન્ય ભાષાના ગ્રંથોના અનુવાદ કરવાને ઝાઝી મુશ્કેલી નડશે નહિ. આવો કંઇક પ્રયાસ ઇંગ્રેજી કેળવણીની શરૂઆત વખતે થયો હતો અને તે વખતે કેટલુંક સારૂં સાહિત્ય ગુજરાતીમાં ઉતારવામાં આવ્યું હતું.

ચાલુ ધોરણથી ઈંગ્રેજી સંસ્કૃતિનો લાભ માત્ર ૨૫ ટકા મેળવી શકશે, વધારે નહિં. પણ જો તેજ સંસ્કૃતિને ગુજરાતીમાં ઉતારવામાં આવે તો ગુજરાતી ભાષા અને સાહિત્ય સમૃદ્ધ થાય એટલુંજ નહિ પણ એ લાભ બહુ મોટો ભાગ લઇ શકે અને તેજ આવશ્યક છે. ઇંગ્રેજી કેળવણીનું સાધ્ય ફળ, સંસ્કૃતિ તે પર ખાસ ધ્યાન અપાવું જોઇએ; નહિ કે તેના સાધનરૂપ ભાષા પર; જો કે તેના સામાન્ય જ્ઞાનની ઉપયોગિતા પ્રથમ જ સ્વીકારવામાં આવી છે. સાધ્ય વસ્તુ સંસ્કૃતિ તે જરૂરની છે. નહિ કે તેનું સાધન.

જ્યાં સામાન્ય પ્રાથમિક કેળવણીનું પ્રમાણ જ અલ્પ છે ત્યાં પ્રજાનો મોટો ભાગ ઇંગ્રેજી જ્ઞાન લઇ શકે અને ઇંગ્રેજી કેળવણીનાં ફળ પ્રાપ્ત કરે એ અત્યારની સ્થિતિ જોતાં સંભવિત જણાતું નથી. સાચો અને વાસ્તવિક માર્ગ તો એજ છે કે જેમ બને તેમ પ્રાથમિક શિક્ષણનો વિસ્તાર વધારવો; વધુ શિક્ષણ બનતાં સુધી ગુજરાતી દ્વારા આપવું; અને ઇંગ્રેજી તેમજ અન્ય ભાષાના સાહિત્ય અને સંસ્કૃતિ, ગુજરાતીમાં દાખલ કરી, તેનો લાભ જનસમૂહને આપવો. એમાંજ આપણું શ્રેય રહેલું છે. વળી સ્વદેશની અને માતૃભાષાની દૃષ્ટિએ પણ ગુજરાતીનું ગૌરવ અને માન વધારવાં એ આપણું પરમ કર્તવ્ય અને ભૂષણ છે.

( ૪ ) **ધંધાઓને લગતું શિક્ષણ**—સામાન્ય રીતે શિક્ષણના બે વિભાગો પાડી શકાય છે. ( ૧ ) સાહિત્ય વિષયક અને ( ૨ ) ધંધાઓને લગતું. સામાન્ય કેળવણી બહુધા સાહિત્ય વિષયક છે અને તે યોગ્ય છે. પણ તે સાથે જીવનમાં ઉપયોગી થાય અને આજીવિકા મળે તે માટે એવા પ્રકારનું ધંધાઓને લગતું શિક્ષણ તેટલું જ જરૂરનું છે. સ્ત્રી સ્વભાવને અનુકૂળ થાય અને એમના યોગ્ય કેટલાક ખાસ વિષયો છે અને તે વિષયોનું જ્ઞાન તેમને અપાય તે વધુ ઉપયોગી અને લાભદાયી થાય એમ છે. પ્રથમ તો કેટલાક વિષયો માટે તેમને ખાસ instinct અને લાયકાત હોય છે અને તે કેળવાય અને વિકાસ પામે એ જરૂરનું છે. આર્થિક નિર્વાહ માટે તે શિક્ષણ ઉપયોગી છે અને તે અવસ્ય મળવું જોઇએ. વિધવાઓને માટે તે ભંડોળ સમાન છે. વળી લલિત કળા એ સ્ત્રીઓના ખાસ પ્રદેશ છે.

તે સાથે છોકરીઓને ગૃહ વ્યવસ્થા, સ્વચ્છતા અને બાળક ઉછેરનું શિક્ષણ જરૂરનું છે અને સામાન્ય વર્ગની સ્ત્રીઓને તે બેશક આશિષ રૂપ (boon) છે.

આ રીતે ધંધાઓનું શિક્ષણ સ્ત્રીઓને ઉપયોગી છે એટલુંજ નહિ પણ તેમના સ્વા-

તંત્ર્ય અને ઉન્નતિ માટે આવશ્યક છે. સ્ત્રી શિક્ષકો, સ્ત્રી ડોક્ટરો, કેળવાએલી નર્સો, મીડવાઈફો, સોબતીઓ વગેરે મળવાને હાલમાં જે મુશ્કેલીઓ અનુભવવી પડે છે, તે આથી ઘણી ઓછી થશે.

ઉપર એક અગત્યની વસ્તુની નોંધ લેવી રહી ગઇ છે. સ્ત્રીનું મહાન અને પવિત્ર કર્તવ્ય પ્રજોત્પતિનું છે. ભવિષ્યની પ્રજાની આશા તેમના પર રહેલી છે; પોતાની જવાબદારીનો ખ્યાલ આવે અને તે કાર્ય કેટલું મહત્વનું છે તે કંઇક સમજે તેટલા માટે તે સંબંધી સ્ત્રીઓને યોગ્ય કેળવણી અને શિક્ષણ અપાય તે ખાસ લક્ષમાં લેવા યોગ્ય છે. અત્યારે સર્વ સુધરેલા દેશોમાં આ પ્રશ્નને અતિ અગત્યનું સ્થાન અપાએલું છે અને વડી સરકારે એક અગત્યના અને ગંભીર રાષ્ટ્રિય પ્રશ્ન રૂપે તે પ્રતિ સરક્યુલરમાં બધાનું ધ્યાન ખેંચ્યું છે તે યોગ્ય થયું છે.

( ૫ ) **સંસ્કૃત, નીતિ અને સંગીતનું શિક્ષણ**—આ વિષય પરત્વે ઝાઝો મતભેદ નથી. મી. દેવધર જણાવે છે કે ગુજરાતી સ્ત્રીને સંસ્કૃત શિખવાને ખાસ શોખ હોય છે. સંગીતનું શિક્ષણ, ગરબાદ્વારા કન્યાશાળાઓમાં અપાય છે પણ તેથી સારૂં અને ઉંચા પ્રકારના સંગીતનું જ્ઞાન બાળાઓને અપાય તે ખરેખર આવકારદાયક છે. પ્રો. ધ્રુવના 'ધર્મ વર્ણન' અને 'નીતિ શિક્ષણ'નાં પુસ્તકો શાળામાં દાખલ કર્યાથી ઘણો લાભ થશે. ધર્મ અને નીતિનું શિક્ષણ અપાવું જોઇએ; જીવનનું બંધારણ તે પર રચાયું છે.

( ૬ ) **સ્ત્રી શિક્ષકો**—સ્ત્રી-શિક્ષકો વધુ સંખ્યામાં મળવાને અત્યારે સખત દબાણ થાય છે અને સ્ત્રી કેળવણીના બહોળા પ્રચાર સાથે, તે માટે વધુ માગણી થશે. તે માગણીને પહોંચી વળવાને અને પુરતી સંખ્યામાં સ્ત્રી શિક્ષકો મળે તે માટે જીલ્લાવાર સ્ત્રીઓની ટ્રેનિંગ કોલેજો કાઢવાને અને ચાલુ કોલેજમાં વધુ સંખ્યામાં સ્ત્રી સ્કોલરો દાખલ કરવાની વ્યવસ્થા કરવાની જરૂર છે. તે માટે પૂણામાં મી. દેવધરે નોર્મલ કલાસો ખોલી જે પ્રકારની વ્યવસ્થા કરી છે, તેવી વ્યવસ્થા જૂદા જૂદા સ્થળોએ દાખલ કરવાની જરૂર છે. આથી આપણને પુરતી સંખ્યામાં સ્ત્રી શિક્ષકો મળી શકશે.

વળી આ દિશામાં તેઓ આકર્ષાય તે માટે સ્કોલરશીપો વધુ અને મોટા પ્રમાણમાં અપાવી જોઇએ.

( ૭ ) **કન્યાશાળાઓનું ઇન્સ્પેક્શન**—મને જે સહેજ અનુભવ થયેલો છે, તે પરથી મારૂં માનવું છે કે હાલ જે પ્રમાણે ઇન્સ્પેકશન કરવામાં આવે છે, તેથી કોઇ ખાસ લાભ થતો હોય એમ જણાતું નથી. નિયમ તરીકે તે થવું જોઇએ; રૂઢીને વળગીને થવું જોઇએ; તેમાં કેટલીક ખામીઓ અને દોષો બતાવવા જ જોઇએ; અને સુધારો થયો હોય છતાં ચોક્કસ ધોરણ મુજબ રીપોર્ટ લખાય એ પ્રકારની ઇન્સ્પેકશન પદ્ધતિ કેળવણીના પ્રચાર અને પ્રગતિ માટે કેવળ નકામી છે. ચાલુ અભ્યાસક્રમમાં કેવા સુધારા કરી શકાય, ક્યાં મુશ્કેલીઓ નડે છે, શા સુધારાઓની અગત્ય છે; તેનો પ્રચાર કેમ વધે; તે માટે નવીન સૂચનાઓ થવી જોઇએ; તેને બદલે માત્ર અમલદારી થતી અનુભવવામાં આવે છે. કેળવણીની પ્રગતિ માટે સહકાર્ય અને સહાનુભૂતિની જરૂર છે; નહિ કે જડયંત્ર રૂપ ઇન્સ્પેકશન અને અમલદારીની. તેમાં જીવન જોઇએ છીએ.

ગ્રાન્ટ ઈન કોડ પ્રમાણે શાળાએ નિયમો પાળ્યા છે કે નહિ, નાણાંનો હિસાબ બરોબર રખાય છે કે કેમ, રજીસ્ટર પત્રકો રીતસર છે કે કેમ, તે વગેરેની તપાસ, ડેપ્યુટી સ્ટાફ ઓફીસમાં રેકાર્ડ મંગાવી ભલે કરે; પણ શિક્ષણનું ઇન્સ્પેકશન સ્ત્રી ઇન્સ્પેકટરો માફરત થાય તે ઈચ્છવા યોગ્ય છે. વળી સ્ત્રી ઇન્સ્પેકટરો ગ્રેજ્યુએટ હોય તે વધુ પસંદ કરવા યોગ્ય છે. અને તે બનતાં સુધી હિન્દુ જોઇએ. વિદેશી માટે ખાસ વાંધો નથી પણ જ્યાં તેઓ હોય તે સ્થળની દેશી ભાષાનું જ્ઞાન તેમને ફરજીઆત લેવું જોઇએ.

(૮) કાનુ. સમાજની સ્થિતિ બધે સ્થળે એકસરખી હોતી નથી અને તેમાં મોટો તફાવત માલુમ પડે છે. તેથી દરેક સ્થળે કેળવણીનું એક સરખું (uniform) અને અમુક મુકરર ધોરણ દાખલ કરવું એ મુશ્કેલી વધારવા જેવું છે. સ્થાનિક અગવડો અને જરૂરીઆત વિચારીને કેળવણીના પ્રચાર અને વિસ્તાર માટે યોજના થાય તે ઇચ્છવા યોગ્ય છે. તે માટે સ્થાનિક કમિટીઓ નીમાવી જોઇએ. કેટલાં ધોરણ દાખલ કરવા; તે કમી જાસ્તી કરવા કે કેમ, નવી નિશાળો ખોલવી કે નહિ, સ્થાનિક જરૂરીઆત પ્રમાણે અભ્યાસક્રમમાં ફેરફાર કરવા કે ખાસ શિક્ષણ માટે વ્યવસ્થા કરવી, વગેરે પ્રશ્નો, સ્થાનિક મંડળો વિચારી શકે અને નિર્ણય કરી શકે તે પ્રમાણે અન્ય કોઇથી બની શકે નહિ. પ્રાથમિક કેળવણીના બહોળા પ્રચાર માટે અને ખાસ કરી સ્ત્રી કેળવણી વધુ લોકપ્રિય થાય તે માટે સ્થાનિક મંડળો સ્થપાય તે ઇષ્ટ અને જરૂરનું છે. તે લોક લાગણી અને વિચાર અને જરૂરીઆત જેવી સારી રીતે જાણી શકે તે પ્રમાણે બહારના અને દૂરના મંડળથી બની શકે નહિ. તે માટે સ્થાનિક જ્ઞાન ધરાવનાર મંડળની જરૂર સૌ કોઇ સ્વીકારશે.

આવી વ્યવસ્થા દાખલ કર્યાથી જૂદા જૂદા સ્થાનિક મંડળો વચ્ચે ધોરણ અને અભ્યાસક્રમનો મોટો અંતર પડી જવા ભીતિ રહે છે. તે દૂર કરવાને ઇલાકા કે પ્રાંતવાર એક મધ્યસ્થ કમિટી સલાહ અને સૂચના આપવાને નીમવામાં આવે તે આવકારદાયક અને પસંદ કરવા યોગ્ય છે. તેમનું કાર્ય માત્ર સલાહ અને સૂચના કરવા પુરતું હોવું જોઇએ. ધોરણ અને અભ્યાસક્રમ મુકરર કરી આપવાનું અને તે સચવાય છે કે કેમ તે માટે દેખરેખ રાખવાનું, કામ તેમનું છે; તે સલાહકારક મંડળનું કાર્ય કરે; કારોબારી મંડળનું નહિ. સ્થાનિક વહિવટ અને વ્યવસ્થા માટે કારોબારી સત્તા સ્થાનિક મંડળોને મળવી જરૂરની છે. તે સિવાય તેમનું કાર્ય સારી રીતે થઇ શકે નહિ.

હાલમાં કેળવણી ખાતા તરફથી ધોરણ અને અભ્યાસક્રમ નક્કી કરવામાં આવે છે, તેમ, તે કાર્ય નવું નીમાય તે મધ્યસ્થ મંડળ કરે; જે સરકારી અને પ્રજાકીય સભાસદોનું બનેલું હોવું જોઇએ. વળી કેળવણીની વ્યવસ્થા માટે મ્યુનિસિપાલેટી અને લોકલ બોર્ડ હાલમાં જવાબદાર છે તેને સ્થાને મ્યુનિસિપાલેટી અને લોકલબોર્ડ દ્વારા યા સ્વતંત્ર રીતે નવીન સ્થાનિક સ્કુલ કમિટીઓ નીમાય, તે જે તે સ્થળની કેળવણીનો પ્રચાર અને વિસ્તાર કેવી રીતે વધારી શકાય, તે માટે સ્થાનિક અગવડો અને અનુકૂળતા વિચારીને તેનો નિર્ણય કરે અને અમલ કરે.

નવી મધ્યસ્થ કમિટીને કારોબારી સત્તા ન આપવી; જે હાલ કેળવણી ખાતા પાસે છે. તે માત્ર સલાહકારક મંડળનું કામ કરે. પણ તેના તરફથી ધોરણ અને અભ્યાસક્રમ મુકરર થયાં હોય તે, સ્થાનિક મંડળો બરોબર અમલમાં મુકે છે કે નહિ તે પર તે દેખરેખ રાખી શકે અને તે પ્રમાણે તે અમલમાં મુકાવી શકે. બીજી ખાસ સત્તા નહિ.

અત્યારે લોકલ બોર્ડની વ્યવસ્થા નિષ્ફળ નિવડી છે તેમ આ શાળા કમિટી—સ્થાનિક મંડળો—નું કામ નિષ્ફળ ન થાય તેટલા માટે તેનું બંધારણ પ્રજાકીય અને પ્રતિનિધિત્વના ધોરણ પર ઘડાવું જોઇએ; તેમાં પ્રજાકીય સભાસદોની બહુમતિ હોવી જોઇએ. તે મંડળોને કેળવણી માટે મળતી તમામ નાણાંની મદદ તે કાર્ય પાછળ ખરચાવી જોઇએ અને તે મંડળો પોતાનું સંતોષકારક રીતે કરી શકે તે સારૂં તેમને પુરતો અવકાશ અને અનુકુળતા મળવાં જોઇએ. ત્યારેજ તે કમિટીઓનું કાર્ય ફતેહમંદ થશે.

જ્યાં જરૂર માલુમ પડે ત્યાં કોમવાર કમિટી નીમાય તે પણ કેટલીક વખત ઇચ્છવા યોગ્ય છે. એથી કોમના એકત્ર બળ અને લાગણીના પરિણામે કેળવણીનો વેગ વધુ ગતિમાન થવા સંભવ છે.

વિશેષમાં, તે મંડળોમાં અમલદારોનો ઝાઝો અંકુશ કે ડખલ હોવા ન જોઇએ. તે મંડળોને સ્વતંત્ર અને પુરતો અધિકાર મળવો જોઇએ. તે ઉપરાંત પ્રાંતિક સરકાર તરફથી મ્યુનિસિપાલેટી અને લોકલ બોર્ડને કેળવણી માટે વધુ અને મોટા પ્રમાણમાં નાણાંની મદદ નિયમિત રીતે અને કાયમની મળતી રહેવી જોઇએ. તે બદલ મંડળો પર એવી ફરજ નંખાવી જોઇએ કે પ્રતિ વર્ષે તેમને અમુક સંખ્યામાં નવી નિશાળો કાઢવી. તે પ્રમાણે કંઇક વ્યવસ્થા થશે તોજ કેળવણીનો પ્રચાર અને વિસ્તાર વધશે.

છેવટે ઉપસંહાર કરતાં, કહેવાની કાંઇ જરૂર નથી કે આ પ્રશ્ન અતિ મહત્વનો છે. અને તે પર ચાલુ ચર્ચા થયા કરે તે ઉપયોગી છે. સ્ત્રી કેળવણીનો વેગ કેમ આગળ વધતો નથી; છોકરીઓ માધ્યમિક અને ઉચ્ચું શિક્ષણ કેમ લઇ શકતી નથી: સ્ત્રીઓના ઉંચા શિક્ષણ માટે; જૂદા અભ્યાસક્રમ માટે; સ્ત્રી કોલેજ અને સ્ત્રી શિક્ષકો માટે: વગેરે અનેક અગત્યના પ્રશ્નોપર વિસ્તારપૂર્વક વિવેચન અને તપાસની જરૂર છે. આખા દેશને સમગ્ર પ્રજાને—લગતો આ પ્રશ્ન છે. તેટલા માટે વડી સરકારને સ્ત્રી કેળવણીના પ્રશ્નની, તેના વિવિધ સ્વરૂપમાં અને અનેક દૃષ્ટિ બિન્દુથી તપાસ કરવાને એક કમિશન નીમવા વિનંતિ કરીશું. તે માટે લોક લાગણી તીવ્ર છે. આવું એક કમિશન નીમવાને લંડનમાં સેક્રેટરી ઓફ સ્ટેટ સમક્ષ, મીસીસ ફોસેટના પ્રમુખપદ હેઠળ રજુ થએલા ડેપ્યુટેશને પ્રથમ માગણી કરી હતી. ત્યાર બાદ વડી સરકાર તરફથી સરક્યુલર દ્વારા સ્ત્રી કેળવણીના કેટલાક પ્રશ્નો વિશે અભિપ્રાય મેળવવાને પ્રયત્ન થયો છે; પણ તે પુરતો નથી. આવી રીતની તપાસમાં અનેક ખામીઓ રહી જવા અને તે પ્રશ્ન અપૂર્ણ રીતે તપાસવા ભય રહે છે. આ પ્રશ્ન અતિ ગંભીર અને રાષ્ટ્રીય છે. તેની વિચારપૂર્વક અને વિસ્તારથી ઝીણી વિગતોમાં ઉતરીને અને બધે સ્થળે ફરીને, તપાસ થવાની અત્યંત જરૂર છે.

ચાલુ લડાઇના હંગામમાંજ કોઓપોરેટીવ અને ઔદ્યોગિક કમિશનો સરકાર તરફથી નીમવામાં આવ્યાં છે. તેમના કરતાં આ પ્રશ્ન કોઇ પણ રીતે ઉતરતો અને ઓછા મહત્વનો નથી; ઉલટું તેની મહત્તા મોટી અને વિશેષ છે. સ્ત્રી કેળવણીના પ્રશ્ન વિશે કમિશન નીમી યોગ્ય તપાસ થવાને પ્રજા એકમતે માગણી કરે છે. આશા છે કે લોર્ડ ચેમ્સફર્ડ સાહેબની સરકાર આ પ્રજાકીય માગણીનો સ્વીકાર કરી સમસ્ત હિંદી પ્રજા પર મોટો ઉપકાર કરશે. અસ્તુ.

**હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ.**

# કન્યાઓના માધ્યમિક શિક્ષણ માટે ખાનગી વિદ્યાલયોની અગત્ય.

## પ્રાસ્તાવિક.

આપણા આખા દેશની કેળવણી સંબંધી સ્થિતિ અત્યારે કેવી છે, તે વિચારતાં દરેક જણનું હૃદય કંપી ઉઠે તેમ છે. તેમાંયે વળી સ્ત્રી કેળવણીના આંકડા તપાસીએ, તો તો હૃદય ચીરાઇ જ જાય છે. દસ પુરૂષે એક જણ લખી વાંચી શકે તેવો છે; પણ સો સ્ત્રીઓમાંથી તો નવ્વાણુ સ્ત્રીઓ તદ્દન નિરક્ષર છે. પ્રાથમિક કેળવણીની આ સ્થિતિથી આપણે તો શરમાવાનું છે જ, પરંતુ તેથીએ વધારે શરમાવાનું તો, સો વર્ષથી આપણા ઉપર રાજ કરનાર, સંસ્કૃતિમાં આગળ વધેલી, કેળવણીની ખાસ હિમાયતી, સ્ત્રી પ્રત્યે બહુમાન ધરાવતી, બ્રિટિશ પ્રજાને છે.

## માધ્યમિક કેળવણીની અગત્ય કેવી છે?

આ તો પ્રાથમિક કેળવણીની વાત કરી. પરંતુ સ્ત્રીઓમાં પ્રસરેલી માધ્યામિક કેળવણીની સ્થિતિ તો આથી ઘણી જ ખરાબ છે. અને ખરેખરી ઉપયોગી કેળવણી, શુભ સંસ્કારો પાડનારી કેળવણી, ફળદાયી કેળવણી, તે તો માધ્યમિક કેળવણી જ છે. પ્રાથમિક કેળવણીમાં તો લખતાં, વાંચતા, અને થોડુંક ખપજોગું ગણિતનું જ્ઞાન મળેલું હોય. આ કેળવણી લીધેલી બાળા, પોતે જાતે કદાચ સુખી થઇ શકે કે વ્યવહારમાં તેને થોડો ઘણો લાભ મળી શકે, પરંતુ તે કેળવાયલી—ખરા અર્થમાં કેળવાયલી—કે જ્ઞાની કહી શકાશે નહિ. સ્ત્રીઓને જ્ઞાની બનાવવી હોય, તેમના જ્ઞાનની છાપ તેમની સંતતિ ઉપર પડે તેવી ઇચ્છા હોય, સમાજમાં તેમનાં વ્યકિતત્વની અસર દાખવવી હોય, તો તો માધ્યમિક શિક્ષણની જ અગત્ય છે. તે વિના આ સર્વ અસંભવિત જ છે.

## પ્રાથમિક કેળવણી—એકંદર સંખ્યા.

આપણી સ્ત્રીઓમાં જો કે દેશની વસ્તિના પ્રમાણમાં પ્રાથમિક કેળવણી ફકત એક જ ટકો છે, તો પણ આપણો દેશ ઘણો જ મોટો હોવાથી, આ જુજ ટકાની પણ પ્રાથમિક શિક્ષણ લીધેલી અને લેતી, સ્ત્રી અને કન્યાઓની સંખ્યા, એકંદરે, પ્રમાણમાં નહિ, પણ સરવાળે, મોટી છે. ગુજરાતના આપણા પાંચ જીલ્લા તપાસીશું તો આ વાત આપણે સહજ જોઇ શકીશું. કાઠિયાવાડ, અને એજન્સીઓ, આપણા ગુજરાતમાં જ સમાઇ જાય, તો પણ અત્યારે તો, આપણે ફકત ઉત્તર વિભાગના થાણા શિવાયના પાંચ ગુજરાતી જીલ્લાઓના જ આંકડા તપાસીશું.

| | જીલ્લો. | પ્રા. કન્યાશાળાની સંખ્યા. | તેમાં વિદ્યાર્થીની સંખ્યા. |
|---|---|---|---|
| ૧. | અમદાવાદ | ૭૭ | ૭૧૦૦ |
| ૨. | ખેડા | ૬૯ | ૫૬૫૦ |

| | | | |
|---|---|---|---|
| ૩. | ભરૂચ | ૩૯ | ૨૮૦૦ |
| ૪. | સુરત | ૬૬ | ૫૩૫૦ |
| ૫. | પંચમહાલ | ૧૫ | ૧૧૦૦ |
| | | ૨૬૬ | ૨૨૦૦૦ |

આ ઉપરથી જોઇ શકાશે કે આ પાંચે જીલ્લાના જુદા જુદા ગામોમાં થઇને સરવાળે ૨૬૬ પ્રાથમિક કન્યાશાળાઓ છે, અને તેમાં ૨૨૦૦૦ કન્યાઓ અત્યારે શિક્ષણ લે છે.

## માધ્યમિક કેળવણીના આંકડા.

પરંતુ આ કન્યાઓને આગળ વધીને માધ્યમિક કેળવણી લેવી હોય તો કેટલી સંસ્થાઓ છે, તેનો વિચાર કરીએ છીએ ત્યારે હૃદય નિરાશાથી ભરાઈ જાય છે. ઉપર જણાવેલા જ પાંચ જીલ્લાના બધાયે શહેરોમાં થઇને ૧૯૧૪–૧૫ ના કેળવણી ખાતાના રિપોર્ટમાં જણાવ્યા પ્રમાણે ફકત ગણત્રી પાંચ જ સંસ્થાઓ, કન્યાઓને માધ્યમિક કેળવણી આપે છે. એક ફકત અંગ્રેજીમાંજ શીખવતી રેલ્વે મિડલ સ્કુલ અમદાવાદમાં આ ઉપરાંત છે ખરી, પણ તેમાં મૂખ્યત્વે એંગ્લો ઇંડિયનો જ ભણતા હોવાથી, તથા તે રેલ્વેનાજ માણસો માટે હોવાથી, તેની ગણત્રી કરી નથી. ઉપરની પાંચ શાળાઓમાંથી બે અમદાવાદમાં છે, બે સુરતમાં છે, અને એક ભરૂચમાં છે. તેની વિગત નીચે મુજબ છે.

| | વિદ્યાર્થીઓની સંખ્યા. |
|---|---|
| ૧. અમદાવાદ સરકારી ( ટ્રેનિંગ કોલેજ સાથે ) | ૧૭૩ |
| ૨. „ કોન્વેંટ | ૯૮ |
| ૩. ભરૂચ ખાનગી હાઇસ્કુલ | ૮૬ |
| ૪. સુરત „ „ | ૬૮ |
| ૫. „ વનિતા વિશ્રામ | ૩૭ |
| | ૪૬૨ |

## માધ્યમિક શિક્ષણ માટેની સંસ્થાઓની તાણ.

આ પ્રમાણે જે વિભાગમાં બાવીસ હજાર કન્યાઓ પ્રાથમિક શિક્ષણ લે છે, તેજ ભાગોમાં ફકત ૪૬૨ કન્યાઓ જ માધ્યમિક શિક્ષણ લેતી માલુમ પડે છે. આ સંખ્યા જુજ હોવાનું મૂખ્ય કારણ દેખીતુંજ છે. આ પાંચ જીલ્લાઓમાં મ્યુનિસિપાલીટી મેળવેલા લગભગ બાવીસ ગામ છે, અને તે ઉપરાંત પણ બીજાં મોટાં ગામ છે, તો પણ માધ્યમિક કેળવણી આપનારી સંસ્થાઓ તો ફકત ત્રણ જ શહેરોમાં છે. બાકીના બધાં ગામોમાં પ્રાથમિક શિક્ષણ પૂરૂં કરીને બેસી રહેલી સેંકડો બાળાઓ હશે, તેમને ભણવાનો અવકાશ હશે, ભણવાની ઇચ્છા હશે, તો પણ ભણાવનારને અભાવે તે સઘળી સરોજીની નાઇડુના કહેવા મુજબ Unlighted Lamps અપ્રકાશિત જ્યોતોજ રહેવાને સરજાયેલી

છે. આ પાંચ જીલ્લાઓમાં વસ્તિપત્રક પ્રમાણે ૧૩,૪૯,૦૦૦ સ્ત્રીઓની સંખ્યા છે, તેમાંથી માધ્યમિક શિક્ષણ લેનાર ફક્ત ૪૬૨ બાળાઓ છે. માતાની અસર બાળક ઉપર કેવી થાય છે, તેના સંસ્કારની છાપ તેના સંતાન ઉપર કેવી પડે છે, સંસાર સુધારામાં સ્ત્રી વિનાના પ્રયત્નો કેવા નિષ્ફળ જાય છે, તે સઘળું જાણ્યા પછી, શું આપણે સઘળો આધાર ફક્ત આ ૪૬૨ બાળાઓ ઉપરજ રાખીને બેશી રહીશું ? શું ફક્ત ત્રણજ ગામની બાળાઓ માધ્યમિક શિક્ષણ લેશે તેથી પાંચે જીલ્લામાં પ્રગતિ, નવજીવન, નવા વિચારો, આવી શકશે ? દર વર્ષે ગુર્જર ગ્રેજ્યુએટની વધતી જતી સંખ્યા માટે સહધર્મચારિણીઓ થવાને શું આ સંખ્યા પૂરતી છે ? આ સ્થિતિમાં શહેર અને ગામ વચ્ચેનો સંબંધ અતડો થઇ જવાનો શું સંભવ નથી ? આ સ્થિતિમાં તો ગુજરાતની પ્રગતિની વાત કરવીજ જાણે મિથ્યા લાગે છે.

## કરવું શું ?

ત્યારે હવે કરવું શું ? સરકારને તો આપણે ઓળખી છે. તેના સો વર્ષના ગુજરાતની સ્ત્રી કેળવણીના કાર્યનું સરવૈયું આપણે ઉપર જોયું છે. તે ઉપરાંત વળી માધ્યમિક કેળવણી તે સરકારને માથે નથી, તેવી જાહેર કરેલી રાજનીતિ આપણી ધ્યાનમાં છે. બહુ તો જીલ્લા દીઠ જેમ પુરૂષોની છે તેમ, સ્ત્રીઓની પણ એક એક હાઇસ્કુલ સરકાર કાઢશે. પણ તેથી આપણી તાણ મટશે નહિ આપણે ધાર્યું ફળ મેળવી શકીશું નહિ અને ઘણાઓના મત મુજબ આ કામમાં સરકારની મદદ—અથવા ખરૂં કહેતા સરકારની ડખલ—આપણને જોઇતી નથી. હવે ભણેલા દેશીઓની સંખ્યા ઓછી નથી. તેમની વ્યવસ્થા શક્તિ પણ કાંઇ કમ નથી અને સરકાર જે આર્થિક મદદ આપે છે તે કાંઇ દરિયાપારના પૈસાથી આપતી નથી, તે વાત બધા સમઝે છે. આપણાજ પૈસા છે, મૂખ્યત્વે દેશીજ અમલદારો છે, અને દેશીઓની ઘડેલી જ યોજનાઓ છે, સરકારની તો ફક્ત આડત જ છે અને એ આડત ઘણીજ ખર્ચાળ છે. વધારે વેરા વગર વધુ મદદ કેળવણીને—સ્ત્રી કેળવણીને મળનાર નથી. તો આ વેરો ઉઘરાવવામાં અને તે પાછો આપવામાં સરકારને આડતમાંજ ઘણું ખર્ચ થવા સંભવ છે. માટે તેને બદલે આપણેજ તે કેળવણી કર તરીકે અથવા ફંડ તરીકે ઉઘરાવીએ તો વધારે લાભ થવા સંભવ છે. વળી સરકારને લોકોની—ખાસ કરીને સ્ત્રી કેળવણીની બાબતમાં લોકોની—ખરી પરિસ્થિતિનો ખ્યાલ નથી. તે માટે ખ્યાલ આવતા ઘણો વખત લાગશે અને ખ્યાલ આવ્યા પછી પણ તે પરિસ્થિતિને અનુકૂળ સ્ત્રી કેળવણી માટેની સંસ્થાઓ શરૂ કરતાં તેથી પણ વધારે વખત લાગશે અને ત્યાં સુધી બેસી રહેવાય નહિ જ.

## ખાનગી પ્રયત્નોની જરૂર.

માટે હવે તો આ કામ સારૂ ખાનગી પ્રયત્નોની ખાસ જરૂર છે. તેમ કર્યા શિવાય સ્ત્રીઓમાં માધ્યમિક શિક્ષણનો પ્રચાર બરોબર ફેલાવાનો બિલકૂલ સંભવ નથી. જે જે ગામોમાં પ્રાથમિક શિક્ષણ લેતી કન્યાઓની સંખ્યા વિશેષ હોય, તે ગામોમાં માધ્યમિક શિક્ષણ સારૂ પ્રજાકીય કન્યાવિદ્યાલયો સ્થાપવાની ખાસ જરૂર છે. હું તો ત્યાં સુધી કહું છું કે જે ગામમાં ત્રણ કન્યાશાળાઓ પ્રાથમિક શિક્ષણ માટે હોય ત્યાં એક વિદ્યાલય

હોવું જ જોઇએ. જો આવાં વિદ્યાલયો સ્થપાશે તો ભણનાર તો અવશ્ય મળી આવશે જ. અમદાવાદ અને સુરતના વિદ્યાલયોમાં, તે ચાલુ થતાં વાર જ ૧૫૦ ઉપરાંત કન્યાઓ થઇ ગઇ તે જ વાત આના પુરાવા રૂપ છે. વલસાડ, ગોધરા, અંકલેશ્વર, નડિયાદ, ભરૂચ, બોરસદ, કપડવંજ, વીરમગામ, ઉમરેઠ, વગેરે ગામોમાં આવા વિદ્યાલય જરૂર ભરાઈ જાય.

## ખાનગી સંસ્થાની વિશેષતા.

અત્યારની કન્યા હાઇસ્કુલો કરતાં આ કન્યા વિદ્યાલયોમાં ઘણી વિશેષતા રહેશે. પ્રથમ તો છોકરાઓ, કે જેમને ઉદરપોષણ અર્થે કેળવણી લેવાની છે, અને જેમને આગળ વધી કૉલેજમાં જવાનો ઘણો સંભવ છે, તેમને માટે પણ અયોગ્ય ધરાતું, વિષયોની અતિષયતાવાળું, મેટ્રીકનું ધોરણ તેમાં રાખવાની જરૂર કે ફરજ રહેશે નહિ. ત્યારબાદ માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાનું આ સંસ્થામાં શકય થઈ જશે. વળી ગુજરાતી સાહિત્યનું તથા ભાષાનું પદ્ધતિસર શિક્ષણ એમાં આપી શકાશે. આરોગ્યશાસ્ત્ર કે ગૃહવ્યવસ્થા અને ભરતશીવણ વગેરે સ્ત્રી ઉપયોગી વિષયોનો આ વિદ્યાલયના ક્રમમાં સમાવેશ કરી શકાશે. સૌથી લાભદાયક વાત તો એ બની શકશે કે ભવિષ્યની આર્યગૃહિણીઓની દેખરેખ, દેશની ભાવનાઓથી અજાણ દેશીઓના રીતરીવાજથી અજ્ઞાન અને વિચિત્ર વિચારોવાળી પરદેશી સ્ત્રીઓના હાથમાં નહિ રહેતાં, કન્યાઓની અડચણોથી માહિતગાર, તેમની તરફ અનુકંપાથી જોનાર, અને દેશના ઉજ્વળ ભવિષ્યમાં શ્રદ્ધા રાખનાર આર્ય સ્ત્રીઓ આ સંસ્થાઓની નિયામક રહી શકશે. વળી તે તદ્દન લોકનિયંત્રિત હોવાથી, આપણી રાષ્ટ્રીય ભાવનાની પોષક થશે.

## વ્યવસ્થા માટે મંડળ.

આ વિદ્યાલયોની સ્થાપના માટે, આપણા પાંચે જીલ્લાનું એકત્ર કન્યાકેળવણી મંડળ હોવું જોઇએ અને તે મંડળે અનેક ઉપાયે—મેમ્બરોની ફીમાંથી—અથવા ઉઘરાણાથી ફંડ કરવું જોઇએ અને ત્યાર બાદ જીલ્લા શાખાઓ અને તાલુકા શાખાઓ કાઢવી જોઇએ. ત્યાર પછી જુદે જુદે ગામ ફરી આવાં વિદ્યાલયોની અગત્ય તરફ લોકોનું ધ્યાન ખેંચવું જોઇએ અને જે પ્રદેશના લોકો અમુક રકમ ઉભી કરે, તેને મુખ્ય ફંડમાંથી બીજી અમુક મદદ મળે તેવી યોજના કરવી જોઇયે.

## મંડળે કરવાનાં કામ.

વળી મુખ્ય મંડળ તરફથી આવાં વિદ્યાલયો માટે અભ્યાસક્રમ વગેરેના મુખ્ય સિદ્ધાંતો મુકરર કરવા જોઇએ અને તેમાં સ્થાનિક સંજોગોને અનુસરતા ગૌણ ફેરફાર કરવાની જીલ્લા કે તાલુકા મંડળોને સત્તા હોવી જોઇએ. તે ઉપરાંત આ મંડળે વિદ્યાલયની આંતર વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવા માટે ઇન્સ્પેકટરોની યોજના પણ કરવી જોઇએ. તથા ફંડ આપવામાં આવે તેટલે હિસ્સે ખર્ચની તપસીલ પણ તપાસવી જોઇએ અને જો જરૂર લાગે તો ખાસ વિષયોના ફરતા શિક્ષકો પણ રાખીને સઘળે મોકલવા જોઇએ.

વળી આ મુખ્ય મંડળને સામાન્ય, યા તો દરેક વિદ્યાલય દીઠ—ખાસ કરીને શરૂઆતમાં—કાંઇક ગ્રાંટ આપવાની પણ સરકાર તરફથી વ્યવસ્થા થવી જોઇએ. પરંતુ આ

ગ્રાંટ કાંઈ પણ બંધનો રહિત જ જોઇએ. ક્રમ શિક્ષકોની લાયકાત, શાળાનાં મકાન, કે તેવી બીજી કોઈ પણ જાતની શરતો સરકારે કરવી જોઇએ નહિ. ટુંકમાં ઍજ્યુ. ઇન્સ્પેકટર સાહેબની સ્વારી આ ખાતામાં પધારવી જોઇએ નહિ, સરકારનો સંબંધ વિદ્યાલયો સાથે નહિ પણ મંડળો સાથે હોવો જોઇએ અને બાકીની વ્યવસ્થા તો મંડળોના હાથમાં જ હોવી જોઇએ. આ ઉપરાંત જે જે સ્થળોમાં મહિલાવિદ્યાલયો નિકળે ત્યાંની મ્યુનિસિપાલીટી કે લોકલ બોર્ડ તરફથી પણ બિનશરતે ફાળો મળવો જોઇએ. આ ખાતાંઓ પુરૂષોની ઉચ્ચ કેળવણીમાં તો ફાળો આપે છે તો સ્ત્રી કેળવણીનો પણ તેમના ઉપર હક્ક છે જ.

અંતના ધોરણ માટે જુદા જુદા મહિલાવિદ્યાલયો માટે પરીક્ષાની કાંઇક એકસરખી વ્યવસ્થા હોવી જોઇએ કે જેથી કરીને ધોરણોનું સરખાપાણું સચવાય, એક વિદ્યાલયમાંથી બીજામાં કન્યાઓ જઈ શકે. આ માટે કાં તો પૂનાની સ્ત્રીઓની યુનિવરસીટીનો લાભ લેવો; અથવા તો ગુજરાતની જુદી યુનિવરસિટીની વ્યવસ્થા કરવી. અગર તો મુખ્ય મંડળ જ યુનિવરસિટીનું સ્વરૂપ લઇ લે, અને પરીક્ષકો નિમિને પાસ થનારને સર્ટીફીકેટો આપે.

## મેટ્રિક સંબંધી વિચાર.

હવે પ્રશ્ન જે ખાસ ઉભો થાય છે તે એ છે કે આ વિદ્યાલયોમાં ક્રમ કેવો રાખવો. હાલનો છોકરાઓનો ક્રમ, તેમને મેટ્રિકને માટે તૈયાર કરે છે. આ ક્રમ છોકરાઓને માટે પણ યોગ્ય નથી એમ બૂમ છે, તો જ્યારે સઘળી વ્યવસ્થા આપણા જ હાથમાં હોય ત્યારે આંધળીઆં કરીને તેમ ક્રમ આપણે સ્વીકારી લેવાની કાંઈ જરૂર નથી. છોકરાઓ કરતાં છોકરીઓની બુદ્ધિ કોઇ પણ રીતે કમ નથી એવું માનનારો હું છું. પરંતુ આપણે વ્યવહારૂ પણ થવું જોઇએ. સ્ત્રીઓના કર્તવ્યક્ષેત્રનો પણ વિચાર કરવો જોઇએ તથા આપણી સામાજિક પરિસ્થિતિ પણ ધ્યાનમાં રાખવી જોઇએ. આ બધું જોતા આ મહિલાવિદ્યાલયોનો ક્રમ, પ્રાથમિક શિક્ષણ પૂરૂં કર્યા બાદ, પાંચ વર્ષનો હોવો જોઇએ એમ હું ધારૂં છું. પ્રમાણમાં ઓછા ઉપયોગી વિષયોને બદલે વ્યવહારૂ અને ઉપયોગી વિષયો દાખલ કરવાથી ઘણો લાભ થઇ શકે, માતૃભાષાદ્વારા કેળવણી આપવાનો સિદ્ધાંત સ્વીકાર્યાથી આ પાંચ વર્ષમાં છોકરાઓને મળે છે તેટલું માધ્યમિક શિક્ષણ છોકરીઓને સ્હેલાઇથી આપી શકાશે. તેટલું એટલે તેવું નહિ. ફેરફાર તો રહેશે જ.

કોઇ એમ દલીલ કરશે કે મેટ્રિક તો ઉચ્ચ શિક્ષણનું દ્વાર છે અને જે સ્ત્રીઓને હાલનું ઉચ્ચ શિક્ષણ લેવું હશે તેમને મેટ્રિક થવું જરૂરનું છે. માટે મેટ્રિકનુંજ ધોરણ રાખવું. પરંતુ એક વાત ધ્યાનમાં રાખવાની છે કે ઉચ્ચ શિક્ષણ લેનારની સંખ્યા જુજ રહેવાની. છોકરાઓ પણ મેટ્રિકમાં બેઠેલામાંથી લગભગ સાઠ ટકા તો નપાસ થાય છે જ. અને પાસ થએલામાંથી કૉલેજોમાં ઓછા જાય છે. તો પછી કૉલેજમાં જનાર સ્ત્રીઓની સંખ્યા એથીયે ઓછી હોય તેમાં કાંઇ જ નવાઇ નથી અને નાની સંખ્યાને માટે સરકારી ખાતાંઓ રહેશે જ અને તે ઉપરાંત ખાસ અગત્ય જણાય, અને ઘણી માંગણી થાય તે માંગણીવાળી જગોપરના વિદ્યાલયમાં પાંચ વર્ષનો ક્રમ પૂરો થયા બાદ, બાકીના બે

વર્ષમાં મેટ્રિકનો અભ્યાસ પૂરો કરાવી શકાશે. આ રીતે જે ગામમાં હાલ નિશાળ નથી તે ગામોમાં પણ આ વિદ્યાલયો દ્વારા મેટ્રિકના દ્વાર ખુલશે.

## ક્રમ વગેરે બાબતો.

ઉપર જણાવ્યું તેમ આ વિદ્યાલયોમાં હાલ કરતાં વર્ષ અને ક્રમમાં તો અવશ્ય ફેરફાર કરવો જ પડશે. ધીમે ધીમે લોકો કેળવણીની કીંમત સમઝતા થયા છે, અને પંદર વર્ષ સુધી કન્યાઓને ભણાવે તેવો વખત કાંઇક આવ્યો છે, અને કાંઇક ટુંક સમયમાં આવી પહોંચશે અને જો આ સમયમાં લોકોની સગવડ ધ્યાનમાં રાખીને તથા સામાજિક સ્થિતિ સમજીને કામ લેવામાં આવશે, તો જરૂર કન્યાઓને પંદર વર્ષ સુધીમાં નિયમિત અભ્યાસ કરવાનો વખત મળી શકશે. ખાસ કરીને આવાં વિદ્યાલયોમાં કામ બાર વાગતાથી વહેલું શરૂ કરવું જોઇએ નહિ તથા હિંદુ પર્વોયે છુટથી રજા પાળવી જોઈએ. વળી વિષયોનો ઘણો ગુંચવાડો ન કરતાં, બુદ્ધિ ખીલે તેવી તથા વ્યવહારૂ ઉપયોગી બાબતો શીખવવાનો જ હેતુ રાખવો. દેશભાવના જાગૃત થાય તેવું ઇતિહાસનું જ્ઞાન તેમાં મદદ રૂપ થાય તેટલી ભૂગોળ, અંગ્રેજીનું સંગીન જ્ઞાન બુદ્ધિની શક્તિયો ખીલે તે માટે વિજ્ઞાન, ખાસ કરીને સાહિત્યરસિક થાય, અને શાળા છોડયા પછી પણ વાંચન ચાલુ રહે, તે માટે ગુજરાતી ભાષાનું પદ્ધતિસર શિક્ષણ, કામ જેટલા હિસાબ, શિક્ષણ ઉપયોગી થાય તે માટે ભરત શીવણ અને ડ્રૉઇંગ, તથા લલિત કળાઓના વિકાસ માટે સંગીત—આ સાથે ચાલુ બનાવોથી માહિતગાર રહે તે માટે ચોપાનીઆનું વાંચન અને વિવેચન આ બાબતો જો ખાસ લક્ષમાં લેવાય તો જ્ઞાન સંગીન મળે. વળી માધ્યમિક શિક્ષણ પૂરૂં થયા બાદ પણ કોઇ કોઇ સ્થળે કન્યાઓને વિશેષ સમય મળે તેમ હોય, તો ત્યાં આગળ ઉચ્ચ શિક્ષણ માટે ત્રણ વર્ષના ક્રમવાળી અંગ્રેજીનું વધારે સારૂં અને સંગીન જ્ઞાન આપતી, અને બીજા વિષયો માતૃભાષાદ્વારા શીખવતી કૉલેજો પણ કાઢી શકાશે. જ્યાં આખી કોલેજમાં ભણવા જેટલો અવકાશ નહિ હોય ત્યાં બપોરે એકથી ચાર વાગતા સુધીના બે વર્ષ માટેના (continuation) વર્ગ પણ કાઢી શકાશે; પરંતુ આ બધું આજના વિષયમાં ચર્ચાય તેમ નથી.

## ઉપસંહાર.

મારૂં કહેવાનું હાલ તરત તો પૂરૂં થયું છે. સ્ત્રીઓ માટે માધ્યમિક શિક્ષણ કેટલું બધું અગત્યનું છે, અને તે વિના સ્ત્રી કેળવણીની કાંઇજ અસર નથી, તે વાત તરફ મેં ધ્યાન ખેંચ્યું છે. ત્યાર બાદ અત્યારની અધમ દશાયે પડી રહેલી પ્રાથમિક કન્યા કેળવણી કરતાંયે, તેમની માધ્યમિક કેળવણી કેટલી વધારે અધમ દશામાં છે, તે જણાવ્યું છે. અને અત્યારે પણ કેટલી બધી કન્યાઓ તો, માધ્યમિક શિક્ષણ આપનારી સંસ્થાઓને અભાવે જ, અપ્રકાશિત રહે છે તે નિવેદન કર્યું છે. આ સ્થિતિ સુધારવા માટે સંજોગોનુસાર અભ્યાસક્રમવાળા, અનેક કન્યાવિદ્યાલયોની અગત્ય છે, તે બતાવ્યું છે. આટલે સુધી તો મને ખાત્રી છે કે સર્વ મારી સાથે એકમત થશે; પરંતુ ત્યાર પછીની બાબતો, જેવી કે કન્યા વિદ્યાલયો કોણ સ્થાપે, ક્રમ કોણ ગોઠવે, પરીક્ષા કોણ લે, વગેરે સંબંધી એકમત નહિ થાય.

**આગ્રહ.**

આ બાબતોમાં એકમત થાય નહિ તો ફીકર નહિ તે માટે ગમે તે યોજના કરો, ગમે તે રીતે કે ગમે તેની મારફતે, કન્યાવિદ્યાલયો કાઢો, કઢાવો કે કઢાવડાવો. અંદર ગમે તેવો ક્રમ ગોઠવો, જોઇએ તો તેમાં તેમને "ઘરરખુ ગૃહિણીયો" બનાવો. ફાવે તો Conscience clause વિના પણ તેમને ધર્મનું શિક્ષણ આપો. ગમે તો અંગ્રેજી તરફ ખાસ લક્ષ દ્યો અથવા અંગ્રેજી બીજી ત્રીજી કે ચોથી ભાષા તરીકે શીખવો; જોઇએ તો પ્રો. કર્વેવાળી સ્ત્રીઓની યુનિવર્સિટી પાસે પરીક્ષા લેવડાવો, કે તમે પોતે લ્યો, ખાનગી સાહસથી સંસ્થા ઉઘાડો, સરકારી ગ્રાંટ લ્યો કે ન લ્યો ગમે તે કરો. પણ ટુંક અરસામાં, બનતી ઝડપે, સેવાબુદ્ધિથી, કર્તવ્યનિષ્ટાથી, **માધ્યમિક શિક્ષણ આપતાં કન્યાવિદ્યાલયો ઠેર ઠેર ઉઘાડો.** જુજ મતમતાંતર માટે લાંબી લઢવાડો ન કરતાં, **મહિલાવિદ્યાલયો સ્થાપો.** સ્ત્રીઓના વિકાસ માટે, તેમની સંતતિના લાભ માટે, **સમાજની પ્રગતિ** માટે આવાં **વિદ્યાલયો ચાલુ કરો.**

**અજ્ઞાન સમો અંધકાર નથી,**
**જ્ઞાન સમો પ્રકાશ નથી.**

**કેશવપ્રસાદ છોટાલાલ દેશાઈ.**



# સંસ્કૃત શિક્ષણ.

**માનનીય પ્રમુખમહોદય, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો!**

સંસ્કૃત શિક્ષણનો વિષય ખાસ વિચારવા જેવો છે. મુસલમાનો અરબીને માટે માન ધરાવે છે. અંગ્રેજોનું સાહિત્ય લેટિન અને ગ્રીક વિચારોદ્વારા પરિપકવ થએલું છે. પ્રાકૃતથી માંડીને હિન્દી, ગુજરાતી, બંગાળી, મરાઠી વિગેરે ભારતવર્ષની ભાષાઓ સંસ્કૃત સાથે નિકટ સંબંધ ધરાવે છે. વસ્તુતઃ સંસ્કૃતની ઉપયોગિતા આ દેશમાં ઇષ્ટ છે.

સરકારી માધ્યમિક શાળાઓ તેમજ કોલેજોમાં ચાલતી શિક્ષા પ્રણાલિ વિષે કાંઈપણ કહેવાને મને અવકાશ નથી. ગુજરાતમાં ચાલતી સંસ્કૃત પાઠશાળાઓ વિષે બે બોલ કહેવા રજા લઈશ.

પાટણ, ચાણોદ, કાંઈક અંશે સૂરત, લૂણાવાડા, ભૃગુક્ષેત્ર ( ભરૂચ ) વડોદરા, વિગેરે સ્થળોમાં સંસ્કૃત પાઠશાળાઓ છે. વડોદરામાં ચાર પાંચ સંસ્કૃતના પ્રખર વિદ્વાનો પણ છે. સમગ્ર ગુજરાતની મેં મુસાફરી કરી નથી, એટલે પ્રત્યેક નગરની સંસ્કૃત પાઠશાળાની ચર્ચા કરવાને મને હક નથી. અમદાવાદ ગુજરાતનું મુખ્ય શહેર છે. અહીંઆં સંસ્કૃતની ચાર મુખ્ય પાઠશાળાઓ છે. અમદાવાદના જનસમાજ તરફથી એક સંસ્કૃત પાઠશાળા ચાલે છે જેના મુખ્ય ગુરૂ વ્યાકરણાચાર્ય પંડિત પ્રસિદ્ધનારાયણ મિશ્ર છે. સરદાર સર ચિનુભાઇની મદદથી એક પાઠશાળા ચાલે છે જેના મુખ્ય ગુરૂ રામકૃષ્ણ શાસ્ત્રી છે. સ્વામીનારાયણના આચાર્ય તરફથી એક પાઠશાળા ચાલે છે જેના મુખ્ય અધ્યાપક ગિરજાશંકર શાસ્ત્રી છે. શેઠ બેચરદાસ અંબઈદાસ લશ્કરી તરફથી પણ એક સાધારણ પાઠશાળા ચાલેછે.

**સંસ્કૃત પાઠશાળાઓને મદદ મળે છે?**

આધુનિક સમયમાં સંપ્રદાયોના વાડા વધવાથી આચાર્યો કેવળ દ્રવ્ય એકઠું કરે છે. વેદ, વેદાંગાદિ શાસ્ત્રોનું અવલોકન કરતા નથી તેમજ મતાનુયાયિઓમાં ધાર્મિક જાગૃતિ પણ કરતા નથી. પરસ્પર કલહ કરવામાં જીવન વ્યતીત કરે છે. સંસ્કૃત વિદ્યા તરફ કેટલાંક આચાર્યોની પણ અપ્રીતિ હોય એમ લાગે છે. આચાર્યોનો ધર્મ કેવળ વ્યવહાર થઈ ગયો છે. સંસ્કૃત પાઠશાળાઓને આચાર્યો તરફથી મદદ મળતીજ નથી.

નાતો તરફથી કેટલેક અંશે મદદ મળે છે. લોકો શ્રદ્ધાળુ છે. ધર્મનિષ્ઠ છે. કેટલેક અંશે ધર્માન્ધ છે એમ કહીએ તોપણ ચાલે. લોકોની હું ભૂલ જોતોજ નથી. અમદાવાદના લોકો આચાર્યોને જોઇએ તે કરતાં અધિક દ્રવ્ય આપે છે તેથી સંસ્કૃત પાઠશાળાઓને પૂરતી મદદ મળતી નથી. મારી માન્યતા છે કે વલ્લભ સંપ્રદાયના આચાર્યો શાળાઓ નિભાવવામાં કાંઇપણ વિશેષ પગલું ભરતા નથી. ધીમે ધીમે સમજુ લોકોની શ્રદ્ધાભકિત તેમના તરફ ઓછી થતી જાય છે. સ્વામીનારાયણના આચાર્ય તરફથી પૂર્વે કહેલી એક પાઠશાળા છે, પણ ગોસ્વાંઇજી મહારાજે સંસ્કૃત વિદ્યાને અદ્યાપિપર્યંત મદદ કરી હોય એમ માનતો નથી.

**શાળાઓનો ચાલુ અભ્યાસક્રમ અને સુધારણાની જરૂર.**

ગુજરાત દેશની સંસ્કૃત શિક્ષણ પદ્ધતિ કાશી, નવદ્વીપ, શ્રીકરાંચી, અમૃતસર, લાહોર, કલકત્તા વિગેરેથી ઘણીજ જુદી તરહની છે. તુલના કરવાનો આજે મને અવકાશ નથી.

શબ્દરૂપાવલી, ધાતુરૂપાવલી, સમાસચક્ર, સિધ્ધાન્ત કૌમુદી, પંચકાવ્યો, કાંઇક અંશ કાદંબરી, એ ત્રણ નાટકો, એક આદ્ય ગ્રંથ અલંકાર, કાંઇક અંશ ધર્મશાસ્ત્ર વિગેરે વિગેરે ગ્રંથો અભ્યાસક્રમમાં છે. વિગતવાર ચાલતો અભ્યાસક્રમ રજુ કરવાની ખાસ ઉપયોગિતા નથી.

અમદાવાદની સંસ્કૃત પાઠશાળાઓમાં સાહિત્ય અને વ્યાકરણને યોગ્ય સ્થાન મળ્યું છે. પરન્તુ ન્યાયદર્શન જે હેતુવિદ્યાના નામથી ઓળખાય છે તેની કાંઇક અંશે અવગણના કરવામાં આવી છે. પૂર્વમીમાંસા અને ઉત્તર મીમાંસાનું અધ્યયન આ પાઠશાળાઓમાં થતું હોય એમ મને લાગતું નથી. પ્રાચીન આર્યગ્રંથોનું પઠન પાઠણ કાંઇક અંશે મંદ પડયું છે. પરન્તુ મધ્યમકાલીન પંડિતોનાં ગ્રંથો તરફ પ્રીતિ વધી છે. પદ્મપુરાણ પ્રમાણે વિદ્યાના ચતુર્દશ (ચૌદ) સ્થાન છે. જુઓ પદ્મપુરાણ Muir's Sanskrit text Vol iii P. 27.

अङ्गानि चतुरो वेदान् पुराणन्यायविस्तरान् ।
मीमांसा धर्मशास्त्रंच परिगृह्याथ साम्प्रतम् ॥
मत्स्यरूपेण च पुनः कल्पादावुदकान्तरे ।

વાલ્મીકિ રામાયણ, અને મહાભારત જેવા પવિત્ર ધર્મગ્રંથોનું પઠન પાઠન આ પાઠશાળાઓમાં નથી, મહાભારત હિંદુઓનું Encyclopaedia કહીએ તો અયુક્ત નજ ગણાય. પ્રાચીન ભારતવર્ષની રહેણી કહેણી, રાજનીતિ, સમાજ બંધારણ. વીરપૂજા, સત્યવ્રત વિગેરે મનુષ્યત્વ લાવનારી વસ્તુઓની સંકલના પવિત્રાત્મા વ્યાસ ભગવાનની કસાયલી કલમથી યથાર્થ રીતે જોડવામાં આવી છે. સમગ્ર રામાયણ તેમજ મહાભારતનું અધ્યયન પૂરતી રીતે થઇ શકે તેમ તો મારૂં કહેવું નથીજ, પરન્તુ આ પવિત્ર ગ્રંથોનો કાંઇક ભાગતો આ પાઠશાળાઓના અભ્યાસક્રમમાં હોવોજ જોઇએ. વ્યાકરણ શાસ્ત્રનું અધ્યયન પૂરતી રીતે સંસ્કૃત પાઠશાળાઓમાં હોય તો તે અજુકતું નથી. પરન્તુ ષડ્દર્શનો, રામાયણ, મહાભારતાદિ ઇતિહાસ ગ્રંથો, ભૂગોળ, ખગોળ વિગેરેને પણ કાંઇક સ્થાન મળે તો શાસ્ત્રીઓનાં હૃદયમાં પ્રાચીન આર્યત્વની ભાવના ઓતપ્રોત થાય.

હિન્દુઓ વેદને પવિત્ર માને છે. ऋग्वेदનો કેટલોક ભાગ યુનિવર્સીટીની પરિક્ષામાં છે. પણ આપણી શાળાઓમાં निरुक्त्य તેમજ ऋग्वेदની કીમત નથી. વૈદિક શોધો ऋग्वेद દ્વારા કેવી રીતે થઇ છે અને થઇ શકે છે તેનું જ્ઞાન આપણા શાસ્ત્રીઓને નથી.

આપણે વીસમી સદીમાં જન્મ્યા છીએ. આપણો જમાનો મર્યાદા પુરૂષોત્તમ ભગવાન રામચંદ્રનો નથી. રામ એ આપણા આદર્શ છે, પણ વિવેકાનંદ અને રામતીર્થ વિગેરે આ જમાનાના મહાપુરૂષો છે. આવા મહાપુરૂષોની વિચાર શૈલીનો કાંઇક અનુભવ આપણા શાસ્ત્રીઓને મળવો જોઇએ.

રાજભાષા અંગ્રેજી દ્વિતીય ભાષા તરીકે આપણી પાઠશાળાઓમાં દાખલ કરવામાં આવે તો આપણા પંડિતોની બુદ્ધિનો વિકાસ કાંઇક વધે. હિંદુસ્તાન અને ઈગ્લંડનો ઇતિ-

હાસ, યુરોપની રાજનીતિ અને પશ્ચાત્યદર્શનો પાઠશાળાઓના અભ્યાસક્રમમાં હોવા જોઇએ. સરકારી માધ્યમિક શાળાઓ તેમજ કૉલેજોનું અનુકરણ કરવાની જરૂર નથી.

ચર્ચાનો પ્રશ્ન એટલોજ છે કે ઇતિહાસ, યુરોપની રાજનીતિ અને તત્વજ્ઞાનનું શિક્ષણ અંગ્રેજી ભાષાદ્વારા હોવું જોઇએ અથવા સંસ્કૃતની મારફતે, અથવા દેશભાષા ગુજરાતીની મારફતે ? મતભેદ હોઇ શકે, પરન્તુ મારૂં તો દઢ માનવું છે કે અંગ્રેજી દ્વારા શિક્ષણ નજ હોવું જોઇએ.

પંડિતો તેમજ શાસ્ત્રીઓને પૂરતો અવકાશ નથી. અંગ્રેજી તરફ વધારે વાળવાથી સંસ્કૃતનો આદર્શ માર્યો જશે, અને વસ્તુસ્થિતિ માધ્યમિક શાળાઓ અને કોલેજો જેવી થઇ પડશે. ઉપર કહેલા વિષયોનું જ્ઞાન ગુજરાતી મારફતે અથવા સંસ્કૃત મારફતે આપવામાં આવે તો ટુંક સમયમાં આપણા પંડિતો વિષયને ગ્રહણ કરે, અને દીર્ઘ દૃષ્ટિવાળા થાય. આપણા પંડિતો તેમજ શાસ્ત્રીઓને પૂર્ણ અનુભવ થાય કે આપણો ધર્મ સંકુચિત નથી પણ વિશાળ છે. વિશાળતાની ભાવના ઉપનિષદોમાં સર્વત્ર વ્યાપી રહેલી છે, ક્રિશ્ચિઅનો આપણા ધર્મ માટે શા શા વિચારો બાંધે છે ! જર્મનો આપણા તત્વજ્ઞાન વિષે શું કહે છે. પોલ ડયુસનની વેદાંત કથન શૈલી કેવી છે ? મેકસમૂલર અને થીઓ આપણાથી કયાં જુદા પડે છે, એ પંડિતોએ જાણવુંજ જોઇએ.

પંડિતો અને શાસ્ત્રીઓ હિન્દુધર્મના પથપ્રદર્શકો છે. વિરોધિઓનો વિતંડાવાદ તોડવા માટે પાઠશાળાઓએ કમર કસવી જોઇએ.

હવે ઐતિહાસિક શોધો માટે કાંઈ પણ કાંઇક કહેવુંજ પડશે. શોધકો ચાલતા સુધી આપણી યુનિવર્સીટીના વિદ્વાન ગ્રેજ્યુએટો હોય છે. એટલું તો નિર્વિવાદ સિદ્ધ છે કે સંસ્કૃત પાઠશાળામાં ભણેલા પંડિતો વ્યાકરણાદિક શાસ્ત્રોમાં, સાહિત્યમાં, ષડ્દર્શન વિગેરે ગ્રંથોમાં પરાકાષ્ઠાએ પહોંચેલા હોય છે. એમનું અજ્ઞાન કેવળ ઇતિહાસની અજ્ઞાનતાનો છે. માટે નવીન રીતિથી એમને કંઇક શિક્ષણ મળે તો પુરાતન શોધોમાં આપણને ઘણીજ મદદ મળે.

બંગદેશમાં તેમજ સંયુકત પ્રાંતોમાં આગળ વધવા લાગ્યા છે. અને સંસ્કૃત માસિકોમાં ઐતિહાસિક શોધોના લેખો પણ લખે છે. પ્રયાગથી નીકળતું " શારદા " નામનું માસિક મારા વિચારને અનુમોદન આપે છે.

**ગુજરાતની સમગ્ર પાઠશાળાઓનો સાંકળવા એક મધ્યસ્થ સંસ્થાની જરૂર.**

સમગ્ર ગુજરાત દેશમાં નાના મોટા પાયાપર ચાલતી પચીશ ત્રીશ સંસ્કૃત શાળા પાઠશાળાઓ હશે, અને ભવિષ્યમાં વધે એવી ઉમેદ છે. આ સંસ્થાઓનો પરસ્પર સંબંધ વધે તો ભવિષ્યમાં સંસ્કૃત સાહિત્ય માટે, ધર્મ માટે, અને દેશ માટે સંપૂર્ણ ફાયદો છે. પુનરૂકિત દોષને બાદ કરતાં એકવાર ફરીથી મારે કહેવુંજ પડશે કે આચાર્ય શ્રી શંકરાચાર્ય રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, નિમ્બારકાચાર્ય, ઉદ્ધવસંપ્રદાયના આચાર્ય સ્વામીનારાયણ વિગેરે ધર્મના રક્ષકો ગુજરાત દેશમાં સંસ્કૃત પ્રચાર માટે સતત્ પ્રયત્ન કરે તો અમદાવાદમાં એક મહાન્ સંસ્કૃત પાઠશાળા એટલે (કોલેજ) સારી રીતે ચાલી શકે.

ગુજરાત સંસ્કૃત પ્રચારફંડ નામની નિયમિત સંસ્થાનો જન્મ થવાની ઘણીજ જરૂર છે. એ સંસ્થાદ્વારા સ્થળે સ્થળે શાળાઓ ઉઘડવાથી, આપણા પુરોહિતો ગુજરાતીનાં ગીત ગાઇને કર્મકાંડ નહી કરાવે.

આપણા આચાર્યોની આવક કેટલી છે, તેના આંકડા તપાસવાની મને તક મળી નથી. આચાર્યોએ પોતાનું આચાર્યત્વ જાળવી રાખવું એ મને ઇષ્ટ લાગે છે.

સમજ્યા પ્રમાણે આચાર્યોની આવક એટલી બધી છે કે એઓ ધારે તો કેવળ પોતાનીજ આવકમાંથી એક બીજી ગુજરાત હિન્દુ યુનિવર્સિટી ( હિન્દુ વિશ્વ વિદ્યાલય) નભાવી શકે.

સંસ્કૃતનું શિક્ષણ ધાર્મિક છે, એટલે તે શિક્ષણ લેનારા વિદ્યાર્થીઓને મદદ મળવી **વિદ્યાર્થીઓને મદદ અને ભણ્યા** યોગ્ય છે. અહીંઆં તેવી મદદ કેટલેક અંશે મળે છે. **પછી ઉપયોગી જીવન ગાળી શકે** ચાલતા સુધી આચાર્યોનાંજ ખીસાં તર થાય છે. પણ **એવી વ્યવસ્થાની જરૂર.** ગરીબ વિદ્યાર્થીઓને જોઇતા પ્રમાણમાં મદદ મળતી નથી. જ્યોતિષ, વૈદક, સંગીત, સંસ્કારોની વિધિઓ વિગેરેનું શિક્ષણ વિદ્યાર્થીની ઇચ્છાનુસાર આપવાની જરૂર છે.

સંસ્કૃતનુ ક્ષેત્ર અંગ્રેજી દાખલ કરવાથી પણ વિશાળ થશે, એટલુંજ નહી પણ સંસ્કૃતના સારા પંડિતો ઉત્તમ લેખકો થશે.

આર્યવૈદકનો ઉદ્ધાર કરવાની જરૂર છે તેનાં પ્રમાણ ગ્રંથો સંસ્કૃતમાં છે. સદ્‌વૈદ્યો ગુજરાતમાં નથી એમ કહીએ તો ચાલે. દેશી ઔષધિઓની ગણત્રી થશે, સ્વદેશી હિલચાલને આપણે મદદ કરીએ છીએ એમ પણ લેખાશે સંસ્કૃતજ્ઞ પંડિતોને આજીવિકા પણ મળશે.

આપણા ગ્રેજ્યુએટો માટે વકીલાત અથવા ડોકટરીના ધંધા ઉઘાડા છે ત્યારે આપણા વિદ્વાન સંસ્કૃતના પંડિતો માટે વૈદકનો ધંધો ઉઘાડો છે. કોર્ટમાં વકીલાત કરવાની સનંદ પંડિતોને કદાચ ન મળે તેથી ગુજરાતની પ્રજાને કાંઇ ગભરાવાનું કારણ નથી.

આધુનિક પદાર્થ વિજ્ઞાન ( સાયન્સ )ને બાદ કરતાં, તત્વજ્ઞાનમાં, સાહિત્ય વિગેરે કલાકૌશલમાં સંસ્કૃતનું સાહિત્ય ઘણુંજ ઉચ્ચ છે. સંસ્કૃત સાયન્સના પારિભાષિક શબ્દો શોધવાનું એક વિશાળ ક્ષેત્ર છે. બુદ્ધિના વૈભવનું અપૂવ દ્રષ્ટાંત છે. પ્રાકૃત ભાષાઓમાં લાવણ્યતા અને રસમયતા ઉતારવાને ઘણુંજ સહાયભૂત છે. વસ્તુતઃ એટલુંજ કહેવું યોગ્ય છે કે ગુજરાતી, હિન્દી, બંગાળી અને મરાઠીના સાહિત્યો સંસ્કૃત વિદ્વાનોદ્વારા પ્રકાશમાં આવ્યા છે.

**सरस्वती संपादक पं.** મહાવીરપ્રસાદ દ્વિવેદીની પ્રભાવશાળી સંસ્કૃતમય ગદ્ય રચના કોને પસંદ નથી ?

ગુજરાતનાં સુપ્રસિદ્ધ સાક્ષરો જેવાં કે મણીભાઇ નભુભાઈ દ્વિવેદી, રા. કેશવલાલ ધ્રુવ તેમજ પ્રોફેસર આનંદશંકર ધ્રુવ વિગેરેની સંસ્કૃત વિશિષ્ટ શૈલી કોને પસંદ નથી ?

ફારસી ભણેલા નાનાલાલ કવિએ પાછળથી સંસ્કૃતનો અભ્યાસ કર્યો છે એ સુપ્રસિદ્ધ છે. બંગાળીઓ કહે છે કે ધન્ય છે તે દિવસને કે જ્યારે બંકિમચંદ્રે સંસ્કૃતનો અભ્યાસ

શરૂ કર્યો. સંસ્કૃતમય એમનું વંદેમાતરમનું રાષ્ટ્રીય ગીત આજે સર્વ માન્ય થઇ પડયું છે. વસ્તુતઃ આ લેખનો એટલોજ આશય છે કે સત્યાસત્યનો વિચાર કરી આ પરિષદ સંસ્કૃત શાળાઓ તરફ સુદષ્ટિથી નજર કરશે તો સંસ્કૃત સાહિત્ય હિન્દુસ્તાનને સંસ્કારિત કરશે, અને ચંદ્રગુપ્ત, અશોક, શંકરાચાર્ય મહાત્મા, બુદ્ધ દેવના સમયનાં વિચારો આપણને કાંઇક નવીન શિખવાડશે. આપણા આદર્શો પાશ્ચાત્ય આદર્શોથી ભિન્ન રહેશે જ.

ટુંકામાં આ શાળાઓ માટે નીચે પ્રમાણે અભ્યાસક્રમ હોવો જોઇએ એમ મારી આગ્રહપૂર્વક ભલામણ છે.

૧ ગુજરાતી પાંચ ચોપડીઓ પૂરી કર્યા શિવાય વિદ્યાર્થીઓને શાળાઓમાં દાખલ કરવા જોઇએ નહી.

૨ ગુજરાતી છઠ્ઠી ને સાતમી ચોપડીઓ શાળામાં શિખવાડવી જોઇએ.

૩ સાયન્સ, ઇતિહાસ, ભૂગોળ, બ્રિટીશ રાજ્ય વ્યવસ્થા અને વર્તમાનપત્રોના ચાલુ વિષયની ચર્ચા—એટલા વિષયો ગુજરાતીની મારફતે શિખવાડવા જોઇએ.

૪ અંગ્રેજી દ્વિતીય ભાષા તરીકે ફરજીયાત કરવી જોઇએ.

૫ સંસ્કૃતમાં:—

વ્યાકરણ, ન્યાય, પૂર્વમીમાંસા ઉત્તર મીમાંસા સાહિત્ય રામાયણનો કાંઇક ભાગ, મહાભારતનો કાંઇક ભાગ, નિરૂક્ત, ऋग्वेद. ઇત્યાદિ વિષયોનો ક્રમવાર અભ્યાસક્રમ ગોઠવવો અશકય નથી.

૬ ઉચ્ચકક્ષામાં સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ:—

મેકસમૂલર-બુલર અને થીબો આદિના સંસ્કૃત સાહિત્યને લગતા વિચારો તથા જુદા જુદા ધર્મોનો તુલનાત્મક અભ્યાસ હોવો જોઇએ.

૭ આજીવિકા નિમિત્ત જ્યોતિષ, વૈદક, અથવા અન્ય કોઇ વિષયનું શિક્ષણ ફરજીયાત દાખલ કરવું જોઇએ.

પંડિત શંકરપ્રસાદ.

# આપણી કેળવણીમાં હસ્ત-શિક્ષણ( manual training ) ના જરૂર.

કેળવણીનો જેમ બને તેમ બહોળો પ્રચાર કરવાનો સવાલ અત્યારે ઘણો અગત્યનો થઇ પડયો છે. પણ હાલ આપણને જે કેળવણી આપવામાં આવે છે તેવીજ જાતની કેળવણીનો બહોળો પ્રચાર થાય તો તેથી આપણને લાભ થવાનો સંભવ છે કે નહિ એ બહુ વિચારવા જેવો પ્રશ્ન છે. આપણી હાલની કેળવણી એવા પ્રકારની છે કે તે સાધારણ લોકને ઉપયોગી થઇ પડતી નથી, તેમ તે એટલી ખર્ચાળ છે કે તે લોકને લેવી પાલવતી પણ નથી. અત્યારે વસ્તીનો બહુ જુજ ભાગ કેળવણી લઇ શકે છે અને તે જુજ કેળવાયલાઓની પણ એવી સ્થિતિ થાય છે કે તેમનામાંના કેટલાકની સ્થિતિ જોઇને બીજાને કેળવણી લેવાની હોંશ થાય નહિ. હાલ જે કેળવણી મળે છે તે જેમને વકીલ, દાકતર અથવા શિક્ષક થવું હોય તેમનેજ માત્ર આગળ ઉપર કામ લાગે તેવી હોય છે અને બને છે પણ એવું કે કેળવણી લઇને મ્હોટે ભાગે માણસ વકીલ, દાકતર અથવા શિક્ષક થાય છે. જો કે વસ્તીના પ્રમાણમાં આ લોકની સંખ્યા અતિ અલ્પ-નહિ જેવીજ-છે છતાં તેમના ધંધાઓમાં તો પૂરતી ભરતી થઈ ગઇ છે અને તેમાં પડેલા ઘણાને આજીવિકા માટે પણ અત્યારે વિટંબના પડે છે. તેમના કરતાં પણ વધારે દયાજનક સ્થિતિ તો જેમને પૈસાની મુશ્કેલીને લીધે અથવા બીજાં કારણોથી વિદ્યાભ્યાસ અધુરો મૂકવો પડે છે, તેમની થાય છે. કારણ હાલની કેળવણીની એક મ્હોટી ખામી એ છે કે તે માણસનામાં અંગમહેનત તરફ અણગમો ઉત્પન્ન કરાવે છે અને તેથી આવા માણસો હાથકસબના અથવા તેવા બીજા ઉદ્યોગોમાં, જેમાં અંગમહેનત ખાસ જરૂરની હોય છે, તેમાં નહિ પડતાં ન્હાના પગારની કારકુનીની નોકરી માટે ફાંફાં મારે છે. અને કારકુનોની સંખ્યા પણ જોઇએ તે કરતાં વધી ગઇ છે. અત્યારની કેળવણી વેપારમાં જેમને પડવું હોય તેમને પણ અનુકૂળ આવતી નથી. કારણ, જે શિક્ષણ આપવામાં આવે છે, તેમાંનો ઘણો ભાગ વેપારીઓને તથા બીજા ધંધાવાળાઓને તદ્દન નકામો હોય છે. તેથી સારી કેળવણી લીધા પછી જે વેપારમાં પડે છે તેને તો એમ લાગે છે કે આટલો વખત વિદ્યાભ્યાસમાં ગાળ્યો તેના કરતાં પહેલેથી વેપારમાં પડયા હોત તો વધારે લાભ થાત. અંગ્રેજીમાં કાગળપત્ર લખવામાં કામ આવે તથા અંગ્રેજ વેપારીઓ સાથે વાતચીત કરવામાં કામ લાગે તેટલા અંગ્રેજી ભાષાના જ્ઞાન શિવાય બીજું તેનું કોઇપણ જ્ઞાન વેપાર કરવામાં આવતું કામ નથી. વળી, સંસ્કારિત, શિષ્ટ તથા ઉપયોગી નાગરિક થઈ શકવા જેટલું જ્ઞાન જે દરેક જાતની કેળવણીનો એક મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ તે પણ, હાલની કેળવણીથી બરાબર મળતું નથી. બી. એ. તથા એમ. એ. થયેલાની વાત બાજુએ મૂકીએ તો આઠ આઠ અને દશ દશ વર્ષના વિદ્યાભ્યાસ પછી એટલે મેટ્રીકયુલેશન કે પ્રીવીયસ સુધી અભ્યાસ કરીને જે વેપારમાં, મીલની ચાકરીમાં અથવા બીજા ધંધામાં પડયા હોય છે તેમનામાં સંસ્કાર તથા શિષ્ટાચારવાળા તથા ઉપયોગી નાગરિક થઇ શકે તેવા થોડા જોવામાં આવે છે. ગ્રેજ્યુએટ થઇને તો વકીલ,

દાકતર અને શિક્ષકના ધંધા સિવાય ભાગ્યેજ કોઇ બીજા ધંધામાં પડી શકે છે; કારણ વીશ વર્ષની ઉમર પહેલાં ગ્રેજ્યુએટ થઇ શકાય નહિ અને આપણી આર્થિક સ્થિતિ એવી છે કે તેટલી ઉમરે બહુ જૂજ અપવાદો સિવાય બધાનેજ કમાવાનું શરૂ કરવું પડે. કોઇ પણ ધંધામાં પડવું હોય તો તેમાં શરૂઆતમાં ત્રણ ચાર વર્ષ તો ગાળવાંજ પડે અને તેટલો વખત આપણા ગ્રેજ્યુએટોને મળવો અશકય છે.

પણ આ વાત તો જે લોકો કેળવણી લઇ શકે તેમ હોય અને જે કેળવણી લે છે તેમની થઇ. આવા માણસોની સંખ્યા તો દેશની વસ્તીના પ્રમાણમાં ઘણીજ ન્હાની છે. વસ્તીનો લગભગ ૯૦ ટકા ભાગ ખેતી, હુન્નર ઉદ્યોગ તથા મજુરી કરનારો છે અને તે લોકોમાં કેળવણીનો તદ્દન અભાવ હોવાથી હાલ આપણો દેશ બધી રીતે પછાત પડી ગયો છે તે માટે પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત કરવાનો સવાલ અત્યારે બહુ જરૂરનો ગણાય છે; પણ કેળવણીની આ પદ્ધતિ ચાલુ રહે તો પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત થયે પણ આપણા ખેડુત અને મજુર વર્ગને લાભ થશે કે કેમ તે શક પડતી વાત છે. તે લોકની સ્થિતિ અત્યારે એવી છે કે છોકરૂં આઠ દશ વર્ષનું થાય એટલે દિવસનો થોડો ઘણો વખત પણ તેની મદદ લીધા સિવાય તેનું ગુજરાન તેઓ કરી શકે નહિ. અને આપણી નિશાળોના વખત આ લોક માટે એવા અગવડ ભરેલા છે કે તે માબાપોને પોતાનાં છોકરાંને નિશાળે મોકલવું કડવું ઝેર જેવું લાગે છે. જે દેશી રાજ્યોમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત થઇ છે ત્યાંના ખેડુતો તથા મજુર વર્ગ આ બાબતમાં પુકાર કરી રહ્યા છે. વળી હાલની કેળવણી વિદ્યાર્થીનું મન અંગમહેનત તરફથી વાળી લે છે તે તેની એક મ્હોટી ખામી છે. કોઈ ખેડુતનો, મજુરનો કે કારીગરનો છોકરો કેળવણી લે છે તેના વિચાર એવા બદલાઈ જાય છે કે તેને પોતાના બાપીકા ધંધા ઉપર કંટાળો આવે છે. અંગમહેનત કરવાને બદલે તેને વકીલ, દાકતર કે શિક્ષક થઇને અથવા નોકરી કરીને પોતાનું ગુજરાન ચલાવવાનું મન થાય છે. ગામડું ત્યજી શહેરમાં જવાની તેને ઇચ્છા થાય છે, અને શહેરનાં મોજશોખ, રમતગમત અને ભભકો તેના મન આગળ રમી રહે છે. આ પ્રમાણે આવા માણસોને પણ હાલની કેળવણી નુકશાનકર્તા થાય છે. વસ્તુસ્થિતિ આવી હોવાનું મુખ્ય કારણ એ છે કે અત્યારની કેળવણીમાં અમુક દિશામાં માત્ર વિચારશકિત જેથી ખીલે તેવા અભ્યાસને ઘણું અગત્યનું સ્થાન અપાય છે અને વ્યવહારિક તથા ઉપયોગી વસ્તુઓનું શિક્ષણ ઓછું અગત્યનું ગણાય છે અને તેની અવગણના થાય છે. કેળવણીનો એક મુખ્ય ઉદ્દેશ એ હોવો જોઇએ કે જે માણસોને તે કેળવણી આપવાની હોય તેમની ખાસ અગત્યની જરૂરીયાતો મેળવવામાં તેમને તે સાધનરૂપ થઇ પડે અને દુનિયાના જીવનકલહમાં તેમને ફતેહ અપાવે તથા તેમનું જીવન શુધ્ધ, નેક અને પરોપકારી બનાવે. અને કેળવણી આપવાની ઉત્તમ પધ્ધતિ તો એ છે કે જે પધ્ધતિથી આપણી આજુબાજુ જે વસ્તુઓ હોય તે સંબંધીનું જ્ઞાન સાધારણ લોકસમુદાયને પણ સહજ મળી શકે. બુધ્ધિ વિકસાવે અને સંસ્કાર જાગૃત કરે તેવું શિક્ષણ આપવાનો કેળવણીનો ઉદ્દેશ હોવો જોઇએ પણ માત્ર તે એકજ ઉદ્દેશ બસ નથી. સાથે સાથે બીજા ઉદ્દેશ પણ રાખવાની જરૂર છે. કારણ સાહિત્યમાં જે ઉચ્ચ અને સંસ્કારી આદર્શ આપણી સમક્ષ મૂકયા હોય છે તે માણસને ધંધો ચલાવવામાં તથા હાથનો ઉપયોગ કરવામાં કામ લાગતા નથી. માટે લોકસમુદાયને કઇ કેળવણી લાભદાયક થઇ પડશે તે

ઉપર અત્યારે ખાસ ધ્યાન આપવાની જરૂર છે. આપણા સામાજિક તથા આર્થિક જીવનમાં જે અનિષ્ટો છે તે અમુક વ્યક્તિઓ સુધરે તેથી કદી દૂર થવાનાં નથી, જ્યાં સુધી લોકનો મ્હોટો સમુદાય—આપણો ખેડુત તથા મજુર વર્ગ—નિરૂપયોગી, અકુશળ અને બીનકેળવાયલો છે, ત્યાં સુધી સંસાર સુધારકોના, રાજકીય સુધારકોના તેમજ મ્હોટાં ધર્માદા કામ કરનારાઓના દેશને સુધારવાના ભગીરથ પ્રયત્નો પણ બરાબર ફળીભૂત થવાનો સંભવ નથી.

માટે હાલ જે એકજ પ્રકારનું શિક્ષણ અપાય છે તેને બદલે શિક્ષણ એવા પ્રકારનું અપાવું જોઇએ કે જે માણસ જેને માટે લાયક હોય તથા જે વસ્તુ તેને જરૂરની હોય તે બાબતનું જ્ઞાન તેને અવશ્ય મળે. દુનિયાના મ્હોટા નાટકમાં પોતાને જે ભાગ ભજવવાનો હોય તેજ ભજવવાને તે પ્રયાસ કર્યા કરે અને બીજાનો ભાગ ભજવવા લલચાય નહિ. દાખલા તરિકે, જે માણસ કુશળ યાંત્રિક ( Mechanic ) થવાને લાયક હોય તેને વકીલ અથવા શિક્ષકને લાયકની કેળવણી આપ્યાથી શો લાભ ? પણ હાલ તો દરેકને એકજ જાતની અને તે પણ મુખ્યત્વે જેને વકીલ અથવા શિક્ષક થવું હોય તેનેજ કામ લાગે તેવી કેળવણી મળે છે અને તેથી કરીને જેને માટે પોતે લાયક ન હોય અથવા સંજોગો તે માટે અનુકૂળ ન હોય તે થવાને વિદ્યાર્થી લલચાય છે. માટે ભવિષ્યની નિશાળોમાં શિક્ષણનું મુખ્ય લક્ષણ એ હોવું જોઇએ કે તેથી વિદ્યાર્થી જે કામ માટે લાયક હોય તથા જે સ્થિતિમાં રહી શકે તેમ હોય તે તરફજ દોરાય. બધાજ વકીલો, ડાકતરો, કે શિક્ષકો થવાની જરૂર નથી. તે ધંધાઓમાં ક્યારનીયે પૂરતી ભરતી થઇ ગઇ છે, અને હજી તેમની સંખ્યા વધ્યે જાય છે. ત્યારે બીજી તરફથી અમુક હુન્નર ઉદ્યોગો જે આ દેશમાં હતા અને હાલ પણ સસ્તા તથા સ્હેલાઇથી થઈ શકે તેવા છે તે સંબંધી જ્ઞાનનો અભાવ હોવાને લીધે તે બગડતા જાય છે અથવા સમયના પ્રમાણમાં તેમાં ફેરફાર કે સુધારો કરવામાં આવતો નથી અને બીન કેળવાયલાઓના હાથમાં તે તદ્દન અપક્વ સ્થિતિમાં રહે છે. વસ્તુ સ્થિતિ આવી હોવાથી દેશમાં ગરીબાઈ અને અસંતોષ વ્યાપી રહ્યાં છે અને કેળવણીના વધુ અને વધુ પ્રચારથી તે ઘટવાને બદલે વધે જાય છે. માટે અત્યારની કેળવણીની પદ્ધતિમાં તથા અભ્યાસક્રમમાં છેક મૂળમાંથી ફેરફાર કરવાની જરૂર છે. આપણા દેશમાં ઘણા વિદ્યાર્થીઓને ન્હાની ઉમરે વિદ્યાભ્યાસ છોડી દેવો પડે છે તેવાને તથા જેમને ગુજરાનનું બરાબર સાધન નથી હોતું તેવાને પણ કેળવણી લેવાની સગવડ મળે :તેવી રીતે આપણા હેતુ, પદ્ધતિ તથા આદર્શ આપણે બદલવાં જોઇએ. કેળવણીનો અર્થ સાધારણ રીતે ભાષા સાહિત્ય, ઇતિહાસ વગેરે બાબતોનું સામાન્ય જ્ઞાન એવો જે કરવામાં આવે છે તેને બદલે તેમાં હુન્નર, ઉદ્યોગ તથા ધંધાના શિક્ષણનો પણ સમાવેશ, સાધારણ રીતે થવો જોઇએ. અને તે માટે કેળવણીનો પ્રદેશ લેખન, વાચન, ગણિત, ભૂગોળ, ઇતિહાસ, ભાષા, સાહિત્ય અને તત્વજ્ઞાનના શિક્ષણ કરતાં વધુ વિસ્તૃત કરવાની જરૂર છે. અત્યારે જે કેળવણી અપાય છે તે ઉપરાંત અત્યારના ઔદ્યોગિક જમાનાને અનુસરતી તથા આપણા ઔદ્યોગિક, સામાજિક તેમજ ઉપયોગી નાગરિક તરિકેના જીવનમાં લાભદાયક થઇ પડે તેવી કેળવણી શરૂઆતથીજ અપાવાની જરૂર છે.

અહીં એક બાબતનો ખુલાસો કરવાની જરૂર છે. કેટલાકને શંકા થશે કે હાલ દેશમાં ઔદ્યોગિક શાળાઓ ( technical schools ) ચાલે છે તથા કૃષિકામ માટે મ્હોટી પાઠશાળાઓ (agricultural colleges) છે અને જેમને હુન્નર ઉદ્યોગનું કે ખેતીનું જ્ઞાન મેળવવું હોય તેમને માટે પૂરતાં સાધનો તો છે. આનો ઉત્તર એટલોજ છે કે આ સાધનો જોઇએ તેવાં નથી. હુન્નર ઉદ્યોગનું કે ખેતીવાડીનું યથાર્થ શિક્ષણ તેમાં અપાતુંજ નથી, પણ તે બ્હાને પૈસાનો વ્યર્થ વ્યય કરવામાં આવે છે. શિક્ષણની પદ્ધતિમાં એટલી ખામીઓ છે કે જે હેતુને અર્થે આ સંસ્થાઓ સ્થપાયલી છે તે હેતુ બીલકુલ ફળીભૂત થતો નથી અને મ્હોટે ભાગે તો આ સંસ્થાઓમાં અભ્યાસ કરી તેની પરીક્ષા પસાર કરીને તેનાં પ્રમાણપત્ર અથવા ડીગ્રીઓ ધારણ કરનારા નોકરી કરતાજ જોવામાં આવે છે. કોઇ પણ શિલ્પશાળા અથવા કળાભવનમાં અભ્યાસ કરીને સારા એન્જીનીયર, વીવીંગ માસ્તર કે સ્પીનીંગ માસ્તર થયાનો ભાગ્યેજ કોઇ દાખલો હશે. તેમજ કૃષિકાર્યની પાઠશાળામાં અભ્યાસ કરીને ખેતીમાં ફતેહમંદ થયાનો દાખલો પણ ભાગ્યેજ મળી આવશે. આનું મુખ્ય કારણ એ છે કે આ સંસ્થાઓમાં પણ માત્ર મનની કેળવણી ઉપરજ લક્ષ આપવામાં આવે છે. લગભગ બધાજ વિષયો કાલ્પનિક રીતે ( theoretically ) શીખવવામાં આવે છે અને હુન્નર ઉદ્યોગ કે ખેતીમાં ફતેહમંદ થવા માટે હસ્તશિક્ષણ (manual training) ની ખાસ જરૂર છે તે ઉપર લક્ષ આપવામાં આવતું નથી. આ ઉપરાંત આ સંસ્થાઓ એટલી બધી ખર્ચાળ છે કે સાધારણ લોક તેનો લાભ લઇ શકતા નથી એટલે જેમને આ સંસ્થા લાભ કરી શકે તેવા તો તેમાં જઇજ શકતા નથી.

હાલની કેળવણીનાં અનિષ્ટ પરિણામો તથા તેની ખામીઓ દૂર કરવાનો મુખ્ય ઉપાય એ છે કે કામની વ્હેચણી ( division of labour ) ને બ્હાને હાલ આપણામાં મગજ શક્તિનો ઉપયોગ કરનારા ( brain workers ) અને અંગ મહેનત કરનારા ( manual workers ) એવા જે બે વિભાગ પાડી નાંખવામાં આવ્યા છે તે નાબુદ કરવા. અને પ્રજાનો મ્હોટો ભાગ ખેડૂત તથા મજૂરી કરનારો હોવાથી તેમને ખાસ ઉપયોગી હસ્ત શિક્ષણ દરેક નિશાળમાં શરૂઆતથીજ દાખલ કરવું. આપણી સાધારણ નિશાળોમાં હસ્ત શિક્ષણનો વિષયજ હોતો નથી અને શિલ્પશાળાઓ તથા કૃષિકાર્યની શાળાઓમાં પણ હસ્તશિક્ષણ તરફ ઘણું ઓછું લક્ષ આપવામાં આવે છે. તેને લીધે કેળવાયલા વર્ગમાં અંગ મહેનત પ્રત્યે ઘણો અભાવ હોય છે. કેળવાયલા વર્ગમાં ઘણાખરાનું વળણ અંગમહેનત તથા અંગમહેનત કરનારને શુદ્ર ગણવા તરફ હોય છે. જેમને વેપાર કરવો હોય અથવા વકીલ કે દાકતર થવું હોય તેમને કદાચ આવો વિચાર રાખવો પાલવે પણ અંગમહેનત તરફનો આ અભાવ વૈજ્ઞાનિકોમાં તથા શિલ્પકારો ( mechanics ) માં જેવા કે એન્જી-નીયર, વીવીંગ માસ્તર, સ્પીનીંગ માસ્તર વગેરેમાં પણ હોય છે અને તેથી કેટલાક મ્હોટા ગણાતા વૈજ્ઞાનિકોને તેમનાં યંત્રોની ઝીણી ઝીણી બનાવટની સમજ હોતી નથી તથા મ્હોટા હોંશીયાર ગણાતા વીવીંગ માસ્તરો તથા સ્પીનીંગ માસ્તરો સાંચા ઉપર બરાબર કામ કરી શકતા નથી. તેને લીધે એક મ્હોટા ગેરફાયદો એ થાય છે કે હાલ આપણે જે હથીઆરો તથા યંત્રો વાપરીએ છીએ તેમાં સુધારો થવાનો કે નવી શોધ ખોળ થવાનો સંભવ

ઘણો ઓછો રહે છે. સાંચા ઉપર તદ્દન અભણ કે અણઘડ મજુર કામ કરતો હોય તેને સાંચામાં શો ફેરફાર કર્યો હોય તો કામ સરળતાથી થાય અથવા તેમાં કંઇ ખામી દૂર કરવા જેવી છે તેની સમજ ભાગ્યેજ પડે, તેને તેવો વિચાર પણ સૂઝે નહિ. બીજી તરફથી જે માણસો આ બાબતના શાસ્ત્રીય જ્ઞાનવાળા ગણાય છે તેઓ માત્ર આખા ખાતા ઉપર દેખરેખ રાખવાનું કામ કરે છે અને સાંચા ઉપર તેઓ ભાગ્યેજ કામ કરતા હોવાથી તેમના તરફથી પણ ખામી દૂર થવાનો અથવા નવો સુધારો થવાનો સંભવ ઘણો ઓછો રહે છે. આવું એકલા આપણા દેશમાંજ છે એમ નથી. આપણા દેશમાં તો થોડા અપવાદરૂપ માણસો બાદ કરતાં ખરા વૈજ્ઞાનિક અથવા શિલ્પકાર બહુ થોડા છે. પણ પાશ્ચાત્ય દેશોમાંયે જે મ્હોટી શોધો થયેલી છે તે ઘણે ભાગે તો જે વૈજ્ઞાનિકો તથા શિલ્પકારો અંગમહેનત કરનારા હતા તેમણેજ કરેલી છે. ગેલીલીઓએ પોતાનું દૂરદર્શક યંત્ર પોતાનેજ હાથે બનાવ્યું હતું. ન્યુટન છેક ન્હાનપણથીજ હથીઆરો સારી રીતે વાપરી જાણતો. લાઇનીયસ નામનો મ્હોટો વનસ્પતિશાસ્ત્રી (Botanist) પોતાના બાપને તેના માળીના ધંધામાં રોજ મદદ કરતાંજ વનસ્પતિ શાસ્ત્રના સિદ્ધાંતો શીખેલો. જો કે અંગ મહેનત તરફનો અભાવ કાંઇ નવો નથી. તે ઘણા લાંબા સમયનો અને ઉંડો છે. યુરોપમાં ગુલામગીરી પ્રચલિત થઈ ત્યારથી અંગ મહેનતને ત્યાં હલકી ગણવામાં આવી છે અને હિંદુસ્તાનમાં ગુલામનો ખાસ વર્ગ હતો છતાં અંગમહેનત કરનાર શૂદ્રોને ઘણી બાબતોના અનધિકારી ગણવામાં આવ્યા છે તથા છેક હલકી પંક્તિએ મૂકવામાં આવ્યા છે. મનુસ્મૃતિમાં કારીગર વર્ગને શૂદ્રની પંક્તિમાં ગણ્યો છે અને કેટલાક કારીગરને તો અસ્પૃશ્ય પણ ગણ્યા છે. આજીવિકા માટે માનસિક શક્તિઓનો ઉપયોગ કરી બીજાની અંગમહેનત ઉપર મોજશોખમાં જીવન ગાળનારાઓ ઘણા જૂના વખતથી માનનીય (onourable) ગણાતા આવ્યા છે. પ્રાચીન સમયમાં એરીસ્ટોટલ જેવાએ અને સાંપ્રત કાળમાં બર્ક જેવાએ અંગમહેનતને છેક ધિક્કારી કહાડી છે. તેઓ કહે છે કે નવરાશને લીધે વિદ્વાનોને તેમની બુદ્ધિ વિકસાવવાની તક મળે છે. જેમ માણસને ઓછું કામ કરવાનું હોય તેમ તે વિશેષ ડહાપણવાળો થઇ શકે. જે હળ ખેડે, બળદ હાંકે, પરોણી વાપરે અને મજુરી કરે તથા વાતચીત પણ બળદોની અને કામકાજની કર્યાં કરે તેમનામાં જ્ઞાન અને ડહાપણ ક્યાંથી આવે? પણ ઇતિહાસ આ મતને ટેકો આપતો નથી. દરેક જાતના ધંધામાં ઘણા નામાંકિત માણસો ગરીબ અને મજુર વર્ગમાંથી ઉત્પન્ન થયેલા છે. તેમના ધંધાને લીધે તેમની વિદ્વત્તાને, શોધખોળને કે બીજા બુદ્ધિવિષયક કાર્યોને કાંઇ બાધ આવ્યો નથી. ગમે તે ધંધો, હુન્નર કે ઉદ્યોગ લ્યો પણ તેનું અભ્યાસિક (practical) જ્ઞાન પ્રાપ્ત કર્યા સિવાય તે ધંધા, હુન્નર કે ઉદ્યોગમાં પૂરા પ્રવીણ થઇ શકાતું નથી. અને યથાર્થ અભ્યાસિક જ્ઞાન પ્રાપ્ત કરવા માટે અંગમહેનત કર્યા સિવાય છુટકોજ નથી. યંત્ર ગતિમાં હોય તે સમયે તેનું પુષ્કળ અને બારીક નિરીક્ષણ જે માણસે ન કર્યું હોય તે માણસને તે યંત્રનું યથાર્થ જ્ઞાન હોઇ શકેજ નહિ. તેને તેના સિદ્ધાંતોનું ગમે તેવું સારૂં કાલ્પનિક (theoretical) જ્ઞાન હોય છતાં તે માણસ યંત્રમાં કોઇ પણ જાતનો સુધારો કરી શકે નહિ. આ બાબતની એક રમુજી વાત છે. સ્મીટન અને ન્યુકોમેન ઘણા હોંશીઆર એન્જીનીયરો હતા પણ તેમના વખતમાં એ-

ન્જીનનો 'વાલ્વ' તેમની મેળે ઉઘડે એ શોધ થયેલી ન હતી અને તેમના એન્જીન પાસે એક છોકરો ઉભો રાખવો પડતો જે 'પીસ્ટ'નના દરેક આંચકાની સાથે 'વાલ્વ' ઉઘાડે. એક વખત આવી રીતે વાલ્વ ઉઘાડવા ઉભો રાખેલો છોકરો તે વાલ્વને તેની મેળે ઉઘડે એવી રીતે સાંચાના બીજા ભાગની સાથે જોડી દઇ રમવા નાસી ગયો અને આમ વાલ્વ તેની મેળે ઉઘડે તે શોધ થઇ. અલબત્ત હવે તો યંત્રો એવાં અટપટાં થઇ ગયાં છે કે તેમાં આવી જાતના અણધાર્યા સુધારાનો અવકાશ રહ્યો નથી; પણ આ બાબતનું શાસ્ત્રીય પદ્ધતિએ અને અભ્યાસિક જ્ઞાન આપવામાં આવ્યું હોય તો હજી ઘણા સુધારા થઇ શકે તેમ છે. માટે આપણા મનની કેળવણી સાથે વિજ્ઞાનની તથા હુન્નર ઉદ્યોગની શાસ્ત્રીય પદ્ધતિએ તેમજ અભ્યાસિક કેળવણી આપવાની ખાસ જરૂર છે. આપણો મજુર વર્ગ જેના ઉપર દેશનો મુખ્ય આધાર છે તેને આવી જાતની કેળવણી આપવા તરફ આપણે લક્ષ નહિ આપીએ ત્યાં સુધી દુઃખ અને અસંતોષ વધવાનાંજ. અત્યારનો જમાનો હુન્નર ઉદ્યોગનો છે અને જ્યાં સુધી આપણી રોજની જરૂરીયાતો માટે આપણે બીજા દેશો ઉપર આધાર રાખવો પડશે ત્યાં સુધી આપણું ખરૂં સ્વરાજ્ય થવાનું નથી.

માટે અત્યાર સુધી આપણા મનની કેળવણી ઉપર આપણે જેટલું લક્ષ આપ્યું છે તેટલુંજ લક્ષ આપણા તનની–હાથ, આંખ વગેરેની કેળવણી ઉપર આપવાની જરૂર છે. માણસ જાતને આ બન્ને જાતની કેળવણી બહુજ જરૂરની છે. એકલી મનની કેળવણીથી અથવા એકલી શરીરની કેળવણીથી માણસનો બરાબર વિકાસ થતો નથી. અમુક માણસ માનસિક શક્તિનો જેમાં ઉપયોગ કરવાનો હોય તેવાં કામ બહુ સારી રીતે કરી શકે તેવો હોય પણ જો તે તેના હાથ, સ્નાયુ તથા આંખનો અઘરા અને ચતુરાઇવાળા અંગમહેનતના કામમાં ઉપયોગ ન કરે તો અનુભવનું એક વિશાળ ક્ષેત્ર તેને માટે બંધ રહેશે. તેમ કોઇ માણસ એકલું આનંદ રહિત અંગમહેનતનુંજ કામ કરતો હોય અને તેનું મન બીલકુલ કેળવાયલું ન હોય તો તેનું જીવન એક પશુ અથવા યંત્ર સમાન થઇ રહેશે. માટે કોઇ પણ જાતના કૃત્રિમ ભેદ પાડયા સિવાય માણસના યથાર્થ અને સર્વદેશીય વિકાસને માટે દરેકને માનસિક તેમજ શારીરિક કેળવણી આપવાની જરૂર છે.

વળી, નિશાળોમાં શરૂઆતથીજ હસ્તશિક્ષણ દાખલ કરવાથી તથા તેનું યથાર્થ શિક્ષણ આપવા માટે જુદા જુદા હુન્નરોની ઉદ્યોગશાળાઓ (workshops) રાખવાથી અમુક વિષયો તો શીખવાના ઘણા સ્હેલા થઇ જશે. જર્મનીમાં ન્હાનાં છોકરાંને તેમની રમતોમાંજ શિક્ષકો ભૂમિતિ તથા ગણિતના સિદ્ધાન્તો સમજાવી દે છે. વિદ્યાર્થીઓ ભૂમિતિના સિદ્ધાન્તો (theorems) એ ચોરસ વગેરે આકૃતિઓ કાર્ડબોર્ડમાંથી કાપીને બનાવે અને તે એક બીજા ઉપર ગોઠવે તો પછી તેમને ચોપડીમાં આકૃતિ જોવાની જરૂર પડે નહિ. અને ત્યાર પછી પણ સુતાર લોકોને ભૂમિતિ જે ઉપયોગમાં આવે છે તે ઉદ્યોગશાળામાં શીખે તો તો ચોપડીમાં જોયા વિના તેના સિદ્ધાન્ત એવા આવડી જાય કે તે કદી ભૂલાય નહિ. અંકગણિતના 'ટાઇમ, વર્ક એન્ડ સ્પીડ' ના ગુંચવારા ભરેલા દાખલા જે ન્હાનાં છોકરાંને સમજવા પણ મુશ્કેલ પડે છે તે વિદ્યાર્થીઓને અમુક કામ કરવાનું સોંપ્યું હોય તેને અંગે ગણાવવામાં આવે તો ઘણા સ્હેલા થઇ જાય. આ ઉપરાંત બીજી ઘણી બાબતો એવી છે કે

તે અજમાવી જોયા સિવાય કલ્પી પણ ન શકાય કે ન્હાનાં છોકરાંને આમ વ્યવહારિક રીતે શિક્ષણ આપવાથી, કેટલી સ્હેલાઈથી કુદરતનું યથાર્થ જ્ઞાન તેમને આપી શકાય, તેમની વર્ગીકરણની શક્તિ ખીલાવી શકાય અને વિજ્ઞાન પ્રત્યે શોખ ઉપજાવી શકાય. કેટલાક અનુભવી શિક્ષકો તો એટલે સુધી કહે છે કે ન્હાના બાળકોની બુદ્ધિ તથા સમજશક્તિને અનુકૂળ થઈ રહે તેવી રીતે જો બધી જાતના વિષયોનો અભ્યાસક્રમ ગોઠવ્યો હોય તો સામાજિક વિષયો સિવાયના બધા વિષયોના મૂળતત્વોનું જ્ઞાન દશ કે બાર વર્ષની ઉમર પહેલાં બધા વિદ્યાર્થીઓને આપી શકાય એટલે કે તેટલી ઉમરે દરેક વિદ્યાર્થીને આ વિશ્વનો, પૃથ્વી તથા તેના ઉપર વસનારાઓનો, તથા પદાર્થ વિજ્ઞાન ( physics ), રસાયણ શાસ્ત્ર ( chemistry ), પ્રાણિ વિદ્યા ( zoology ) અને વનસ્પતિ શાસ્ત્ર ( botany ) ના મુખ્ય મુખ્ય આવિર્ભાવો ( phenomena ) નો ખ્યાલ આવી શકે અને અને આ આવિર્ભાવો શાથી થાય છે તેના નિયમો શોધી કહાડવામાં તેનું મન કામે લાગે. વળી ન્હાનાં છોકરાંઓમાં રમકડાં બનાવવાની શક્તિ સારી હોય છે તથા મ્હોટા માણસો જે કામ કરતા હોય તેનું અનુકરણ પણ તેઓ સારી રીતે કરી શકે છે તે શક્તિ જો શરૂઆતથીજ હસ્તશિક્ષણ દાખલ કર્યું હોય તો તેમનામાં ઘણી ખીલવી શકાય. પણ અત્યારે તો પોતાનાં છોકરાં તેમના ગજા પ્રમાણે પણ કોઈ જાતની અંગમહેનતનું કામ કરે તે માબાપોને પસંદ હોતું નથી, અને નિશાળમાં છોકરાંઓનો ઘણો વખત નકામો જાય છે. ફરી આપણે ભૂમિતિનો દાખલો લઈએ. તેના સિદ્ધાન્તો પાટીઆ ઉપર આકૃતિવડે સમજાવીને તે ગોખાવવાનો રિવાજ હાલ નિશાળોમાં ચાલે છે. તેમાં વખત તદ્દન નકામોજ જાય છે. સિદ્ધાન્ત માત્ર પરીક્ષા માટેજ ગોખીને તૈયાર કરેલો હોવાથી બે વર્ષ પછી પૂછશો તો જે વિદ્યાર્થીનો ખાસ વિષય ગણિત નહિ હોય તે વિદ્યાર્થી તે ભૂલી ગયેલો માલમ પડે છે અને પછી તેને આ સિદ્ધાન્તો જ્યારે પદાર્થ વિજ્ઞાનમાં લગાડવાના આવે ત્યારે તે સમજતાં તેને ઘણીજ મુશ્કેલી પડે છે.

આ પદ્ધતિને બદલે ( theorem ) જો ( problem ) તરિકે મૂક્યું હોય અને તેનું ( solution ) પહેલેથી આપવાને બદલે વિદ્યાર્થીને પોતાને ખોળી કહાડવાનું સોંપ્યું હોય તો ફુટપટી અને કૉમ્પાસ વતી થોડા મનોયત્નો કર્યા પછી ઘણું ખરૂં દરેક વિદ્યાર્થીને એક આપેલા કાટખૂણાના સરખો બીજો કાટખૂણો શી રીતે કરવો તે આવડશે અને પછી શિક્ષકની થોડી ઘણી સૂચનારૂપી મદદવડે બન્ને કાટખૂણા સરખા છે તે સિદ્ધ કરતાં પણ તેને આવડશે. આમ કાગળ ઉપર ( problem ) સિદ્ધ કર્યા પછી બહાર રમવાની જગાએ થોડી લાકડીઓ તથા દોરીવતી તે સિદ્ધ કરાવી શકાય અને પછી હસ્તશિક્ષણ માટે નિશાળમાં ઉદ્યોગશાળા રાખી હોય ત્યાં તેનો ઉપયોગ કરવાનું પણ વિદ્યાર્થીને બતાવી શકાય. ભૂમિતિ આ પદ્ધતિસર શીખવાડાય ત્યારેજ તેની શી ઉપયોગિતા છે તેનો દરેક વિદ્યાર્થીને ખ્યાલ આવી શકે. આંખ અને હાથ દ્વારા મગજમાં ઉતારવાની રીત તેજ શિક્ષણમાં વખતની કરકસર કરવાની ખરી રીત છે. ખરી વસ્તુઓ વિદ્યાર્થીઓને બતાવવાને બદલે તેનું આકૃતિ દ્વારા શિક્ષણ આપવાથી વિદ્યાર્થીઓનો અમૂલ્ય સમય આપણે ગુમાવડાવીએ છીએ. તેમના મગજને નકામો કંટાળો આપીએ છીએ અને સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ તેમ-

નામાં ઉગવા પામે તેટલામાં તો તેને આપણે કચડી નાંખીએ છીએ. આ પ્રમાણે અંકગણિત પણ તદ્દન કાલ્પનિક રીતેજ શીખવવામાં આવે છે. તેના નિયમો કૂમળાં મગજમાં સમજાવ્યા વિના ભરવામાં આવે છે. વળી તેજ રીતે બીજગણિતની પણ શી ઉપયોગિતા છે તે વિદ્યાર્થીઓને ઘણા વખત સુધી અને કેટલાકને તો છેવટ સુધી અગમ્યજ રહે છે. અને પાંચ કે છ વર્ષ સુધી બીજગણિતનો અભ્યાસ કરીને એક વર્ષ કરતાં પણ થોડી મુદતમાં તે ભૂલી શકાય છે. આને બદલે અંકગણિત તથા બીજગણિત બન્ને સાથે સાથે શીખવવામાં આવે અને તેમનો પરસ્પર સંબંધ યથાર્થ સમજાવવામાં આવે તો ઘણો સમય બચી શકે. પદાર્થ વિજ્ઞાન શીખવાડવામાં પણ વખતનો ઘણો ગેરઉપયોગ થાય છે. સાદી ગોઠવણથી વિદ્યાર્થીઓને સારી રીતે સમજાવી શકાય તેવા કુદરતના નિયમો ભારે કિમતનાં અને અટપટાં યંત્રો (apparatus) વડે સમજાવવામાં આવે છે. અને તેથી એવું બને છે કે સિદ્ધાન્ત સમજવાની બાબત ગૌણ રહી જાય છે અને વિદ્યાર્થીનો ઘણો વખત યંત્ર (apparatus) ની રચના સમજવામાં જ જાય છે. વિજ્ઞાનની લગભગ દરેક શાળામાં આમ વખત નકામોજ ગાળવામાંજ આવે છે. અને છતાં તેનું ખરૂં જ્ઞાન વિદ્યાર્થીઓને થતું નથી. આમ જે પ્રમાણે વિજ્ઞાનના શિક્ષણમાં વખત નકામો જાય છે તેજ પ્રમાણે શિલ્પશાળાઓમાં હુન્નર ઉદ્યોગ અને હાથકસબનાં કામ શીખવાડવામાં પણ વખત જોઇએ તે કરતાં વધારેજાય છે. શરૂઆતથી પદ્ધતિસર હસ્તશિક્ષણ આપ્યા સિવાય એકદમ અમુક હુન્નર કે ઉદ્યોગનું જ્ઞાન આપવાનો પ્રયત્ન કરવામાં આવતો હોવાથી તે સમજતાં તથા તે હાથે ચડતાં વિદ્યાર્થીને ઘણો વખત લાગે છે. જેવી રીતે વિજ્ઞાનના પ્રદેશમાં કેટલાક વિષયો દરેક વિજ્ઞાનને સામાન્ય અને દરેક જાતના વૈજ્ઞાનિકે જાણવા જરૂરના હોય છે તેજ પ્રમાણે શિલ્પકળા તથા ઉદ્યોગોમાં હોય છે. અમુક યંત્ર ગમે તેટલું ગુંચવારા ભરેલું હોય પણ તેના અમુક ભાગ, જેવાકે 'પ્લેટ', 'સીલીન્ડર', 'ક્રાન', ચક્રર વગેરે બીજાં યંત્રોની માફકજ હોય છે, અને હથીઆરોમાં પણ બધી જાતના ધંધામાંઅમુકજ જેવાં કે ફરસી, હથોડી, પાનાં વગેરે સામાન્યજ હોય છે. આમ યંત્રના અમુક અમુક ભાગોની તથા જુદી જુદી જાતનાં હથીઆર વાપરવાની સમજ દરેક જાતના કામમાં ઉપયોગી થઈ પડે છે. અને જેને સારૂં હસ્ત શિક્ષણ મળ્યું હોય તેને દરેક હુન્નર તથા ઉદ્યોગના મૂળ તત્વોનું જ્ઞાન એટલે કે તે ધંધાનું લગભગ અર્ધું જ્ઞાન તો મળીજ ગયેલું હોય છે. જ્યાં સુધી દરેક હુન્નર કે ઉદ્યોગને લગતું સામાન્ય જ્ઞાન અમુક માણસને હોય નહિ ત્યાં સુધી કોઇ પણ ધંધામાં તે પૂરો પ્રવીણ કારીગર થઈ શકે નહિ. કોઇ પણ ધંધામાં વિદ્યાર્થીને નિપુણ બનાવવો હોય તો તે એકજ ધંધાનું જ્ઞાન તેને પહેલેથી આપવું જોઇએ નહિ, પણ વિદ્યાર્થીને કામ કરવાની પદ્ધતિનાં તેમજ બીજા ધંધાઓને સામાન્ય હોય તેવા જ્ઞાનનાં મૂળતત્વોનું શિક્ષણ આપવું જોઇએ. એક જાતના શિલ્પકામના બીજી જાતના શિલ્પકામ સાથે કેવા પ્રકારનો સંબંધ છે તે સમજાવ્યા સિવાય અત્યારે માત્ર એકજ શિલ્પકામનું શિક્ષણ શિલ્પશાળામાં અપાતું હોવાથી વિદ્યાર્થીને તે કંટાળા ભરેલું લાગે છે તે જો શિક્ષણની પદ્ધતિ પ્રથમ સામાન્ય જ્ઞાન આપવાની હોય તો ન બને. વળી હસ્તશિક્ષણના વર્ગમાં વિદ્યાર્થીને કામ કરવાનું સોંપ્યું હોય તે માત્ર મનોયત્ન (exercise) તરિકે નહિ સોંપતાં, ઉપયોગી થઇ પડે તેવી જાતનું સોંપ્યું હોય અને વિદ્યાર્થીએ બનાવેલી વસ્તુઓ બને તેટલી ઉપયોગમાં પણ લેવામાં આવે તો તેથી વિદ્યાર્થીને ઘણું પ્રોત્સા-

જ્ઞાન મળે છે અને પોતે કાંઇ ઉપયોગી કામ કરી શકે તેમ છે એવી તેનામાં ન્હાનપણથીજ આત્મશ્રદ્ધા ઉત્પન્ન થાય છે. માટે મનની કેળવણી તથા હસ્તશિક્ષણ શરૂઆતથીજ સાથે સાથે આપવામાં આવે તો આપણી કેળવણીના ઘણા પ્રશ્નોનું નિરાકરણ થઈ જાય અને વખતમાં પણ કરકસર થાય. કેટલાકને એમ લાગશે કે હસ્તશિક્ષણનો વિષય દાખલ કરવાથી વિદ્યાર્થીઓ ઉપર બોજો વધી જશે. તેનો ઉત્તર એટલોજ છે કે આપણા હાલના અભ્યાસક્રમમાં કેટલાક વિષયોતો એવા છે કે જે બહુ જરૂરના નથી તથા કેટલાક વિષયો શિખવવાની પદ્ધતિ એવી છે કે જેથી વિદ્યાર્થીનો વખત નકામો જાય છે અને મન ઉપર ભાર વધે છે. કેટલાક વિષયો તો હસ્તશિક્ષણની સાથે અભ્યાસિક રીતે શીખવાડવાથી ઘણાજ સ્હેલા થઇ જશે. માટે આ બાબતોનો વિચાર કરી જે વિષયો નકામા હોય તે કહાડી નાંખી તથા બીજા જે વિષયોમાં શિક્ષણની પદ્ધતિ ખામી વાળી હોય તે સુધારી હસ્તશિક્ષણનો વિષય જુદા જુદા હુન્નર તથા ઉદ્યોગ દ્વારા શીખવાડવાનું દાખલ કરી શકાય. માટે અત્યારનો અભ્યાસક્રમ કહાડી નાંખી હાલના સંજોગો જોતાં નવો અભ્યાસક્રમ એવા ઉદ્દેશથી ગોઠવવો જોઇએ કે ૧૮ કે ૨૦ વર્ષની ઉમરે જ્યારે વિદ્યાર્થી વિદ્યાભ્યાસ મૂકી દે ત્યારે તે દરેકને સંસ્કારી જીવન ગાળી શકે અને ઉપયોગ નાગરિક થઇ શકે તેટલા પૂરતું સામાન્ય જ્ઞાન મળેલું હોય, વિજ્ઞાનનું એટલું જ્ઞાન મળ્યું હોય કે આગળ ઉપર તેમાં પડવું હોય તો તે પ્રદેશમાં ઉપયોગી કામ કરી શકે, શિલ્પકળાના સામાન્ય મૂળતત્વોનું જ્ઞાન મળેલું હોય તથા અમુક એક હુન્નર, ઉદ્યોગ કે ધંધાનું એવું ખાસ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય કે જેમાંથી તે આજીવિકા મેળવી શકે. આટલું જ્ઞાન તો દરેક વિદ્યાર્થીને અવશ્ય મળવું જોઇએ. તેમ કરવા માટે ૧૪ થી ૧૬ વર્ષ સુધી બધા વિદ્યાર્થીઓ માટે એકજ અભ્યાસક્રમ—જેમાં સામાન્ય શિક્ષણ વિજ્ઞાનનાં મૂળતત્વોનું શિક્ષણ તથા સારૂં હસ્તશિક્ષણ એટલું મળે—તેમ રાખવો જોઇએ, અને પછી જુદા જુદા વિષયોની પાઠશાળા રાખવી જેથી જે વિદ્યાર્થીને જે ધંધામાં પડવું હોય તે વિષયની પાઠશાળામાં તે અભ્યાસ કરે, આમાં ખેતીનું તથા સુતર કાંતવાનું અને કાપડ વણવાનું શિક્ષણ તો દરેક વિદ્યાર્થીને ખાસ અપાવું જોઇએ, કારણ આપણી વસતિનો ૯૦ ટકા ઉપરાંત ભાગ તે ધંધાઓ ઉપર જીવનારો છે અને તેથી તેમાં જેટલો સુધારો વધારો થઈ શકે તથા તે ધંધાવાળાઓની માનસિક તેમજ આર્થિક સ્થિતિ સુધરે તેમાંજ દેશને લાભ છે, આ હેતુ પાર ઉતારવામાં ઘણા પૈસા જોઇએ અને કેળવાયલા શિક્ષકો પણ ઘણા જોઇએ. અને શરૂઆતમાં તો હુન્નર ઉદ્યોગ સારી રીતે શિખવાડી શકે તેવા અને વળી બીજી રીતે સારા કેળવાયલા શિક્ષકો આપણને ભાગ્યેજ મળી શકશે, અને તેથી આખી યોજના પૂરેપૂરી એકદમ અમલમાં મૂકી શકાય નહિ, પણ તે દિશામાં બહુ ખંતથી પ્રયાસ કરવાની ઘણીજ જરૂર છે. આવા ઉદ્દેશથી કામ કરનારી સંસ્થાઓ જર્મની તથા અમેરિકામાં ઘણી છે અને રશીઆમાં પણ એક બે છે. અમેરિકામાં શરૂઆત પ્રથમ રાત્રિશાળાઓ દ્વારા તથા અર્ધા વખતની નિશાળો દ્વારા કરવામાં આવી હતી. વિદ્યાર્થીને ઉદ્યોગશાળામાં અથવા ખેતરમાં અમુક કામ કરવાનું સોંપવામાં આવે અને અર્ધો દિવસ તે કામ કરે જેથી પોતાના ખર્ચ જોગ રકમ તેમાંથી મળી રહે અને બાકીનો અર્ધો વખત તે વિદ્યાભ્યાસમાં ગાળે. ત્યાં કેટલીક નિશાળો એવી છે કે જેમાં વિદ્યાર્થીને ૭ મહિના અભ્યાસ કરવાનો હોય. બાકીના

૭ મહિના વિદ્યાર્થી કાંઈ કામ ધંધો કરે અને તેમાંથી પોતાના ખોરાકી ખર્ચ તથા વિદ્યાભ્યાસના ખર્ચ જેટલું બચાવી રાખે અને ફરી પાછો વિદ્યાભ્યાસ શરૂ કરે. કેટલીક નિશાળો તથા કૉલેજોમાં ગરીબ વિદ્યાર્થીઓને નિશાળના અંગનું કાંઈ કામ કરવાનું સોંપવામાં આવે છે અને તે કામ બદલ પૈસા આપવામાં આવે છે. આમાં ખાસ ઇચ્છવા જોગ વસ્તુ એ છે કે આવી રીતનું કામ કરનાર વિદ્યાર્થી બીજા વિદ્યાર્થી કરતાં ઉતરતો ગણાતો નથી. આ પ્રમાણે આડકતરી રીતે કેટલાક વિદ્યાર્થીઓને હસ્તશિક્ષણ મળે છે અને ન્હાનપણથી તેઓ સ્વાશ્રયી બને છે. ત્યાં કેટલીક નિશાળો તો એવી છે કે તેમાં વિદ્યાર્થીઓને ભાષા સાહિત્ય વગેરે વિષયોનું જ્ઞાન આપવામાં આવે અને તેની સાથે સાથે જે હુન્નર કે ઉદ્યોગ તેને શીખવો હોય તેનું પણ શિક્ષણ આપવામાં આવે. આવી રીતની નિશાળો આપણા દેશમાં સ્થાપવા માટે પૈસાનો તથા કેળવાયલા શિક્ષકોનો પ્રશ્ન આપણને ઘણો વિકટ લાગે છે પણ ખંતથી કામ કરનાર માણસ હોય તો તે સવાલ બહુ ભારે નથી. અમેરિકામાં બુકર વોશીંગ્ટને સ્થાપેલી ટસ્કેજી ઇન્સ્ટીટયુટ નામની સંસ્થા છે તે આવી જાતની શાળાઓમાં અત્યારે દુનિયામાં ઉત્તમમાં ઉત્તમ અને મ્હોટામાં મ્હોટી છે. તે સંસ્થા કેવા સંજોગોમાં સ્થપાઈ તેનો ઇતિહાસ જોતાં એમ લાગે છે કે ખંતથી કામ કરનાર માણસ ગમે તે વસ્તુ સાધી શકે છે. અમેરિકામાં સરકાર તરફથી ગુલામગીરી બંધ કરવામાં આવી અને બધા ગુલામોને સ્વતંત્રતા આપવામાં આવી ત્યારે તે સ્વતંત્ર થયેલા ગુલામોના સંબંધમાં ઘણો ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થયો. ગુલામો મુખત્વે સીધી જાતિના હતા અને તે લોકોમાં કેળવણી ન હતી તેમ તેઓ મજુર તરિકે પણ કુશળ ન હતા એટલે તેમને પોતાના ગુજરાનનો સવાલ બહુ ભારે થઈ પડયો. બુકર ટી. વૉશીંગ્ટનની માને વિદ્યા તરફ પ્રેમ હતો અને જો કે તે વૉશીંગ્ટનને ભણાવી શકી નહિ છતાં તેણે તેનામાં વિદ્યા ઉપર પ્રીતિ ઉત્પન્ન કરાવી હતી. તેને પરિણામે બુકર ટી. વૉશીંગ્ટને લગભગ ૧૮ વર્ષની ઉમરે વિદ્યાભ્યાસ શરૂ કરવાનો વિચાર કર્યો અને એક હેમ્પ્ટન ઇન્સ્ટીટયુટ નામની સંસ્થા જ્યાં એવી ગોઠવણ હતી કે ગરીબ સ્થિતિનો વિદ્યાર્થી તે સંસ્થામાં કામ કરીને પોતાનુ ખાધાખર્ચ તથા નિશાળની ફીનું ખર્ચ કહાડી શકે તેમાં મહા મુશીબતે દાખલ થયો. અને ત્રણ વર્ષમાં ત્યાંનો ગ્રેજ્યુએટ થયો. આ ઉપરથી તે સંસ્થા નીજ પદ્ધતિ ઉપર નીગ્રો લોકને માટે એક સંસ્થા સ્થાપવાનો તેણે વિચાર કર્યો. પોતાની પાસે પૈસાનું બીલકુલ સાધન ન હતું અને શિક્ષકમાં પોતે એકલો હતો છતાં ગુલામોની કેળવણી માટે અલબામા સ્ટેટ તરફથી ૨૦૦૦ ડોલરની વાર્ષિક ગ્રાન્ટ કહાડવામાં આવી હતી તે પોતાની સંસ્થાને મળે તેવી ગોઠવણ કરી તેણે નિશાળની શરૂઆત એક દેવળની ભાંગી તુટી ઝુંપડીમાં સને ૧૮૮૧ માં કરી. શરૂઆતમાં ત્રીસ વિદ્યાર્થીઓ દાખલ થયા પણ તેમને રહેવાની તથા બેસવાની પણ સવડ ન હતી અને ઝુંપડીની સ્થિતિ તો એવી ખરાબ હતી કે વર્ષાદ વર્ષતો હોય ત્યારે છત્રી ઉઘાડવા સિવાય તેમાં ઉભા રહેવાય નહિ. તેવામાં એક ૧૦૦ એકર જમીન ૫૦૦ ડૉલર માટે મળતી હતી તે તેણે દેવું કરીને વેચાણ લીધી. સને ૧૮૮૩ માં સ્ટેટ ગ્રાન્ટ ૩૦૦૦ ડૉલર કરવામાં આવી અને હાલ તે વધારીને ૪૫૦૦ ડૉલર કરવામાં આવી છે. હાલ સંસ્થાના કબજામાં ૨૫૦૦ એકર જમીન અને લગભગ ૫૦ મકાનો છે. તેમાં ૭૫ કરતાં વધારે શિક્ષકો છે અને ૧૦૦૦ સ્ત્રી તથા પુરૂષો ત્યાં કેળવણી લે છે. સંસ્થાનું વાર્ષિક ખર્ચ અત્યારે ૧,૫૦,૦૦૦ ડૉલર છે. તે રકમ સર-

કારની મદદ, જુદી જુદી જાતનાં ' એન્ડાઉમેન્ટ ફંડ, ' બક્ષિસો તથા વિદ્યાર્થીઓની ફી-માંથી પૂરી થઇ રહે છે. વિદ્યાર્થીઓ પાસેથી દાખલ ફી ૧।। ડૉલર લેવામાં આવે છે અને ખાધાખર્ચના દર માસે ૮ ડૉલર લેવામાં આવે છે. શરૂઆતમાં એવી પદ્ધતિ રાખવામાં આવી હતી કે સંસ્થાને જે જે વસ્તુની જરૂરીયાતો હોય તે એકદમ ખરીદ ન કરતાં વિ-દ્યાર્થીઓએ પોતે બનાવી લેવી. પ્રથમ તેમણે બેસવા માટે પાટલીઓ તથા ટેબલ બનાવ્યાં પછી મકાન બાંધવા માટે ઇંટો પાડી અને ચુનો પકવ્યો, આમ ધીમે ધીમે વિદ્યાર્થીઓ કામ શીખતા ગયા અને અત્યારે સંસ્થામાં બધુંજ ફર્નીચર વિદ્યાર્થીઓના હાથનું બનાવેલું તથા સંસ્થાનાં બધાં મકાનોમાં ઈંટોનું, ચણતરનું તથા પ્લાસ્ટરીંગનું કામ વિદ્યાર્થીઓના હાથનું કરેલું છે. ગરીબ વિદ્યાર્થીઓને મદદ રૂપ થઇ પડે તથા કામ કરવાની ઉલટ રહે તેટલા માટે એવી પદ્ધતિ રાખવામાં આવી છે કે ાવદ્યાર્થી જે કામ કરે તેની મહેનતના પૈસા તેને ખાતે જમે કરવામાં આવે અને તેટલી રકમ તેની ફી તથા ખોરાકી ખર્ચમાં ઓછી લેવામાં આવે. જે વિદ્યાર્થીઓ તદ્દન ગરીબ હોય અને સ્કુલની ફી તથા ખાધા ખર્ચમાં બીલકુલ રકમ આપી શકે તેમ ન હોય તેમને માટે રાત્રિશાળાની ગોઠવણ રાખ-વામાં આવી છે. તેવા વિદ્યાર્થીઓ દિવસે સંસ્થામાં કામ કરે છે અને રાત્રિશાળામાં અ-ભ્યાસ કરે છે. અને જ્યારે તેમની ફી તથા ખોરાકી ખર્ચ આપતાં કાંઇક રકમ બચાવે ત્યારે તેઓ દિવસની શાળામાં દાખલ થાય છે. દિવસની શાળામાં અભ્યાસ કરનારાઓને અઠવાડીઆમાં બે દિવસ કામ કરવાનું હોય છે અને બાકીના દિવસો તેઓ વિદ્યાભ્યાસમાં ગાળે છે. અભ્યાસક્રમ ચાર વર્ષનો રાખ્યો છે અને વિદ્યાર્થીને કયા ધંધાનું શિક્ષણ આ-પવું તેમાં તેની બુદ્ધિ, નૈસર્ગિક શક્તિ, શારીરિક બળ વિગેરેનો બહુ વિચાર કરવામાં આવે છે. અને તેમાં દરેક વિદ્યાર્થીને સામાન્ય કેળવણી આપવામાં આવે છે તથા અમુક ધં-ધાનું એવું જ્ઞાન આપવામાં આવે છે કે જેમાંથી તે પોતાની આજીવિકા ચલાવી શકે.

આ સ્થળે આપણા ઇલાકામાં જુદા જુદા ઉદ્દેશોથી તથા જુદાં જુદાં ખાતાં તરફથી આ દિશામાં કેટલી પ્રવૃતિ થયેલી છે તેનો ટૂંક સાર અસ્થાને નહિ ગણાય. સને ૧૯૧૪-૧૫ ના ડાયરેકટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રકશનના રીપોર્ટ પ્રમાણે આપણા ઇલાકામાં બ્રીટીશ હદમાં ન્હાની મ્હોટી થઇને ૫૭ ઔદ્યોગિક તથા શિલ્પશાળાઓ છે અને તેમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સંખ્યા કુલ ૪૩૪૭ છે. તેમાં ૨૩ સંસ્થાઓ તદ્દન ખાનગી છે અને તેમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સંખ્યા ૧૬૬૮ છે. બધી મળીને ૧૮ શાળાઓ શિલ્પ શિક્ષણ માટેની કમીટીની દેખરેખ નીચે ચાલે છે અને તેમને દર વર્ષે લગભગ રૂ. ૧૦૦૦૦ ની સરકાર તરફથી ગ્રાન્ટ આપવામાં આવે છે. આ સંસ્થાઓમાં મુખ્ય નીચે પ્રમાણે છે:-

| | | |
|---|---|---|
| ૧ | વિકટોરીઆ જ્યુબીલી ટેકનીકલ ઇન્સ્ટીટયુટ, | મુંબાઇ. |
| ૨ | રણછોડલાલ છોટાલાલ ટેકનીકલ ઇન્સ્ટીટયુટ, | અમદાવાદ. |
| ૩ | સર ડી. એમ. પીટીટ સ્કુલ ઑફ ઇન્ડસ્ટ્રીઝ, | અહમદનગર. |
| ૪ | ટેક્નીકલ સ્કુલ, | ધુળીઆ. |
| ૫ | મીશન ઈન્ડસ્ટ્રીયલ સ્કુલ, | બોરસદ. |
| ૬ | મીશન ઇન્ડસ્ટ્રીયલ સ્કુલ, | નડીઆદ |

| | |
|---|---|
| ૭ એમ. વી. ઇ. સોસાઇટીઝ સ્કુલ, | બારામતિ. |
| ૮ સર ડી. એમ. પીટીટ ઈન્ડસ્ટ્રીયલ સ્કુલ, | સીરૂર. |
| ૯ સ્કુલ ઑફ ઇન્ડસ્ટ્રી, | સાતારા. |
| ૧૦ રૉબર્ટસન સ્કુલ ઑફ ઈન્ડસ્ટ્રી, | પંઢરપુર. |
| ૧૧ વી. જે. ટેકનીકલ ઇન્સ્ટીટયુટ, | સક્કર. |
| ૧૨ પારેખ ટેકનીકલ ઇન્સ્ટીટયુટ, | સુરત. |

આ સંસ્થાઓમાં કેટલીક સંસ્થાઓનો ઉદ્દેશ હુન્નર ઉદ્યોગની કેળવણીની સાથે સાથે સામાન્ય કેળવણી આપવાનો પણ છે અને અમુક હુન્નરો કેટલાક સંસ્થાઓમાં સારી રીતે શીખવાડવામાં આવે છે, પણ કાલ્પનિક તેમજ અભ્યાસિક શિક્ષણ બન્ને સંતોષકારક રીતે આપવાનો ઉદ્દેશ પાર પાડી કોઈ સંસ્થા પ્રખ્યાતિમાં આવી હોય તેવું બન્યું નથી. વડોદરા રાજ્યમાં નામદાર ગાયકવાડે આવાજ ઉદ્દેશથી કલાભવનની સ્થાપના કરી હતી અને શરૂઆતમાં વિદ્યાર્થીઓ માટે ત્યાં સારૂં આકર્ષણ હતું પણ હાલમાં તે સંસ્થાનું કામ જરા મંદ પડી ગયેલું જણાય છે. અમદાવાદ તથા મુંબઇમાં કેટલીક રાત્રિશાળાઓ ચાલે છે તે કેટલેક અંશે કારીગર વર્ગમાં સામાન્ય કેળવણીનો પ્રચાર કરવામાં મદદ રૂપ થઇ પડે છે પણ તેમની મદદનો ફાળો જે કામ કરવાનું છે તેના પ્રમાણમાં ઘણો જુજ ગણાય. આપણાં અનાથઆશ્રમોમાં શિલ્પશિક્ષણ તથા ઔદ્યોગિક શિક્ષણ આપવાનું દાખલ કર્યું હોય તો ઘણા અનાથોનાં જીવન સુધરે અને અનાથ આશ્રમો તેમાંથી પોતાનું કેટલુંક ખર્ચ પણ કહાડી શકે. પણ આપણા ઇલાકામાં એક પણ અનાથઆશ્રમમાં આવી જાતના શિક્ષણની પદ્ધતિ નથી.

કેટલોક સમય થયાં રા. જીવણલાલ વ્રજરામ દેશાઇ બેરીસ્ટર–એટ–લો તરફથી શ્રી ગુજરાત શારદા અને ઉદ્યોગ ભવન નામની સંસ્થા કારીગર વર્ગોમાં સામાન્ય કેળવણીનો પ્રચાર કરવાના હેતુથી તથા કેળવાયલા વર્ગમાં હસ્તશિક્ષણનો પ્રચાર કરવાના હેતુથી, સ્થાપવાની હીલચાલ ચાલે છે. તેમની યોજના એવી છે કે લગભગ ૫૦ વીઘાં જમીન રાખવી અને તેમાં સામાન્ય શિક્ષણ માટે એક નિશાળ, વિદ્યાર્થીઓને રહેવા માટે એક મકાન તથા જુદા જુદા હુન્નર, ઉદ્યોગો શીખવવા માટે ઉદ્યોગ શાળાઓ રાખવી અને બાકીની જમીન ખેતીના શિક્ષણ માટે રાખવી. તેમાં ૧૪ વર્ષની ઉમર ઉપરના વિદ્યાર્થીઓ લેવા અને દરેક વિદ્યાર્થીએ ચાર કલાક વિદ્યાભ્યાસમાં અને પાંચ કલાક અંગ મહેનતમા ગાળવા. વિદ્યાર્થીઓ પાસેથી ભોજન તથા રહેવાના ખચ માટે માસિક રૂ. ૯), નિશાળની ફીનો રૂ. ૧), અને ઉદ્યોગ શાળાની ફીના વધુમાં વધુ રૂ. ૫), એ પ્રમાણે બધા મળી વધુમાં વધુ રૂ. ૧૫) લેવાનું ઠરાવવું, પણ તે રકમ વિદ્યાર્થીઓ પાસેથી પૂરી ન લેતાં, તેઓ ઉદ્યોગ શાળાઓમાં તથા ખેતરમાં કામ કરે તેનું જે ઉત્પન્ન આવે તે તેમને કાપી આપી બાકી જે રહે તે તેમની પાસેથી લેવું, જેથી વિદ્યાર્થીઓને પોતાના ખર્ચનો બોજો ઘણો ઓછો પડે અને જેમ જેમ પોતે કામ કરવામાં હોંશીઆર થતા જાય તેમ પોતાનું બધું ખર્ચ પણ કહાડી શકે. આ સંસ્થામાં બધું શિક્ષણ સ્વભાષા એટલે કે ગુજરાતી

દ્વારા આપવાનો વિચાર છે જેથી સમયનો ઘણો બચાવ થશે એમ માનવામાં આવે છે. સંસ્થા માટે જમીનની ગોઠવણ થઈ ગઇ છે અને એક જીવન પર્યંત કામ કરનાર શિક્ષક મળે એટલે તેની શરૂઆત કરવાનો રા. જીવણલાલ ભાઇનો વિચાર છે.

આ દિશામાં મહાત્મા ગાંધીજીનો પ્રયાસ પણ ઘણો સ્તુત્ય છે. તેમનો મત એવો છે કે દરેક માણસે પોતાની આજીવિકા માટે અંગમહેનતજ કરવી જોઇએ અને પોતાની માનસિક શક્તિઓનો ઉપયોગ પરોપકારી તથા જાહેર કાર્યો કરવામાં અને ઇશ્વરને ઓળખવામાં કરવો ઘટે છે. આ વિચાર તેમણે પોતાના સત્યાગ્રહાશ્રમમાં અમલમાં મૂક્યો છે અને ત્યાં દરેક વિદ્યાર્થી તથા ગાંધીજી પોતે પોતપોતાનું કામ હાથેજ કરી લે છે તે ઉપરાંત સાત હાથની શાળા ત્યાં ગોઠવી છે અને આશ્રમવાસીઓને પહેરવાનાં કપડાં ઉપરાંત પણ કાપડ ત્યાં વણાય છે અને તે બજારમાં વેચાય છે. ગાંધીજી એવી ઉમેદ રાખે છે કે હુન્નરમાં બધા આશ્રમવાસીઓ લગભગ એક વર્ષમાં પ્રવીણ થઇ જશે અને તેમના આશ્રમનું ખર્ચ તેમાંથી પોતે કહાડી શકશે. તેઓ એમ માને છે કે દરેક હિંદવાસીને વણાટ કામનું અને ખેતીનું જ્ઞાન તો અવશ્ય હોવું જોઇએ અને તેનું શિક્ષણ વિદ્યાર્થીને છેક ન્હાનપણથીજ અપાવું જોઇએ. દરેક વિદ્યાર્થીને સામાન્ય શિક્ષણ તેમજ હસ્તશિક્ષણ સાથે સાથે મળે એવીજ પદ્ધતિ ઉપર તેમના આશ્રમમાં કેળવણી અપાય છે. તેમની એક માન્યતા એવી છે કે દરેક માણસ જો દરરોજ ચાર કલાક અંગમહેનત કરે તો તેટલામાંથી તે પોતાની બધી જરૂરીયાતો મેળવી શકે. કેટલાક પાશ્ચાત્ય અર્થશાસ્ત્રીઓનો પણ આવો મત છે. તેઓનું એમ માનવું છે કે દુનિયામાં દિવસે દિવસે અસંતોષ વધે છે અને જીવન કલહ ( struggle for existence ) વધારે અને વધારે તીવ્ર થતો જાય છે તેનું મુખ્ય કારણ એ છે કે કામની વ્હેંચણીને બ્હાને આપણે અમુક માણસો પાસે દિવસનો ઘણો વખત મજુરીનું કામ કરાવીએ છીએ અને અમુક માણસો મગજનું કામ કરી તેમના કામની કીમત ઘણી ભારે આંકી બીજાની અંગમહેનત ઉપર જીવે છે. એક અર્થશાસ્ત્રી લખે છે કે કોઈ પણ સુધરેલી પ્રજામાં બધાજ અંગમહેનત કરે અને માણસની જરૂરીયાતો ઉત્પન્ન કરવામાં ભાગ લે તો ચાર કે પાંચ કલાકની મહેનતથી અત્યારે જે સગવડો બહુ થોડાને મળી શકે છે તે દરેકને પ્રાપ્ત થાય. અને બાકીનો વખત કલા, સાહિત્ય વિજ્ઞાન વગેરે બુદ્ધિના વ્યાપારમાં પોતાની મરજી પ્રમાણે દરેક માણસ ગાળી શકે. વળી બધાજ માણસો ઉત્પાદન ( production ) માં ભાગ લેનારા હોય તેવા સિદ્ધાન્ત ઉપર જો સમાજનું બંધારણ હોય તો તેની એવી ગણત્રી છે કે તેથી પ્રજા એટલી સુખી થાય અને તેની જરૂરીયાતો એટલી બધી સ્હેલાઇથી મળી શકે કે દરેક પુરૂષ અથવા સ્ત્રી લગભગ ૪૦ વર્ષની ઉમરે કોઇ પણ જાતની અંગમહેનત કરવાની ફરજમાંથી મુક્ત થઇ શકે. તે ઉમર પછી તેમનો બધો વખત તેઓ સાહિત્ય, કળા વિજ્ઞાન, ધર્મચિન્તન વગેરેમાં ગાળી શકે. આવી જાતના સમાજમાં ગરીબાઇ તો સંભવેજ નહિ. અને અત્યારે આપણા વિચાર તથા વર્તનમાં જે મ્હોટો ભેદ રહે છે તે નીકળી જાય અને સર્વે મનુષ્યજાતિને લભ્ય ઉંચામાં ઉંચા ઉન્નતિના પંથે વળી શકે.

નરહરિ દ્વારકાદાસ પરીખ.

અમદાવાદ.

# વિદ્યાર્થીઓની શારિરિક કેળવણી.

હાલના વિદ્યાર્થીઓનાં શરીર જેવાં મુજબુત હોવાં જોઇએ તેવાં નથી એ નિર્વિવાદ છે. કારણ અસંખ્ય છે—કેટલાંક તરત દુર થઇ શકે એવાં છે, બીજાં ઘણાં વખત જતે ધીમે ધીમે સુધરી શકશે. દરેક કારણ અને તેને અટકાવવાના અથવા સુધારવાના ઉપાયો આ સ્થળે દર્શાવવાની જરૂર નથી, માત્ર હાલ તુર્ત કેટલીક યોજના દાખલ કરવાથી સુધારો થઇ શકશે, અને તેવા માર્ગજ બતાવ્યા છે.

**શાળા–આરોગ્ય તથા વિદ્યાર્થીની દાક્તરી તપાસ.**

નિશાળના મકાનમાં હવા અને અજવાળાની પૂરતી સગવડ છે કે નહીં તેની તપાસ દાકતરની પાસે સહેલાઇથી કરાવી શકાય. મકાન મોટાં, સંગીન અને સુશોભીત હોવાં જોઇએ એમ કહેવાનું નથી, પણ આરોગ્ય શાસ્ત્રના નિયમ પ્રમાણે બધી સગવડ હોવી જોઇએ. એક વખત દાકતરની તપાસ થઇ રહ્યા બાદ કોઈ પણ હેડમાસ્તર સારી રીતે નજર રાખી શકે.

**પીવાનું પાણી અને મુત્રી.**

મકાનની સગવડતાની જોડે તેની સ્વચ્છતા વિષે પણ દેખરેખ રાખવાની છે, તેમાં ખાસ કરીને પાણી પીવાની ગોઠવણ અને પીશાબખાના અને જાજરૂની ચોખ્ખાઇ.

**ખુલ્લી જગ્યા.**

મકાનની આસપાસ ખુલ્લી જગ્યા ન હોય તો મ્યુનીસીપાલીટી અથવા તાલુકા બોર્ડ સાથે ખટપટ કરીને થોડી ઘણી જગ્યા મળે તો સારૂં, અને આ બાબત પ્રબળ મત કેળવવાની ખાસ જરૂર છે. અને જો ગુજરાત કેળવણી મંડળ હયાતીમાં આવે તો આ સવાલ ખાસ ઉપાડી લેશે એવી આશા રાખું છું. સાધારણ રીતે ઘણાંખરાં છોકરાં સ્હવારના સાડા દસથી તે સાડા ચાર કે પાંચ વાગતાં સુધી નિશાળમાં રહે છે. જે દેશમાં કેળવણી ફરજીયાત છે ત્યાં છોકરાંને નિશાળમાં મોકલ્યા વગર છુટકો નથી. ત્યારે કેળવણી ખાતાએ તેમજ નિશાળના અધિકારીઓએ નિશાળના મકાન તથા આસપાસની સ્વચ્છતા વિષે ખાસ ધ્યાન આપવું જોઇએ.

**ચેપી રોગ.**

નિશાળમાં ૧૦૦ થી ૧૫૦૦ છોકરાં એકઠાં થતાં હોય ત્યાં કોઈ પણ ચેપી રોગવાળાં આવે તો ચેપ કેવી રીતે ફેલાય તેનો ખ્યાલ સ્હેજ આવી શકે.

**રોગની પારખ.**

ચેપી રોગવાળાં છોકરાંઓને શરૂઆતથીજ ઘેર મોકલી દેવામાં આવે તો તેમની માવજત પણ સારી થાય અને બીજાં છોકરાંમાં ચેપ ફેલાય નહીં. કેટલાક સાધ્ય રોગો જેવા કે ગળસુણીયાં (Mumps) શહેરમાં ફાટી નીકળે છે ત્યારે નિશાળ મારફતે ઘણા ફેલાય છે. આવા કેટલાક ચેપી રોગોને પારખવાનું કામ મૂશ્કેલ નથી અને જો માસ્તરો પારખી શકે તો

સારૂં. આંખ આવી હોય એવાં અને ખસ વાળાં છોકરાંને પણ સાધારણ રીતે દુર કરવામાં આવતાં નથી.

**શારીરિક તપાસ.** છોકરાં દાખલ થાય ત્યારે, અને ત્યાર પછી અમુક વખતને અંતરે છોકરાંની શારિરિક તપાસ થવી જોઇએ. જો તેને વાસ્તે દાકતરો નિમવામાં આવે તો ઘણો ભારે ખર્ચ થાય, પણ વખતે ખાનગી રીતે અથવા સામાજીક સેવા કરનારાં મંડળ તરફથી કરી શકાય. ઘણેખરે ઠેકાણે દાકતરો મફત કામ કરવાને તૈયાર થઇ શકે પણ નિશાળના અધિકારીઓએ આ બાબત ઉપર ધ્યાન આપ્યું નથી.

**દુબળાં શરીર તથા મનવાળાં બાળકો.** શારિરિક તપાસ કરાવીને છોકરાં કસરત કરવા લાયક છે કે નહીં તેનો નિર્ણય કરવો જોઇએ અને માનસિક નબળાઇવાળાંને વાસ્તે ખાસ ધોરણ ફેર થવો જોઇએ.

**કસરત.** દરેક છોકરાંને વાસ્તે કસરત ફરજીયાત હોવી જોઇએ, પણ દાકતરના સરટીફીકેટથી માફી મળી શકે. કસરતમાં, ચાલવાનો સમાવેશ કરવામાં આવે છે અથવા આવતો હતો તે વ્યાજબી નથી.

**Drill.** ડ્રીલથી ફાયદો થઇ શકે પણ તે કસરતની જગ્યાએ નહીં. ડ્રીલમાં ખાસ સંભાળવાનું કે નિશાળના ટાઇમ ટેબલની સગવડ ખાતર મરજીમાં આવે તે વખતે શીખવવાથી નુકશાન થવા સંભવ છે. મેં પોતે એક વખત બપોરના અઢી વાગે છોકરાંને ખુલ્લા મેદાનમાં કસરત કરતાં જોયા છે, અને તે દીવસે તેજ કલાકે ગરમી ૧૧૦ ડીગ્રી હતી. ટીકાની જરૂર નથી.

કસરતનો ખરો વખત સ્હવારનો છે તે વખતે કસરત કરાવાય તો વધારે સારૂં, નહીં તો સાંજે થોડો આરામ લીધા પછી.

**કસરતશાળા.** કસરતશાળાઓ ધીમે ધીમે વધારવી અને લોકોમાં એ બાબતનો શોખ ઉત્પન્ન કરવો જોઇએ. કસરતશાળામાં શરૂઆતનો ખર્ચ ઘણો નથી.

ખાસ કરીને કુસ્તી, મલખંભ, પેરેલલ બાર, દંડ અને ઉડ્ઍસ રાખવાં.

છોકરીઓને વાસ્તે ઘરમાં કરી શકાય એવી કસરત શીખવવી, છોકરીઓને ઘરકામમાં જોઇતી કસરતો થાય છે એવો અભિપ્રાય માનવા જેવો નથી.

કસરત થઇ રહ્યા બાદ જો દુધ પીવડાવવાની સગવડ થાય તો ઘણું સારૂં, ખાસ કરીને ગરીબ છોકરાંને વાસ્તે.

**રમત.** અંગ્રેજી તથા સ્વદેશી રમતોને ઉત્તેજન આપવું. ઘણાં ખરાં છોકરાં ક્રીકેટ, ટેનીસ, અને હૉકી જેવી રમતો પૈસાની મુશ્કેલીને લીધે રમી શકતાં નથી, તો તેમને વાસ્તે આટાપાટા અને ખો ભીલ્લુ જેવી રમતો રખાવવી જોઇએ. રમતને વાસ્તે ડીરેકટરની ખાસ જરૂર છે અને દરેક રમતના નિયમો નક્કી કરીને રાખવા જોઇએ.

નિશાળનો વખત બદલવો કે નહીં તે બાબત અનેક અભિપ્રાય છે. દરેક સંસ્થાને એકજ નિયમ લાગુ કરવાની જરૂર હું જોઇ શકતો નથી. ખરૂં જોતાં આપણાં દેશમાં સ્હવારનો વખત વધારે અનુકુળ પડે છે, અને જ્યાં બની શકે ત્યાં બપોરનો વખત કહાડી નાખ્યો હોય તો સારૂં.

**નાસ્તો.**

પણ જો ૧૦ાા કે ૧૧ થી ૪ાા કે પાંચનો વખત રાખવામાં આવે તો બપોરની રજાના વખતમાં છોકરાંને ખાવાનું મળે તો સારૂં. તે માબાપને ખર્ચે, કે મ્યુનીસીપાલીટીની કે તાલુકા બોર્ડની મદદથી.

**ચણા મમરાવાળા.** જો સગવડ નજ થાય તો જે ખાવાનું નિશાળની પાસે વેચાતું હોય તેની સ્વચ્છતા વિષે દેખરેખ રખાવવી જોઇએ.

**ઇંદ્રીય વ્યાપાર શાસ્ત્ર.**

મારા મત પ્રમાણે દરેક છોકરાંને ( છોકરાંઓને ૧૪ વર્ષ પછી અને છોકરીઓને ૧૨ વર્ષ પછી ) શારીર શાસ્ત્ર ( physiology ) નું સાધારણ જ્ઞાન આપવું જોઇએ અને તેમાં ખાસ કરીને ઇંદ્રીય વ્યાપાર શાસ્ત્ર વિષે માહીતી સાવચેતીથી દાખલ કરવી. પ્રો. ગુલ્ડનું પુસ્તક ઘણું સારૂં છે. અને અમેરીકાની નિશાળોમાં જુદી રીતે શીખવાય છે. છોકરાઓને ખાસ કરીને બ્રહ્મચર્ય, હસ્તક્રિયા અને ચેપી રોગો વિષે જ્ઞાન મળવું જોઇએ કારણ કે કુદરતી ક્રીયા વિષે એમના બિનઅનુભવી મગજમાં ખોટા વહેમો ઉત્પન્ન થાય છે અને ખરાબ સોબતથી તેમને ખરાબ માર્ગે દોરાવાનો સંભવ રહે છે.

કેટલાક લોકોનો મત એવો છે કે આ બાબત જ્ઞાન આપવાની જરૂર નથી, અને આપવાથી નાહક જીજ્ઞાસા વધવાની બીક રહે છે. પણ આપણે જાણીએ છીએ કે હાઇસ્કુલના વિદ્યાર્થીઓ આ બાબતમાં તદન બિનવાકેફ હોતા નથી, ઘણું સાંભળે છે, તો પછી તેમને ખરૂં જ્ઞાન આપવાની જરૂર મને જણાય છે.

શરીર સુધારવાના થોડા માર્ગો બતાવ્યા છે—ખાસ કહેવાનું એટલું જ કે આ વિષય ઉપર ધ્યાન નહીં અપાય ત્યાં સુધી આપણી પ્રજાની શરીર શક્તી ઘટતી જશે.

અમદાવાદ
તા. ૮–૧૦–૧૯૧૬. } સુમન્ત બ. મહેતા.

# જુના નવા આંકની સરખામણી.

૧. ચાલુ આંકોમાં, અને નવા આંકોમાં, ત્રણ ઉભી હારો હોય છે. તેઓમાંની પહેલી બે હારોમાં કાંઇ ભૂલ પડતી નથી.

૨. ચાલુ આંકોની ત્રીજી ઉભી હારમાં, ૧૧ ના આંક સુધી, થોડીજ ભૂલો પડે છે. પણ પછીના આંકોમાં ભૂલો વધવા લાગે છે.

૩. ચાલુ આંકોમાં ૧૨ ના આંકથી એ ત્રીજી હારોને મોંઢે કરવાનું અઘરૂં લાગવા માંડે છે. વળી મોંઢે કર્યા પછી તે ભૂલાઇ જાય છે. અને બહુ બહુ વાર મોંઢે કર્યા પછી પણ તે ભૂલાયાજ કરે છે.

૪. નીચલી નિશાળ છોડયા પછી તેઓને ભૂલી જનારાઓની સંખ્યા તેઓને યાદ રાખી શકનારાઓની સંખ્યા કરતાં ઘણી વધારે હોય છે. તેથી વ્યવહારમાં ઘણાં થોડાં લોકો તેઓનો ઉપયોગ કરી શકે છે.

૫. કોઇ આંકની ત્રીજી ઉભી હારમાંની કોઇ રકમ ભૂલી જવાય; તો આગલી આવડતી રકમમાં તે આંકની રકમ ઉમેરવાથી ભૂલાઇ ગયલી રકમ આવડી જાય.

**દાખલો:-**

| | | | | |
|---|---|---|---|---|
| જો | ૩૯ | ૮ | ૩૧૨ | આવડે, |
| પણ | ૩૯ | ૯ | | નહીં આવડે; |
| | | | | તો ૩૧૨માં ૩૯ ઉમેરવાથી, |
| | ૩૯ | ૯ | ૩૫૧, | એમ આવડી જાય. |

પણ બાળક વિદ્યાર્થીઓ ૧ થી ૧૦ સુધીની રકમોજ મોંઢે ઉમેરી શકે છે. ૧૧ થી ૪૦ સુધીની રકમો પગલે પગલે તત્કાળ તેઓ મોંઢે ઉમેરી શકતા નથી; અને મહેતાજીઓ શીખવતા પણ નથી. તેથી એ યુક્તી તેઓ કામે લગાડી શકતા નથી.



૬. હવે નવા આંકો એવા સેહેલા છે કે તેઓમાંના કોઈ પણ આંકની ત્રીજી ઉભી હારમાંની કોઈ રકમ ભૂલી જવાય; તો આગલી આવડતી રકમમાં ઉમેરવાની રકમ માત્ર **૧ થી ૧૦ સુધીનીજ** હોય.

**દાખલો.**

૩૬ નંબરનો નવો આંક જુઓ.

| | | | | |
|---|---|---|---|---|
| ત્યાં | ૩૮ | ૯ | ૩૪૨ | આવડે, |
| પણ | ૩૯ | ૯ | | નહીં આવડે; |
| | ૩૯ | ૯ | ૩૫૧, | તો ૩૪૨માં ૯ ઉમેરવાથી, એમ આવડી જાય. |

૭. ચાલુ આંક એવા અઘરા છે, કે ૩૯ ઉમેરવા પડે. નવા આંક એવા સહેલા છે, કે માત્ર ૯ જ ઉમેરવા પડે.

૮. ચાલુ આંક એવા અઘરા છે, કે ભૂલ પછી ભૂલ પડયાજ કરે. અને ભૂલ તત્કાળ સુધારી લેવાનો ઇલાજ, વિદ્યાર્થીના હાથમાં નહીં.

પણ નવા આંક એવા સેહેલા છે,

**કે આગલી આવડતી રકમ,**

**પાછલી ભુલાઇ ગયલી રકમને,**

**યાદ દેવડાવતી જાય છે.**

૯. નવા આંકોમાં, પહેલા ચાર અને પાછલા ચાર, એટલા સેહેલા છે; કે તેઓમાં કાંઇ ભૂલ પડેજ નહીં.

"પાઠ્ય પુસ્તક સુધારા કમીટી"ના સર્વે સાહેબોની આગળ આ નવા આંકો, હું નમ્રતા પૂર્વક રજુ કરૂં છું.

"દેશી હીસાબ"ની ચોપડીમાંથી ૪૦ સુધીના ચાલુ આંકો કઢાવી નાંખી આ નવા આંક કેળવણી ખતાંના ડાયરેકટર સાહેબ મુકાવે; એવી અરજ તેઓ સાહેબને કરવાને "કેળવણી પરિષદ" ને આગ્રહ પૂર્વક ભલામણ કરશોજી.

આપના ઉત્સાહ, આગ્રહ, અને બળવાન પ્રયત્ન વિના એ સુધારો થઇ શકશે નહીં એમ હું માનું છું. તેથી વિશેષ વિનંતી કરૂં છું.

કોમળ બાળકોની મુશ્કેલી થોડી ઓછી કરવાને માટે પરમેશ્વર આપ સર્વેની સાથે સદા રહેજો; એવી મારી તેમના પ્રત્યે પ્રાર્થના છેજી.

જુના આંક ચાલુ રહે, અને નવા આંક પણ દાખલ કરવામાં આવે—**એવું આપ કદી પણ થવા દેશો નહીં.** બાળકોનો બોજો, ઓછો થવાને બદલે, તેથી વધી જાય.

**રૂસ્તમજી મનચેરજી મોબેદજી.**

નંબર ૭, વાડીયા ચેહેલી,

ચીરા બજાર,

મુંબઇ.

# ૪૦ સુધીના નવા આંક.

આંક સર્વેજ અઘરા છે; પણ ૪૦ સુધીના આંકો નીચે પ્રમાણે સેહેલ્લા કરી શકાય:—

| ચાલુ આંક. આંક ૧. | | | નવા આંક. આંક ૧. | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| ૨ | ૧ | ૨ | ૨ | ૧ | ૨ |
| ૩ | ૧ | ૩ | ૩ | ૧ | ૩ |
| ૪ | ૧ | ૪ | ૪ | ૧ | ૪ |
| ૫ | ૧ | ૫ | ૫ | ૧ | ૫ |
| ૬ | ૧ | ૬ | ૬ | ૧ | ૬ |
| ૭ | ૧ | ૭ | ૭ | ૧ | ૭ |
| ૮ | ૧ | ૮ | ૮ | ૧ | ૮ |
| ૯ | ૧ | ૯ | ૯ | ૧ | ૯ |
| ૧૦ | ૧ | ૧૦ | ૧૦ | ૧ | ૧૦ |

| આંક ૨. | | | આંક ૨. | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૨ | ૧૧ | ૧ | ૧૧ |
| ૨ | ૨ | ૪ | ૧૨ | ૧ | ૧૨ |
| ૩ | ૨ | ૬ | ૧૩ | ૧ | ૧૩ |
| ૪ | ૨ | ૮ | ૧૪ | ૧ | ૧૪ |
| ૫ | ૨ | ૧૦ | ૧૫ | ૧ | ૧૫ |
| ૬ | ૨ | ૧૨ | ૧૬ | ૧ | ૧૬ |
| ૭ | ૨ | ૧૪ | ૧૭ | ૧ | ૧૭ |
| ૮ | ૨ | ૧૬ | ૧૮ | ૧ | ૧૮ |
| ૯ | ૨ | ૧૮ | ૧૯ | ૧ | ૧૯ |
| ૧૦ | ૨ | ૨૦ | ૨૦ | ૧ | ૨૦ |

| આંક ૩. | | | આંક ૩. | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૩ | ૩ | ૨૧ | ૧ | ૨૧ |
| ૨ | ૩ | ૬ | ૨૨ | ૧ | ૨૨ |
| ૩ | ૩ | ૯ | ૨૩ | ૧ | ૨૩ |
| ૪ | ૩ | ૧૨ | ૨૪ | ૧ | ૨૪ |
| ૫ | ૩ | ૧૫ | ૨૫ | ૧ | ૨૫ |
| ૬ | ૩ | ૧૮ | ૨૬ | ૧ | ૨૬ |
| ૭ | ૩ | ૨૧ | ૨૭ | ૧ | ૨૭ |
| ૮ | ૩ | ૨૪ | ૨૮ | ૧ | ૨૮ |
| ૯ | ૩ | ૨૭ | ૨૯ | ૧ | ૨૯ |
| ૧૦ | ૩ | ૩૦ | ૩૦ | ૧ | ૩૦ |

| ચાલુ આંક. આંક ૪. | | | નવા આંક. આંક ૪. | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૪ | ૪ | ૩૧ | ૧ | ૩૧ |
| ૨ | ૪ | ૮ | ૩૨ | ૧ | ૩૨ |
| ૩ | ૪ | ૧૨ | ૩૩ | ૧ | ૩૩ |
| ૪ | ૪ | ૧૬ | ૩૪ | ૧ | ૩૪ |
| ૫ | ૪ | ૨૦ | ૩૫ | ૧ | ૩૫ |
| ૬ | ૪ | ૨૪ | ૩૬ | ૧ | ૩૬ |
| ૭ | ૪ | ૨૮ | ૩૭ | ૧ | ૩૭ |
| ૮ | ૪ | ૩૨ | ૩૮ | ૧ | ૩૮ |
| ૯ | ૪ | ૩૬ | ૩૯ | ૧ | ૩૯ |
| ૧૦ | ૪ | ૪૦ | ૪૦ | ૧ | ૪૦ |

| આંક ૫. | | | આંક ૫. | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૫ | ૫ | ૧ | ૨ | ૨ |
| ૨ | ૫ | ૧૦ | ૨ | ૨ | ૪ |
| ૩ | ૫ | ૧૫ | ૩ | ૨ | ૬ |
| ૪ | ૫ | ૨૦ | ૪ | ૨ | ૮ |
| ૫ | ૫ | ૨૫ | ૫ | ૨ | ૧૦ |
| ૬ | ૫ | ૩૦ | ૬ | ૨ | ૧૨ |
| ૭ | ૫ | ૩૫ | ૭ | ૨ | ૧૪ |
| ૮ | ૫ | ૪૦ | ૮ | ૨ | ૧૬ |
| ૯ | ૫ | ૪૫ | ૯ | ૨ | ૧૮ |
| ૧૦ | ૫ | ૫૦ | ૧૦ | ૨ | ૨૦ |

| આંક ૬. | | | આંક ૬. | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૬ | ૬ | ૧૧ | ૨ | ૨૨ |
| ૨ | ૬ | ૧૨ | ૧૨ | ૨ | ૨૪ |
| ૩ | ૬ | ૧૮ | ૧૩ | ૨ | ૨૬ |
| ૪ | ૬ | ૨૪ | ૧૪ | ૨ | ૨૮ |
| ૫ | ૬ | ૩૦ | ૧૫ | ૨ | ૩૦ |
| ૬ | ૬ | ૩૬ | ૧૬ | ૨ | ૩૨ |
| ૭ | ૬ | ૪૨ | ૧૭ | ૨ | ૩૪ |
| ૮ | ૬ | ૪૮ | ૧૮ | ૨ | ૩૬ |
| ૯ | ૬ | ૫૪ | ૧૯ | ૨ | ૩૮ |
| ૧૦ | ૬ | ૬૦ | ૨૦ | ૨ | ૪૦ |

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| **આંક ૭.** | | | **આંક ૭.** | | |
| ૧ | ૭ | ૭ | ૨૧ | ૨ | ૪૨ |
| ૨ | ૭ | ૧૪ | ૨૨ | ૨ | ૪૪ |
| ૩ | ૭ | ૨૧ | ૨૩ | ૨ | ૪૬ |
| ૪ | ૭ | ૨૮ | ૨૪ | ૨ | ૪૮ |
| ૫ | ૭ | ૩૫ | ૨૫ | ૨ | ૫૦ |
| ૬ | ૭ | ૪૨ | ૨૬ | ૨ | ૫૨ |
| ૭ | ૭ | ૪૯ | ૨૭ | ૨ | ૫૪ |
| ૮ | ૭ | ૫૬ | ૨૮ | ૨ | ૫૬ |
| ૯ | ૭ | ૬૩ | ૨૯ | ૨ | ૫૮ |
| ૧૦ | ૭ | ૭૦ | ૩૦ | ૨ | ૬૦ |
| **આંક ૮.** | | | **આંક ૮.** | | |
| ૧ | ૮ | ૮ | ૩૧ | ૨ | ૬૨ |
| ૨ | ૮ | ૧૬ | ૩૨ | ૨ | ૬૪ |
| ૩ | ૮ | ૨૪ | ૩૩ | ૨ | ૬૬ |
| ૪ | ૮ | ૩૨ | ૩૪ | ૨ | ૬૮ |
| ૫ | ૮ | ૪૦ | ૩૫ | ૨ | ૭૦ |
| ૬ | ૮ | ૪૮ | ૩૬ | ૨ | ૭૨ |
| ૭ | ૮ | ૫૬ | ૩૭ | ૨ | ૭૪ |
| ૮ | ૮ | ૬૪ | ૩૮ | ૨ | ૭૬ |
| ૯ | ૮ | ૭૨ | ૩૯ | ૨ | ૭૮ |
| ૧૦ | ૮ | ૮૦ | ૪૦ | ૨ | ૮૦ |
| **આંક ૯.** | | | **આંક ૯.** | | |
| ૧ | ૯ | ૯ | ૧ | ૩ | ૩ |
| ૨ | ૯ | ૧૮ | ૨ | ૩ | ૬ |
| ૩ | ૯ | ૨૭ | ૩ | ૩ | ૯ |
| ૪ | ૯ | ૩૬ | ૪ | ૩ | ૧૨ |
| ૫ | ૯ | ૪૫ | ૫ | ૩ | ૧૫ |
| ૬ | ૯ | ૫૪ | ૬ | ૩ | ૧૮ |
| ૭ | ૯ | ૬૩ | ૭ | ૩ | ૨૧ |
| ૮ | ૯ | ૭૨ | ૮ | ૩ | ૨૪ |
| ૯ | ૯ | ૮૧ | ૯ | ૩ | ૨૭ |
| ૧૦ | ૯ | ૯૦ | ૧૦ | ૩ | ૩૦ |

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| **આંક ૧૦.** | | | **આંક ૧૦.** | | |
| ૧ | ૧૦ | ૧૦ | ૧૧ | ૩ | ૩૩ |
| ૨ | ૧૦ | ૨૦ | ૧૨ | ૩ | ૩૬ |
| ૩ | ૧૦ | ૩૦ | ૧૩ | ૩ | ૩૯ |
| ૪ | ૧૦ | ૪૦ | ૧૪ | ૩ | ૪૨ |
| ૫ | ૧૦ | ૫૦ | ૧૫ | ૩ | ૪૫ |
| ૬ | ૧૦ | ૬૦ | ૧૬ | ૩ | ૪૮ |
| ૭ | ૧૦ | ૭૦ | ૧૭ | ૩ | ૫૧ |
| ૮ | ૧૦ | ૮૦ | ૧૮ | ૩ | ૫૪ |
| ૯ | ૧૦ | ૯૦ | ૧૯ | ૩ | ૫૭ |
| ૧૦ | ૧૦ | ૧૦૦ | ૨૦ | ૩ | ૬૦ |
| **આંક ૧૧.** | | | **આંક ૧૧.** | | |
| ૧૧ | ૧ | ૧૧ | ૨૧ | ૩ | ૬૩ |
| ૧૧ | ૨ | ૨૨ | ૨૨ | ૩ | ૬૬ |
| ૧૧ | ૩ | ૩૩ | ૨૩ | ૩ | ૬૯ |
| ૧૧ | ૪ | ૪૪ | ૨૪ | ૩ | ૭૨ |
| ૧૧ | ૫ | ૫૫ | ૨૫ | ૩ | ૭૫ |
| ૧૧ | ૬ | ૬૬ | ૨૬ | ૩ | ૭૮ |
| ૧૧ | ૭ | ૭૭ | ૨૭ | ૩ | ૮૧ |
| ૧૧ | ૮ | ૮૮ | ૨૮ | ૩ | ૮૪ |
| ૧૧ | ૯ | ૯૯ | ૨૯ | ૩ | ૮૭ |
| ૧૧ | ૧૦ | ૧૧૦ | ૩૦ | ૩ | ૯૦ |
| **આંક ૧૨.** | | | **આંક ૧૨.** | | |
| ૧૨ | ૧ | ૧૨ | ૩૧ | ૩ | ૯૩ |
| ૧૨ | ૨ | ૨૪ | ૩૨ | ૩ | ૯૬ |
| ૧૨ | ૩ | ૩૬ | ૩૩ | ૩ | ૯૯ |
| ૧૨ | ૪ | ૪૮ | ૩૪ | ૩ | ૧૦૨ |
| ૧૨ | ૫ | ૬૦ | ૩૫ | ૩ | ૧૦૫ |
| ૧૨ | ૬ | ૭૨ | ૩૬ | ૩ | ૧૦૮ |
| ૧૨ | ૭ | ૮૪ | ૩૭ | ૩ | ૧૧૧ |
| ૧૨ | ૮ | ૯૬ | ૩૮ | ૩ | ૧૧૪ |
| ૧૨ | ૯ | ૧૦૮ | ૩૯ | ૩ | ૧૧૭ |
| ૧૨ | ૧૦ | ૧૨૦ | ૪૦ | ૩ | ૧૨૦ |

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| **આંક ૧૩.** | | | **આંક ૧૩.** | | |
| ૧૩ | ૧ | ૧૩ | ૧ | ૪ | ૪ |
| ૧૩ | ૨ | ૨૬ | ૨ | ૪ | ૮ |
| ૧૩ | ૩ | ૩૯ | ૩ | ૪ | ૧૨ |
| ૧૩ | ૪ | ૫૨ | ૪ | ૪ | ૧૬ |
| ૧૩ | ૫ | ૬૫ | ૫ | ૪ | ૨૦ |
| ૧૩ | ૬ | ૭૮ | ૬ | ૪ | ૨૪ |
| ૧૩ | ૭ | ૯૧ | ૭ | ૪ | ૨૮ |
| ૧૩ | ૮ | ૧૦૪ | ૮ | ૪ | ૩૨ |
| ૧૩ | ૯ | ૧૧૭ | ૯ | ૪ | ૩૬ |
| ૧૩ | ૧૦ | ૧૩૦ | ૧૦ | ૪ | ૪૦ |
| **આંક ૧૪.** | | | **આંક ૧૪.** | | |
| ૧૪ | ૧ | ૧૪ | ૧૧ | ૪ | ૪૪ |
| ૧૪ | ૨ | ૨૮ | ૧૨ | ૪ | ૪૮ |
| ૧૪ | ૩ | ૪૨ | ૧૩ | ૪ | ૫૨ |
| ૧૪ | ૪ | ૫૬ | ૧૪ | ૪ | ૫૬ |
| ૧૪ | ૫ | ૭૦ | ૧૫ | ૪ | ૬૦ |
| ૧૪ | ૬ | ૮૪ | ૧૬ | ૪ | ૬૪ |
| ૧૪ | ૭ | ૯૮ | ૧૭ | ૪ | ૬૮ |
| ૧૪ | ૮ | ૧૧૨ | ૧૮ | ૪ | ૭૨ |
| ૧૪ | ૯ | ૧૨૬ | ૧૯ | ૪ | ૭૬ |
| ૧૪ | ૧૦ | ૧૪૦ | ૨૦ | ૪ | ૮૦ |
| **આંક ૧૫.** | | | **આંક ૧૫.** | | |
| ૧૫ | ૧ | ૧૫ | ૨૧ | ૪ | ૮૪ |
| ૧૫ | ૨ | ૩૦ | ૨૨ | ૪ | ૮૮ |
| ૧૫ | ૩ | ૪૫ | ૨૩ | ૪ | ૯૨ |
| ૧૫ | ૪ | ૬૦ | ૨૪ | ૪ | ૯૬ |
| ૧૫ | ૫ | ૭૫ | ૨૫ | ૪ | ૧૦૦ |
| ૧૫ | ૬ | ૯૦ | ૨૬ | ૪ | ૧૦૪ |
| ૧૫ | ૭ | ૧૦૫ | ૨૭ | ૪ | ૧૦૮ |
| ૧૫ | ૮ | ૧૨૦ | ૨૮ | ૪ | ૧૧૨ |
| ૧૫ | ૯ | ૧૩૫ | ૨૯ | ૪ | ૧૧૬ |
| ૧૫ | ૧૦ | ૧૫૦ | ૩૦ | ૪ | ૧૨૦ |

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| **આંક ૧૬.** | | | **આંક ૧૬.** | | |
| ૧૬ | ૧ | ૧૬ | ૩૧ | ૪ | ૧૨૪ |
| ૧૬ | ૨ | ૩૨ | ૩૨ | ૪ | ૧૨૮ |
| ૧૬ | ૩ | ૪૮ | ૩૩ | ૪ | ૧૩૨ |
| ૧૬ | ૪ | ૬૪ | ૩૪ | ૪ | ૧૩૬ |
| ૧૬ | ૫ | ૮૦ | ૩૫ | ૪ | ૧૪૦ |
| ૧૬ | ૬ | ૯૬ | ૩૬ | ૪ | ૧૪૪ |
| ૧૬ | ૭ | ૧૧૨ | ૩૭ | ૪ | ૧૪૮ |
| ૧૬ | ૮ | ૧૨૮ | ૩૮ | ૪ | ૧૫૨ |
| ૧૬ | ૯ | ૧૪૪ | ૩૯ | ૪ | ૧૫૬ |
| ૧૬ | ૧૦ | ૧૬૦ | ૪૦ | ૪ | ૧૬૦ |
| **આંક ૧૭.** | | | **આંક ૧૭.** | | |
| ૧૭ | ૧ | ૧૭ | ૧ | ૫ | ૫ |
| ૧૭ | ૨ | ૩૪ | ૨ | ૫ | ૧૦ |
| ૧૭ | ૩ | ૫૧ | ૩ | ૫ | ૧૫ |
| ૧૭ | ૪ | ૬૮ | ૪ | ૫ | ૨૦ |
| ૧૭ | ૫ | ૮૫ | ૫ | ૫ | ૨૫ |
| ૧૭ | ૬ | ૧૦૨ | ૬ | ૫ | ૩૦ |
| ૧૭ | ૭ | ૧૧૯ | ૭ | ૫ | ૩૫ |
| ૧૭ | ૮ | ૧૩૬ | ૮ | ૫ | ૪૦ |
| ૧૭ | ૯ | ૧૫૩ | ૯ | ૫ | ૪૫ |
| ૧૭ | ૧૦ | ૧૭૦ | ૧૦ | ૫ | ૫૦ |
| **આંક ૧૮.** | | | **આંક ૧૮.** | | |
| ૧૮ | ૧ | ૧૮ | ૧૧ | ૫ | ૫૫ |
| ૧૮ | ૨ | ૩૬ | ૧૨ | ૫ | ૬૦ |
| ૧૮ | ૩ | ૫૪ | ૧૩ | ૫ | ૬૫ |
| ૧૮ | ૪ | ૭૨ | ૧૪ | ૫ | ૭૦ |
| ૧૮ | ૫ | ૯૦ | ૧૫ | ૫ | ૭૫ |
| ૧૮ | ૬ | ૧૦૮ | ૧૬ | ૫ | ૮૦ |
| ૧૮ | ૭ | ૧૨૬ | ૧૭ | ૫ | ૮૫ |
| ૧૮ | ૮ | ૧૪૪ | ૧૮ | ૫ | ૯૦ |
| ૧૮ | ૯ | ૧૬૨ | ૧૯ | ૫ | ૯૫ |
| ૧૮ | ૧૦ | ૧૮૦ | ૨૦ | ૫ | ૧૦૦ |

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| **આંક ૧૯.** | | | **આંક ૧૯.** | | |
| ૧૯ | ૧ | ૧૯ | ૨૧ | ૫ | ૧૦૫ |
| ૧૯ | ૨ | ૩૮ | ૨૨ | ૫ | ૧૧૦ |
| ૧૯ | ૩ | ૫૭ | ૨૩ | ૫ | ૧૧૫ |
| ૧૯ | ૪ | ૭૬ | ૨૪ | ૫ | ૧૨૦ |
| ૧૯ | ૫ | ૯૫ | ૨૫ | ૫ | ૧૨૫ |
| ૧૯ | ૬ | ૧૧૪ | ૨૬ | ૫ | ૧૩૦ |
| ૧૯ | ૭ | ૧૩૩ | ૨૭ | ૫ | ૧૩૫ |
| ૧૯ | ૮ | ૧૫૨ | ૨૮ | ૫ | ૧૪૦ |
| ૧૯ | ૯ | ૧૭૧ | ૨૯ | ૫ | ૧૪૫ |
| ૧૯ | ૧૦ | ૧૯૦ | ૩૦ | ૪ | ૧૫૦ |

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| **આંક ૨૦.** | | | **આંક ૨૦.** | | |
| ૨૦ | ૧ | ૨૦ | ૩૧ | ૫ | ૧૫૫ |
| ૨૦ | ૨ | ૪૦ | ૩૨ | ૫ | ૧૬૦ |
| ૨૦ | ૩ | ૬૦ | ૩૩ | ૫ | ૧૬૫ |
| ૨૦ | ૪ | ૮૦ | ૩૪ | ૫ | ૧૭૦ |
| ૨૦ | ૫ | ૧૦૦ | ૩૫ | ૫ | ૧૭૫ |
| ૨૦ | ૬ | ૧૨૦ | ૩૬ | ૫ | ૧૮૦ |
| ૨૦ | ૭ | ૧૪૦ | ૩૭ | ૫ | ૧૮૫ |
| ૨૦ | ૮ | ૧૬૦ | ૩૮ | ૫ | ૧૯૦ |
| ૨૦ | ૯ | ૧૮૦ | ૩૯ | ૫ | ૧૯૫ |
| ૨૦ | ૧૦ | ૨૦૦ | ૪૦ | ૫ | ૨૦૦ |

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| **આંક ૨૧.** | | | **આંક ૨૧.** | | |
| ૨૧ | ૧ | ૨૧ | ૧ | ૬ | ૬ |
| ૨૧ | ૨ | ૪૨ | ૨ | ૬ | ૧૨ |
| ૨૧ | ૩ | ૬૩ | ૩ | ૬ | ૧૮ |
| ૨૧ | ૪ | ૮૪ | ૪ | ૬ | ૨૪ |
| ૨૧ | ૫ | ૧૦૫ | ૫ | ૬ | ૩૦ |
| ૨૧ | ૬ | ૧૨૬ | ૬ | ૬ | ૩૬ |
| ૨૧ | ૭ | ૧૪૭ | ૭ | ૬ | ૪૨ |
| ૨૧ | ૮ | ૧૬૮ | ૮ | ૬ | ૪૮ |
| ૨૧ | ૯ | ૧૮૯ | ૯ | ૬ | ૫૪ |
| ૨૧ | ૧૦ | ૨૧૦ | ૧૦ | ૬ | ૬૦ |

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| **આંક ૨૨.** | | | **આંક ૨૨.** | | |
| ૨૨ | ૧ | ૨૨ | ૧૧ | ૬ | ૬૬ |
| ૨૨ | ૨ | ૪૪ | ૧૨ | ૬ | ૭૨ |
| ૨૨ | ૩ | ૬૬ | ૧૩ | ૬ | ૭૮ |
| ૨૨ | ૪ | ૮૮ | ૧૪ | ૬ | ૮૪ |
| ૨૨ | ૫ | ૧૧૦ | ૧૫ | ૬ | ૯૦ |
| ૨૨ | ૬ | ૧૩૨ | ૧૬ | ૬ | ૯૬ |
| ૨૨ | ૭ | ૧૫૪ | ૧૭ | ૬ | ૧૦૨ |
| ૨૨ | ૮ | ૧૭૬ | ૧૮ | ૬ | ૧૦૮ |
| ૨૨ | ૯ | ૧૯૮ | ૧૯ | ૬ | ૧૧૪ |
| ૨૨ | ૧૦ | ૨૨૦ | ૨૦ | ૬ | ૧૨૦ |

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| **આંક ૨૩.** | | | **આંક ૨૩.** | | |
| ૨૩ | ૧ | ૨૩ | ૨૧ | ૬ | ૧૨૬ |
| ૨૩ | ૨ | ૪૬ | ૨૨ | ૬ | ૧૩૨ |
| ૨૩ | ૩ | ૬૯ | ૨૩ | ૬ | ૧૩૮ |
| ૨૩ | ૪ | ૯૨ | ૨૪ | ૬ | ૧૪૪ |
| ૨૩ | ૫ | ૧૧૫ | ૨૫ | ૬ | ૧૫૦ |
| ૨૩ | ૬ | ૧૩૮ | ૨૬ | ૬ | ૧૫૬ |
| ૨૩ | ૭ | ૧૬૧ | ૨૭ | ૬ | ૧૬૨ |
| ૨૩ | ૮ | ૧૮૪ | ૨૮ | ૬ | ૧૬૮ |
| ૨૩ | ૯ | ૨૦૭ | ૨૯ | ૬ | ૧૭૪ |
| ૨૩ | ૧૦ | ૨૩૦ | ૩૦ | ૬ | ૧૮૦ |

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| **આંક ૨૪.** | | | **આંક ૨૪.** | | |
| ૨૪ | ૧ | ૨૪ | ૩૧ | ૬ | ૧૮૬ |
| ૨૪ | ૨ | ૪૮ | ૩૨ | ૬ | ૧૯૨ |
| ૨૪ | ૩ | ૭૨ | ૩૩ | ૬ | ૧૯૮ |
| ૨૪ | ૪ | ૯૬ | ૩૪ | ૬ | ૨૦૪ |
| ૨૪ | ૫ | ૧૨૦ | ૩૫ | ૬ | ૨૧૦ |
| ૨૪ | ૬ | ૧૪૪ | ૩૬ | ૬ | ૨૧૬ |
| ૨૪ | ૭ | ૧૬૮ | ૩૭ | ૬ | ૨૨૨ |
| ૨૪ | ૮ | ૧૯૨ | ૩૮ | ૬ | ૨૨૮ |
| ૨૪ | ૯ | ૨૧૬ | ૩૯ | ૬ | ૨૩૪ |
| ૨૪ | ૧૦ | ૨૪૦ | ૪૦ | ૬ | ૨૪૦ |

### આંક ૨૫.

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| ૨૫ | ૧ | ૨૫ | ૧ | ૭ | ૭ |
| | ૨ | ૫૦ | ૨ | ૭ | ૧૪ |
| ૨૫ | ૩ | ૭૫ | ૩ | ૭ | ૨૧ |
| ૨૫ | ૪ | ૧૦૦ | ૪ | ૭ | ૨૮ |
| ૨૫ | ૫ | ૧૨૫ | ૫ | ૭ | ૩૫ |
| ૨૫ | ૬ | ૧૫૦ | ૬ | ૭ | ૪૨ |
| ૨૫ | ૭ | ૧૭૫ | ૭ | ૭ | ૪૯ |
| ૨૫ | ૮ | ૨૦૦ | ૮ | ૭ | ૫૬ |
| ૨૫ | ૯ | ૨૨૫ | ૯ | ૭ | ૬૩ |
| ૨૫ | ૧૦ | ૨૫૦ | ૧૦ | ૭ | ૭૦ |

### આંક ૨૬.

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| ૨૬ | ૧ | ૨૬ | ૧૧ | ૭ | ૭૭ |
| ૨૬ | ૨ | ૫૨ | ૧૨ | ૭ | ૮૪ |
| ૨૬ | ૩ | ૭૮ | ૧૩ | ૭ | ૯૧ |
| ૨૬ | ૪ | ૧૦૪ | ૧૪ | ૭ | ૯૮ |
| ૨૬ | ૫ | ૧૩૦ | ૧૫ | ૭ | ૧૦૫ |
| ૨૬ | ૬ | ૧૫૬ | ૧૬ | ૭ | ૧૧૨ |
| ૨૬ | ૭ | ૧૮૨ | ૧૭ | ૭ | ૧૧૯ |
| ૨૬ | ૮ | ૨૦૮ | ૧૮ | ૭ | ૧૨૬ |
| ૨૬ | ૯ | ૨૩૪ | ૧૯ | ૭ | ૧૩૩ |
| ૨૬ | ૧૦ | ૨૬૦ | ૨૦ | ૭ | ૧૪૦ |

### આંક ૨૭.

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| ૨૭ | ૧ | ૨૭ | ૨૧ | ૭ | ૧૪૭ |
| ૨૭ | ૨ | ૫૪ | ૨૨ | ૭ | ૧૫૪ |
| ૨૭ | ૩ | ૮૧ | ૨૩ | ૭ | ૧૬૧ |
| ૨૭ | ૪ | ૧૦૮ | ૨૪ | ૭ | ૧૬૮ |
| ૨૭ | ૫ | ૧૩૫ | ૨૫ | ૭ | ૧૭૫ |
| ૨૭ | ૬ | ૧૬૨ | ૨૬ | ૭ | ૧૮૨ |
| ૨૭ | ૭ | ૧૮૯ | ૨૭ | ૭ | ૧૮૯ |
| ૨૭ | ૮ | ૨૧૬ | ૨૮ | ૭ | ૧૯૬ |
| ૨૭ | ૯ | ૨૪૩ | ૨૯ | ૭ | ૨૦૩ |
| ૨૭ | ૧૦ | ૨૭૦ | ૩૦ | ૭ | ૨૧૦ |

### આંક ૨૮.

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| ૨૮ | ૧ | ૨૮ | ૩૧ | ૭ | ૨૧૭ |
| ૨૮ | ૨ | ૫૬ | ૩૨ | ૭ | ૨૨૪ |
| ૨૮ | ૩ | ૮૪ | ૩૩ | ૭ | ૨૩૧ |
| ૨૮ | ૪ | ૧૧૨ | ૩૪ | ૭ | ૨૩૮ |
| ૨૮ | ૫ | ૧૪૦ | ૩૫ | ૭ | ૨૪૫ |
| ૨૮ | ૬ | ૧૬૮ | ૩૬ | ૭ | ૨૫૨ |
| ૨૮ | ૭ | ૧૯૬ | ૩૭ | ૭ | ૨૫૯ |
| ૨૮ | ૮ | ૨૨૪ | ૩૮ | ૭ | ૨૬૬ |
| ૨૮ | ૯ | ૨૫૨ | ૩૯ | ૭ | ૨૭૩ |
| ૨૮ | ૧૦ | ૨૮૦ | ૪૦ | ૭ | ૨૮૦ |

### આંક ૨૯.

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| ૨૯ | ૧ | ૨૯ | ૧ | ૮ | ૮ |
| ૨૯ | ૨ | ૫૮ | ૨ | ૮ | ૧૬ |
| ૨૯ | ૩ | ૮૭ | ૩ | ૮ | ૨૪ |
| ૨૯ | ૪ | ૧૧૬ | ૪ | ૮ | ૩૨ |
| ૨૯ | ૫ | ૧૪૫ | ૫ | ૮ | ૪૦ |
| ૨૯ | ૬ | ૧૭૪ | ૬ | ૮ | ૪૮ |
| ૨૯ | ૭ | ૨૦૩ | ૭ | ૮ | ૫૬ |
| ૨૯ | ૮ | ૨૩૨ | ૮ | ૮ | ૬૪ |
| ૨૯ | ૯ | ૨૬૧ | ૯ | ૮ | ૭૨ |
| ૨૯ | ૧૦ | ૨૯૦ | ૧૦ | ૮ | ૮૦ |

### આંક ૩૦.

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| ૩૦ | ૧ | ૩૦ | ૧૧ | ૮ | ૮૮ |
| ૩૦ | ૨ | ૬૦ | ૧૨ | ૮ | ૯૬ |
| ૩૦ | ૩ | ૯૦ | ૧૩ | ૮ | ૧૦૪ |
| ૩૦ | ૪ | ૧૨૦ | ૧૪ | ૮ | ૧૧૨ |
| ૩૦ | ૫ | ૧૫૦ | ૧૫ | ૮ | ૧૨૦ |
| ૩૦ | ૬ | ૧૮૦ | ૧૬ | ૮ | ૧૨૮ |
| ૩૦ | ૭ | ૨૧૦ | ૧૭ | ૮ | ૧૩૬ |
| ૩૦ | ૮ | ૨૪૦ | ૧૮ | ૮ | ૧૪૪ |
| ૩૦ | ૯ | ૨૭૦ | ૧૯ | ૮ | ૧૫૨ |
| ૩૦ | ૧૦ | ૩૦૦ | ૨૦ | ૮ | ૧૬૦ |

### આંક ૩૧.

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| ૩૧ | ૧ | ૩૧ | ૨૧ | ૮ | ૧૬૮ |
| ૩૧ | ૨ | ૬૨ | ૨૨ | ૮ | ૧૭૬ |
| ૩૧ | ૩ | ૯૩ | ૨૩ | ૮ | ૧૮૪ |
| ૩૧ | ૪ | ૧૨૪ | ૨૪ | ૮ | ૧૯૨ |
| ૩૧ | ૫ | ૧૫૫ | ૨૫ | ૮ | ૨૦૦ |
| ૩૧ | ૬ | ૧૮૬ | ૨૬ | ૮ | ૨૦૮ |
| ૩૧ | ૭ | ૨૧૭ | ૨૭ | ૮ | ૨૧૬ |
| ૩૧ | ૮ | ૨૪૮ | ૨૮ | ૮ | ૨૨૪ |
| ૩૧ | ૯ | ૨૭૯ | ૨૯ | ૮ | ૨૩૨ |
| ૩૧ | ૧૦ | ૩૧૦ | ૩૦ | ૮ | ૨૪૦ |

### આંક ૩૨.

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| ૩૨ | ૧ | ૩૨ | ૩૧ | ૮ | ૨૪૮ |
| ૩૨ | ૨ | ૬૪ | ૩૨ | ૮ | ૨૫૬ |
| ૩૨ | ૩ | ૯૬ | ૩૩ | ૮ | ૨૬૪ |
| ૩૨ | ૪ | ૧૨૮ | ૩૪ | ૮ | ૨૭૨ |
| ૩૨ | ૫ | ૧૬૦ | ૩૫ | ૮ | ૨૮૦ |
| ૩૨ | ૬ | ૧૯૨ | ૩૬ | ૮ | ૨૮૮ |
| ૩૨ | ૭ | ૨૨૪ | ૩૭ | ૮ | ૨૯૬ |
| ૩૨ | ૮ | ૨૫૬ | ૩૮ | ૮ | ૩૦૪ |
| ૩૨ | ૯ | ૨૮૮ | ૩૯ | ૮ | ૩૧૨ |
| ૩૨ | ૧૦ | ૩૨૦ | ૪૦ | ૮ | ૩૨૦ |

### આંક ૩૩.

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| ૩૩ | ૧ | ૩૩ | ૧ | ૯ | ૯ |
| ૩૩ | ૨ | ૬૬ | ૨ | ૯ | ૧૮ |
| ૩૩ | ૩ | ૯૯ | ૩ | ૯ | ૨૭ |
| ૩૩ | ૪ | ૧૩૨ | ૪ | ૯ | ૩૬ |
| ૩૩ | ૫ | ૧૬૫ | ૫ | ૯ | ૪૫ |
| ૩૩ | ૬ | ૧૯૮ | ૬ | ૯ | ૫૪ |
| ૩૩ | ૭ | ૨૩૧ | ૭ | ૯ | ૬૩ |
| ૩૩ | ૮ | ૨૬૪ | ૮ | ૯ | ૭૨ |
| ૩૩ | ૯ | ૨૯૭ | ૯ | ૯ | ૮૧ |
| ૩૩ | ૧૦ | ૩૩૦ | ૧૦ | ૯ | ૯૦ |

### આંક ૩૪.

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| ૩૪ | ૧ | ૩૪ | ૧૧ | ૯ | ૯૯ |
| ૩૪ | ૨ | ૬૮ | ૧૨ | ૯ | ૧૦૮ |
| ૩૪ | ૩ | ૧૦૨ | ૧૩ | ૯ | ૧૧૭ |
| ૩૪ | ૪ | ૧૩૬ | ૧૪ | ૯ | ૧૨૬ |
| ૩૪ | ૫ | ૧૭૦ | ૧૫ | ૯ | ૧૩૫ |
| ૩૪ | ૬ | ૨૦૪ | ૧૬ | ૯ | ૧૪૪ |
| ૩૪ | ૭ | ૨૩૮ | ૧૭ | ૯ | ૧૫૩ |
| ૩૪ | ૮ | ૨૭૨ | ૧૮ | ૯ | ૧૬૨ |
| ૩૪ | ૯ | ૩૦૬ | ૧૯ | ૯ | ૧૭૧ |
| ૩૪ | ૧૦ | ૩૪૦ | ૨૦ | ૯ | ૧૮૦ |

### આંક ૩૫.

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| ૩૫ | ૧ | ૩૫ | ૨૧ | ૯ | ૧૮૯ |
| ૩૫ | ૨ | ૭૦ | ૨૨ | ૯ | ૧૯૮ |
| ૩૫ | ૩ | ૧૦૫ | ૨૩ | ૯ | ૨૦૭ |
| ૩૫ | ૪ | ૧૪૦ | ૨૪ | ૯ | ૨૧૬ |
| ૩૫ | ૫ | ૧૭૫ | ૨૫ | ૯ | ૨૨૫ |
| ૩૫ | ૬ | ૨૧૦ | ૨૬ | ૯ | ૨૩૪ |
| ૩૫ | ૭ | ૨૪૫ | ૨૭ | ૯ | ૨૪૩ |
| ૩૫ | ૮ | ૨૮૦ | ૨૮ | ૯ | ૨૫૨ |
| ૩૫ | ૯ | ૩૧૫ | ૨૯ | ૯ | ૨૬૧ |
| ૩૫ | ૧૦ | ૩૫૦ | ૩૦ | ૯ | ૨૭૦ |

### આંર ૩૬. / આંક ૩૬.

| ચાલુ આંક. | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| ૩૬ | ૧ | ૩૬ | ૩૧ | ૯ | ૨૭૯ |
| ૩૬ | ૨ | ૭૨ | ૩૨ | ૯ | ૨૮૮ |
| ૩૬ | ૩ | ૧૦૮ | ૩૩ | ૯ | ૨૯૭ |
| ૩૬ | ૪ | ૧૪૪ | ૩૪ | ૯ | ૩૦૬ |
| ૩૬ | ૫ | ૧૮૦ | ૩૫ | ૯ | ૩૧૫ |
| ૩૬ | ૬ | ૨૧૬ | ૩૬ | ૯ | ૩૨૪ |
| ૩૬ | ૭ | ૨૫૨ | ૩૭ | ૯ | ૩૩૩ |
| ૩૬ | ૮ | ૨૮૮ | ૩૮ | ૯ | ૩૪૨ |
| ૩૬ | ૯ | ૩૨૪ | ૩૯ | ૯ | ૩૫૧ |
| ૩૬ | ૧૦ | ૩૬૦ | ૪૦ | ૯ | ૩૬૦ |

| ચાલુ આંક | | | નવા આંક. | | |
|---|---|---|---|---|---|
| **આંક ૩૭.** | | | **આંક ૩૭.** | | |
| ૩૭ | ૧ | ૩૭ | ૧ | ૧૦ | ૧૦ |
| ૩૭ | ૨ | ૭૪ | ૨ | ૧૦ | ૨૦ |
| ૩૭ | ૩ | ૧૧૧ | ૩ | ૧૦ | ૩૦ |
| ૩૭ | ૪ | ૧૪૮ | ૪ | ૧૦ | ૪૦ |
| ૩૭ | ૫ | ૧૮૫ | ૫ | ૧૦ | ૫૦ |
| ૩૭ | ૬ | ૨૨૨ | ૬ | ૧૦ | ૬૦ |
| ૩૭ | ૭ | ૨૫૯ | ૭ | ૧૦ | ૭૦ |
| ૩૭ | ૮ | ૨૯૬ | ૮ | ૧૦ | ૮૦ |
| ૩૭ | ૯ | ૩૩૩ | ૯ | ૧૦ | ૯૦ |
| ૩૭ | ૧૦ | ૩૭૦ | ૧૦ | ૧૦ | ૧૦૦ |
| **આંક ૩૮** | | | **આંક ૩૮** | | |
| ૩૮ | ૧ | ૩૮ | ૧૧ | ૧૦ | ૧૧૦ |
| ૩૮ | ૨ | ૭૬ | ૧૨ | ૧૦ | ૧૨૦ |
| ૩૮ | ૩ | ૧૧૪ | ૧૩ | ૧૦ | ૧૩૦ |
| ૩૮ | ૪ | ૧૫૨ | ૧૪ | ૧૦ | ૧૪૦ |
| ૩૮ | ૫ | ૧૯૦ | ૧૫ | ૧૦ | ૧૫૦ |
| ૩૮ | ૬ | ૨૨૮ | ૧૬ | ૧૦ | ૧૬૦ |
| ૩૮ | ૭ | ૨૬૬ | ૧૭ | ૧૦ | ૧૭૦ |
| ૩૮ | ૮ | ૩૦૪ | ૧૮ | ૧૦ | ૧૮૦ |
| ૩૮ | ૯ | ૩૪૨ | ૧૯ | ૧૦ | ૧૯૦ |
| ૩૮ | ૧૦ | ૩૮૦ | ૨૦ | ૧૦ | ૨૦૦ |

| ચાલુ આંક. | | | નવા આંક | | |
|---|---|---|---|---|---|
| **આંક ૩૯** | | | **આંક ૩૯** | | |
| ૩૯ | ૧ | ૩૯ | ૨૧ | ૧૦ | ૨૧૦ |
| ૩૯ | ૨ | ૭૮ | ૨૨ | ૧૦ | ૨૨૦ |
| ૩૯ | ૩ | ૧૧૭ | ૨૩ | ૧૦ | ૨૩૦ |
| ૩૯ | ૪ | ૧૫૬ | ૨૪ | ૧૦ | ૨૪૦ |
| ૩૯ | ૫ | ૧૯૫ | ૨૫ | ૧૦ | ૨૫૦ |
| ૩૯ | ૬ | ૨૩૪ | ૨૬ | ૧૦ | ૨૬૦ |
| ૩૯ | ૭ | ૨૭૩ | ૨૭ | ૧૦ | ૨૭૦ |
| ૩૯ | ૮ | ૩૧૨ | ૨૮ | ૧૦ | ૨૮૦ |
| ૩૯ | ૯ | ૩૫૧ | ૨૯ | ૧૦ | ૨૯૦ |
| ૩૯ | ૧૦ | ૩૯૦ | ૩૦ | ૧૦ | ૩૦૦ |
| **આંક ૪૦.** | | | **આંક ૪૦.** | | |
| ૪૦ | ૧ | ૪૦ | ૩૧ | ૧૦ | ૩૧૦ |
| ૪૦ | ૨ | ૮૦ | ૩૨ | ૧૦ | ૩૨૦ |
| ૪૦ | ૩ | ૧૨૦ | ૩૩ | ૧૦ | ૩૩૦ |
| ૪૦ | ૪ | ૧૬૦ | ૩૪ | ૧૦ | ૩૪૦ |
| ૪૦ | ૫ | ૨૦૦ | ૩૫ | ૧૦ | ૩૫૦ |
| ૪૦ | ૬ | ૨૪૦ | ૩૬ | ૧૦ | ૩૬૦ |
| ૪૦ | ૭ | ૨૮૦ | ૩૭ | ૧૦ | ૩૭૦ |
| ૪૦ | ૮ | ૩૨૦ | ૩૮ | ૧૦ | ૩૮૦ |
| ૪૦ | ૯ | ૩૬૦ | ૩૯ | ૧૦ | ૩૯૦ |
| ૪૦ | ૧૦ | ૪૦૦ | ૪૦ | ૧૦ | ૪૦૦ |

# લખાણોમાંથી ઉતારા.

## હેડમાસ્તરોની આસીસ્ટંટ તરફ ફરજ.

આ વિષય ઉપર લખતાં રા. **નરોત્તમ બાપુભાઇ મજમુદાર** જણાવે છે કે " ઉપરી શિક્ષકનું કર્તવ્ય એ છે કે પોતાના તાબા નીચે મુકાયલા અનટ્રેઇન્ડ શિક્ષકોને પોતાના મદદનીશ ગણી તેની ઉપર વય પ્રમાણે પુત્રવત્ કે મિત્રવત્ શુદ્ધ પ્રેમ રાખી તેમના જીવનને ઉન્નત બનાવવા, તેમને ભાવીમાં મહાન્ શુશિક્ષિત શિક્ષક બનાવવા અત્યંત પરિશ્રમ લઇ, પોતાના દેશની અને દેશ બાળકોની દાઝ જાણી, પોતાની પવિત્ર ફરજ વિચારી તેઓને શિક્ષણ શૈલી બતાવવી, જ્ઞાન વધારવા ઉત્સાહ આપવો અને તેમને સહાય થવું, પોતાનું અનુરૂપ વર્તન રાખી-બતાવી તેમને તેવા થવા ગુપ્ત દ્યોતન કરવું પછી જુવો. ટ્રેઈનીંગ કાલેજના શિક્ષણ કરતાં અનુભવ સાથે મિત્રભાવે મળતું શિક્ષણ કેટલું અને કેવું ફળપ્રદ નીવડે છે; પણ અફસોસની વાત એ છે કે ઘણા શિક્ષિત શિક્ષકોનું વર્તન અનુરૂપ હોતું નથી, તેઓ પોતાની પોતાના દેશ પ્રત્યેની ફરજ સમજતા નથી, ને એમ સમજે છે કે અમને અમારી જગ્યાનોજ પગાર મળે છે. વિષેષ તસ્દી લઇ મગજમારી કરી આયુષ્ય ઓછું કરવાની જરૂર નથી. તેઓ પોતાને હસ્તગત થયેલા મદદનીશો તે ગુલામ જેવા, તે વૈતરૂ કરવાને નીમાયલા સમજે છે. ઘણા હેડમાસ્તરો ને આસીસ્ટંટોને પ્રમાદને, અજ્ઞાનને, લીધે બનતું નથી, ને તેવી સ્થિતિમાં હેડમાસ્તરો ને આસીસ્ટંટોના એક બીજા ઉપર વૈરાગ્નિ વર્ષે છે. અને આવી સ્થિતિમાંથી પસાર થતાં બે ચાર વર્ષમાં આ અનટ્રેઇન્ડ શિક્ષકો જ્ઞાનશૂન્ય, રગશીયા ગાડાની માફક પોતાનું શિક્ષણ કાર્ય ચલાવનારા ઉત્સાહીને પોતાના અજ્ઞાને મહાન્ કેળવણી ખાતાને બતાવેલા પંતુજી ખાતામાં દસ બાર રૂપીયાની નોકરીમાં નોકરીને ના લાયક પણ ગણાતા લાયક બની જાય છે.

## પરિક્ષાઓ અને પરિક્ષકો.

એ સંબંધમાં લખતાં રા. **મહડાકર નાગર** જણાવે છે કે " પ્રાથમિક શાળાઓના ધોરણોને અને અમુક વર્ગના અભ્યાસને અનુસરીને પરિક્ષાઓ લેવાવવી જોઇએ. એમ નથી થતું એમ કહેવાનો આશય નથી. પરંતુ પોતાના જ્ઞાન અને અનુભવના સવાલો ઘણી વખત પરિક્ષકથી પુછાઇ જવાય છે. બાળકની શક્તિને અને અભ્યાસક્રમને અનુસરીને પરિક્ષાઓ લેવાવી જોઇએ. છેવટના ભાગની અગરતો જે ભાગમાં નિર્બળ જણાય તેજ બાબતના વધારે સવાલો પુછી નાપાસ કરવાની પદ્ધતિ ઘણા પરિક્ષકોએ અખ્ત્યાર કરેલી હોય છે. અને એમ નહી તો ધોરણનો જે ભાગ વધારે સખ્ત હોય તેમાંથી સવાલો પુછી વિદ્યાર્થીને ઓછી પાસ સંખ્યા બતાવી ઉપર ચઢાવવો પડે છે. એટલે વિદ્યાર્થીને વરસ નકામું જતું નથી, પણ શિક્ષકનું પરિણામ નબળું દેખાઇ આવે છે. બિલાડી ઉંદરને પણ ચાબે અને પોતાના બચ્ચાને પણ પકડે એમાં જેમ તફાવત છે તેમ પરિક્ષાઓમાં પણ તફાવત છે. ઉદાહરણ તરીકે:—ચોથી ચોપડીમાં ૧૪-૧૫ મા પાઠ પરમેશ્વર વીશેના છે. તેમાં એક ફકરો ઘણો લાંબો અને સખ્ત તથા કુદરતમાં બનતા બનાવોની પરંપરાની

હારમાળાના જેવો છે. તે વંચાવી આખા ધોરણને નાપાસ કર્યાનો દાખલો મ્હેં જાતે જોયો છે. જાણે તે ચોથા ધોરણની વાચનમાળામાં આ એકજ પાઠ હોય અને બીજા તેવા પાઠોનો અભાવ હોય તેમ આચરવામાં આવે છે. અહીં બિલાડીએ ઉંદરને પકડયો એમ સમજાય છે.

તેજ ચોપડીનો ૨૮ મો પાઠ લોભીયા વિશેનો છે. તે બીજે ગામ પરિક્ષામાં વંચાવી સર્વને પાસ કરવામાં આવે છે. અહીં બિલાડીએ પોતાના બચ્ચાને પકડયું એમ સમજવાનું છે. એકનું સારૂં અને બીજાનું નઠારૂં દર્શાવવાને ઘણાખરા વિષયમાં આમ અગાઉથી પણ ગોઠવી રાખેલું હોય છે. આ ક્ષુદ્રતા, અધમતા, ની વાત નિરૂપાયે આલેખવી પડે છે. વળી પરિક્ષકોને ગાડાની મુસાફરી, ઉતારાની સગવડ, સીધા પાણીનો બંદોબસ્ત, પથારીની સારવાર વગેરે મન ગમતું ન થયું હોય તોપણ પરિણામ નબળા આવેલા જણાય છે. ગામડામાં પરિક્ષા વખતે ગામ લોકો એકઠા થઈ જાય છે તેવે વખતે પરિક્ષક સાહેબ પોતાની શક્તિ બતાવવા કે ચાલાકી જણાવવા પણ ચુકતા નથી. પાછળથી તો લોકો પણ તેની કદર પીછાન સારી રીતે કરી શકે છે.

## મકાનો અને સગવડ.

આ સંબંધી લખતાં રા. **જનાર્દન ન્હાનાભાઇ પ્રભાસ્કર** લખે છે કેઃ—"ગામડાંમાં નિશાળો માટે મકાનો મેળવવાના સંબંધમાં સરકારનું સાધારણ ધોરણ એવું હોય છે કે, બનતાં સુધી ગામ લોકો તરફથી બાંધવામાં આવેલું તૈયાર મકાન નિશાળ માટે મળે એમ તે શોધે છે. કોઇ પણ ગામ તરફથી નિશાળ માટે અરજી કરવામાં આવે તો પ્રથમ એ સવાલ પૂછવામાં આવે છે કે, તમારી પાસે મકાનનું સાધન શું છે? ન્હાનાં ગામડાંઓમાં લોકોની સાંપત્તિક સ્થિતિ ઘણે ભાગે સંતોષકારક હોતી નથી, તેમજ અજ્ઞાન ખેડુત વર્ગને શિક્ષણ પ્રતિ વિશેષ અભિરૂચી નહોય એ સાહજીક છે. એ કારણને લીધે ઘણી વાર એમ બને છે કે ગામનો કોઇ સુશિક્ષિત ગૃહસ્થ પોતાના ગામમાં નિશાળ લાવવા માગે તો મકાન સંબંધી તમામ વ્યવસ્થા કરવાનું તેને શિર આવી પડે છે, અને એવા પ્રયત્નોને પરિણામે નિશાળનું ખોખું તૈયાર કરવામાં આવે છે. તોપણ ત્હેને સ્થાયીપણું પ્રાપ્ત થઇ શકતું નથી. ત્હેનું કારણ એ છે કે, એવાં મકાનો લોકલ બોર્ડ ખાતું સ્વીકારતું નથી. એકવાર મહા મહેનતે તૈયાર કરેલું મકાન રીપેર થવાને અભાવે પડી જાય છે, અને સરકારને નિશાળ ઉઠાડી મૂકવાનું સબળ કારણ મળી આવે છે. મકાન પસંદ કરવાની બીજી રીત મકાનો ભાડે મેળવવાં એ છે. નિશાળ માટે ભાડે મળનારાં મકાનો વસતાં ઘરો હોતાં નથી, એ સ્પષ્ટ છે. તે ઘરો વિદ્યાર્થીઓનાં આરોગ્ય રક્ષણ માટે બિલકુલ લાયક હોતાં નથી. હવા, ઉજાસ અને સ્વચ્છતાનો તેમાં પૂર્ણ અભાવ હોય છે. અને મકાનના માલિકોને ભાડાની એવી કોઇ રકમ મળતી નથી કે તેઓ મકાનની ઉપર દર્શાવેલી હાજતો પુરી પાડવા ઉત્સુક રહે. મકાનોને અભાવે સરકાર ગામડાંને નિશાળો આપવા આનાકાની કરે છે.

**પ્રાથમિક કેળવણી**—એ વિષે પોતાના નિબંધમાં **પુરૂષોત્તમ લલ્લુભાઇ પારેખ** પ્રાથમિક કેળવણીની પ્રગતીને માટે નીચેની સૂચનાઓ કરે છે.

૧ જ્યાં પાંચસો અને તેથી વધારે માણસની વસ્તી હોય તે ગામડાંઓમાં નિશાળ સ્થાપવી જોઇએ, એવે સ્થળે ઓછામાં ઓછા ત્રીસ છોકરા ભણનારા હોઈ શકે.

૨ નિશાળની સંખ્યા દરેક સ્થળે રાજ્યની પેદાશના પ્રમાણમાં વધારવી જોઇએ.

૩ નિશાળ બંધ કરતા પહેલાં ગામની વસ્તી, ભણનારની સંખ્યા અને નહિ ભણવા જવાનાં કારણો જોવાં જોઇએ.

૪ સ્વયંસેવકો, ગામડામાં ફરનાર સરકારી અમલદારો, મહેતાજીઓ અને મહેતીજીઓ વીગેરે દ્વારા કેળવણીના લાભ પછાત રહેલા વર્ગોને જણાવવાની જરૂર છે.

૫ મંદિરોના ખર્ચમાંથી કેળવણીની સ્થાપના કે વધારો થવો મુશ્કેલ છે. પરંતુ સદાવ્રતોમાંથી નિશાળની સ્થાપના થઈ શકે.

૬ ગુજરાતી નિશાળોમાં ચાલતાં પુસ્તકો જ્યારે પસંદ કરવામાં આવે ત્યારે શાળાના જુના અનુભવી શિક્ષકો તે કામ કરનારી કમીટીમાં હોય તો વધારે સારૂં.

૭ તાલુકા જેવી ઉચ્ચ પ્રાથમિક શાળામાં ઉપરના ત્રણ ધોરણમાં ઇંગ્રેજી શિખવવાનું બની શકે તો ઠીક.

૮ શિક્ષકો કેળવાયલા અને ટ્રેઇન્ડ હોવા જોઇએ. ટ્રેનીંગ કોલેજમાં સંસ્કૃત ભાષાને બદલે રાજભાષા શિખવવી જોઇએ.

**ગ્રામ્ય શાળાઓ**—એ વિષે લખતાં રા. **દલપતરામ નાથજી પુરાણી** કેળવણીના ઇતિહાસનું ટુંકું દિગ્દર્શન કરીને પંચમહાલ અને રેવાકાંઠાની કેળવણી સંબંધી સ્થિતિ વિષે નીચે પ્રમાણે લખે છેઃ—"ગુજરાત પ્રાંતમાં કેળવણીમાં સર્વથી પછાત જો કોઈ સ્થાન હોય તો આ પંચમહાલ અને રેવાકાંઠા ડીસ્ટ્રીકટજ છે. બીજા કોઇ પણ જીલ્લા કે એજન્સીઓ કરતાં આ જીલ્લા અને એજન્સીમાં શાળાઓની સંખ્યા છેક કમી છે. કેટલાંક મોટાં શહેરો અને થોડાંકજ મોટાં ગામડાંમાં માત્ર પુરા ધોરણ શીખવનારી શાળાઓ છે. બાકીના કુલ ગામડાના પ્રમાણમાં સેંકડે ૫ કે ૧૦ ટકા જેટલી છે......વળી જે જે ગામડામાં શાળાઓનું અસ્તિત્વ છે તેમાં પણ સારા અને જોઇતા પ્રમાણમાં શિક્ષકો અને સાધનોની એટલી અપૂર્ણતા છે કે આજ વર્ષો થયાં તે ગામમાં શાળા સ્થાપન થયા છતાં એ કેળવણીનો નહિ જેવો પ્રચાર થયેલો જોવામાં આવે છે. આમ શિક્ષણની મંદ અસર થવાનાં લેખક ત્રણ કારણો આપે છે.

૧ નાણુંનો સંકોચ.

૨ બાળકો ઉપર સાચો પ્રેમ રાખનારા શિક્ષક તરીખે પોતાના કર્તવ્ય સમજનારા સ્વદેશભકત શિક્ષકોનો અભાવ.

૩ ગામડાની પ્રજાની ગરીબાઈ અને અજ્ઞાન.

## ખેડુતો, ખેતી અને હાલની કેળવણી.

એ વિષે પોતાના નિબંધમાં રા. **તલસીભાઇ એલ. પટેલ** ખેડુતો તથા ખેતીના ધંધાની અવનતી વિષે કેટલુંક વિવેચન કરીને ગામડાની નિશાળોમાં થવા જોઈતા કેટલાક સુધારા સૂચવે છે. અભ્યાસક્રમમાં ખેતીનું શિક્ષણ દાખલ કરવાની, **Superior** નિશાળોમાં

ઈંગ્રેજી વર્ગો કહાડવાની, First aid શિખવવાની, ટ્રેઈન્ડ શિક્ષકો વધારવાની અને ગ્રેજ્યુએટોને હેડમાસ્તર તરીકે રોકવાની ભલામણ તેઓ કરે છે. ઉપરાંત ગામડાની શાળાઓને અંગે સારાં પુસ્તકાલયો સ્થાપવાની અને કેળવણી ફરજીઆત કરવાની પણ તેઓ સૂચના કરે છે.

## પ્રાથમિક સ્કુલોમાં હસ્તશિક્ષણ અને ગામઠી રમતો.

એ વિષે પોતાના લેખમાં રા. **રામભાઇ શામળભાઈ પટેલ** લખે છે કે હાલમાં પદાર્થપાઠના ગૌણ ભાગમાં મેન્યુઅલ ટ્રેઇનીંગ તરીકે ખેતીનું ઉપયોગી શિક્ષણ આપીએ તો તેથી છોકરાઓને મોટી ઉમ્મરે ખેતીના ધંધામાં પડતાં શરમાવાનું કારણ મળે નહિ. દાખલા તરીકે દોરડાં બનાવવા, પાન મુકવી, પાંજરાં ગુંથવાં, શિંકાં, શીંકીઓ, કોયડા, પીપર, દામણુ, ખેરા વીગેરે બનાવવાં.

તેમજ ગામડામાં વીરણો અને સરખટો ઘણી હોવાથી રમત ગમતની તથા વ્યવહારમાં લેવાય તેવી ચીજો બનાવતાં શિખવી શકાશે. દાખલા તરીકે તોરણો, મોર, ઘુઘરા, કંડીઆ, સાદડીઓ, ટટ્ટીઓ વિગેરે વગર પૈસે બનાવી શકાશે.

ઉપરાંત, રમતોના સંબંધમાં લેખક લખે છે કે "ફુટબોલ ક્રીકેટ વીગેરેમાં આપણને ઘણું ખર્ચ લાગે અને તેમાં થોડા છોકરા લાભ લઇ શકે પરંતુ આપણી જુની રમતો ( ખારોપાટ, અમચીકુંડુ, ચકભિલ્લુ, ગેડીદડા ) માં ઘણા છોકરા એકી વખતે લાભ લઈ શકે.

## પ્રાથમિક શાળામાં બાળકોને દાખલ થવાની ઉમ્મર, અભ્યાસ અને તેનો શિક્ષક.

એ વિષે 'એક અનુભવી' લખે છે કે હાલ બાળકોને દાખલ કરવાની ઉમ્મર ઓછામાં ઓછી ચારની છે તે વધારીને છ કે સાત વર્ષની કરવી જોઇએ. પ્રાથમિક ધોરણોના અભ્યાસક્રમમાં લેખક નીચેના વીગતવાર સુધારા સૂચવે છે:—

## પ્રાથમિક ધોરણોના ફેરફાર કરવા જેવા વિષયો.

**આંક—**

**બાળવર્ગ**—૧૦૦ સુધીની સંખ્યાનું જ્ઞાન.

**પહેલું**—૧×૧ થી ૨૦×૧૦ સુધી ઉપયોગમાં સહેલા મુખગણિતના દાખલા. પાંચ સુધીની રકમ બાદ કરવી ને ઉમેરવી.

**બીજું**—એકત્રીસા પૂરા, અર્ધા, દોઢા.

**ત્રીજું**—પાયા, પોણા, સવાયા, અઢીઆ.

**ચોથું**—ઉંઠા, નાની અગીઆરી, આનાપાણ, બદામ.

**પાંચમું**—સાડા સાતનો પા, વડો એકો.

**ટીપ**=સઘળે પદાર્થો વડે.—

**ગણિત—**

**પહેલું ધોરણ**—૯૦૦ લગીની સંખ્યા માંડતાં.

**બીજું**—દશ લાખ લગીની સંખ્યા માંડતાં, દશહજાર લગીનો સરવાળો આવે એટલી

સરવાળા બાદબાકી, ચાર આંકડાના ગુણ્યને બે આંકડાના ગુણકે ગુણવા, તથા ૭ આંકડાની રકમને બે આંકડાની રકમે ભાગવા.

**ત્રીજું**—ચાર આંકડાના ગુણક અને ભાજકવાળા ગુણાકાર ભાગાકાર—ગુણ્ય ભાજ્ય આઠ આંકડા સુધીના, ઉતરતી ચઢતી ભાંજણી, વિવિધ, સરવાળા, બાદબાકી, ગુણાકાર ને ભાગાકાર.

**ચોથું**—આણુપાણુના સરવાળા, બાદબાકી, ગુણાકાર ને ભાગાકાર, વ્યવહારિક અપૂર્ણાંકના સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, સહેલી ત્રિરાશી. ( લઘુતમ સાધારણ અવયવી તથા ગુરૂતમ સાધારણ અવયવ સુદ્ધાં )

**પાંચમું-છઠું-સાતમું**—હાલ છે તેમ.

ઇતિહાસ.

ધો. ૪ હાલ છે તેમ ગુજરાતનો.

ધો. ૫ બુદ્ધ, શંકરાચાર્ય ૭૧૨ થી ૧૭૦૭ સુધીના કાળનો હિંદનો ઇતિહાસ.

ધો. ૬ ૧૭૦૭ થી ૧૮૧૮ સુધીનો ( જેમાં ફક્ત મોગલ અને મરેઠાના સંબંધ પૂરતો ) હિંદુસ્તાનનો ઇતિહાસ.

ધો. ૭ હિંદુસ્તાનનો પૂરો.

**ટીપ:**—

હાલમાં ઇતિહાસમાં પાંચમાં છઠ્ઠામાં વધારે બોજારૂપ છે તેમ છઠ્ઠામાં તો અનિશ્ચિત છે— જેમકે આજ સુધીના બ્રિટિશ રાજનો—એટલે સાતમા ધોરણ જેટલોજ એવો અર્થ થાય છે અને તેથી તે ઘણો ભારે પડે છે.

---

**વાંચનમાળા.**—

બાળપોથીમાં ફક્ત પહેલો ભાગ જે 'વર્ગ' ને નામે ઓળખાય છે તેટલોજ બાળ વર્ગમાં જોઇએ.

પહેલીમાં બાળપોથીનો બીજો ભાગ, તથા પહેલીમાંથી ટુંકાવીને હલકા કરેલા ૩૦ પાઠ.

**ટીપ:**—સામાન્ય રીતે ઉપર ઉપરથી જોતાં પહેલીથી માંડી સાતમી લગી સુંદર રચનાવળી દેખાય છે. પણ પહેલેથી ચાર ધોરણ લગીની બાળકોની શક્તિ જોતાં ભારે છે. પાઠ લાંબા લાંબા, અઘરા શબ્દોની હારમાળા વાળા છે. તેથી ટુંકાવી સાદું રૂપ આપવાની જરૂર છે. છોકરાંઓની શક્તિ દિવસે દિવસે ઘટતી જાય છે, ત્યારે અભ્યાસનો બોજો વધતો જાય છે. આમ પ્રમાણ વ્યસ્ત છે તે હરેક રીતે નાપસંદ કરવા લાયક છે—હોપ વાંચનમાળાની ચોપડીના પાઠોની લંબાઈ સાદાઇ તપાસતાં સ્પષ્ટ થઇ જશે.

કેટલીક જગાએ કવિતાઓ બદલવા જેવી છે. તેમાં કન્યાશાળામાં તો ખાસ જેમ કે, **સ્વર્ગ ક્યાં હશે ?** વગેરે.

**વિશેષ=**—કસરત, કવાયત, ડ્રીલ (કોઇ કોઇ દાખલામાં અપવાદ રાખીને) ફરજીઆત દાખલ કરવા જોઇએ."

---

બાળવર્ગને માટે જુદો શિક્ષક રાખવો જોઇએ, એવો લેખકનો અભિપ્રાય છે.

**આધુનીક વિદ્યાર્થીઓની શરીર સંપત્તિ** એ વિષે પોતાના લેખમાં રા. **મૂળજી-ભાઈ પટેલ** જણાવે છે કે નિશાળોમાં ભણતા વિદ્યાર્થીઓનાં શરીર ઘણાં નબળાં છે માટે ગુજરાતના હિતચિંતકોએ તેના કારણો શોધી કાઢવાં જોઇએ. શરીરના સુધારા માટે લેખક સૂચવે છે કે નિશાળનો વખત સવાર સાંજનો રાખવો જોઇએ, મકાન સુઘડ અને હવા અજવાળાંવાળાં રાખવાં જોઇએ અને વિદ્યાર્થીઓને પૌષ્ટીક ખોરાક મળે તે માટે મ્યુનીસી-પાલીટી વીગેરેએ ચાંપતા ઉપાય લેવા જોઇએ.

**ચિત્ર વિદ્યા** એ વિષે લખતાં રા. **કનૈયાલાલ આત્મારામ પટેલ** જણાવે છે કે હિંદુસ્થાનમાં નિપૂણ ચિત્રકારો ગણ્યાગાંઠ્યા છે ને ગુજરાતમાં એકે નથી માટે તે વિદ્યાને સ્કોલરશીપ વીગેરેથી ઉત્તેજન આપવું જોઇએ.

**કેળવણી સંબંધી કેટલીક દલીલો** એ સંબંધી પોતાના લેખમાં રા. **હરીદાસ અમીચંદ અંબાણી** નીચેના મુખ્ય સુધારા સૂચવે છે.

૧. હાલની શિક્ષણ પદ્ધતિમાં ધંધાવાર કેળવણી આપવાની પદ્ધતિ હાલ તુરત બે હજાર ઉપરાંત વસ્તીવાળા ભાગોમાં દાખલ કરવી.

૨. બાળકોને નિશાળમાં દાખલ કરવાની વય ઓછામાં ઓછી સાત વર્ષની રાખવી.

૩. તાલુકાવાર ખેતીવાડીની શાળા સ્થાપવી.

૪ વેપારી અને વૈદ્યક શિક્ષણની વધારે શાળાઓ સ્થાપવી.

૫ દરેક મહાલવાર કીન્ડરગાર્ટન સ્કુલો કહાડવી.

૬ શિક્ષકોની સંખ્યામાં વધારો કરવો જેથી નિદાન ત્રીસ બાળકો, માટે એક શિક્ષક મળી શકે.

૭ હુન્નર ઉદ્યોગની કેળવણી આપવા દરેક પ્રાન્તવાર એક નિશાળ કહાડવી.

૮ સ્ત્રીઓને ઉંચી કેળવણી માતૃ ભાષા દ્વારા આપવી.

૯ ગૃહ વ્યવસ્થા, ધર્મ નીતિ, આરોગ્ય વિદ્યા વીગેરેનું જ્ઞાન ખાસ કરીને સ્ત્રીઓને આપવું જોઇએ.

૧૦ મોટી ઉમ્મરની સ્ત્રીઓ માટે લત્તા વાર ખાસ વર્ગોની યોજના કરવી જોઇએ.

**વર્તમાન કાળોપયોગી કેળવણી**—એ વિષે પોતાના લેખમાં રા. મંજુલાલ જમ-નારામ દવે કેળવણીનો મુખ્ય હેતુ નીચેના વાક્યમાં સૂચવે છે. "આપણે જે કરવાનું છે તે એટલુંજ છે કે વર્તમાન કાળના હથોડા વડે (સાધનો વડે) ભૂતકાળની એરણ ઉપર (હિંદની પ્રાચીન સંસ્કૃતી ઉપર) ઘડાયલો ભવિષ્ય જીવન પ્રવૃત્તિ માર્ગ કેળવણીની

કક્ષામાં ઉપયોગી થઇ પડવો જોઇએ. જેથી ભૂતકાળની આપણી હિંદુત્વની સ્મૃતિના વસ્તુપર વર્તમાન સાધનનો—શકિતનો—ઉપયોગ કરી જે સુંદર રૂપ યોજાય તે વડે આદર્શ પ્રજા રૂપે હિંદનું ભાવી અમુક ચોક્કસ હેતુ પુરઃસર ઘડાઈ રહે."

પ્રાથમિક કેળવણી સાથે ખેતી અને હુન્નરનું જ્ઞાન આપવાની અને તેનાં છેલ્લાં ત્રણ વર્ષમાં ઈંગ્રેજી દાખલ કરવાની અને હિંદને લગતું બધું જ્ઞાન આપવાની તેઓ સૂચના કરે છે.

માધ્યમિક ધોરણમાં ઇંગ્લાંડ અમેરિકા, જાપાન જર્મની વગેરે દેશોનો ઇતિહાસ શિખવવાને અને તે ઉપરાંત ઈંગ્રેજી બીજી ભાષા અને ધંધાનું જ્ઞાન આપવાની તેઓ ભલામણ કરે છે.



# પરિશિષ્ટ ૧.

## (૧)

## દેશી રાજ્યોને પૂછેલા સવાલોના ઉતરોનું તારણ.

કાઠીયાવાડ, ગુજરાત અને કચ્છના તમામ દેશી રાજ્યોના અધિકારીઓને કેળવણી સંબંધી કેટલાક પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા તેમાંથી માત્ર ૨૦ રાજ્યો તરફથી ઉત્તર મળ્યા હતા. જુનાગઢ, ચુડા તથા જસદણે પોતાના રાજ્યના રીપોર્ટ માત્ર મોકલી આપ્યા હતા, પણ તેમાંથી પૂછેલી હકીકત મળી શકતી નથી.

સદરહુ વીશ રાજ્યોની મળેલી હકીકતને નીચેનાં કોઠામાં બની શકે તેટલી આપી છે.

| | રાજ્યનું નામ. | ગામડાની સંખ્યા | નિશાળવાળા ગામડાની સંખ્યા. | નિશાળવાળા ગામનું પ્રમાણ | કન્યાશાળા કેટલા ગામમાં છે. | કુલ નિશાળોમાં કન્યા નિશાળોનું પ્રમાણ | શિક્ષકોના પગાર. કમીમાં કમી. | શિક્ષકોના પગાર. વધારેમાં વધારે. | ઈંગ્રેજી નિશાળોની સંખ્યા | પ્રાથમિક કેળવણીની ખાસ સગવડ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | ટકા. | | | | | | |
| ૧ | જામનગર | ૬૬૭ | ૧૮૩ | ૨૭ | ૧૩ | ૧૮ | ૧૦ | ૬૦ | ૧૩ | પ્રાથમિક માધ્યમિક } મફત |
| ૨ | ભાવનગર | ૬૬૬ | ૧૩૩ | ૨૦ | ૨૦ | ૨૮ | ૭<br>ટ્રે-ડ ૧૨ | ૧૨<br>૬૦ | ૭ | × |
| ૩ | સુંથ | ૨૯૧ | ૧૨ | ૪ | ૧ | ૬૯ | ૭ | ૩૦ | ૧ | × |
| ૪ | ધરમપુર | ૨૭૩ | ૨૭ | ૧૦ | ૨ | ૮ | ૧૦ | ૩૫ | ૧ | પ્રાથમિક મફત. |
| ૫ | રાજપીંપલા | ૧૮૬ | ૮૨ | ૪૪ | ૮ | ૩૯ | ૦ | ૦ | ૧૦ | લગભગ મફત. |
| ૬ | ગોંડળ | ૧૭૪ | ૮૬ | ૪૪ | ૪ | ૩૦ | ૯ | ૭૦ | ૪ | × |
| ૭ | રાધણપુર | ૧૭૦ | ૨૨ | ૧૩ | ૨ | ૧૩ | ૧૦ | ૪૫ | ૧ | પ્રાથમિક મફત. |
| ૮ | મોરબી | ૧૫૦ | ૭૬ | ૫૧ | ૨ | ૫ | ૩ | ૪૦ | ૨ | × |
| ૯ | પોરબંદર | ૧૦૨ | ૫૮ | ૫૩ | ૫ | ૨૬ | ૮ | ૬૦ | ૫ | પ્રાથમિક મફત. |
| ૧૦ | વાંકાનેર | ૧૦૦ | ૧૩ | ૧૩ | ૧ | ૨૩ | ૭ | ૪૦ | ૧ | પ્રાથમિક મફત. |
| ૧૧ | પાલીતાણા | ૯૬ | ૨૪ | ૨૫ | ૨ | ૩૧ | ૭ | ૭૦ | ૨ | × |
| ૧૨ | ખંભાત | ૯૦ | ૩૫ | ૩૯ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | પ્રાથમિક મફત. |
| ૧૩ | વાંસદા | ૮૭ | ૧૩ | ૧૫ | ૧ | ૩ | ૯ | ૪૫ | ૧ | ગા. માં પ્રા. મફત |
| ૧૪ | રાજકોટ | ૬૩ | ૧૭ | ૨૭ | ૩ | ૩૮ | ૬ | ૬૦ | ૫ | ખેડુતો માટે પ્રાથમિક ફરજીયાત. |
| ૧૫ | લીંબડી | ૪૮ | ૧૭ | ૩૫ | ૨ | ૨૬ | ૬ | ૬૦ | ૨ | પ્રાથમિક ૭ થી ૧૧ છોક. ફરજી. પ્રાથમિક અને માધ્યામિક મફત. |
| ૧૬ | વળા | ૪૬ | ૭ | ૧૫ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | પ્રાથમિક મફત. |
| ૧૭ | માંગરોળ | ૪૩ | × | × | ૧ | ૧૫ | ૦ | ૦ | ૧ | પ્રાથમિક મફત. |
| ૧૮ | મુળી | ૨૦ | ૧૧ | ૫૫ | ૧ | ૬૨ | ૬ | ૫૦ | ૧ | સદર. |
| ૧૯ | સચીન | ૨૦ | ૧૬ | ૮૦ | ૩ | ૨૩ | ૯ | ૪૦ | ૦ | |
| ૨૦ | લાઠી | ૧૪ | ૩ | ૨૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | |

શાળાની હાલની સંખ્યામાં વધારો કરવાની બાબતમાં કેટલાંક રાજ્યો કહે છે કે હવે નવી નિશાળો ઉઘાડવાની જરૂર નથી. કેટલાંક કહે છે કે લોકોની માગણી પ્રમાણે ઉઘાડવામાં આવે છે. માત્ર ભાવનગર, માંગરોળ, સચીન અને મૂળીએ કેટલા ગામોમાં અત્યારેજ નવી નિશાળો ઉઘાડવાની જરૂર છે તે જણાવ્યું છે. મૂળીના ૨૦ ગામોમાંથી ૧૧ માં નિશાળ છે અને ૧ માં જરૂર છે. સચીનમાં ૨૦ માંથી ૧૬ ગામમાં નિશાળ છે અને ૨ માં જરૂર છે. માંગરોળમાં ૬ ગામમાં નિશાળની જરૂર છે. ભાવનગરના ૬૬૬ ગામોમાંથી ૧૩૩ માં નિશાળો છે, હાલ તુરત ૧૨૧ વધારે ગામોમાં નિશાળની જરૂર છે.

૩. માંગરોળ અને ખંભાતે અલાહિદી કન્યાશાળાની સંખ્યા જણાવી નથી. છોકરાઓની નિશાળોમાં કેટલી છોકરીઓ ભણે છે તે કોઇએ જણાવ્યું નથી. પણ જે આંકડા આવ્યા છે તે ઉપરથી **કન્યાકેળવણી બહુજ પછાત જણાય છે.** એ સંબંધમાં રાજ્યોએ નક્કી કાર્યક્રમ ઘડવો ઘટે છે.

૫. નવી નિશાળ ઉઘડતી વખતે ગામનાં લોકોને મદદ કરવાની ફરજ પાડવામાં નથી આવતી. પાલીતાણા રાજ્યમાં મકાન ગામલોકોને આપવું પડે છે અને ત્રીસ વિદ્યાર્થી આપવાની ફરજ પાડવામાં આવે છે. લીંબડી રાજ્યમાં જે મહિનામાં વિદ્યાર્થીની સંખ્યા ૧૫ થી ઓછી હોય છે તે મહિનાનો ખરચ ગામલોકોને આપવો પડે છે.

૬. શિક્ષકોના પગાર સંબંધમાં ટ્રેન્ડ અને અનટ્રેન્ડના જૂદા પગારો દર્શાવવામાં આવ્યા છે. મોરબીમાં શરૂઆતનો પગાર બહુજ ઓછો છે. રૂ. ૩) થી માસ્તરો ગુજરાન શી રીતે ચલાવતા હશે? બાકી બીજે રૂ. ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૨, થી શરૂઆત થાય છે, અને વધારેમાં વધારે ૪૦, ૫૦, ૬૦, લગી થાય છે. માત્ર ગોંડલમાં ૭૦, લગી થાય છે. પ્રથમ કેળવણી ખાતું એજન્સીને આધીન હતું તે દિવસનો આ ઉંચામાં ઉંચો 'સ્કેલ' નક્કી થયેલો હજૂ કાયમ રહ્યો છે. ક્મીમાં કમી પગાર બહુ હલકો છે. દસથી ઓછો રાખવો યોગ્ય લાગતો નથી.

૭. શિક્ષકોની સંખ્યા ભાવનગરમાં સૌથી વધારે છે, ટ્રેન્ડ શિક્ષકોનું પ્રમાણ ભાવનગર, રાજપીપળા, ગોંડળ, પાલીતાણા, મુળી અને સુંથમાં ૩૦ ટકાથી વધારે છે. વાંસદા, મોરબી અને ધરમપુરમાં હસવા લાયક પ્રમાણ, ફકત ત્રણથી આઠ ટકા આવે છે. વાંસદામાં ૩૩ શિક્ષકોમાંથી એકજ ટ્રેન્ડ છે. મોરબીમાં ૧૪૮ માંથી આઠજ ટ્રેન્ડ છે.

૮. ૯. ઇંગ્રેજી નિશાળો અને મિડલ સ્કુલો વળા અને સચીન શિવાય બધાં રાજ્યોમા છે તે ઉપરાંત ગુજરાતી સ્કુલોના ઉપલા વર્ગમાં અંગ્રેજી કલાસો ભાવનગર અને ગોંડળમાં કાઢવામાં આવ્યા છે અને બીજે વિચાર ચાલે છે; જ્યારે લીંબડી સ્ટેટ ઇલાયદી નીશાળ કાઢવાની તરફેણમાં છે.

૧૦. ઉંચા અભ્યાસ માટેની શિષ્યવૃત્તિઓ લગભગ દરેક મોટા સ્ટેટમાં રાખવામાં આવી છે; ને ઇજનેરી, આસિ. ડાકટરી, ટેકનિકલ, વગેરે શિક્ષણને માટે હોય છે, વાંકાનેરમાં એલ. એલ. બી. શીખવા જનાર માટે પણ એક રૂ. ૨૫ ની સ્કોલરશીપ રાખવામાં આવી છે.

૧૧. પરદેશ અભ્યાસાર્થે જવા માટે કોઇ પણ રાજ્યમાં ખાસ શિષ્યવૃત્તિ નથી.

૧૨. ખાસ જાતોમાં અંત્યજો માટે જામનગર, ભાવનગર, પોરબંદર, રાજકોટમાં શાળાઓ છે, મુસલમાનોની મદ્રેસા તથા ઉર્દુ સ્કુલો રાજ્યના ખરચે અથવા ખાનગી ગૃહસ્થોને ખરચે જામનગર, ભાવનગર, રાજકોટ, રાધનપુર અને ખંભાતમાં છે જ્યારે રાજપીંપળા અને સુંથમાં મુસલમાનોને મફત શિક્ષણ આપવામાં આવે છે. ગરાસીયા માટે ગોંડલમાં ઇંગ્લંડની પબ્લિક સ્કુલ્સના ધોરણપર ગરાસીયા કોલેજ કાઢવામાં આવી છે, જામનગરમાં ગરાસીયાઓ માટે બોર્ડિંગ છે અને મૂળીમાં ગરાસીયાઓને મફત શિક્ષણ આપવામાં આવે છે. પોરબંદરમાં ખારવાઓ માટે ખાસ નિશાળ કાઢવામાં આવી છે. અને સચીન અને સુંથમાં કાળીપરજને શિષ્યવૃત્તિઓ અથવા મફત શિક્ષણ માટે ગોઠવણ કરવામાં આવી છે.

૧૩. જામનગર અને લીંબડીમાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ મફત છે; જ્યારે ખંભાત, રાધનપુર, ધરમપુર, વાંકાનેર, સચીન, વળા અને મૂળીમાં પ્રાથમિક શિક્ષણ મફત છે. **લીંબડીમાં સાતથી અગીયાર વર્ષના છોકરાઓ માટે પ્રાથમિક કેળવણી ફરજ્યાત પણ છે.**

૧૪. સાધારણ નિયમ તરીકે નિશાળોમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યાપર અંકુશ મૂકવામાં આવતો નથી. માત્ર ભાવનગર સ્ટેટમાં ખાનગી ઇંગ્રેજી શાળાને ઉત્તેજન આપવાના હેતુથી દરબારી હાઇસ્કુલ અને મિડલ સ્કુલના વિદ્યાર્થીઓની સંખ્યા મુકરર કરવામાં આવી છે.

---

## (૨)

## મ્યુનીસીપલ મંડળોને પૂછેલા પ્રશ્નોના આવેલા ઉત્તરોનું તારણ.

ગુજરાતના પાંચ જીલ્લાઓમાં બધાં મળીને ૨૭ શેહેરોમાં હાલ મ્યુનીસીપાલ મંડળો ચાલુ છે. અમદાવાદ જીલ્લામાં ૧૦, ખેડામાં ૯, સુરત તથા ભરૂચ દરેકમાં ત્રણ ત્રણ, અને પંચમહાલમાં બે શેહેરોમાં મ્યુનીસીપાલ મંડળો છે. શેહેરની વસ્તીના પ્રમાણમાં આ મંડળોના (૧) મોટા, (૨) વચલા તથા (૩) નાના એવા વિભાગો પાડી શકાય. ૨૨,૦૦૦ થી વધારે વસ્તીવાળા શેહેરની મ્યુનીસીપાલીટી મોટી, ૧૦ થી ૨૨ હજારના વસ્તીની વચલા વર્ગની, અને દસ હજારથી ઓછી વસ્તીની નાની મ્યુનિસીપાલીટી કહેવાય. આ ત્રણે વર્ગના મ્યુનીસીપાલ મંડળો કેળવણીમાં, એટલે કે વિશેષે કરીને પ્રાથમિક કેળવણીમાં જે કામ કરે છે તેની જુદી જુદી તપાસ લઇશું. મોટી મ્યુનીસીપાલીટીઓ ફક્ત પાંચ છે, જીલ્લાવાર એકેક—અમદાવાદ, નડીયાદ, સુરત, ભરૂચ અને ગોધરા. વચલા વર્ગની નવ છે. અમદાવાદ જીલ્લામાં વિરમગામ અને ધોળકા, ખેડા જીલ્લામાં ઉમરેઠ, કપડવણજ, આણંદ અને બોરસદ, સુરતમાં વલસાડ અને રાંદેર, અને ભરૂચમાં અંકલેશ્વર છે. બાકીની ૧૩ રહી તે નાની છે.

## (૧) મોટી મ્યુનિસિપાલીટીઓ.

પાંચ મોટા શેહેરોમાંથી ભરૂચ તરફથી પ્રશ્નોના ઉત્તરો મળ્યા નથી. તે શેહેરની સ્કુલકમિટીના ચેરમેન અધિકારી ગૃહસ્થ છે તે કારણથી તેમ થયું હોય. તે શેહેરના આંકડા બની શકયા તેટલા કેળવણી ખાતાના વાર્ષિક રીપોર્ટ પરથી લીધા છે.

### કેળવણી સંબંધી ખર્ચ—

| અનુક્રમ નંબર | શેહેરનું નામ. | વસ્તી. | મ્યુનીસીપાલીટીનો કુલ ચાલુખર્ચ. ૧૯૧૪–૧૫ | કેળવણી પાછળ કુલ ખર્ચ. ૧૯૧૫–૧૬ | કુલખર્ચના કેટલા ટકા કેળવણી પાછળ. | શેહેરનીવસ્તીના માથાદીઠ ખર્ચ. | કુલ બાળકો કેટલા ભણે છે. ૧૯૧૪–૧૫ | કુલ વસ્તીના કેટલા ટકા ભણે છે. |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | રૂ. આ. પા. | | |
| ૧ | અમદાવાદ | ૨,૨૫,૫૦૦ | ૧૨,૯૪,૦૦૦ | ૮૮,૨૯૭ | ૬.૮ | ૦—૬—૪ | ૧૧,૨૧૧ | ૫.૦ |
| ૨ | સુરત. | ૧,૧૫,૦૦૦ | ૪,૫૬,૬૦૦ | ૫૧,૭૧૨ | ૧૧.૨ | ૦—૭—૫ | ૭,૯૮૯ | ૬.૯ |
| ૩ | ભરૂચ. | ૪૩,૫૦૦ | ૧,૪૩,૦૦૦ | ૨૮,૦૬૦ | ૧૯.૬ | ૦—૧૦—૪ | ૩,૩૬૩ | ૭.૭ |
| ૪ | નડીયાદ. | ૨૭,૦૦૦ | ૭૮,૦૦૦ | ૨૨,૮૮૩ | ૨૯.૩ | ૦—૧૩—૬ | ૨,૮૩૨ | ૧૦.૫ |
| ૫ | ગોધરા. | ૨૨,૦૦૦ | ૨૭,૬૭૦ | ૮,૦૧૦ | ૨૮.૯ | ૦—૫—૮ | ૧,૧૭૨ | ૫.૩ |

ઉપરના આંકડાઓથી એટલું તો સ્પષ્ટ સાબીત થાય છે કે જેમ જેમ વસ્તીના માથા દીઠ ખરચ વધારવામાં આવે તેમ તેમ નિશાળે જતા બાળકોનું પ્રમાણ વધારી શકાય. નડીયાદ માથા દીઠ સાડાતેર આના જેટલી સારી રકમ ખર્ચે છે તેથીજ તે વસ્તીના ૧૦।। ટકાને ભણાવી શકે છે, નહીં કે તે શેહેરમાં કાંઇ જાદુઇ માયા છે તેથી અથવા ત્યાં સાક્ષરો પાકે છે તેથી. અમદાવાદ જો પોતાનો ખર્ચ બમણો કરે, એટલે કે સવા છ આનાને બદલે સાડા બાર આના ખર્ચે તો હાલ પાંચ ટકા વસ્તીને ભણાવી શકે છે તેને બદલે દસ ટકા વસ્તીને ભણાવી શકે તે બીલકુલ નિઃસંશય છે. વિશેષ ભણતરને માટે નિશાળો અને બીજા સાધનો પુરા પાડવાનીજ ખોટી છે. રાજનગર અમદાવાદ અને આખા પ્રાંતમાં સૌથી પછાત જીલ્લાનું મુખ્ય શેહેર ગોધરા એ બંને લગભગ એક સરખાજ આગળ વધેલા છે એ શોચનીય વાત ઉપરના આંકડાથી સ્પષ્ટ થાય છે.

**૨. સરકાર અરધી ગ્રાંટ આપે છે કે ઓછી?**

૨. ગ્રાંટની રકમ સરકાર તરફથી ધારા પ્રમાણે અરધી, એટલે ખર્ચના ૫૦ ટકા, મળવી જોઇએ તે પુરેપુરી કદી મળતી નથી એ સાધારણ ફરિયાદ છે. આ રકમ દર ત્રણ ત્રણ અથવા પાંચ પાંચ વર્ષે નકી કરવામાં આવે છે તેને બદલે દરસાલ આગલા વર્ષના ખર્ચના આંકડા ઉપરથી નક્કી થવી જોઇએ. વળી લડાઇના વર્ષો દરમ્યાન ગ્રાંટમાં પાઇ એકનો વધારો થશે નહીં એમ જણાવવામાં આવ્યું છે, અને લડાઇ કેટલા વર્ષ હજુ ચાલશે તે કહી શકાતું નથી. મ્યુનીસીપાલીટીઓને તો લડાઇ દરમ્યાન પણ પોતાનો ખર્ચ વધારવોજ પડે છે, તો હાલ ૩૪ થી ૪૪ ટકા ગ્રાંટ મળે છે તે લડાઇને અંતે પ્રમાણ ઘટીને ૨૫ થી ૩૩ સુધીનું થાય તો આશ્ચર્ય થઇશું નહીં.

૫૦ ટકાની ગ્રાંટને બદલે હાલ અમદાવાદને ફક્ત ૩૪ ટકા, સુરતને ૪૦ ટકા, ભરૂચને ૪૨ ટકા, નડીયાદને ૩૯, અને ગોધરાને ૪૪ ટકા ગ્રાંટ મળે છે.

**૩–૪. ટ્રેન્ડ અને અનટ્રેન્ડ શિક્ષકો. એક શિક્ષક દીઠ છોકરાની સંખ્યા.**

૩–૪. અમદાવાદમાં ૫૬ ટકા શીક્ષકો ટ્રેન્ડ છે. આ પ્રમાણ સંતોષકારક છે. સુરતમાં આ પ્રમાણ ફક્ત ૪૧ નું આવે છે, ભરૂચના આંકડા નથી, નડીયાદમાં ૫૫ ટકાનું આવે છે, અને પછાત ગોધરામાં ફક્ત ૩૫ ટકાનું આવે છે.

કોઇ ઠેકાણે પચીસ વિદ્યાર્થીઓ દીઠ એક શિક્ષક નથી. ૩૦ અથવા ત્રીસથી વધારે દીઠ એક એ પ્રમાણ બધાને માટે આવે છે. શિક્ષકોની સંખ્યામાં સાધારણ રીતે વધારો કરવો ઇષ્ટ લાગે છે.

**૫. મકાનો.**

૫. અમદાવાદના પ્રાથમિક શાળાનાં મકાનો પૈકી “ થોડાં સુઘડ, સગવડવાળાં અને હવા અજવાળાંવાળાં છે. ઘણાં તેવાં નથી. ” સાત લાખ રૂપીયાની રકમ મળે તો મનમાનતાં મકાન બંધાય. સુરત પણ તેજ પ્રમાણે કહે છે, અને ખર્ચની અટકળ દસ લાખ રૂ. આંકે છે. ભરૂચની માહિતી નથી. નડીયાદની ૧૨ નીશાળો પૈકી ત્રણના મકાનો મ્યુનીસીપાલીટીની માલેકીના અને સુઘડ છે. બાકીના ભાડાના મકાનો છે. પણ હવા અજવાળાની ખામીની ખાસ ફરીયાદ નથી. ગોધરામાં સાધારણ રીતે સગવડ ઠીક છે, પણ એક નવું મકાન મોટી નિશાળને માટે બાંધતાં રૂ. ૩૦,૦૦૦ નો ખર્ચ થાય. અમદાવાદ જેવા ગીચ વસ્તીવાળા શેહેરની નાના બાળકોની નિશાળો પણ ગીચ હોય તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

**૬. વધારે નિશાળોની જરૂરીઆત**

૬. અમદાવાદને હાલ તુરત આઠ વધારે નિશાળોની જરૂર છે, સુરતને ચારની, અને નડીયાદને બેની છે. ગોધરામાં ઘાંચી અને બીજા મુસલમાનો માટે પાંચ કુરાન–શાળાઓ છે તેને જોડીને સાધારણ પ્રાથમિક કેળવણી આપવા વર્ગો ખોલવાની જરૂર છે. દરેક શાળામાં બબે શિક્ષક આપતાં વાર્ષિક ખર્ચ રૂ. ૧૫૦૦ નો થાય. સામો હાલનો ખર્ચ ફક્ત આઠ હજાર છે, તેમાં એકદમ આટલો ઉમેરો થઇ શકે નહી. ૪ યા ૫ વર્ષે થઇ શકે.

**૭. શિક્ષકોના પગાર.**

૭. અમદાવાદ પોતાના શિક્ષકોને મળતા કમીમાં કમી પગારમાં વધારો કરવાની જરૂર ધારે છે. અનટ્રેન્ડ શિક્ષકોને શરૂઆતથી રૂ. ૯ ને બદલે ૧૨, પહેલા વર્ષના ટ્રેન્ડને ૧૨ ને બદલે ૧૫, બીજા વર્ષવાળાને ૧૫ ને બદલે ૨૦, અને ત્રીજા વર્ષવાળાને ૨૦ અથવા ૨૫ ને બદલે ૨૫ મળવા જોઇએ એમ વાજબી માને છે. સુરત

શિક્ષકોને હાલ મળતા પગારો સંતોષકારક માને છે, અને સૌથી વધારે પગાર રૂ. ૬૦ નો છે તેને બદલે એક જગ્યાનો રૂ. ૭૫ નો કરવો ઇષ્ટ માને છે. ભરૂચનો મત આપણે જાણતા નથી. નડીયાદ ધારે છે કે હાલ મળતા પગાર સંતોષકારક ન કહેવાય અને ઓછા-માં ઓછો પગાર રૂ. ૧૨ આપવો જરૂરનો ધારે છે. ગોધરાએ સ્પષ્ટ ઉત્તર આપ્યો નથી અને "વધારો આપવાનું નાણાં સંબંધી સ્થિતિ ઉપર આધાર રાખે છે" એમ જણાવ્યું છે.

**૮. કન્યાશાળાઓ તથા તેની શિક્ષિકાઓ.**

૮. અમદાવાદમાં કુલ નીશાળોની સંખ્યા ૪૧ છે તે પૈકી ૧૧ કન્યાશાળાઓ છે, એટલે ચોથા ભાગની કન્યાઓ માટે છે. આ અગ્યાર પૈકી મુસલમાન ભાઇઓની કન્યાઓ માટે તો એકજ છે એ શોચનીય સ્થિતિ છે. સુરતમાં ૨૯ પૈકી ૫ એટલે છઠ્ઠા ભાગની કન્યાશાળાઓ છે અને કેટલીક બીજીમાં છોકરાઓ અને કન્યાઓ સાથે ભણે છે. ભરૂચમાં ૧૭ પૈકી ૭, નડીયાદમાં ૧૨ પૈકી ૪ એટલે ત્રીજા ભાગની અને ગોધરામાં પાંચ પૈકી એકજ કન્યાની શાળા છે. અમદાવાદમાં ટ્રેન્ડ શિક્ષિકાઓ ૬૭ ટકા છે, પણ સુરતમાં આ પ્રમાણ ફક્ત ૪૧ જ છે. પુરૂષ તથા સ્ત્રી શિક્ષકો બન્ને માટે સુરતમાં ટ્રેન્ડ શિક્ષકોનું પ્રમાણ ફક્ત ૪૧ ટકા, એટલે અસંતોષકારક છે. નડીયાદમાં ૯ માંથી ૭ એટલે ૭૭ ટકા શિક્ષિકાઓ ટ્રેન્ડ છે, અને પછાત ગોધરામાં ૯ માંથી ફક્ત બે, એટલે ફક્ત ૨.૩ ટકા છે.

**૯. અંત્યજ વર્ગ માટે શાળાઓ.**

૯. અંત્યજ વર્ગો માટે અમદાવાદ જેવા સવા બે લાખ વસ્તીના શહેરમાં ફક્ત બે શાળા તથા એક વર્ગ છે. સુરતમાં પણ બે અંત્યજ શાળા છે, ભરૂચની ખબર નથી, નડીયાદમાં એકે નથી અને ગોધરામાં એક છે અને તે "ઉર્દુ સ્કુલ સાથે જોડેલી છે." અમદાવાદની સંખ્યા નિર્વિવાદ ઓછી છે અને ઓછો ખર્ચ એ તેનું કારણ દેખાય છે. સુરતની સંખ્યા ઠીક છે, છતાં ત્યાં વધારાની જગ્યા છે, નડીયાદમાં ખ્રિસ્તી મીશનરીની બોર્ડીન્ગ સાથેની અંત્યજ શાળા હોવાથી ત્યાંની મ્યુનીસીપાલીટીને જરૂર નહીં લાગતી હોય. આપણે કરવાનું કામ બીજાઓ કરે છે, માટે આપણે કરવાની તસ્દી લેવી નહીં એ દલીલ કોઈ પણ પ્રજાકીય સંસ્થા નજ કરે એમ આપણે માની લઇએ. કેળવણીની બાબતમાં ગુજરાતમાં પ્રથમ પદ ધરાવતું શહેર આ બાબતમાં કેમ પાછળ પડયું હશે તે પ્રશ્ન સહજ પૂછાયા વિના રહેવાતું નથી. ગોધરામાં ઉર્દુ સ્કુલને જોડીને કાઢેલી અંત્યજશાળા ઉપર શું પરિણામ આવ્યું છે તે મનન કરવા જેવું હશે.

**૧૦-૧૧. શિક્ષણ પ્રસારનો વિશેષ ખર્ચ ક્યાંથી કાઢવો?**

૧૦-૧૧. અમદાવાદના પ્રતિનિધિનો મત છે કે "સરકારે તથા મ્યુનીસીપાલીટીએ મળી આ સુધારા કરવા જોઇએ. બન્નેએ સરખા હિસ્સા આપી આ સુધારો કરવો." સુરતના પ્રતિનિધિ મ્યુનિસીપાલીટીના બીજા કરો સાથે કેળવણીનો ખાસ કર નાખવો એમ સૂચવે છે તથા સરકાર તેટલીજ ગ્રાંટ આપે તો તેમાંથી વધારાનો ખરચ કાઢી શકાય, હાલની ચાલુ આવકમાંથી કાઢીં શકાય તેમ નથી એમ જણાવે છે. નડીયાદ કહે છે કે હાલમાંજ અમારી મ્યુનીસીપાલીટી જોઇએ તે કરતાં વધારે (૨૯ ટકા) ખરચે છે તેથી ચાલુ મહેસુલ માથી કાંઇ વિશેષ મળી શકે નહીં, અને સરકાર પુરી ગ્રાંટ આપે તો વધારાનું ખર્ચ થઇ શકે. ગોધરા પણ નડીયાદ પ્રમાણેજ કહે છે.

આ પાંચ શહેર પૈકી ફકત એક, અમદાવાદ દસ ટકાથી ઓછું ખર્ચ કરે છે એમ આપણે ઉપરના કોઠા પરથી જોયું છે. તેના પ્રતિનિધિનો મત છે કે આવકના દસ ટકા ઓછામાં ઓછા કેળવણી માટે ખર્ચવા જોઈએ. તે મત પ્રમાણે વર્તવામાં આવે તો હાલ ૮૮ હજાર ખર્ચાય છે તેને બદલે ૧૦૭ હજાર, એટલે ૧૯ હજાર વધારે શિક્ષણ માટે ખર્ચાય. સુરત ૧૦ ટકાથી વધારે ખર્ચે છે, છતાં દસ ટકાના નિયમથી બંધાવા ખુશી નથી. નડીયાદ કહે છે કે દસ ટકા થી વધારે રકમ ખર્ચવી જોઇએ. ભરૂચની માહિતી નથી. ગોધરાએ સ્પષ્ટ ઉત્તર આપ્યો નથી.

**૧૨. અંદાજ પત્ર.**

૧૨. અંદાજ પત્ર ઘડવાની સત્તા ઉપર પૈસાની તંગી શિવાય બીજો કોઇ પ્રતિબંધ નથી. વિશેષ પૈસા મળે તો સૌએ વાપરવાને તૈયાર છે, અને વાપરવાની જરૂર છે.

**૧૩. ફી માફ કરવી?**

૧૩. ફી હાલના સંજોગોમાં માફ કરવાની વિરૂદ્ધમાં પાંચે શેહેર છે. બીજી કોઇ રીતે (સરકાર તરફથી) તેટલીજ રકમ મળે તે શિવાય કોઇ રીતે ફી જતી કરવા તૈયાર નથી. અમદાવાદના પ્રતિનિધિ તો કહે છે કે "જે લોકો ફી આપી શકે એવી સ્થિતિમાં છે તેમની પાસેથી ફી બંધ કરવી જરૂર જણાતી નથી," પ્રાથમિક શિક્ષણ ફરજીયાત..થયાં પહેલા ફી માફી કરવી કે નહીં તે પ્રશ્નનો નિકાલ આ ઉત્તરથી થાય છે.

**૧૪. શારીરિક તપાસ અને કેળવણી.**

૧૪. શારીરિક તપાસની વ્યવસ્થા એકે શહેરમાં નથી. અમદાવાદના પ્રતિનિધિ લખે છે કે "સ્કુલબોર્ડની સુચનાથી ત્રણ દાક્તર મેમ્બરોએ શારિરિક તપાસનું કામ કરવાની હા કહી છે" પણ હજુ શરૂઆત થઇ લાગતી નથી. બધા શહેરોમાંના નોકરીઆત તથા ધંધાદારી દાક્તરો મળી આ કામ સ્વેચ્છાથી વગર પગારે ઉપાડી લેવાની યો-

જના કરે તો આ કામ સુલભ થઇ જાય. તે સિવાય કેવી રીતે અને ક્યારે થશે તે સમજાતું નથી.

શારીરિક કેળવણી ડ્રીલ તથા કસરત રૂપે અપે આપવામાં આવે છે. પણ યોગ્ય કસરતશાળા અથવા ખુલી જગ્યાના અભાવે કામ સંતોષકારક થતું નથી. અમદાવાદમાં કન્યાઓને ડ્રીલ ઉપરાંત Skipping સ્કિપિંગ શીખવાય છે.

**૧૫. ધાર્મિક અને નૈતિક શિક્ષણ.**

૫. જુદું ધાર્મિક શિક્ષણ ક્યાંઇ આપવામાં આવતું નથી ફકત અમદાવાદમાં કાલુપુર ઉર્દુ નિશાળમાં એક ગૃહસ્થની મદદથી કુરાન શિખવવામાં આવે છે.

નૈતિક શિક્ષણ વાંચનમાળામાં નીતિના પાઠો છે તેના શિવાય બીજી કોઇ રીતે અપાતું નથી. ફકત નડીયાદમાં "ધાર્મિક અને નૈતિક શિક્ષણ નીતિ ધર્મોત્તેજક મંડળ તરફથી અપાય છે."

**૧૬. ધંધા હુન્નર માટે શાળા.**

૧૬. ધંધા હુન્નરની શાળા ફકત સુરત શહેરમાં એક છે. બીજે ક્યાંઇ નથી. અમદાવાદની સ્કુલ બોર્ડ પાસે આવી એક શાળાની દરખાસ્ત છે, પણ મંજુર થશે એવાં કાંઇ ચિન્હ નથી.

**૧૭. અપંગો માટે શાળા.**

૧૭. અપંગોને માટે ક્યાંઇએ નિશાળ નથી. અમદાવાદમાં બ્હેરા મુંગાની શાળાને મ્યુનીસીપાલીટી ગ્રાંટ આપે છે.

**૧૮. સત્વર પ્રસાર તથા સુધારા માટે સામાન્ય સુચનાઓ.**

૧૮. અમદાવાદના પ્રતિનિધિ સત્વર પ્રસાર માટે નીચેના ઉપાયો સૂચવે છે. (ક) પછાત વર્ગો માટે નિશાળો. (ખ) કન્યાશાળાઓ અને ખાસ કરીને મુસલમાન કન્યાઓ માટે. (ગ) મોટી ઉંમરની સ્ત્રીઓ માટે નિશાળો. (ઘ) શેહેરોમાં રાત્રિશાળાઓ (ચ) ફરજીયાત કેળવણી. સુધારા માટે તેઓ અનેક ઉપયોગી સુચનાઓ કરે છે તેની સંખ્યા મોટી હોવાથી તેમાંથી થોડી નીચે આપી છે. (ક) બાળ વર્ગો માટે ટ્રેન્ડ સ્ત્રી શિક્ષકો રોકવી. (ખ) દરેક નિશાળને બગીચો અને કસરતશાળા આપવાં. (ગ) કોઈ પણ નિશાળમાં ૩૦૦ કરતાં વધારે છોકરાં ન રાખવા. (ઘ) પાંચમા, છઠ્ઠા અને સાતમા ધોરણમાં ઇંગ્રેજી ઐચ્છિક વિષય તરીકે શીખવવું. (ચ) કન્યાશાળાઓમાં વ્યાકરણ ત્રીજાને બદલે પાંચમા ધોરણથી શરૂ કરવું, તથા હારમોનીયમ આપવું (છ) બાળવર્ગના છોકરાંઓને ઘણા ભાગે રમત ગમતમાં બહાર ફેરવવા જોઇએ. (જ) નાના બાળકોને વર્ષમાં ચાર વખત એક એક અઠવાડીયાની રજા આપવી.

સુરતના પ્રતિનિધિ આ પ્રશ્નનો ઉત્તર આપવાને કાંઇ ખાસ ઉત્સાહ ન બતાવતાં ટુંકમાં એટલુ લખે છે કે "સત્વર પ્રસારની બાબત પ્રજા કેળવણીની જેવી કદર કરે તેના ઉપર છોડવી જોઇએ."

નડીયાદના પ્રતિનિધિ "નાણાંની તંગી" એ સર્વ દુઃખોનું કારણ બતાવે છે. તે દુર થાય તો બધાં સારાં વાનાં થાય એવો તેમનો લખવાનો આશય છે.

ગોધરાના પ્રતિનિધિ (૧) પછાત વર્ગ માટે મફત કેળવણી તથા (૨) પછાત કોમોમાં કેળવાયલા વર્ગ તરફથી કેળવણી માટે ઉપદેશ એ બે સાધનો સૂચવે છે.

## ( ૨ ) વચલા વર્ગની મ્યુનીસીપાલીટીઓ.

### ( ૧ ) ખર્ચ કેટલો કરે છે.

ઉપર કહ્યા પ્રમાણે નવ શહેરોના મંડળો આ વર્ગમાં આવે છે. તેઓ પ્રાથમિક કેળવણી પાછળ કેટલો ખરચ કરે છે, તેના કુલ ખર્ચના પ્રમાણમાં આ ખરચ કેટલા ટકા થાય છે વીગેરે હકીકત નીચેના કોઠામાં આપી છે.

વીરમગામ, કપડવંજ અને આણંદ એ ત્રણે સ્થળેથી ઉત્તરો મળ્યા નથી. તે સ્થળો સંબંધી મળી શકી તેટલી માહિતી કેળવણી ખાતાના રીપોર્ટ ઉપરથી લીધી છે.

| | શેહેરનું નામ | વસ્તી સંખ્યા (૧૯૧૧) | મ્યુનીસીપાલીટીનો કુલ ખર્ચ રૂ. (૧૯૧૪–૧૫) | કેળવણી પાછળ કુલ ખર્ચ (૧૯૧૫-૧૬) | કેળવણી ખર્ચ કેટલા ટકા ? | શેહેરની વસ્તીના માથા દીઠ ખર્ચ | કુલ કેટલાં બાળકો ભણે છે. ૧૯૧૪–૧૫ | કુલ વસ્તીના કેટલા ટકા ભણે છે. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | વીરમગામ | ૨૦,૮૦૦ | ૪૬,૭૦૦ | ૧૦,૧૪૭ | ૨૧.૭ | ૦–૭–૦ | ૧,૧૬૯ | ૫.૬ |
| ૨ | વલસાડ | ૧૩,૭૦૦ | ૩૩,૧૦૦ | ૭,૯૧૨ | ૨૩.૯ | ૦–૯–૩ | ૧,૨૧૪ | ૮.૯ |
| ૩ | ધોળકા | ૧૩,૭૦૦ | ૨૩,૩૦૦ | ૫,૨૪૪ | ૨૨.૫ | ૦–૬–૧ | ૯૯૧ | ૭.૨ |
| ૪ | ઉમરેઠ | ૧૩,૭૦૦ | ૧૭,૦૦૦ | ૭,૭૦૦ | ૪૫.૩ | ૦–૯–૦ | ૧,૩૪૦ | ૯.૮ |
| ૫ | કપડવંજ | ૧૩,૧૦૦ | ૨૨,૯૦૦ | ૬,૬૩૪ | ૨૯.૦ | ૦–૮–૧ | ૧,૧૬૩ | ૮.૯ |
| ૬ | બોરસદ | ૧૧,૯૦૦ | ૧૪,૬૦૦ | ૭,૦૪૨ | ૪૮.૨ | ૦–૯–૬ | ૧,૩૪૭ | ૧૧.૩ |
| ૭ | અંકલેશ્વર | ૧૧,૩૦૦ | ૩૩,૯૦૦ | ૮,૬૩૯ | ૨૫.૫ | ૦-૧૨-૩ | ૯૫૫ | ૮.૫ |
| ૮ | રાંદેર | ૧૦,૩૫૦ | ૩૮,૬૦૦ | ૫,૬૪૧ | ૧૪.૬ | ૦–૮–૯ | ૭૬૭ | ૭.૪ |
| ૯ | આણંદ | ૧૦,૧૦૦ | ૧૨,૯૦૦ | ૪,૫૩૫ | ૩૫.૧ | ૦–૭–૨ | ૯૫૨ | ૯.૪ |

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે દરેક શહેર કુલ ખર્ચના ૨૨ થી ૪૮ ટકા ફકત પ્રાથમિક કેળવણી પાછળ ખર્ચે છે. માધ્યમિક કેળવણી પાછળ ચાર શેહેર ખર્ચ કરે છે તે તો જુદુંજ. ફકત રાંદેર ઓછા ( ૧૪.૬ ટકા ) ખર્ચે છે, પણ તે શેહેરમાં મ્યુનીસીપાલી-

ટીની પાંચ ઉપરાંત ખ્રિસ્તી મીશનની, અંજુમને ઇસ્લામની અને બીજી ખાનગી મળી કુલ આઠ શાળાઓ છે. આ કારણથી રાંદેરને ઓછા ખર્ચથી ચાલી શકે છે. વસ્તીના માથા દીઠ ખર્ચ ૭ આનાથી સવાબાર આના સુધી થાય છે. વસ્તીના ૫.૬ થી ૧૧.૩ ટકા નિશાળે ભણે છે તે પ્રમાણુ હાલના સંજોગોમાં સંતોષકારક છે.

**૨. સરકારી ગ્રાંટ.**

૨. વલસાડને ૫૦ ને બદલે ૪૫, ધોળકાને ૫૦ ને બદલે ૪૭, ઉમરેઠને ૪૦, બોરસદને ૪૩, અંકલેશ્વરને ૪૮, અને રાંદેરને ૪૪ ટકા સરકારી ગ્રાંટ મળે છે. દર વર્ષે ગ્રાંટની રકમમાં ખરચ વધતાં વધારો થવાની જરૂર છે, તથા લડાઇને લીધે ગ્રાંટનો વધારો બંધ કીધો છે તે મળવો જોઇએ એમ સાધારણુ માગણી છે.

**૩. શિક્ષકોનું છોકરાઓ ઉપર પ્રમાણુ.**

૩. દર શિક્ષક સરેરાશ ૨૫ થી ૩૦ છોકરાઓને હાલ ભણાવે છે. આ સ્થિતિમાં વિશેષ ફેરફાર કરવા જેવું નથી.

**૪. ટ્રેન્ડ શિક્ષકોનું પ્રમાણ.**

૪. વલસાડમાં ૩૯ શિક્ષકમાંથી ચોથોજ ભાગ ટ્રેન્ડ છે, ધોળકામાં લગભગ અરધો ભાગ ટ્રેન્ડ છે, ઉમરેઠમાં, બોરસદમાં તથા અંકલેશ્વરમાં ½ થી જરા વધારે ટ્રેન્ડ છે. રાંદેરમાં ⅔ ટ્રેન્ડ છે.

**૫. નિશાળનાં મકાનો.**

૫. થોડાં મકાનો માલેકીનાં છે તે બધી રીતે સંતોષકારક છે, બાકીનાં ભાડેનાં છે તે સાધારણુ રીતે ઠીક છે, પણુ નવા બાંધવાની બધા શેહેરો ખાહેશ રાખે છે.

**૬. વધારે નિશાળો.**

૬. વલસાડ, ધોળકા, તથા રાંદેરને વધારે નિશાળોની જરૂર નથી. ઉમરેઠ ને એક, બોરસદ ને બે ( તેમાં એક અંત્યજ શાળા ), અને અંકલેશ્વરને બે નિશાળોની હાલ તુરત જરૂર છે.

**૭. શિક્ષકોના પગાર**

૭. અનટ્રેન્ડ શિક્ષકોના પગારની શરૂઆત રૂ. ૧૨ થી થવી જોઇએ એમ મોટો ભાગ કહે છે. ટ્રેન્ડ શિક્ષકોના પગારમાં ૨૫ ટકા વધારે થવા બોરસદની ભલામણુ છે. બાકીના શેહેરો ટ્રેન્ડ શિક્ષકને માટે વધારો સુચવતા નથી.

**૮. કન્યાશાળાઓ.**

૮. રાંદેર શિવાયના બીજા પાંચ શહેરમાં બબે કન્યાશાળા છે, અને તેમાં ટ્રેન્ડ શિક્ષિકાનું પ્રમાણુ અરધાથી વધારે છે. રાંદેરમાં એક કન્યાશાળા છે ( અને બીજી બે ખાનગી છે. )

**૯. અંત્યજ શાળાઓ.**

૯. વલસાડમાં એક અંત્યજ શાળા છે, ધોળકામાં એક હતી તે મુક્તિફોજવાળાઓની માગણીથી તેમને મ્યુનીસીપાલીટીએ સોંપી દીધી છે, ઉમરેઠમાં ખ્રિસ્તી મિશનરી તરફથી બે, બોરસદમાં એક નહીં, અંકલેશ્વરમાં એક અને રાંદેરમાં એક છે. ધોળકા શિવાય બધે સ્થિતિ સંતોષકારક ગણાય.

**૧૦. વધારે ખર્ચ ક્યાંથી મેળવવો?**

૧૦. આ બધા શહેરોમાં મ્યુનીસીપાલ આવક મર્યાદિત અને થોડી હોવાથી તથા ઉપજનો મોટો ભાગ, $\frac{1}{4}$ થી $\frac{1}{2}$ સુધીનો, ફક્ત કેળવણી માટે ખર્ચાતો હોવાથી વધારે રકમ મ્યુનીસીપાલીટી પોતાની આવકમાંથી ખર્ચી શકે તે શક્ય નથી. સરકાર વધારે રકમ ગ્રાંટ તરીકે આપે તોજ કેળવણીનો પ્રસાર કરી શકાય એમ સર્વેનો મતછે. બોરસદનો મત છે કે સરકારી ગ્રાંટ કુલ ખર્ચના $\frac{1}{2}$ ને બદલે $\frac{3}{4}$ અને અંકલેશ્વરના મત પ્રમાણે $\frac{3}{4}$ હોવી જોઇએ. વળી બોરસદની ભલામણ ફરજીયાત કેળવણી દાખલ કરવાની છે અને જોઇતાં વધારે નાણાં કેળવણી કર બેસાડી મેળવવાં. મ્યુનિસિપાલીટીઓ પોતાના પદરનું વિશેષ ખર્ચ કાંઇ નવીન આવક મળ્યા શિવાય કરી શકે નહી એ તો નિઃસંદેહ છે અને સત્વર પ્રસાર કરવા માટે સરકારી મદદ અથવા કેળવણીના કરની જરૂર છે.

**૧૧. ઉપજના કેટલા ટકા કેળવણી માટે ખર્ચવા.**

૧૧. બધા શેહેરો દસ ટકાથી ઘણું વધારે ખર્ચે છે. રાંદેરનો મત છે કે આ વર્ગની મ્યુનીસીપાલીટીએ ઓછામાં ઓછા ઉપજના ૧૮ ટકા કેળવણી માટે ખર્ચવા જોઇએ.

**૧૨. અંદાજ પત્ર.**

૧૨. ખર્ચના અંદાજપત્ર ઘડવામાં કોઈ જાતનો પ્રતિબંધ નથી, જે પ્રતિબંધ છે તે પૈસા ઓછા હોવાને લીધેજ છે.

**૧૩. ફી માફ કરવી?**

૧૩. રાંદેર શિવાય પાંચ શહેરોનો મત છે કે હાલના સંજોગોમાં ફી માફ કરી શકાય નહીં, જો બીજી કોઇ રીતે તેટલી ઉપજ વધે તોજ તે બાબતનો વિચાર કરી શકે. રાંદેરનો મત છે કે ફી તદન માફ નહીં કરવી પણ નામની એટલે $\frac{1}{4}$ થી ૧ આના સુધીની રાખવી. પોતાને આ પ્રમાણે કરવા દેવાને કેળવણી ખાતાના ઉપરી પાસે રાંદેરે માગણી પણ કીધી હતી, પણ તેઓ સાહેબે તે દરખાસ્ત નામંજુર કીધી.

**૧૪. શારીરિક તપાસ તથા કેળવણી.**

૧૪. શારીરિક તપાસ માટે ક્યાંઇ વ્યવસ્થા નથી. ફક્ત વલસાડમાં "છોકરાઓની આંખો વખતો વખત તપાસવા યોગ્ય દાક્તરની ગોઠવણ રાખી છે." શારીરિક કેળવણીની ગોઠવણ તેટલીજ અસંતોષકારક છે.

**૧૫–૧૬ ધાર્મિક નૈતિક શિક્ષણ તથા ધંધા હુન્નરની શાળાઓ**

૧૫–૧૬. ધાર્મિક અને નૈતિક શિક્ષણ બીલકુલ ક્યાંઇ ખાસ આપવામાં આવતું નથી. ધંધા હુન્નરની શાળા તથા અપંગો માટે શાળા ક્યાંઇએ નથી.

**૧૭–૧૮. સત્વર પ્રસાર તથા સુધારા માટે સુચનાઓ.**

૧૭–૧૮. નિશાળમાં વિદ્યાર્થીની સંખ્યા ઉપર કોઈ ઠેકાણે અંકુશ નથી. સત્વર પ્રસાર માટે ધોળકા તથા અંકલેશ્વર ભલામણ કરે છે કે માસ્તરોએ ઘેરઘેર ફરી નિશાળે બાળકોને તથા ખાસ કરીને બાળકીઓને મોકલવા ઉપદેશ આપવો જોઈએ. રાંદેર ફી બીલકુલ કાઢી નાખવાની હિમાયત કરે છે. મુખ્ય અડચણ, પૈસાની અછત, દુર થાય તો પ્રસાર તથા સુધારો થાય એમ સર્વે માને છે.

## (૩) નાની મ્યુનીસીપાલીટીઓ.

| | | શેહેર. | વસ્તી. | કુલ ખર્ચ. | કેળવણી પાછળ ખર્ચ. | કેળવણી માટે કેટલા ટકા. |
|---|---|---|---|---|---|---|
| | ૧ | દોહદ | ૯,૩૦૦ | ૧૫,૨૦૦ | ૫,૩૫૮ | ૩૫ |
| *ઈ. | ૨ | જંબુસર | ૯,૦૦૦ | ૨૦,૮૦૦ | ૭,૦૦૦ (૯૧૧૧) | ૩૪ (૪૪) |
| ઈ. | ૩ | ધંધુકા | ૮,૦૦૦ | ૧૬,૫૦૦ | ૫,૩૪૯ (૯૦૬૪) | ૩૨ (૫૫) |
| | ૪ | ડાકોર | ૭,૮૦૦ | ૨૧,૯૫૦ | ૫,૦૦૦ | ૨૩ |
| હાઇસ્કુલ ઈ. | ૫ | ખેડા | ૭,૪૦૦ | ૨૭,૯૦૦ | ૪,૭૩૪ (૧૨,૦૪૩) | ૧૭ (૪૩) |
| | ૬ | મોડાસા | ૭,૦૦૦ | ૧૦,૦૦૦ | ૫,૦૬૨ | ૫૧ |
| | ૭ | મહુધા | ૬,૮૦૦ | ૯,૨૦૦ | ૪,૨૬૮ | ૪૬ |
| ઈ. | ૮ | સાણંદ | ૬,૫૦૦ | ૧૦,૦૦૦ | ૫,૬૩૪ (૬,૯૯૩) | ૫૬ (૭૦) |
| ઈ. | ૯ | મેહેમદાવાદ | ૬,૩૦૦ | ૧૦,૬૫૦ | ૪,૫૦૦ (૫,૬૩૧) | ૪૨ (૫૩) |
| ઈ. | ૧૦ | ધોળેરા | ૬,૦૦૦ | ૧૦,૮૦૦ | ૪,૨૮૨ (૫,૮૭૫) | ૪૦ (૫૪) |
| | ૧૧ | રાણપુર | ૫,૮૦૦ | ૯,૪૫૦ | ૪,૫૯૦ | ૪૮ |
| ઈ. | ૧૨ | પ્રાંતીજ | ૫,૦૦૦ | ૧૦,૨૦૦ | ૧,૯૩૦ (૪,૯૪૨) | ૩૯ (૪૯) |
| | ૧૩ | ઘોઘા | ૩,૦૦૦ | ૬,૭૦૦ | ૧,૯૫૬ | ૨૯ |

ઉપરના આંકડાઓથી દેખાઇ આવે છે કે એ શિવાય બધી નાની મ્યુનીસીપાલીટીઓ પોતાના કુલ ખર્ચના ૨૯ થી ૫૬ ટકા પ્રાથમિક કેળવણી પાછળ ખરચે છે. તેર પૈકી એકમાં (ખેડામાં) તો મ્યુનીસીપાલીટીની હાઇસ્કુલ છે, અને બીજા છમાં મીડલ સ્કુલો છે. માધ્યમિક કેળવણી પાછળ થતો ખર્ચ ઉમેરીએ તો સાત શેહેરોમાં તો કુલ ખર્ચના ૪૩ થી ૭૦ ટકા કેળવણી માટે જાય છે. હાલ કરે છે તેથી વિશેષ ખર્ચ તેઓ ઉપજ વધ્યા

* ઇ=ઇંગ્રેજી મીડલ સ્કુલ. કાંઉસમાં ખર્ચના આંકડા તથા ટકા બતાવ્યા છે તે ઇંગ્રેજી કેળવણી સુદ્ધાંતના છે.

શિવાય કેળવણી પાછળ કરે તો તે ઇષ્ટ નથી, કારણ શહેર સુધારાના આરોગ્યરક્ષણ વિગેરે બીજા કામો કરવામાં પૈસાની મુશ્કેલી આવે.

વધારે નિશાળોની અગત્ય દોહદ, ડાકોર અને ખેડા શિવાય બીજા કોઈ શહેરને લાગતી નથી. દોહદને ૪ બ્રાંચ સ્કુલોની ( તેમાં એક કન્યાઓ માટે ) તથા ડાકોર અને ખેડાને અકેકી કન્યાશાળાની જરૂર લાગે છે. નાના શહેરોને પણ વિશેષ કન્યાશાળાઓની જરૂર લાગે છે.

વિશેષ ખર્ચ કરવાના સાધનના સંબંધમાં હાલ આ નાના શેહેરો ખચે છે તેથી વિશેષ રકમ કોઇ રીતે ખર્ચી શકે તેવી સ્થિતિમાં નથી. ધંધુકા તથા ધોલેરાને તો હાલ થાય છે તે ખર્ચમાં પણ કાપકુપ કરવી પડશે એવી દેહેસત રહે છે. દોહદનો મત છે કે સરકારે ૫૦ ટકાને બદલે ૬૭ ટકા ગ્રાંટ આપવી. સરકારી ઉદાર મદદ વગર આ નાની મ્યુનીસીપાલીટીઓ લગારે વધારે ખર્ચ કરી શકે નહીં એવી લાચાર સ્થિતિ બતાવે છે.

અંત્યજશાળાઓ ૧૨ પૈકી ૬ શેહેરમાં છે, બીજા ત્રણ શેહેરોમાં ખ્રિસ્તી મિશનરીઓ ચલાવે છે, મોડાસા અને મેહેમદાવાદમાં પેહેલાં અકેકી હતી પણ વિદ્યાર્થીની સંખ્યા કમી હોવાથી કાઢી નાખી અને મહુધામાં એક ખાનગી છે.

કેળવણીના સત્વર પ્રસાર અર્થે મફત અને ફરજીયાત કરવાની મોટો ભાગ હિમાયત કરે છે. જંબુસરની ભલામણ સરકારે ૧/૩ ને બદલે ૧/૨ ગ્રાંટ આપવી એવી છે. ડાકોરની સુચના પ્રમાણે પછાત વર્ગોને મફત પુસ્તકો વીગેરેની ખાસ ઉત્તેજનની જરૂર છે. દોહદ કન્યા કેળવણીમાં ખાસ વધારો કરવાની જરૂરીઆત જુએ છે.



# ખાનગી માધ્યમિક શિક્ષણ—

ગુજરાતમાં ઇંગ્રેજી ખાનગી સાહસથી ચાલતી ૫૧ નિશાળો છે. તેમાં ૧૦ હાઇસ્કુલો અને ૪૧ મીડલ સ્કુલો છે. તે બધી સ્કુલોને કેટલાએક પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા તેમાંથી બે હાઇસ્કુલોએ તથા ૧૫ મીડલ સ્કુલોએ ઉત્તરો આપ્યા છે. તેમણે મોકલેલી કેટલીક હકીકત નીચેના કોઠામાં બતાવવામાં આવી છે.

| | સ્કુલનું નામ. | વ્યવસ્થા કરનાર મંડળ અથવા વ્યકિતનું નામ. | ધોરણ | કુલ વિદ્યાર્થી. | ગ્રાંટ મળે છે કે નહી | કુલ ખર્ચ. | ગ્રાંટ મળે છે તે બરોબર છે કે નહી. | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | સાર્વજનીક હાઇ. (સુરત) | સુરત એજ્યુકેશન સોસાયટી. | ૭ | ૫૧૪ | હા. | ૧૮,૫૯૧ | દર વર્ષે રીવાઇઝ થવી જોઇએ. | |
| ૨ | યુનીયન હાઇ. ( ભરૂચ ) | માલેકીની. | ૭ | ૬૦૦ | હા. | ૧૨,૦૦૦ | ગ્રાંટ પુરતી નથી. | |
| ૩ | માંડળ એ.વી. | એ. વી. સ્કુલ બોર્ડ. | ૪ | ૧૭ | હા. | ૧,૧૭૩ | વધારો થવો જોઇએ. | |
| ૪ | મોડાસા એ. વી. | મહાજનની કમિટી. | ૪ | ૫૯ | હા. | ૧,૫૧૩ | પાંચમા ભાગથી ઓછી મળે છે. | |
| ૫ | ગોધાવી એ. વી. | શેઠ ભોગીલાલ વીરચંદ. | ૫ | ૫૬ | ના. | ૧,૬૨૫ | × | |
| ૬ | ડાકોરસંસ્થાન | કમિટી. | ૫ | ૧૨૫ | ના. | ૨,૪૬૮ | × | ૩ ધોરણ સુધી બે આના ૪-૫ માં ચાર આના ફી. |
| ૭ | ઈંગ્લીશ સુણાવ. | કમિટી. | ૪ | ૯૧ | હા. | ૧,૫૫૦ | પાંચમા ભાગથી ઓછી મળે છે. | |
| ૮ | ટંકારીયા. | વ્યકિત. | ૩ | ૩૮ | હા. | ૧,૨૦૦ | × | |
| ૯ | અબરામા. | ગ્રામીય કેળવણી મંડળ. | ૫ | ૧૦૬ | હા. | ૩,૦૦૦ | ગ્રાંટ બહુ થોડી મળે છે. | |
| ૧૦ | દેગામ. | કમિટી. | ૩ | ૧૧ | ના. | ૬૦૦ | × | |
| ૧૧ | અમલસાડ. | કમિટી. | ૩ | ૨૫ | ના. | ૭૦૦ | × | |
| ૧૨ | રાંદેર નવી ઇંગ્રેજી. | વ્યક્તિઓ | ૪ | ૫૪ | હા. | ૧,૮૦૦ | ફક્ત ¼ મળે છે. | |
| ૧૩ | મદ્રેસા અહમદીયા રાંદેર. | વક્ફ ફંડના ટ્રસ્ટીઓ. | ૪ | ૭૫ | ના. | ૩૦૦૦ | × | બીલકુલ મફત |
| ૧૪ | માંડવી ઇંગ્રેજી | માંડવી એજ્યુકેશન સોસાઇટી. | ૫ | ૬૭ | હા. | ૨,૨૫૫ | ગ્રાંટ ઘણી થોડી મળે છે. | |
| ૧૫ | ન્યુ ઇંગ્લીશ ગોધરા | વ્યકિત. | ૩ | ૧૨૦ | હા. | × | ઘણી ઓછી છે. | ગુજરાતી નિશાળ પણ સાથેજ છે. |
| ૧૬ | ચુણેલ એ. વી. | કમિટી. | ૪ | ૬૦ | ના. | ૨૦૦૦ | × | |

## સરકારી ગ્રાન્ટ

લગભગ દરેક ગ્રાન્ટ લેતી શાળા ગ્રાન્ટ ઓછી મળવાની ફરીયાદ કરે છે. કેટલીક શાળાઓને તો શાળાના ખર્ચના ⅙ થી પણ ઓછી મળે છે. લડાઈ દરમ્યાન ગ્રાન્ટમાં વધારો બીલકુલ થતો નથી તેને લીધે નિશાળોને ઘણી મુશ્કેલી પડે છે.

## પાઠય પુસ્તકો

આ સંબંધમાં મોડાસાનો અભિપ્રાય છે કે "પાઠય પુસ્તકોની પસંદગી ઘણી જ ખરાબ છે. દુનીયામાં જવાને વિદ્યાર્થી નાલાયક બને છે, અને સંગીન કેળવણી મળતી નથી. વિદ્યાર્થીને વ્યવહારોપયોગી જ્ઞાન બહુ થોડું મળે છે." સાર્વજનિક હાઇસ્કુલ લખે છે કે "પાઠય પુસ્તકોની પસંદગી માટે શાળાઓના વ્યવસ્થાપકોને વધારે છુટની જરૂર છે." ડાકોર સંસ્થાન સ્કુલ લખે છે કે "હાલ કંઇક અંશે શિક્ષણનો બોજો વધી ગયો છે." ગોધાવી સ્કુલ લખે છે કે "ઇતિહાસ અને ભૂગોળનાં નીચલા ધોરણનાં પુસ્તકો અયોગ્ય માલમ પડયાં છે." સુણાવ લખે છે કે "પાઠય પુસ્તકો વારંવાર બદલાતાં હોવાથી ગરીબ વિદ્યાર્થીઓને પૈસા સંબંધી મુશ્કેલીઓ નડે છે."

## ધાર્મિક અને નૈતિક શિક્ષણ.

સાર્વજનિક હાઇસ્કુલ કહે છે કે "ત્રણેક વર્ષ પર ધાર્મિક અને નૈતિક શિક્ષણ ફરજીયાત આપવાનો પ્રયોગ અજમાવેલો, પણ માત્ર પુસ્તકોમાંથી જ્ઞાન આપવાથી બાળકોને જ્ઞાન મળતું હોય એમ લાગ્યું નહિં." ડાકોર સંસ્થાન સ્કુલ કહે છે કે "અત્રે નૈતિક અને ધાર્મિક વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે, પણ તે ફરજીયાત નથી. ચોપડીઓ તરીકે મૂળ મહાભારતમાંથી અમુક નૈતિક અને ધાર્મિક વિષયો પસંદ કરી તેમાંથી શિક્ષણ અપાય છે. તે ઉપરાંત પ્રો૦ આનંદશંકરકૃત નીતિશિક્ષણ અને ધર્મવર્ણન અને નીતિસાર વિગેરે ગ્રંથોનો આધાર લઈ શિક્ષણ આપવામાં આવે છે." અમલસાડ લખે છે કે "નૈતિક શિક્ષણને માટે મણીલાલ નભુભાઈ દ્વીવેદીએ લખેલું બાળ વિલાસ ચલાવીએ છીએ." રાંદેરથી મદ્રેસા અહમદીયા લખે છે કે "કુરાનનું ધાર્મિક શિક્ષણ ફરજીયાત છે." ગોધરા ન્યુ ઈંગ્લીશ સ્કુલ લખે છે કે "શિશુ સદ્‌બોધ માળાના ભાગો ચાલે છે." મુંબઇની પનાલાલ જૈન હાઇસ્કુલ લખે છે કે "જૈન ધર્મનું ધાર્મિક શિક્ષણ ફરજીયાત છે. આ અભ્યાસ ક્રમ માટે પુસ્તકોની કોઇ સીરીઝ પ્રકટ થયેલી નથી. પણ આ નિશાળને માટે પોતાનો અભ્યાસક્રમ તૈયાર કીધો છે."

## વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ અને કેળવણી.

લગભગ બધી શાળાઓ વિદ્યાર્થીઓનાં શરીર નબળાં છે એવી ફરિયાદ કરે છે. તેમની શારીરિક કેળવણીને વાસ્તે જોઇએ તેવાં સાધનો નથી. તેના કારણોમાં સુરત સાર્વજનીક હાઇસ્કુલ ગરીબાઇને મોટે દરજ્જે જોખમદાર ગણે છે. ભરૂચ યુનિયન હાઈસ્કુલ જણાવે છે કે "તેનું કારણ ચા, બીડીનાં ખોટાં વ્યસન તથા મીથ્યા મોજમજા છે: અને કેટલેક અંશે બાળલગ્ન તથા માબાપોની નિર્ધન અવસ્થા છે." માંડળ સ્કુલ લખે છે કે "તેનું કારણ કસરત નહીં અને અમિતાહારપણું છે." ડાકોર સંસ્થાન સ્કુલ લખે છે કે "શરીર સારાં ન રહેવામાં ગરીબાઇ અને અભ્યાસ જેટલે અંશે જોખમદાર હોય તેના

કરતાં ચાલુ જમાનાનાં કેટલાક દુર્વ્યસનો જેવાં કે ચા, બીડી, બજાર તથા હોટેલમાં વેચાતી મીઠાઇઓ અને બીજા પદાર્થો અને નાટકો જોવામાં થતા ઉજાગરા વધારે જોખમ-દાર છે." રાંદેર મદ્રેસા અહમદીયા લખે છે કે "સામાન્ય ગરીબાઇ અને અભ્યાસના બોજાથી પણ તેમનાં શરીર બગડે છે ખરાં. મુખ્યત્વે કરીને કોઇપણ અંગકસરત તમામ છોકરાઓ માટે ફરજીયાત કરવી જોઇએ." કાલોલની યુએંક સ્કુલ લખે છે કે "ક્રિકેટ અને ફુટબોલની રમતો તથા કેટલીક દેશી રમતો રમાડવામાં આવે છે, વિદ્યાર્થીઓ તેનો ઘણી હોંસથી લાભ લે છે." મુંબઇની પનાલાલ જૈન હાઇસ્કુલ લખે છે કે "અમારે ત્યાં દાકતર શારીરિક તપાસ લે છે." આ પદ્ધતિથી આંખની ફરિયાદના કેસો નોંધાય છે. શરીર સબળ અને તંદુરસ્ત કરવા અભ્યાસનો બોજો ઘટવો જોઇએ.......બની શકે તો અભ્યાસનો વખત એકી સાથે ૧૦‖ થી ૪‖ (એક કલાકની વચગાળે આસાએશ સહીત) છે તે દેશની ઋતુ અને પરંપરા મુજબ સવાર સાંઝનો થવો જોઇએ."

## માતૃભાષા દ્વારા શિક્ષણ.

બધી શાળાઓ ઈંગ્રેજી શિવાયના વિષયો માતૃભાષા દ્વારા શિખવવાની તરફેણમાં છે. ભરૂચ યુનીઅન હાઇસ્કુલ જણાવે છે કે "જન્મ ભાષા દ્વારા શિક્ષણ આપવાથી કોઇપણ વિષય ગ્રહણ કરતાં છોકરાઓને વાર લાગતી નથી. પદ્ધતિ ઘણી સારી છે, અને તેનો ચોક્કસ રીતે અમલ થવાની જરૂર છે."

## અભ્યાસક્રમ.

સુરત સાર્વજનિક સ્કુલ લખે છે કે "હાલ જેટલા વિષયો શિખવાય છે તે બધા માટે પુરતો વખત મળતો નથી. તેમાં ઘટાડો કરવાની જરૂર છે. કાંઈ નહીં તો તેમાંના કેટલાક ઐચ્છિક વિષયો તરીકે શિખવવાની જરૂર છે." ભરૂચ યુનીઅન હાઇસ્કુલ ધંધાની કેળવણી દાખલ કરવા ભલામણ કરે છે. દરેક શાળા ઇતિહાસ અને ભૂગોળના પાઠયપુસ્તકોના સંબંધી ઘણીજ ફરિયાદ કરે છે. ઘણી સ્કુલો તે પુસ્તકોની જાતજાતની ભૂલો બતાવે છે. મુંબઈની પનાલાલ જૈન હાઇસ્કુલ લખે છે કે "પુસ્તકો મૂળ હોવાં જોઇએ અને નહીં કે અસલ ઉપર કરેલા તારણનાં—વળી રાજ્ય માટે દેશ માટે માન અને પ્રીતિ થાય અને દેશની દરેક પ્રકારની ઉન્નતિ થાય એવી ઇચ્છાથી લખાયેલા ઇતિહાસના પુસ્તકોની ગેર-હાજરી જણાય છે."

## ખર્ચ કમી કરવાના રસ્તાઓ.

સુરત સાર્વજનિક સ્કુલ જણાવે છે કે "ખર્ચ ઓછું કરવાનો સૌથી સારો રસ્તો એ જ છે કે શાળાનો ફરનીચર તથા અન્ય શિક્ષણ સામગ્રીની પસંદગીમાં શાળાના વ્ય-વસ્થાપકોને વધારે છૂટ મળવી જોઇશે, જેથી કેળવણી શાસ્ત્રના સર્વમાન્ય સિદ્ધાંતોને અનુ-સરી યોગ્ય સામગ્રી ઓછે ખરચે પ્રાપ્ત કરી વ્યવસ્થાપકો શિક્ષણના ખર્ચમાં ઘટાડો કરી શકે."

## કેળવણીના સત્વર પ્રસારાર્થે સુચનાઓ.

સાર્વજનિક હાઇસ્કુલ જણાવે છે કે "કેળવણીના પ્રસાર માટે શિષ્યવૃત્તિયો અને માફી છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં વધારો થવાની જરૂર છે. દરેક વર્ગમાં ઓછામાં ઓછી ૩ શિષ્યવૃત્તિયો હોવી જોઇએ અને દરેક વર્ગમાં ૨૫ ટકા જેટલા માફી વિદ્યાર્થી હોવા જોઇયે."

માડલ એં૦ વી૦ સ્કુલ લખે છે કે "ફરજીયાત કેળવણી થવાની ખાસ જરૂર છે. તેની સાથે સરકાર તરફથી દરેક પ્રકારની મળતી મદદમાં વધારો કરવાની સરકારને વિનંતિ કરવાની જરૂર છે." વળી તેઓ હુન્નર અને ખેતીવાડીનું શિક્ષણ માધ્યમિક શાળામાં આપવાની ભલામણ કરે છે. શેઠ વીરચંદ દીપચંદ એ. વી૦ સ્કુલ લખે છે કે "સરકારી ગ્રાન્ટ ⅓ થી ½ સુધી વધારવાની જરૂર છે. શાળાઓના નિભાવને વાસ્તે જ્યાં બીજાં સાધનો હોય ત્યાં ફી ઓછી કરવાની જરૂર છે." સંસ્થાન ઈંગ્લીશ સ્કુલ ઠાકોર જણાવે છે કે "જે વર્ગો કેળવણીમાં પછાત છે તેઓને કેળવણી તરફ આકર્ષવા માટે સાંપ્રત સમયમાં દેશહિતચિંતકોનું ચિત્ત પ્રેરાવું જોઇએ. દાનશૂર શ્રીમંતોની મદદથી ગરીબ મજુર વર્ગના લાભોને માટે રાત્રિ શાળાઓ જુદાં જુદાં સ્થાનોમાં સ્થાપન કરવી જોઇએ અને પછાત વર્ગનાં બાળકો માટે ધર્માદા નિશાળો સ્થાપન થવી જોઇએ. ન્હાનાં ગામોમાં જ્યાં લાઇબ્રેરીઓ ન હોય ત્યાં ત્યાં લાઇબ્રેરીઓ સ્થાપન થવી જોઇએ. માધ્યમિક શિક્ષણ તરફ મ્યુનિસિપાલીટીઓનું ધ્યાન ખેંચાવું જોઇએ." અબ્રામા ખર્સાડ યુનાઇટેડ એં૦ વી૦ સ્કુલ સૂચવે છે કે "ગુજરાત કેળવણી મંડળની જરૂર છે." અમલસાડ એં૦ વી૦ સ્કુલ જણાવે છે કે "ઇન્સ્પેકટીંગ ઓફીસર શિવાય કેળવાયેલા માણસોનું મંડળ દેખરેખ માટે હોવું જોઇએ." રાંદેર ન્યુ ઈંગ્લીશ સ્કુલ જણાવે છે કે "ફીનો રેટ વધતો જાય છે તે ઘટાડવો જોઇએ." મદ્રેસા અહમદીયા ઈંગ્લીશ સ્કુલ, રાંદેર લખે છે કે "શિક્ષણ પ્રજાકીય ધોરણે આપવું જોઇએ. બહારના વિદ્યાર્થીઓ માટે હૉસ્ટેલો ખોલવી જોઇએ." ન્યુ ઈંગ્લીશ સ્કુલ, ગોધરા જણાવે છે કે "દરેક ન્હાના ગામમાં પણ ઈંગ્રેજી સ્કુલ અથવા ગુજરાતી સ્કુલમાં એક ઈંગ્રેજી વર્ગ રાખવો જોઇએ." યુએન્ક એં૦ વી૦ સ્કુલ કાલોલ જણાવે છે કે "ગુજરાતી શાળાના શિક્ષકો પોતાની નિશાળમાંથી વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી થઇ જાય એવી બ્હીકથી વિદ્યાર્થીઓને ઈંગ્રેજી ભણવા જવા માટે ઉત્તેજન આપતા નથી, એટલુંજ નહિ પણ ગમે તેમ સમજાવી હેરાન કરી, જતા અટકાવે છે." વાસણા એં૦ વી૦ સ્કુલ લખે છે કે "ફ્રી બોર્ડીંગો તથા ઓર્ફનેજ જેવી સંસ્થાઓ દરેક જ્ઞાતિમાં વિશેષ સંખ્યામાં સ્થપાવાની જરૂર છે. હાલમાં મફત અને ફરજીયાત કેળવણી દાખલ કરવાની પણ જરૂર છે."

## ૪.

## તાલુકા અને જીલ્લા બોર્ડના જવાબોનું તારણ.

ગુજરાતમાં આવેલાં પાંચ જીલ્લા અને ત્હેના બધા તાલુકાનાં લોકલબોર્ડના પ્રમુખ તથા બિનઅમલદાર સભાસદોને પ્રાથમિક કેળવણી સંબંધી એક પ્રશ્નાવલી મોકલાવી હતી. આ પ્રશ્નોનાં જે જવાબો મળ્યા છે ત્હેમાં પ્રથમ તો બોર્ડના કોઇ પ્રમુખના જવાબ જોવામાં આવતા નથી અલબત્ત તેઓ બધા અમલદારજ છે. પણ સરકાર અને કેળવણી ખાતાના ઉપરી જેવી રીતે જોઇતી માહીતી આપે છે તેવી રીતે આવા સવાલોના જવાબ આપવાની ત્હેમને પણ સમજ આવે તો પ્રજાને ઘણો લાભ થાય.

૧૨. તાલુકા બોર્ડના ૨૭ સભાસદોએ અને ૩ જીલ્લા બોર્ડના ૩ સભાસદોએ અમને જવાબ વાળ્યા છે. ગુજરાતનાં બધાં તાલુકા બોર્ડમાંથી બાકીનાં બોર્ડનાં કોઇ સભાસદોએ જવાબ વાળ્યા નથી અને બાકીના બોર્ડના સરેરાશ ૨ સભાસદોએ જ જવાબ આપ્યા છે તેમજ આખા પંચમહાલ જીલ્લાના કોઈ તાલુકા બોર્ડના સભાસદોના જવાબ મળ્યા નથી એ ઘણું શોચનીય છે. પણ જીલ્લા બોર્ડના જવાબોની સંખ્યા તો આથી પણ વધારે નિરાશાજનક છે; કારણ કે ૨ જીલ્લાના એકપણ સભાસદે જવાબ આપવાનું યોગ્ય ધાર્યું નથી અને બાકીના જીલ્લાના એકેક જ સભાસદે જવાબ આપ્યા છે. તાલુકા બોર્ડના કરતાં પણ જીલ્લા બોર્ડના સભાસદો પોતાને સોંપાયેલા કેળવણીના કાર્યમાં ઓછો રસ લે છે એવું અનુમાન આ ઉપરથી કરી શકાય.

## જીલ્લા બોર્ડ.

પ્રથમ જીલ્લા બોર્ડના જવાબો જોઈશું.

કેળવણી ઉપર વાર્ષિક ખર્ચના આંકડા સરકારી રીપોર્ટમાં આપવામાં આવેલા હોવાથી અહીંઆ તે ટાંકીશું નહિ.

અમદાવાદ અને પંચમહાલ જીલ્લાના સભાસદો સૂચવે છે કે દર વર્ષે ત્હેમના જીલ્લામાં અનુક્રમે ૧૮ અને ૧૦ વધારે શાળાઓ સ્થપાવી જોઇએ. ગુજરાતમાં કેળવણીની દૃષ્ટિથી વધારેમાં વધારે પછાત જીલ્લાના સભાસદો પોતાના પ્રદેશની જરૂરીઆતનો ઘણો જ નમ્ર ખ્યાલ રાખતા જણાય છે.

અમદાવાદ જીલ્લામાં કુલ ૭૫૧ પ્રાથમિક શિક્ષકોમાંથી ૩૫૮ ટ્રેન્ડ છે અને પંચમહાલમાં ૧૬૮ અનટ્રેન્ડ અને ૧૪૮ ટ્રેન્ડ શિક્ષકો છે એમ ત્યાંના સભાસદો જણાવે છે. આટલાં વર્ષ પછી પણ લગભગ અડધા ભાગના જ શિક્ષકો ટ્રેન્ડ છે એ બીના સર્વેનું ધ્યાન ખેંચશે.

કેળવણીના પ્રસાર અને સુધારા માટે જે વધુ નાણાં જોઇએ તે કેટલેક અંશે સરકારી ગ્રાન્ટમાંથી અને કેટલેક અંશે વધુ કરમાંથી મળવા જોઇએ એવો ત્રણે સભાસદોનો અભિપ્રાય છે. પંચમહાલના સભાસદ સૂચવે છે કે વધુ ખર્ચનો ⅔ ભાગ સરકારે આપવો જોઇએ અને ⅓ ભાગ આબકારી પાસેથી મેળવવો જોઇએ—આ બીજી દરખાસ્તને સુરતના ગૃહસ્થ પણ ટેકો આપે છે.

કર નાંખવાની સત્તા બોર્ડને ન આપવી પણ લડાઈ પછી લોકલસેસ ઉપર ૩ પાઇનો ખાસ કર કેળવણી માટેજ નાંખવો એવો સુરતના સભાસદોનો અભિપ્રાય છે—ત્યારે પંચમહાલના ગૃહસ્થ સૂચવે છે કે બિનઅમલદારી સભાસદોના ⅔ ભાગની વધુ મતિથી કર નાંખવાની સત્તા જીલ્લા બોર્ડને આપવી જોઇએ.

જીલ્લા બોર્ડનાં અંદાજ પત્ર વિષે વિચાર કરવાની તક સભાસદોને મળવી જોઇએ અને તે માટે ઓછામાં ઓછા એક માસ અગાઉ ત્હેની નકલ બધા સભાસદોને મોકલાવવી જોઇએ એમ પંચમહાલના સભાસદ સૂચવે છે.

સામાન્ય સૂચનાઓ કરતાં અમદાવાદના સભાસદ જણાવે છે કે (૧) બોર્ડનું બંધારણ વધારે પ્રજાકીય બનવું જોઇએ, (૨) પોતાના પ્રમુખ નીમવાની સત્તા બોર્ડને મળવી જોઇએ, (૩) કેળવણી ફરજીયાત કરવી જોઇએ અને (૪) ૨૦ છોકરા દીઠ એક શિક્ષક નીમવો જોઇએ. પંચમહાલના સભાસદ સૂચવે છે કે (૧) જીલ્લા બોર્ડની એક સ્કુલ કમીટી નીમવી જોઇએ, (૨) વિદ્યાર્થીઓનું પ્રમોશન એ કમીટીને હસ્તક થવું જોઇએ, (૪) નિશાળો માટે વધારે સારાં મકાનો અને સારા શિક્ષકો હોવા જોઇએ, (૫) મ્યુનિસિપાલીટીની હદમાં કેળવણી ફરજીયાત કરવી જોઇએ અને (૬) પ્રાથમિક શાળાઓમાં ખેતીનું જ્ઞાન આપવું જોઇએ.

## તાલુકા બોર્ડ.

તાલુકા બોર્ડના ક્ષેત્રમાં પ્રાથમિક કેળવણીની સ્થિતિના આંકડા વિષે જે પ્રશ્નો પૂછ્યા હતા ત્હેના જવાબનું ટાંચણ આપવાની હવે જરૂર નથી કારણકે સરકારી કેળવણી ખાતા તરફથી ગુજરાતના પાંચે જીલ્લાના જુદા જુદા તાલુકા વિષે માહીતી મળવાનું નક્કી થયું છે અને પંચમહાલ અને ખેડા જીલ્લાના તાલુકાના આંકડા મળ્યા પણછે. બાકીના ત્રણ જીલ્લાની આવી વિગતવાર માહીતી મળશે ત્યારે અમે તે બધી અમારા રિપોર્ટમાં પ્રકટ કરીશું.

સરકારી કોષ્ટકમાં કન્યાશાળાની સંખ્યાના આંકડા આપવામાં આવ્યા નથી તેથી તાલુકા બોર્ડના સભાસદોના જવાબમાંથી જે આંકડા મળી આવે છે તે નીચે ટાંકીશું:—

| અમદાવાદ | ખેડા | ભરૂચ | સુરત |
|---|---|---|---|
| ઉત્તર દસક્રોઇ ૫ | મહેમદાવાદ ૩ | જમ્બુસર ૪ | ચીખલી ૪ |
| વિરમગામ ૫ | બોરસદ ૫૩ (૧૩) | | બોરપાડ ૪ |
| સાઉથ દસક્રોઇ ૧૧ | | | જલાલપુર ૯ |

અત્યંજ વર્ગની શાળાઓની સંખ્યા પણ નીચે પ્રમાણે જવાબોમાંથી મળી આવે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઉત્તર દસક્રોઇ | ૧ | મહેમદાવાદ | ૧ | ચીખલી | ૨ |
| સાઉથ દસક્રોઈ | ૨ | | | વાગરા | ૧ |
| વીરમગામ | ૩ | | | જલાલપુર | ૨ |

દર વર્ષે કેટલી વધારે નિશાળો કાઢવી જોઇએ એ સવાલના જવાબમાં એકથી ૨૦ શાળાઓ સ્થાપવાની જુદી જુદી સૂચના કરવામાં આવી છે. એક લોકલ બોર્ડના સભાસદ દર વર્ષે વધારાની જુદી જુદી સાત લોકલ બોર્ડના સભાસદ બે, ત્રણ લોકલ બોર્ડના સભાસદ ત્રણ, ચાર લોકલ બોર્ડના સભાસદ પાંચ, એક લોકલ બોર્ડના સભાસદ ૧૫, અને બે લોકલ બોર્ડના સભાસદ ૨૦ વધારે શાળાઓ સ્થાપવાની સૂચના કરે છે. કેળવણીના પ્રસારને માટે જે આતુરતા ગામડાઓમાં પણ પ્રસરતી જાય છે તેનો આ સ્પષ્ટ પુરાવો છે. શાળાઓ ઉપર સરકારી કેળવણી ખાતાના અંકુશ વિષે બહુ સ્પષ્ટ અભિપ્રાયો અમને મળ્યા નથી. કેટલાકે જણાવ્યું છે કે ખાતાની હાલની સત્તા કાયમ રાખવી તો બીજા કેટલાકે જણાવ્યું છે કે બોર્ડને વધુ સત્તા આપી સરકારી ખાતાનો અંકુશ ઓછો કરવો. વિરમગામના સભાસદ બોર્ડને મ્યુ-

નિસિપાલીટી જેવી સત્તા આપવાની ભલામણુ કરે છે, અને મહેમદાવાદના સભાસદ સૂચવે છે કે ગામના લોકોને પૂછ્યા શિવાય નિશાળ બંધ કરવાની સત્તા ખાતાને હોવી જોઇએ નહિ.

કેળવણીના વધારે પ્રસાર અને સુધારા માટે ઘણીજ વિવિધ સૂચનાઓ આ ઉત્તરોમાં નજરે પડે છે. પરંતુ તેમાં વધારેમાં વધારે સ્પષ્ટ રીતે તો બે સૂચનાઓ તરી આવે છે. (૧) ઘણા ખરા તાલુકાના સભાસદો ભલામણુ કરે છે કે વધારે નિશાળો સ્થાપવાની અને હાલની શાળામાં વધારે ધોરણુ દાખલ કરવાની ઘણી જ જરૂર છે આથી પણુ વધારે અગત્યની (૨) બીજી સૂચના કેળવણી મફત અને ફરજીઆત કરવાની છે. જવાબ આપનાર ૨૭ સભાસદો પૈકી ૧૦ મફત અને ફરજીઆત કેળવણી આપવાની ભલામણુ કરે છે. મોટા શહેરોથી દૂર આવેલાં ગામડાના સમજુ જનો આ માગણી કરે છે એ ઘણુંજ આશાજનક છે. બીજી મુખ્ય સૂચનાઓ સંક્ષેપમાં ટાંકીશું. (૧) કન્યાઓ માટે વધારે જુદી શાળાઓની જરૂર છે; (૨) વધારે ટ્રેઇન્ડ શિક્ષકો શાળામાં હોવા જોઇએ; (૩) શિક્ષકોના પગાર વધારવા જોઇએ; (૪) ત્રીસને બદલે ૨૦ છોકરા દીઠ એક શિક્ષક હોવો જોઇએ. (૫) વર્ગદીઠ એક શિક્ષક હોવો જોઇએ; (૬) શાળાનાં મકાનો સુધારવાં જોઇએ; (૭) પ્રાથમિક શાળાના ઉપરનાં ધોરણમાં ઇંગ્રેજી શિખવવું જોઇએ; (૮) ઉદ્યોગો અને ખાસ કરીને ખેતીનું શિક્ષણ પ્રાથમિક શાળાઓમાં આપવું જોઇએ; (૯) સારી સ્ત્રી શિક્ષકો વધારવી જોઇએ; (૧૦) ધર્મ અને નીતિની કેળવણી આપવી જોઇએ. (૧૧) નિશાળોમાં પુસ્તકશાળાઓ સ્થાપવી જોઇએ; અને (૧૨) રાત્રીશાળાઓ સ્થાપવી જોઇએ.



# પરિશિષ્ટ ૨.

## અભ્યાસક્રમ અને પાઠય પુસ્તકોની કમીટીનો રીપોર્ટ.

અમદાવાદની ગોખલે સોસાઈટીના તા. ૧૨-૮-૧૬ ના ઠરાવથી અમો નીચે સહી કરનારને " પ્રાથમિક અને માધ્યમિક શાળાના અભ્યાસક્રમ અને પાઠય પુસ્તકોની યોગ્યાયોગ્યતાનો વિચાર કરવા અને તેના સુધારા માટે સૂચના કરવાનું કામ " સોંપવામાં આવ્યું છે. તે અનુસાર અમે નીચેનો રીપોર્ટ રજુ કરીએ છીએ.

જે દૃષ્ટિથી અમે આ રીપોર્ટ ઘડયો છે તે અમારે આરંભમાં જ સૂચવવી જોઇએ. શિક્ષણશાસ્ત્રના બારીક સિદ્ધાંતોથી સમગ્ર અભ્યાસક્રમ અને સર્વે પાઠયપુસ્તકોનું અવલોકન કરી તે વિષે વિગતવાર સૂચનાઓ કરવાનું કામ અમને સોંપવામાં આવ્યું હોય એમ અમે ધારતા નથી. પરંતુ તે સંબંધમાં શિક્ષકોનું તેમજ પ્રજાનું ધ્યાન ખેંચતી મહત્વની બાબતોનોજ અમારે ઉલ્લેખ કરવાનો છે એમ અમે માનીએ છીએ. પરિષદની બેઠક આગળ આ રીપોર્ટ રજુ કરવાનો હોવાથી અમને જે થોડો સમય અને અનુકૂળતા આ કામ માટે મળી શકયા છે તે જોતાં અમારાથી આટલુંજ બની શકે એમ હતું. આ પરિષદની કે તેના કોઈ કાયમ મંડળની કમીટી આ સમગ્ર વિષયની ઘણીજ ઝીણવટથી તપાસ ભવિષ્યમાં કરશે એવી અમારી આશા છે.

પ્રચલિત અભ્યાસક્રમ અને પાઠય પુસ્તકો વિષે કંઇ પણ કહેતા પહેલાં તે બન્નેને યોજવાની પદ્ધતિનું રેખાદર્શન કરવું જોઇએ. પ્રથમ અભ્યાસક્રમ વિષે. સરકારી તેમજ સરકારે મંજુર કરેલી પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓનો અભ્યાસક્રમ સરકારી કેળવણીખાતા તરફથી લગભગ સંપૂર્ણ રીતે નિયત કરવામાં આવે છે એ મુખ્ય મુદ્દાની વાત તો સામાન્ય રીતે જાણીતી છે. તે બન્નેની નોંધ ગ્રાન્ટ-ઈન-એઈડ કોડના પરિશિષ્ટ રૂપે પ્રકટ કરવામાં આવે છે અને તેમાં વારંવાર કરવામાં આવતા ફેરફાર તેજ રૂપમાં જણાવવામાં આવે છે. હવે સરકારી શાળાના હેડમાસ્તરને તો હમેશાં આ ક્રમને શબ્દશઃ અનુસરવાની ફરજ હોય છે પરંતુ મ્યુનીસીપાલીટી અને ખાનગી શાળાઓને એક જાતની સ્વતંત્રતા સરકારી નોંધમાં આપવામાં આવી છે. કોઇ ધોરણ માટે સરકારે નિયત કરેલા ક્રમ જેટલો અઘરો અને ઉંચી ભૂમિકાનો ક્રમ મ્યુનીસીપાલીટીનાં સ્કુલબોર્ડ અથવા ખાનગી શાળાના વ્યવસ્થાપક રચે તો કેળવણી ખાતાની સંમતીથી તેઓ પોતાની શાળામાં તેને દાખલ કરી શકે. આ છૂટનો લાભ લઇ નડીઆદની મ્યુનીસીપાલીટીએ પોતાને હસ્તકની કન્યાશાળાઓ માટે ખાસ જુદો અભ્યાસક્રમ ઘડીને ઘણાં વર્ષથી અમલમાં મુકેલો છે અને તેનાં એકંદર ઘણાંજ આશાજનક પરિણામ આવ્યાં છે એમ અમારા જાણવામાં આવ્યું છે. પરંતુ એકંદર આ છૂટનો નહિ જેવોજ લાભ લેવામાં આવ્યો છે એ પણ નિઃશંક છે. આથી એમ કહેવામાં અતિશયોક્તિ નથી કે સરકારી કેળવણી ખાતાએ નિશ્ચિત કરેલો જ અભ્યાસક્રમ સરકારી, ગ્રાન્ટ લેતી અને ગ્રાન્ટ ન લેતી પણ મંજુર થયેલી લગભગ બધી શાળાઓમાં હાલ પ્રચલિત છે.

પાઠ્ય પુસ્તકો પસંદ કરવાની પદ્ધતિ વિષે ધી ઓ. મી. પ્રાંજપેએ થોડા વખત ઉપર પ્રાન્તિક ધારા સભામાં પોતાનો ઠરાવ રજુ કર્યો અને સરકારે તેની સામે સ્પષ્ટ રીતે વિરોધ જણાવ્યા છતાં વધુ મતે પસાર થયો ત્યારથી આ વિષય જાહેરમાં ઘણો ચર્ચાયો છે અને પ્રજાએ તેમાં ઘણો રસ લેવા માંડયો છે. હાલની પદ્ધતિનો મુખ્ય સિદ્ધાંત એ છે કે સરકારના કેળવણી ખાતાએ પાઠ્ય પુસ્તક તરીકે જે પુસ્તકે મંજુર કર્યાં હોય તે શિવાયનાં કોઈ બહારનાં પુસ્તક—પછી તે ગમે તેવાં સારાં અને યોગ્ય હોય તો પણ—મંજુર થયેલી કોઇ શાળા ચલાવી શકે નહિ. ઇનામ અને પુસ્તકશાળા માટે પણ કેળવણી ખાતું મંજુર કરેલાં પુસ્તકોની યાદી બ્હાર પાડે છે તેમજ શાળાઓમાં વાપરવાનાં ચિત્રો અને નકશાઓની યાદી પણ પ્રકટ કરે છે અને આ દરેક બાબતમાં બહારનાં પુસ્તકો અને સાધનો વગેરે ન વાપરવાની સર્વેને ફરજ પાડે છે. આમ સરકારે મંજુર કરેલી યાદીમાંથી જ સર્વ પાઠ્ય પુસ્તકો પસંદ કરવાનાં હોવાથી મંજુરીની પદ્ધતિનું અવલોકન કરવું જોઇએ. આ માટે સરકારે બે જાતની વ્યવસ્થા કરી છે:—

(૧) ઈંગ્રેજી પુસ્તકો માટે અને (૨) દેશી ભાષાના પુસ્તકો માટે.

(૧) જે ઇંગ્રેજી પુસ્તકો મંજુરી માટે સરકારી કેળવણી ખાતાને મોકલવામાં આવે છે તે સીધાં ડિરેકટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશનનેજ મળે છે. તેઓ તે પુસ્તકનું સામાન્ય અવલોકન કરે છે ને અને જો કોઈ પણ ગંભીર કારણથી માધ્યમિક શાળાઓના પાઠય પુસ્તક તરીકે તે કેવળ અયોગ્ય લાગે છે તો તેઓ પોતેજ બીજા કોઈની સલાહ લીધા શિવાય તેને નામંજુર કરે છે. પરંતુ જો તે પુસ્તક ઉકત ઉપયોગ માટે જરા પણ ઠીક લાગે તો તેઓ ઇલાકાના ચાર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરોને અભિપ્રાય માટે મોકલે છે. તેમના અભિપ્રાય મળતાં ડિરેકટર તે ઉપર વિચાર કરીને છેવટનો હુકમ પસાર કરે છે. અહીંઆં આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે આ ઉંચા અમલદારોના અભિપ્રાયો ફકત સૂચના રૂપેજ ગણવામાં આવે છે અને તે ડિરેકટરને જરા પણ બંધનકર્તા હોતા નથી.

(૨) દેશી ભાષાનાં પુસ્તકો મંજુર કરવાની પદ્ધતિ આથી જુદી છે. કોઇ ગુજરાતી પુસ્તક મંજુરી માટે સરકારી ખાતાને મોકલવામાં આવે છે ત્યારે તે પ્હેલું મેઇલ ટ્રેનીંગ કૉલેજના વાઇસ પ્રિન્સીપાલને અવલોકન માટે મોકલવામાં આવે છે. તે વાંચીને તેઓ એક વિગતવાર નોંધ તૈયાર કરે છે અને પુસ્તક એકદમ નામંજુર કરવાની અથવા તે વિષે બુક કમીટીના સભાસદોના અભિપ્રાયો મેળવવાની ભલામણ કરે છે. કોઇ પણ જાતના ઉપયોગ માટે પુસ્તક નામંજુર કરતાં અમુક શિરસ્તા મુજબ ચોક્કસ કારણો વાઇસ પ્રિન્સીપાલ આપે છે. પણ આ પ્રશ્ન વિચારવાની જરૂર છે કે કોઇપણ પુસ્તકને રદ કરવાની લગભગ સંપૂર્ણ સત્તા આમ એક અમલદારને સહીસલામતીથી આપી શકાય ખરી? તેમનો રીપોર્ટ મળતાં વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર પોતાનો છેવટનો હુકમ પસાર કરે છે અને તે સામાન્ય રીતે પ્હેલા અધિકારીની સૂચના મુજબજ હોય છે. વાઇસ પ્રિન્સીપાલની સૂચનાનુસાર જો પુસ્તક નામંજુર કરવાનું હોય તો પછી કાંઇપણ કરવાનું રહેતું નથી—શિવાય કે ખાતાના ઉપરીને ઠીક લાગે તો પોતે તપાસ કરી છેવટના હુકમ પસાર કરે. પણ જો તે વિષે બુક કમિટીનો અભિપ્રાય લેવાનું નક્કી થાય તો ત્હેના સભા

સદોમાં તે ફેરવવામાં આવે છે. બુક કમીટીના સભાસદોની કુલ સંખ્યા હાલ ૧૦ ની છે. અને ત્હેમાં બે કેળવણી ખાતાના અમલદારો છે, બે વાનપ્રસ્થ થએલા તે ખાતાના અમલદારો છે, ૧ ન્યાય ખાતાના અમલદાર છે, ૨ યૂરોપિયન પાદરી છે, અને ૩ ખાનગી ગૃહસ્થો છે. જે પુસ્તકો પુસ્તકશાળાના કે ઇનામી પુસ્તક તરીકે મંજુરી માટે મોકલવામાં આવે છે તે વિષયવાર બુક કમીટીની નીચેની ત્રણમાંથી એક સબકમીટીને મોકલવામાં આવે છેઃ (૧) વિજ્ઞાન સબ કમીટી—જેના સભાસદો ૩ છે. (૨) સાહિત્યની સબ-કમીટી—જેના સભાસદો ૩ છે અને (૩) સામાન્ય સબ કમીટી જેના સભાસદો ૪ છે. સબ કમીટીના અભિપ્રાય વિભાગના ઇન્સ્પેક્ટરને મોકલવામાં આવે છે, અને તેઓ છેલ્લો હુકમ પસાર કરે છે. પાઠય પુસ્તક તરીકે મંજુરી માટે જે પુસ્તક મોકલવામાં આવે છે તે બુક કમીટીના બધા સભાસદોમાં ફેરવવામાં આવે છે અને ત્હેમના અભિપ્રાય પણ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને મોકલવામાં આવે છે. પણ તેઓ તે વિષે છેવટનો હુકમ પસાર કરતા નથી પણ તે બધા અભિપ્રાય કેળવણી ખાતાના ઉપરી તરફ મોકલે છે અને તેઓ પોતાની ભલામણ સાથે તે મુંબાઇ સરકારને મોકલી આપે છે. છેવટે સરકારજ બધાં પાઠય પુસ્તકો વિષે મંજુરી કે નામંજુરીના છેવટના હુકમો પસાર કરે છે અને તે સરકારી ગેઝેટમાં પ્રકટ થાય છે. એકંદર મંજુરી માટે કંઇ ચોક્કસ ધોરણ નિર્ણીત કરવામાં આવ્યાં નથી અને ધર્મ અને રાજનીતિની સામાન્ય દૃષ્ટિથીજ પુસ્તકોની પરીક્ષા કરવામાં આવે છે.

આમ યોગ્ય પાઠય પુસ્તકોની યાદી મંજુર કરીનેજ કેળવણી ખાતાએ સંતોષ માન્યો નથી. પણ છેલ્લાં આશરે પાંચ વર્ષથી દરેક વિષય વાર ચોક્કસ પુસ્તકો વર્ષની શરૂઆતમાં નિયત (Prescribe) કરવાનો ધારો શરૂ થયો છે. અલબત તે પુસ્તકોનો ઉપયોગ સરકારી શાળાઓ માટેજ ફરજીયાત ગણી શકાય. પરંતુ અમને માલૂમ પડયું છે કે સરકારી ગ્રાન્ટ લેતી શાળાઓને પણ તેજ પુસ્તકો વાપરવાની લગભગ ફરજ પડે છે. ઉપરાંત ગ્રાન્ટ ન લેતી શાળાઓનો મોટો ભાગ સરકારે નિયત કરેલાંજ પુસ્તકો શિખવે છે જ્યારે બહુજ થોડી નિશાળો મંજુર કરેલા બીજાં કોઇ પુસ્તકોનો ઉપયોગ કરે છે. આમ જો મંજુરીની પદ્ધતિથી ઘણાં પુસ્તકોનો બહિષ્કાર શાળાઓમાંથી થાય છે તો નિયત કરવાની પદ્ધતિ તો લગભગ બધી શાળાઓને પસંદગીની સહેજ પણ સ્વતંત્રતા રહેવા દેતી નથી.

હવે પ્રાથમિક અને માધ્યમિક શાળાના અભ્યાસક્રમ અને પાઠય પુસ્તકો વિષેનો અમારો રીપોર્ટ નિચેના ક્રમવાર અમે રજુ કરીશું.

૧. ગુજરાતી વાંચનમાળા.
૨. હાઇસ્કુલમાં ગુજરાતીનું શિક્ષણ.
૩. ગણિતનું શિક્ષણ.
૪. ઇતિહાસ અને ભૂગોળનું શિક્ષણ.
૫. સંસ્કૃતનું શિક્ષણ.
૬. ઈંગ્રેજીનું શિક્ષણ.
૭. વિજ્ઞાનનું શિક્ષણ.

## ૧. ગુજરાતી વાંચનમાળા.

વાંચનમાળા પ્રજાને ઘડનારાં પુસ્તકોમાં અતીવ ઉપયોગી પુસ્તકો છે અને પ્રજા જીવનને ખીલવવામાં વધારેમાં વધારે અસર વાંચનમાળાનાં પુસ્તકોની થાય છે; સર્વ દેશને લાગુ પડતું આ સત્ય ગુજરાતમાં તો કોઈ પણ જાતના અપવાદ સિવાય સંપૂર્ણપણે લાગુ પડે છે; કારણ બીજા દેશોમાં આપણે ત્યાં છે તેમ વાંચનમાળા તરીકે વપરાતાં એકનાં એક જ પુસ્તકો નથી હોતાં; અનેક વિચારકો અને લેખકો તેવાં પુસ્તકો પ્રજા આગળ રજુ કરે છે અને પ્રજા તે પુસ્તકોમાંથી જે ફાવે તે સ્વીકારી શકે છે. ગુજરાતમાં તેવું નથી. અહિં તો શ્રીમાન સરકારે મંજુર કર્યાં હોય તે જ પુસ્તકો સ્વીકારવામાં આવે છે અને સર્વત્ર તેનાં તે જ પુસ્તકો વાપરવાનાં હોય છે. આવું હોવાથી પ્રજાજીવનના વિકાસમાં વાંચનમાળાનો હિસ્સો ઘણો મોટો રહે છે. તે વિકાસ યથાયોગ્ય થાય માટે જરૂરનું છે કે વાંચનમાળા વિષેની યોગ્ય ટીકા આપણા બધાના સમુદિત બળથી સત્તાધીશો પાસે રજુ થવી જોઇએ. આ ઉદ્દેશ ધ્યાનમાં રાખી અમે આ રીપોર્ટમાં મતભેદવાળી બાબતોનો ઉલ્લેખ કરવા ધારતા નથી. સર્વ સમજુ ગૃહસ્થો તરફથી એક મતે સ્વીકારાય તેવી જ બાબતો રજુ કરવા વિચાર રાખીએ છીએ.

તે પ્રમાણે વિચાર કરવા માટે નીચેના વિભાગ કરવાની જરૂર જણાય છે. (૧) કદ, (૨) પાઠોની ગોઠવણ, (૩) પાઠમાં આપેલી હકીકત, (૪) ભાષા અને શૈલી, (૫) કવિતા, (૬) ચિત્રો, (૭) છાપણી, બાંધણી, કાગળ પુઠું, (૮) કિમ્મત.

નં. ૧. કદ વિષે કાંઇ ખાસ કહેવાનું નથી. નં. ૨. પાઠોની ગોઠવણ સંબંધે થોડો ઘણો ગોટાળો ઉત્પન્ન થયો છે. જૂની વાંચનમાળામાં પદાર્થ, ઇતિહાસ, ભૂગોળ વગેરેના પાઠો વચમાં આપ્યા હતા અને તેથી શિક્ષકો તે તે પાઠોની ઘટતી કિમ્મત કરી શકતા નહોતા. શિક્ષકોનું આવું દુર્લક્ષ દૂર કરવા જૂદા જૂદા વિષયના પાઠો જૂદા જૂદા ભાગોમાં ગોઠવ્યા. એવા હેતુથી કે તે વ્યવસ્થાથી શિક્ષકોને તેતે વિષયની સ્વતંત્ર ઉપયોગિતાનું ભાન થાય. આ પગલું એક રીતે તો ઠીક હતું, પણ તેનો અનર્થ એવો થયો કે શિક્ષકો પહેલે પાઠથી શરૂ કરી છેલ્લા પાઠ સુધી એક પછી એક એમ શીખવવા લાગ્યા. આ અનર્થ જાણવામાં આવતાં નવી આવૃત્તિમાં ઉમેરવામાં આવ્યું કે "આ ચોપડીમાંના પાઠો શીખવતાં દરેક ભાગમાંથી એક એક પાઠ વારા ફરતી લઇ શીખવવો." અમે એથી પણ આગળ વધવાની જરૂર ધારીએ છીએ અને સાંકળીઉ આપ્યા પછી 'પાઠો શીખવવાનો ક્રમ' આપવાની ભલામણ કરીએ છીએ.

નં. ૩. પાઠમાં આપેલી હકીકત વિષે ખરેખર બહુ વિસ્તારથી ચર્ચાની જરૂર છે. ત્રણ જાતના પાઠોમાંથી દરેક ભાગ લઇને વિચાર કરવો જોઇએ; પરંતુ તેવો વિસ્તાર આવા રીપોર્ટમાં કરવાનું ન બને એમ લાગવાથી, પાઠની હકીકતમાં અમને જે ગંભીર ભૂલો લાગી છે તેટલીજ બતાવીને સંતોષ માનીશું.

ચોપડી ૧ લીમાં હોડીની રમતનો પાઠ ૧૨ મો છે. જે જાતની રમતની વાત કરી છે તેવી રમત તે રીતે કોઇ પણ જગાએ રમાતી હોય એમ અમારા જાણવામાં નથી.

રમાઇ શકે કે કેમ એ પણ અમને તો શંકા લાગે છે.

ચોપડી ૩ જીમાં પાઠ ૧૮ મા તથા પાઠ ૨૩ માની યોગ્યતા વિષે પણ અમને શક છે. ૨૩ મો પાઠ તો ન સમજાવાય તેવો છે. બ્રાહ્મણ બકરાને શા માટે લઇ જતો હશે એ સમજાવવું કોઇપણ હિન્દુ પસંદ કરશે જ નહિં.

ચોપડી ૪ થી પાઠ ૨૬. અકબરશાહની નગરચર્યામાં બાદશાહ તરીકે અકબરનું નામ કોઇપણ રીતે ઘટતું નથી. તેમજ ૩૪ મા પાઠમાં પણ તે જ મહાન રાજા અક્કલ વગરના મૂરખા જેવો જ દેખાઈ આવે છે.

કન્યા વાંચનમાળા ભાગ ૧ લો પાઠ ૪. વિદ્યાગૌરીના વિવેકમાં પહેલાં પાન અને સોપારી એલચી આપ્યા પછી પાણી આપવામાં આવ્યું છે.

આવી શંકાશીલ બાબતો માટે આટલા ઉલ્લેખથી સંતોષ માની હવે અવશ્ય સુધારવા જેવી બેએક બાબતો બતાવીશું.

કન્યા વાંચનમાળા ભાગ ૧ લો પાઠ ૩૮ માં કૌલાદેવીને સદ્‌ગુણી વિશેષણ લગાડવામાં આવ્યું છે એ કોઇપણ રીતે યોગ્ય નથી.

કન્યા વાંચનમાળા ભા. ૨ જો પાઠ ૮ માં દ્રોણને તીરની શય્યાપર સૂતેલા કહ્યા છે. એ હકીકત મહાભારતમાં ક્યાંય પણ કહેવામાં આવેલી જણાતી નથી.

સાતમી ચોપડી પાઠ ૮૬ માં ગંધક અને લોઢાંનો જે પ્રયોગ વર્ણવવામાં આવ્યો છે તે સફળ થઈ શકે એમ નથી એવું સાયન્સ ઇન્સ્પેકટર સાહેબે જાહેર કરેલું છે, છતાં તે સુધારો તે પાઠમાં કરવામાં આવ્યો નથી.

તે જ ચોપડીમાં પાઠ ૮૮ માં જે ચિત્ર આપેલું છે તે પાઠમાં વર્ણવેલા પ્રયોગનું નથી પણ તદ્દન જૂદુંજ છે.

નં. ૪. ભાષા અને શૈલી વિષે અમને કહેવાની ફરજ પડે છે કે ઝીણી ઝીણી પણ આખા સ્વરૂપને બગાડી નાંખનારી કેટલીક ભૂલો અમે ભાષામાં અને શૈલીમાં બતાવી શકીએ તેવું છે. અલબત્ત, નજીવી ભૂલોને અમે જરા પણ ધ્યાનમાં લેવાનું યોગ્ય ધારતા નથી, પરંતુ વાંચનમાળા જેવાં પુસ્તકો શુદ્ધ અને નિર્દોષ ભાષામાં અને સંસ્કારી અને નમુનારૂપ શૈલીમાં લખાવાં જોઇએ. અને જ્યાં જ્યાં આવું ધોરણ રહેલું ન લાગે ત્યાં ત્યાં સુધારાને માટે આગ્રહપૂર્વક ફર્યાદ કર્યાંજ કરવી એ અમને તો જરૂરનું લાગે છે. પરંતુ અમે દિલગીર છીયે કે આ બાબતમાં આ સ્થળે સામાન્ય ઉલ્લેખ કે બે ચાર પાંચ અહિં તહિંના દાખલાઓ આપ્યા ઉપરાંત વધારે અમારાથી કરી શકાશે નહિં. શૈલી એક કળા છે અને તેની ખામીઓ સિદ્ધ કરવા માટે આખું સ્વરૂપ રજુ કરવું જોઇએ. તેમ કરવા સમય ઘણો જોઇએ અને તેવી ચર્ચામાં રસ લેનારા અમુક સંસ્કારવાળા જોઇએ. તેવા બધા સંજોગ હોય તો પણ આ તક એવી છે કે જેમાં વિસ્તાર કરી શકાય નહિં, તેથી સામાન્ય ઉલ્લેખથી જ સંતોષ માનવો પડશે.

ભાષામાં એક ધ્યાન ખેંચનારી બીના એ છે કે પ્રાન્તિક શબ્દોનો ઉપયોગ બહુ

થયેલો છે. જો જૂદા જૂદા પ્રાન્તમાં વપરાતા સારા શબ્દોનો ઉપયોગ પ્રચલિત કરી ભાષાના જૂના અથવા તો એકદેશી સિક્કાને ચલણી સ્વરૂપ આપવાના વિચારથી આવું ધોરણ રાખ્યું હોત તો કાંઇ કહેવાની જરૂર નહોતીઃ પરંતુ અહિં તો માત્ર એકજ સ્થળના પ્રાન્તિક શબ્દોનો પ્રયોગ થયેલો માલમ પડે છે.. ચગું, ખાળો કરવો, ચોભીલી, કુંદવાને, વગેરે શબ્દો દાખલ થયા તેનો ખાસ વાંધો નથી; પરંતુ તે સંબંધે બે બાબતની અમને જરૂર લાગે છે. એકતો તેતે શબ્દોના અર્થ આપવા જોઇએ અને બીજું બીજા પ્રાન્તના પણ કોઇ કોઇ શબ્દોને સ્વીકારી ભાષા સમૃદ્ધિમાં મદદ થાય તેવું કરવું જોઇએ.

આવા શબ્દો ઘણા નથી, પણ કોઇ નિશ્ચિત ધોરણથી તેવા પ્રયોગ થયા હોય તો સારૂં, એટલું જણાવવાની તો ખાસ જરૂર છે.

કોઇ કોઇ જોડણીમાં પણ જરા શંકા જેવું છે. ગ્રીનીજ કે ગ્રીનીચ ? એકને એક શબ્દની જોડણી જુદી જુદી રીતે કરાય છે એ ઠીક નથી.

બીજું થાય કે ન થાય, પણ અમે એટલું તો આગ્રહપૂર્વક કહીયે છીએ કે જે પ્રયોગો દોષરૂપ છે તેતો સુધારવા જ જોઇએ.

'આપણે છોકરા અને છોકરી હોઇ' ચોપડી ૪ થી પાઠ ૩૧. 'અને' ને બદલે 'અથવા' કે 'કે' ન કરવાનો આગ્રહ શા માટે હશે એ સમજાતું નથી.

'ભાઈ, તમે વધારે સુખી થવાની ઇચ્છા રાખો તે સારી વાત છે. એને માટે તમે ખંત રાખો ને મહેનત કરો તે **ચાહવા લાયક છે,** (કન્યાવાં ૧ પાઠ ૩૦). આમાં 'ચાહવા લાયક' પ્રયોગ યોગ્ય લાગતો નથી.

લાવણ્યતા. કન્યાવાં ૩, પાઠ ૨. દુઃખના ડુંગર રેલ્યા છે. ચોપડી ૭ મી પાઠ ૨૫. 'હે કાળ જેને અનુકૂળ છે એવા.' 'અસહ્ય ઉદ્યોગ, (૭–૨૫) 'સમજણનો અધિકાર' ચોપડી ૭ મી પાઠ ૯. વગેરે કંઇ કંઇ અસ્વીકાર્ય પ્રયોગો માલમ પડે છે અને તેવા ઘણા પ્રયોગોમાંથી અમે તો થોડાજ બતાવ્યા છે. કેટલાક બીજા ત્રીજી અને ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ માટે તૈયારે થયેલા રીપોર્ટમાં આપેલા હોવાથી આંહિં ફરી લખતા નથી. આવું શૈલીની શિથિલતાવાળું અને કોઇ કોઇ જગાએ તો દોષવાળું પણ કહી શકાય તેવું લખાણ છે. તે બધું નજીવું છે એમ ગણી છે તેવુંજ રહેવા દેવાનું અમે કોઈપણ રીતે પસંદ કરતા નથી. વાંચનમાળામાં નજીવી જેવી ભૂલ પણ શા માટે ટકવા દેવી એ કોઇપણ સમજી શકશે નહિં. માટે અમે પરિષદને ભાર દઇને આગ્રહ કરીએ છીએ કે આવી દરેકે દરેક ભૂલ સુધારવામાં ન આવે ત્યાં સુધી ફર્યાદ ચાલુ રાખવાની કાંઈક પણ વ્યવસ્થા કરવી.

નં. ૫. કવિતા વિષે તો આખા ગુજરાતે એકે અવાજે નાપસંદગી જાહેર કરી છે. બધી ચોપડીની બધી કવિતાઓ સંતોષકારક નથી એ મત લગભગ બધી તરફથી સ્વીકારવામાં આવેલો છે.

અમુક કવિતામાં કવિત્વ કેટલું છે તે સંબંધે મતભેદ રહે અને કોઇને કાંઇ અને કોઇને કાંઇ સારૂં લાગે એ સમજાય તેવી વાત છે, તેથી ૧ લી ચોપડીની 'વિસરૂં નહિં

પ્રભુ નામ', બીજીની 'કરોળિયો તથા કુહાડી', ત્રીજીની 'પશુની તકરાર' અને 'સત્ય', ચોથીની 'ઈશ્વર સ્તુતિ' અને 'રાજગીત'. પાંચમીની 'હિતનાં વચન', કન્યા વાંચનમાળા ૧ લો ભાગ, 'હીંચકો', 'વરસાદની ઝડીઓ', 'બાળાઓને બોધ', 'નદીનો પનઘટ', ક. વાં. ભા. ૨ જામાં 'માની શિખામણ', 'સ્વર્ગ ક્યાં હશે', 'વડ અને તે પાસની શોભા'ના જેવી કવિતાઓ વિષે જૂદા જૂદા મત હોય તો આપણે તે સંબંધે લોકમત કેળવાય નહિં ત્યાં સુધી મુંગા રહેવું જોઇએ એમ સ્વીકારીયે. પરંતુ જે કવિતાઓ માટે એકમતે જ વિરોધ દર્શાવાય, જે સુધારવા માટે સર્વ તરફથી ઇચ્છા દર્શાવાય, જેમાં ભૂલો છે એમ જાહેર રીતે બતાવવામાં આવે તેવી કવિતાઓમાં પણ કાંઈ ફેર ન પડે કે સુધારો ન કરાય એ તો ગળે ન ઉતરે તેવી સ્થિતિ છે.

આ સંબંધે પણ શૈલીને વિષે અમે જે કહ્યું તે જ લાગુ પડે છે, અને તેથી એકાદ બે ગંભીર ભૂલો બતાવી તે સુધરાવવાનો આગ્રહ કરીને જ અમે સંતોષ માનીશું.

બીજી ચોપડીની કુહાડીની કવિતા બીજી બધી રીતે ગમે તેવી ગણાતી હોય, પણ 'બન્યો ભાયડો હોય બા'દૂર શાણો' અને 'રડ્યો તે ઘડી ત્યાં બહુ ચીસ પાડી' એવી લીટીઓ તો અમે નથી માનતા કે કોઇપણ ગુજરાતી કવિતા તરીકે સ્વીકારી શકે.

પાંચમી ચોપડીના પાઠ ૫૪ માંની નિર્દોષ પંખીડાના નામથી કલાપીની એક સારી કવિતાને ખંડિત કરી, જૂદા જ અર્થવાળી કલાપીની બીજી કવિતાની સાથે તેને જોડી દેવામાં આવી છે. એક સામાન્ય વાંચનાર પણ એકદમ તે કઢંગું જોડાણ પારખી શકે તેવું છે. લેખકનાં બે જૂદાં કાવ્યોને ખંડિત કરીને નવું કાવ્ય ઉપજાવવાની સત્તા કમીટીને હતી કે નહિં તે પૂછવું તો નકામું છે, પણ તેથી જે અનુચિત પરિણામ આવેલ છે તેની સામે પોકાર કરવો એ તો જરૂરનું થઇ પડે છે.

તેવી જ રીતે કન્યા વાંચનમાળા ભાગ ૩ જાના પાઠ ૨૨ માં દયારામનું જાણીતું પદ 'હરિનામ ખરૂં' એ પણ કાંઈક વૈરૂપ્ય પામ્યું છે. પછી તેમાં સુધારો કરવાના વિચારને લીધે થયું હોય કે કદાચ પાઠ ફેર પણ હોય તો પ્રભુ જાણે. ત્રીજી લીટીમાં 'નાસે' શબ્દ છાપની ભૂલને લીધે ઉડી ગયો જણાતો નથી, કારણ તેમ હોય તો બીજી આવૃતિમાં સુધારો થયો હોત, પણ ૧૯૦૭ ને ૧૯૧૦ બંનેની આવૃતિમાં 'નાસે' શબ્દ નથી તેથી એમજ કહેવું પડે છે કે કાંઈક ગંભીર ગેરસમજ કે ભૂલને લીધે જ આ દોષ ટકી રહ્યો છે.

નં. ૬. ચિત્રો માટે ફર્યાદ સંભળાઈ છે અને કાંઇ કાંઈ સુધારા માટે પ્રયાસ થતા જોવામાં આવે છે. સૌંદર્યની દ્રષ્ટિએ સારાં કહીએ તેવાં ચિત્રો હજી થયાં નથી, પણ ધીમે ધીમે સુધારા જારી રહે એ ઇચ્છવા જેવું છે એટલુંજ કહી અટકીશું, જો કે દેખીતા વિરોધ દૂર કરવા તરફ લક્ષ રહેવાની જરૂર છે એટલું તો કહ્યા વિના ચાલતું નથી. બીજી ચોપડીના ૨૧ મા પાઠમાં વાત ખભે બેસારવાની છે, અને ચિત્રમાં પીઠે બેસારેલ છે. ચોથી ચોપડીના પાઠ ૨૫ માં રજવાડાના કારભારીનું ચિત્ર કોઇને પણ સારૂં લાગે તેવું અમને જણાતું નથી. સાતમી ચોપડી (૧૯૧૩ ની આવૃત્તિ)માં પાઠ ૮૮ મા પાને ૨૬૦ પરનાં ચિત્ર સંબંધે એક શબ્દ સરખો પણ નથી.

નં. ૭. કિમ્મત વિષે ઠીક ચર્ચા થઈ છે અને કાંઇ સુધારો પણ થયો છે. માત્ર એટલુંજ જણાવવાનું રહે છે કે બાળપોથીમાંનાં રંગીત ચિત્રો કાઢી નાખ્યાથી છોકરાંઓનો ઘણો આનંદ ઓછો થઇ ગયો છે; તેવાં ચિત્રો રહેવા દઇને પણ શું કિમ્મત ઓછી ન કરી શકાત એ પ્રશ્ન વેપારી રીતે નહિં, પણ બીજી રીતે વિચારાય તો વધારે સારૂં એમ કહ્યા વિના ચાલતું નથી. તેમજ નં. ૮ છાપણી વગેરે વિષે પણ સુધારો થતો જાય છે. જો કે બાંધણી જોઇએ તેવી સારી થતી નથી એ ફર્યાદ તો ચાલુ છેજ. વળી બીજી એક હકીકત જણાવવાની જરૂર લાગે છે. ગમે તે કારણ હો, પણ આપણાં ગુજરાતી પુસ્તકોમાં છાપ ભૂલો ઘણી હોય છે; પણ વાંચનમાળામાં તે ચાલે નહી; માટે જરા વધારે તસ્દી લઇને પણ તે પુસ્તકો ભૂલ વગરનાં બનાવવા પ્રયત્ન કરવાની ખાતાની ફરજ છે.

---

## ૨. હાઇસ્કુલમાં ગુજરાતી શિક્ષણ.

માધ્યમિકશાળામાં ગુજરાતી ભાષાનો તથા તેના સાહિત્યનો આગળ અભ્યાસ વધારવા માટે પહેલા, બીજા, અને ત્રીજા ધોરણમાં વાંચનમાળાનું પાંચમું, છઠ્ઠું અને સાતમું પુસ્તક અનુક્રમે ચલાવવામાં આવે છે.

આથી એમ કહી શકાય કે માધ્યમિકશાળાના ત્રીજા ધોરણમાં પસાર થયેલા વિદ્યાર્થીઓનું ગુજરાતી ભાષાનું તથા તેના સાહિત્યનું જ્ઞાન પ્રાથમિકશાળાના સાતમા ધોરણમાં પસાર થયેલા વિદ્યાર્થીઓના જેવું હોય છે.

પ્રાથમિકશાળાના વિદ્યાર્થીઓને બીચારાઓને ગુજરાતી ભાષાનો તથા તેના સાહિત્યનો અભ્યાસ આગળ વધારવાને પછી સ્થાન જ નથી; પણ માધ્યમિકશાળાના વિદ્યાર્થીઓને તો તેમ કરવાને સારે નસીબે પ્રસંગ મળે છે. કારણ કે તેના ચોથા, પાંચમા, છઠ્ઠા અને સાતમા ધોરણમાં તેમને ગુજરાતી વિષયનો અભ્યાસ કરવાનો હોય છે.

આ અભ્યાસ તેમને કરાવવામાં આવે છે તે અમુક ગદ્યનાં, અમુક પદ્યનાં, અને અમુક વ્યાકરણનાં પુસ્તકો દ્વારા; અને આ પુસ્તકો નક્કી કરવાની બાબતમાં સરકાર તરફથી માત્ર એવી સૂચના કરવામાં આવે છે કે દરેક ધોરણમાં કોઇ માન્ય લેખકનાં ગદ્યના પુસ્તકનાં પાનાં અમુક, પદ્યના પુસ્તકનાં પાનાં કે લીટીઓ અમુક, અને અમુક વ્યાકરણના વિષય શાળાનાં હેડ માસ્તરે ચલાવવા. આથી આ પુસ્તકો નક્કી કરવાનું કામ આવી પડે છે તે શાળાના હેડમાસ્તરને શીર કે તેમના સોંપવાથી ગુજરાતી વિષયના શીક્ષકને શીર.

હવે જે પુસ્તકો આ કામને માટે મંજૂર કરવામાં આવે છે તે તરફ નજર કરતાં એમ તો જણાય છેજ કે તે ગુજરાતી ભાષાનું તથા તેના સાહિત્યનું કાંઇક સારૂં જ્ઞાન આપે એવાં હોય છે એમ છતાં પણ વિદ્યાર્થીઓનો આ વિષયનો સારો અભ્યાસ થતો નથી. તેનું એક કારણ તો એ કે ચોથા ધોરણથી તે સાતમા ધોરણ સુધીનો અભ્યાસક્રમ જોઈએ તેવી રીતે ચઢતા ચઢતી ગોઠવાએલો હોતો નથી. અને તેથી કરીને જે પુસ્તકો નક્કી કરવામાં આવે છે તે તેવા ક્રમને અનુસરતાં હોતાં નથી. દાખલા તરીકે કરણઘેલાનું

પુસ્તક કોઇ શાળામાં પાંચમા ધોરણમાં તો કોઇમાં છઠ્ઠામાં તો કોઇમાં વળી સાતમામાં ચાલતું હોય છે. કોઇ શાળામાં સુદામા ચરિત્ર ચોથામાં તો કોઇમાં પાંચમામાં, કોઇમાં છઠ્ઠામાં તો કોઇમાં સાતમામાં ચાલતું હોય છે. કુસુમમાળા જેવું પુસ્તક કોઇમાં પાંચમામાં તો કોઇમાં છઠ્ઠામાં ચાલે છે અને યુનીવર્સીટીવાળા વળી તેને સાતમા ધોરણ માટે નક્કી કરી આપે છે. અને વ્યાકરણને તો સમૂળગું વિસારી દેવામાં જ આવે છે.

બીજું કારણ એ કે માધ્યમિકશાળામાં ગુજરાતી ભાષાની તથા તેના સાહિત્યની અવગણના થાય છે અને તે તરફ ઘણી જ બેદરકારી બતાવવામાં છે.

અંગ્રેજી આપણા રાજકર્ત્તાની ભાષા હોવાથી માબાપો અને બાળકો તે તરફ વધારે લક્ષ રાખી માતૃભાષા તરફ દુર્લક્ષ બતાવે છે. શિક્ષકો પણ તેને ઉત્તેજન આપે છે. અને એવી ભલામણ પણ કરવામાં આવે છે કે ખાતાં પીતાં, બેસતાં ઉઠતાં, હરતાં ફરતાં, ઇંગ્રેજી ભાષાનો ઉપયોગ કરવો. કેટલીક શાળાઓમાં તો વિદ્યાર્થીઓ તેમ ન કરે તો તેમનો દંડ કરવામાં પણ આવે છે આમ ઇંગ્રેજી ભાષા અગત્યની હોવાથી ગૌરવ પામે છે. અને ગુજરાતી ભાષા પરીક્ષાના ખપની નહિ હોવાથી અવગણના તથા બેદરકારીનું પાત્ર થાય છે.

વળી ઉપલા વર્ગમાં ચઢાવવા માટે યોગ્યતા વિદ્યાર્થીઓમાં છે કે નહિ તે તપાસવા માટે તેમની વાર્ષિક પરીક્ષા થાય છે. તે વાષિક પરીક્ષામાં ગુજરાતી વિષયમાં જે નાપાસ થયેલા હોય છે તેમને બીજા વિષયોમાં પાસ થતા હોય તો ઉપર ચઢાવી દેવામાં કાંઇપણ વાંધો લેવામાં આવતો નથી. એટલે ઉપલા વર્ગમાં ચઢવા માટે ગુજરાતી વિષયમાં પાસ થવાની ખાસ જરૂર વિદ્યાર્થીને લાગતી નથી.

મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પરીક્ષાનો વિષય ગુજરાતી નથી તેથી, કે શીખવવાના વિષયો ઘણા હોય છે તેથી ગુજરાતીને ટાઇમ ટેબલપર ઘણો જ ઓછો સમય આપવામાં આવે છે. તેથી કરીને એનો અભ્યાસ ચાલુ રહેતો નથી. અને એ રીતે પણ તે અવગણના ને બેદરકારીનો ભોગ થઇ પડે છે.

આમ થાય છે તેથી પરીણામ એ આવે છે કે વિદ્યાર્થીઓને પોતાની માતૃભાષા શુદ્ધ રીતે બોલતાં કે લખતાં પુરી આવડતી પણ નથી. વાક્ય પ્રથક્કરણ અને વાક્યપ્રબંધ બિલકુલ જાણતા નથી. નાનાં મોટાં વાક્યો શાસ્ત્રીય ઢબસર ( પ્રથક્કરણની રાહે ) સમજી કે સમજાવી શકતા નથી. એટલે વાક્યોનો સાર યથાર્થ રીતે ગ્રહણ કરી શકતા નથી તેમજ દર્શાવી શકતા નથી. ખૂદ ભાષાની વાતમાં આમ છે તો સાહિત્યની તો વાતજ શી કરવી.

એટલા માટે ગુજરાતીના અભ્યાસના ઉત્તેજન માટે અમે નીચે પ્રમાણે ભલામણો કરીએ છીએ.

૧. ચોથા ધોરણથી સાતમા ધોરણ સુધી ક્રમસર અભ્યાસ ગોઠવી મેટ્રિકયુલેશનમાં તેને બીજી ભાષામાં ઉમેરવી.

૨. આ ઉપરાંત એક સૌથી અગત્યની સૂચના એ છે કે કેળવણી માત્ર, પ્રાથમિક માધ્યમિક અને ઉચ્ચ, ગુજરાતી ભાષા દ્વારા આપવામાં આવે અને એ રીતે ગુજરાતી ભાષાની થતી અવગણના અને તેને પરીણામે આવતી બેદરકારી દૂર કરવામાં આવે.

# ૩. ગણિતનું શિક્ષણ.

અમે આ વિષય સંબંધે ચર્ચા કરતાં માત્ર પ્રાથમિક અને માધ્યમિક અને તેમાં પણ વિશેષે કરીને શરૂઆતના મિડલ સ્કુલ સુધીના માધ્યમિક ગણિતના શિક્ષણ અને તે સંબંધેનાં પાઠય પુસ્તકો ઉપર ખાસ લક્ષ રાખ્યું છે.

પ્રથમ પ્રાથમિક શાળાઓમાં ગણિતના શિક્ષણ સંબંધે આંક અને મુખ ગણિતની બાબતમાં બાળકોના કુમળા મન ઉપર એ વિષયની છાપ કેવળ રમત સાથે પદાર્થદ્વારા (ઘડીયા લખાવીને નહીં) જ્ઞાન આપી પાડવી જોઇએ એ ઉપર આ કમીટી ખાસ ભાર મૂકે છે. નકામા અઘરા દાખલા, વિકટ પ્રશ્નોથી જેમ બને તેમ વેગળા રહેવાની પદ્ધતિને આ કમીટી છેક શરૂઆતના વર્ગો સંબંધે તેમ જ ઉપરના વર્ગોમાં પણ ખાસ જરૂરી ગણે છે. પ્રાથમિક શાળાઓમાંના અભ્યાસક્રમ સંબંધે ખાસ વાંધો નથી; પરંતુ બાળકોની ઉમરના પ્રમાણમાં ક્રમવાર જે ધોરણો નક્કી થયાં છે. તેને વળગી રહીને બહુ જ સ્હેલા દાખલાઓથી અને તેને આનંદ મળે એવાં દ્રશ્યોની સહાયથી વિષય બાળકને સરળતાથી સમજાય અને ત્રિરાશી વગેરેનાં પદો જેમ વિદ્યાર્થી પાઠે કરે છે તેમ ન થતાં તેના મુદ્દાઓ તેના મનમાં એળે એળે ઉતરી જાય તેવી રીતે શિક્ષણ આપવાની તો ખાસ જરૂર છે. એ માટે સારા શિક્ષકો મેળવવા ટ્રેનીંગ કોલેજોમાં આ ગણિતના વિષયના શિક્ષણ માટે સારૂં ધ્યાન આપવાની અને જેમ બને તેમ શાળાઓને સારાં કિંડરગારટન અને ગણિત શિક્ષણ સંબંધે બીજાં દ્રશ્ય સાધનો પૂરાં પાડવાની કેળવણી ખાતાની અને મ્યુનીસીપાલીટીઓ વગેરેની ફરજ સંબંધે આ કમીટી ખાસ લક્ષ ખેંચે છે. વધારામાં પરીક્ષાઓનું ધોરણ તેમાં ખાસ કરી લેખાં જેવા મુખ વિષયની પરીક્ષાઓમાં વિદ્યાર્થિના જ્ઞાનનું માપ તે અમુક દાખલા ખરા કરે છે અથવા અમુક મુખ પરિક્ષાના જવાબો એકદમ ખરા આપી દેછે તે ઉપર રાખવા કરતાં અમુક પદાર્થો વગેરે તેને સોંપી તે ઉપરથી તે પરિણામો મેળવવા કેવા પ્રકારનો યત્ન કરે છે તે સંબંધે ધ્યાન અપાય તો વધારે યોગ્ય થાય. અમને લાગે છે કે સારા શિક્ષકની ડાયરી એ વિદ્યાર્થિની પરીક્ષા માટે પરિક્ષકના ચાર સવાલોના જવાબ કરતાં વધારે આધારભૂત ગણાવી જોઇએ.

સામાન્ય સૂચનાઓ મિડલ સ્કુલ સુધીના ગણિતના શિક્ષણ સંબંધે આજ પ્રકારની છે. ગણિતના શિક્ષણ સંબંધે એ બહુ આશ્ચર્યજનક વસ્તુ છે કે પ્રાથમિક નિશાળોમાં ગણિતનો પાયો નાંખેલો હોય છે અને માધ્યમિક શિક્ષણની માફક સ્કુલોમાં ત્રણ વર્ષ અભ્યાસ કર્યો હોય છે તેમજ હાઇસ્કુલોમાં બીજાં ચાર વર્ષ સુધી ગણિત શીખવવામાં આવે છે છતાં અંગ્રેજી સાતમા ધોરણના ઘણા વિદ્યાર્થીઓનું અંક–ગણિત સંબંધી જ્ઞાન ઘણું અધુરૂં અને નજીવું હોય છે. ઘણા દાખલાઓમાં તો વિદ્યાર્થીઓને એ વિષયમાં કાંઇ જ જ્ઞાન હોતું નથી અને એ વિષય છેક છેલ્લે સુધી કાળ જેવો લાગે છે. સાતમા ધોરણમાં આવીને Numeration અને Notation થી અંકગણિત શરૂ કર્યાના અને એ રીતે આખું અંકગણિત નવેસરથી શીખવાનાં દ્રષ્ટાંતો જણાયેલાં છે. વળી પ્રાથમિક ધોરણોમાંના ઉપરના વર્ગોમાં ગણિતનું શિક્ષણ સાધારણ રીતે વિદ્યાર્થિઓની વધતી ઉમ્મરના પ્રમાણમાં ઠીક ગોઠવાએલું હોવાથી પ્રાથમિક શાળાનાં ઉપરનાં ધોરણોના એટલે ગુજરાતી

છઠ્ઠા અને સાતમા ધોરણમાં અભ્યાસ કરતા વિદ્યાર્થિઓનું જ્ઞાન જેવું અંકગણિતના વિષયમાં સાધારણ રીતે ઠીક હોય છે તેવું જ્ઞાન પણ અંગ્રેજી મિડલ સ્કુલોમાંથી આગળ અભ્યાસ કરતા વિદ્યાર્થિઓનું તે વિષયમાં હોતું નથી એ અમને લાગે છે કે નિર્વિવાદ બાબત છે.

આમ હોવાથી માધ્યમિક શિક્ષણની મિડલ સ્કુલોમાં અંકગણિતનો અભ્યાસ ક્રમ નકામો બેવડાય નહિ એવો, પદ્ધતિસર અને સ્હેલો ગોઠવાવો જોઇએ. ટુંકામાં ગણિતનો વિષય નકામો વિદ્યાર્થિઓને બોજારૂપ થાય છે તે ન થવા દેતાં અંગ્રેજી પહેલાથી ત્રીજા ધોરણ સુધીમાં ગણિતનું શિક્ષણ અપૂર્ણાંક, ત્રિરાશી, બહુરાશી, દશાંશ, અપૂર્ણાંક, પાંતી, સાદા વ્યાજ સુધી બહુજ સ્હેલાં મનોયત્નો કરી શીખવવામાં વાંધો નથી. પરંતુ નફોટોટો ચક્રવૃદ્ધિ વ્યાજ અને શેરના દાખલા તો ઉપરનાં ધોરણોમાં જ રહેવા દેવા જોઇએ. નફા ટોટાના દાખલા અંગ્રેજી પહેલા ધોરણના અભ્યાસક્રમમાં મૂકાયા છે તે અમારા માનવા પ્રમાણે બીલકુલ યોગ્ય નથી, વિદ્યાર્થિઓ એટલી કુમળી વયે (૧૦–૧૧) એમાંના સિદ્ધાંતો સમજી શકતા નથી અને રીતોને અનુસરી કૃત્રિમ રીતે જવાબો લાવે છે અથવા નથી લાવતા; પણ તેમની બુદ્ધિમાં કાંઇ વધારો થતો નથી.

ગણિતનું ધોરણ આ રીતે સ્હેલું હોવું જોઇએ એટલુંજ બસ નથી. ગણિતનો વિષય શીખવતાં વિદ્યાર્થિઓ પાસેથી ઘણાજ અઘરા પ્રશ્નોના જવાબ મેળવવાનો યત્ન કરવો એ પણ ઘણુંજ અયોગ્ય છે. અંકગણિતનાં પાઠય પુસ્તકો ગુજરાતી ભાષામાં એકંદરે સારાં નથીજ. તેમાં પણ મિડલ સ્કુલો માટે કેળવણી ખાતા તરફથી જે પુસ્તકો મંજુર કરવામાં આવ્યાં છે ( મી. લાકડા વાળાનું, મેસર્સ નાયક અને દેશાઇનું વગેરે) તે ખરી રીતે માત્ર અઘરા દાખલા પૂરા પાડવા શિવાય બીજું કાંઈ સાર્થક કરે એવાં નથી. કેળવણી ખાતા તરફથી મિડલ સ્કુલોના ગણિત સંબંધી ધોરણોને ઘણાં સ્હેલાં કરવાની જેટલી જરૂર છે તેટલીજ એ વિષયમાં વિદ્યાર્થિઓ અને શિક્ષકો વધારે રસ લે તે સારૂ પાઠય પુસ્તકો પણ સરળ, વધારે સ્હેલા દાખલાઓ વાળાં, સીદ્ધાંતો સરળ રીતે સમજાવનારા જુદી જુદી જાતના સિદ્ધાંતો પ્રમાણેના સરળ પણ મુદ્દાસરના રીત પુરઃસર ગણેલા દાખલાઓની સારી સંખ્યાવાળાં અને શિક્ષકોને તે વિષય શીખવવામાં માર્ગરૂપ થઇ પડે તેવાં હોવાં જોઇએ. મી. ગોખલે, મી. ભરડા વગેરેના મિડલ સ્કુલો માટેના ગણિતના તરજુમાને ઇનામના પુસ્તકોમાં મૂકવાનો અને ઉપરનાં છેક નકામાં પુસ્તકોને પાઠય પુસ્તકોમાં મૂકવામાં કેળવણી ખાતાનો શો મુદ્દો હશે તે અગમ્ય છે. આ રીતે મિડલ સ્કુલોમાં અંકગણિતની સ્હેલી બાબતો સારી રીતે શીખવ્યા બાદ વધારે અઘરી બાબતો ચોથા અને પાંચમા ધોરણ સુધી માતૃભાષામાં જ શીખવાય અને સાથે જ બીજગણિત ( Algebra ) અને ભૂમિતિનો પાયો પણ માતૃભાષામાં જ નંખાય અને છઠ્ઠા ધોરણ પછી જ એ બધા વિષયો માતૃભાષા અથવા અંગ્રેજીમાં જેમ સુલભ પડે તેમ શીખવાય તો અમને લાગે છે કે વિદ્યાર્થિઓને ગણિતનો વિષય કેવળ નિરસ લાગે છે તે લાગશે નહિ, હાઇસ્કુલોમાં ઉત્તરોત્તર અઘરા વિષયો લેતા રહી પદ્ધતી સર શીખવાય તો વિદ્યાર્થિઓને તે ઘણું સરળ થઇ પડશે. ચક્રવૃદ્ધિ વ્યાજ, નફોટોટો, શેરના તેમજ Time, Work અને Speed ના બહુરાશીના

અઘરા દાખલા આગળ જેમ બહુ મોડા લેવાતા તેમ થશે તો અમને લાગે છે કે અંક ગણિતનો વિષય વિદ્યાર્થીઓને ઘણો સુલભ થશે.

વિષય છેક પ્રાથમિકથી મિડલ સ્કુલ અને હાઇસ્કુલ સુધીનો ક્રમવાર ગોઠવવાની અને નીચેનાં પ્રાથમીક ધોરણોમાં રમત સાથે જ્ઞાન લેવાનાં દ્રશ્ય સાધનોથી વધારે રસમય બનાવવાની જેટલી જરૂર છે તેટલી જ એવા પ્રકારનાં પાઠ્ય પુસ્તકોની અને તેમને શીખવી શકે એવા શિક્ષકોની છે.

---

## ૪. ઇતિહાસ અને ભૂગોળનું શિક્ષણ.

ભૂગોળનું શિક્ષણ ગુજરાતી બીજા ધોરણથી અને ઇતિહાસનું શિક્ષણ ગુજરાતી ત્રીજા ધોરણથી શરૂ કરવામાં આવે છે.

ગુજરાતી ચોથું ધોરણ પસાર કર્યા પછી જેઓ પ્રાથમિક શાળામાંજ અભ્યાસ કરે છે ત્હેમને સાતમા ધોરણ સુધીમાં હિન્દના ઇતિહાસનું વધારે સંપૂર્ણ જ્ઞાન આપવામાં આવે છે. આમ પ્રાથમિક શાળાના ઇતિહાસનો જે અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે તે વિષે અમારે કંઈ ખાસ કહેવાનું નથી. અમે એટલુંજ સૂચવીશું કે સાતમા ધોરણમાં કે vernacular final ની પરીક્ષામાં ઈંગ્લંડના ઇતિહાસનો ટુંકો ક્રમ રાખવામાં આવે તો પ્રાથમિક શાળામાંથી ઉત્તીર્ણ થતા વિદ્યાર્થીઓનું ઇતિહાસનું જ્ઞાન વધારે સર્વ દેશીય બને.

ઇંગ્રેજી ધોરણોનો ક્રમ આ પ્રમાણે છે. પહેલાં ત્રણ ધોરણમાં હિન્દુસ્થાનના ઇતિહાસમાંથી સહેલી વાર્તાઓ; ચોથા અને પાંચમા ધોરણમાં ઈંગ્લંડ અને હિન્દનો સંક્ષિપ્ત ઇતિહાસ તથા હિન્દના રાજ બંધારણનું સાદુ જ્ઞાન; અને છઠ્ઠા અને સાતમા ધોરણમાં પહેલાંના ક્રમનું વધારે વિસ્તૃત જ્ઞાન અને બ્રીટીશ સામ્રાજ્યનું સામાન્ય જ્ઞાન. એ ધ્યાનમાં રાખવું જોઇએ કે ગુજરાતી નિશાળમાં પાંચ વર્ષ ગાળ્યા પછી અને તે દરમ્યાન ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ શીખ્યા પછી વિદ્યાર્થી ઈંગ્રેજી પહેલા ધોરણમાં આવે છે. આવા વિદ્યાર્થીને ત્રણ વર્ષ સુધી હિન્દુસ્થાનના વિશાળ ઇતિહાસમાંથી અસંબધ્ધ સારામાં સારી છુટી છવાઈ વાર્તાઓ શીખવવામાં આવે તો પણ આ અમૂલ્ય સમયનો દુરૂપયોગ થયો એમ કહેવાય. માટે અમે એમ સૂચવીએ છીએ કે આ ધોરણમાં પહેલાંની માફક હિન્દનો સાદો ક્રમવાર ઇતિહાસ પૂરો શીખવવો જોઇએ.

ચોથા અને પાંચમા ધોરણમાં હાલ હિન્દ અને ઇંગ્લંડના ઇતિહાસ સાથે શીખવવામાં આવે છે એ પણ યોગ્ય નથી. હાલ ચોથા ધોરણમાં આવતા વિદ્યાર્થીને હિન્દના ઇતિહાસનું કંઇ પણ સંબંધ્ધ કે વિગતવાર જ્ઞાન હોતું નથી. તો હિન્દ અને ઈંગ્લંડ જેવા બે મહાન દેશના ઇતિહાસ એકદમ સાથે શીખવવાથી ત્હેને એકેનું પૂરૂં જ્ઞાન થતું નથી તેમજ દરેકનું ખરૂં મહત્વ પણ સમજાતું નથી. બે દેશના ઇતિહાસની સાદી પણ રૂપરેખા જુદી જુદી સમજવામાં આવે ત્યાર પછીજ તે સાથે શીખવવાથી વિદ્યાર્થીને લાભ થાય.

અમારી દરખાસ્ત પ્રમાણે પહેલા ત્રણ ધોરણોમાં હિન્દનો વધારે સંપૂર્ણ ઇતિહાસ

શીખવાય તો અમે સૂચવીયે છીએ કે ચોથા અને પાંચમા ધોરણમાં કેવળ ઇંગ્લંડનો આખો ઇતિહાસ સરળ સ્વરૂપમાં શીખવવો.

છઠ્ઠા અને સાતમા ધોરણ માટે હાલ જે ક્રમ નિયત કરવામાં આવ્યો છે તે અમને યોગ્ય લાગે છે. આગળનાં ધોરણોમાં હિન્દ અને ઇંગ્લંડનો ઇતિહાસ જુદો જુદો શીખ્યા પછી તે બન્ને સાથે સાથે અને વધારે વિસ્તૃત સ્વરૂપમાં શીખવાય એ યોગ્ય છે.

ઇંગ્રેજી ધોરણોના ભૂગોળના અભ્યાસક્રમ વિષે અમારે કંઈ ખાસ કહેવાનું નથી. તે વિષયનો ચોક્કસ ક્રમ ગોઠવવો જોઇએ એટલુંજ અમે સૂચવીએ છીએ.

## ઇતિહાસનાં પાઠ્ય પુસ્તકો.

ઇતિહાસના વિષય માટે અનેક ગુજરાતી તથા ઇંગ્રેજી પુસ્તકો સરકારી ખાતા તરફથી મંજુર કરવામાં આવ્યાં છે. પરંતુ તે સર્વેનું અત્ર અવલોકન કરવાનો અમારો ઉદ્દેશ નથી. ત્હેમાના કેટલાકમાં ઇંગ્લાંડ અને હિંદુસ્તાનના ઇતિહાસ વિષે ઘણો વિગતવાર વૃત્તાંત આપવામાં આવ્યો છે, તો કેટલાકમાં મુખ્ય બનાવો વધારે સંક્ષેપમાં પણ ઘણીજ અસરકારક શૈલીમાં રજુ કરવામાં આવ્યા છે. આમ પુસ્તકો ઘણાં વિવિધ પ્રકારનાં હોવા છતાં, અમે જણાવવાને દીલગીર છીએ કે આ દેશના વિદ્યાર્થીઓને અનુકૂલ અને લાભકારી થાય, તેવાં પુસ્તકોની હજી પણ ખોટ છે. અને અમને ધાસ્તી છે, કે જ્યાં સુધી મંજુર કરેલાં પુસ્તકો ચલાવવાની પદ્ધતિ ચાલુ રહેશે, ત્યાં સુધી ગુજરાતી કે ઇંગ્રેજીમાં જોઈતાં સારાં પુસ્તકો મળી શકશે નહિ.

હવે, થોડાં વર્ષથી સરકારી શાળાઓ માટે Prescribe કરવામાં આવેલાં પુસ્તકો તરફજ નજર કરીશું. ઇંગ્રેજી શાળા માટે નિયત કરેલાં પુસ્તકો ત્રણ છેઃ-(૧) હિંદુસ્તાનના ઇતિહાસમાંથી સહેલી વાર્તાઓ ( Easy stories from Indian History લે. ઇ. માર્સ્ડેન્ ભાષાંતરકાર રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. ) (૨) First Lessons in the History of India and England ( કર્તા. ઇ. માર્સ્ડેન્.) (૩) Short History of the British Empire (કર્તા ઇ. માર્સ્ડેન્ અને જી. એન્ડર્સન) આ પુસ્તકો વિષે અત્યંત અસંતોષ અનેક સ્થળેથી દર્શાવવામાં આવેલા હોવાથી તેમજ ખાસ કરીને અમને ત્હેમાંના બે અત્યંત અનીષ્ટ લાગતાં હોવાથી તે વિષે અમે વિગતવાર તપાસમાં ઉતરવાનું યોગ્ય ધાર્યું છે.

"હિંદુસ્તાનના ઇતિહાસમાંથી સહેલી વાર્તાઓ,"—એ પુસ્તક પહેલાં ત્રણ ધોરણમાં શિખવવામાં આવે છે. વિદ્યાર્થીઓ હિંદના ઇતિહાસનો પરિચય આ પુસ્તમાંથી પેહેલીજ વાર મેળવે છે, તેથી એ દૃષ્ટિથી ત્હેનું અવલોકન કરવું જોઇએ. પુસ્તકના મથાળા ઉપરથીજ એમ જણાય છે, કે ઇતિહાસનું શિક્ષણ concentric પદ્ધતિથી આપવાને આ પુસ્તક રચવામાં આવ્યું છે. ઇતિહાસ જેવા ગહન વિષયનું શિક્ષણ પહેલાં રસમય ઐતિહાસિક વાર્તાઓથી શરૂ કરવું અને ધીમે ધીમે આગળનાં ધોરણોમાં વધારે વિગતો પુરીને તે સંપૂર્ણ કરવું, એ પદ્ધતિ માનસશાસ્ત્રના નિયમથી જેટલી સંમત છે, તેટલીજ છોકરાંઓ માટે યોગ્ય અને લાભદાયક પણ છે. આથી આ પુસ્તકને એ પદ્ધતિ ઉપર રચાએલું જોઇને ત્હેની ઉપયોગિતા વિષે આપણને ઘણીજ આશા પડે. પરંતુ અમને જણાવતાં

ઘણીજ દીલગીરી થાય છે કે પહેલા ત્રણ ધોરણના વિદ્યાર્થીઓ માટે આથી વધારે ખરાબ અને અનીષ્ટ પુસ્તક હમારા જોવામાં આવ્યું નથી.

પ્રથમ તો કેવળ ઐતિહાસિક દૃષ્ટિથી આ પુસ્તક ઘણુંજ દોષયુક્ત છે. મુખ્ય દોષો અમે નીચે ટાંકીશું:—

(૧) જે પુસ્તક સરલ વાર્તારૂપે ઇતિહાસ શીખવવા માટે લખવામાં આવ્યું છે તેમાં દંતકથાઓ મૂકવામાં આવી છે: જેવી કે વિક્રમ અને ત્હેનું ધર્માસન (પ્ર. ૩) "સુલતાન મહમદને વેપારીની માએ કેવી રીતે ઠપકો આપ્યો." (પ્ર. ૧૧) "નસીબનું ફરી જવું અથવા સોમનાથના બે દાબશલીમ" (પ્ર. ૧૨) અને "સુલતાનમહમદને ધુવડે શી રીતે ડહાપણનો બોધ આપ્યો." (પ્ર. ૧૩). નીતિના શિક્ષણ માટે આ પાઠ ઉપયોગી હોય તો વાંચનમાળામાં તેને સ્થાન આપી શકાય પણ ઇતિહાસ શીખવવા લખાયેલ પુસ્તકમાં તેમને બિલકુલ સ્થાન ઘટતું નથી. વિદ્યાર્થીઓ ઇતિહાસનો અભ્યાસ શરૂ કરે ત્યાં દંતકથાઓથી આરંભ કરવાથી મનમાં ઇતિહાસ માટે ખોટી સમજ ઉત્પન્ન થવાનો સંભવ છે. સત્ય અને અસત્યનું મિશ્રણ એ કોઈ પણ ઇતિહાસનો મોટામાં મોટો ગંભીર દોષ ગણાય, તો પછી શરૂઆતના પુસ્તકની અંદર અનેક દંતકથાઓનો સમાવેશ, આ પુસ્તકને શિક્ષણ માટે કેવળ અયોગ્ય બનાવે છે.

(૨) કેટલાંક પ્રકરણો એવાં છે, કે જેનો હિંદના ઇતિહાસ સાથે સીધો સંબંધ સમજવો મુશ્કેલ છે. સુલતાન મહમદે હિંદ ઉપર ચઢાઇ કરીને ત્હેના ઇતિહાસમાં ઘણો મ્હોટો ભાગ ભજવ્યો છે. પરંતુ સુલતાન મહમદે કવિને શી રીતે ઇનામ આપ્યું. (પ્ર. ૧૦) એ વૃતાંત સાથે હિંદના ઇતિહાસને કાંઇ સંબંધ નથી. તેવીજ રીતે સુલતાન મહમદને વેપારીની માએ કેવી રીતે ઠપકો દીધો. (પ્ર. ૧૧) એ વાતને હિંદના ઇતિહાસમાં કંઇ સંબંધ નથી.

(૩) આવા પ્રાથમિક પુસ્તકમાં સર્વથી મહત્ત્વની બાબતોને બાળકોના મનપર પહેલી ઠસાવવી જોઇએ અને પછી ગૌણ બાબતો સંબંધી જ્ઞાન તેમાં ક્રમે ક્રમે ઉમેરવું જોઇએ. પણ આથી ઉલટુ અહીંઆં ગૌણ બાબતો ઉપર શરૂઆતના પાઠોજ છે જ્યારે મુખ્ય બાબતો બિલકુલ વિસારી દેવામાં આવી છે. ઉદાહરણ તરીકે "ધારાનગરીનો રાજા જગદેવ પરમાર" (પ્ર. ૪). "કચ્છમાં ઝાલાઓનો સરદાર કેસર" (પ્ર. ૫). "હરપાળે ગુજરાતમાં બે હજાર ગામ કેવી રીતે મેળવ્યાં." (પ્ર. ૬) એ બાબતોનું સ્થાન ગુજરાતના ઇતિહાસમાં ગૌણ છે તો પછી હિંદુસ્તાનના ઇતિહાસમાં ત્હેનું સ્થાન તેથી પણ વધારે ગૌણ ગણાય. "આર્ગલની બહાદુર રાણી કેવી રીતે નાઠી" (પ્ર. ૧૯) અને "અહમદશાહ એક રજપુત સ્ત્રીને પરણવામાં કેવી રીતે નિષ્ફળ થયો." (પ્ર. ૨૩.) એ બાબતોનું ઐતિહાસિક મહત્વ કંઇજ નથી. વિદ્વાન ઇતિહાસકારે આવા નિરર્થક વિષયોને શા માટે સ્થાન આપ્યું હશે તે સમજી શકાતું નથી.

આટલું સ્પષ્ટ ઐતિહાસિક દોષો વિષે કહીને—કે જે કોઇ પણ ઇતિહાસના પુસ્તકમાં અને વિશેષે કરીને બાળકોને શિખવવાના પ્રથમ પુસ્તકમાં કદી પણ હોવાં ના જોઇએ—અમે વધારે મહત્ત્વના દોષ તરફ વળીએ. હિંદના ઇતિહાસના વિભાગ સંબંધી જુદી જુદી વાર્તાઓની પસંદગી અને પ્રમાણમાં અમને ઘણા ગંભીર દોષ લાગ્યા છે કે જે ઐતિહાસિક દૃષ્ટિથી આ પુસ્તકને તદ્દન અયોગ્ય બનાવે છે. તેમાંના કેટલાક નીચે સુચવીશું:

(૧) ઇતિહાસના જુદા જુદા સમયને આખા પુસ્તકમાં જે પ્રમાણ આપવામાં આવ્યું છે તે વિષમ અને અર્થહીન છે. હિંદના ઇતિહાસના મુખ્ય પાંચ યુગોની વાર્તા અને પાનાની સંખ્યા નીચે પ્રમાણે છે.

| સમય. | વાર્તાની સંખ્યા. | પાનાં. |
|---|---|---|
| પ્રાચીન. | ૩ | ૨૦ |
| મોગલ પહેલાંનો મુસલમાન કાળ | ૨૩ | ૧૦૦ |
| મોગલકાળ. | ૭ | ૨૪ |
| મરાઠા કાળ. | ૫ | ૩૬ |
| અંગ્રેજી કાળ. | ૪ | ૧૮ |

હિંદના સમગ્ર ઇતિહાસના પ્રમાણમાં મોગલ પહેલાંના મુસલમાન સમયને બાકીના બધા સમયના જેટલાંજ પાનાં આપવામાં આવ્યાં છે. આમ કરવાથી એવો સંભ્રમ થવાનો સંભવ છે કે હિંદના ઇતિહાસમાં આ કાળ સર્વથી મહત્વનો હોવો જોઇએ. વળી ઇંગ્રેજોની માફક મરાઠાઓની ઓછી વાર્તાઓ આપવાનું કારણ કદાચ એમ હોઈ શકે કે તેનો વધારે વિગતવાર વૃત્તાંત ઉપલાં ધોરણની ચોપડીઓમાં આવે છે. પણ ઇંગ્લંડ અને હિંદના ઇતિહાસના એક નાનકડા પુસ્તકમાં મરાઠાઓની એવી ઘણી વાતો આપી શકાઈ નથી કે જે આ પુસ્તકમાં યોગ્ય રીતે મૂકી શકાત. અને આ દલીલ પણ મોગલ સમયને લાગુ પડે એમ નથી. વળી આ દલીલ પ્રમાણે પ્રાચીન સમયની વાર્તાઓ પઠાણ અને ગીજનીના સમય કરતાં પણ ઘણીજ વધારે હોવી જોઇએ. છતાં જ્યારે પઠાણ સમયની ૨૩ વાતો મુકવામાં આવી છે ત્યારે પ્રાચીન કાળની ૩ જ વાતો જોવામાં આવે છે.

* (૨) આથી પણ વધારે ગંભીર બાબત એ લાગે છે કે હિંદના ઇતિહાસનાં કેટલાક

---

* વ્યક્તિવાર વાર્તાઓની સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| | | |
|---|---|---|
| મહમદ ગિઝની | ૬ | |
| પૃથ્વીરાજ | ૧ | |
| રઝીયા | ૧ | |
| નાસિરૂદ્દીન | ૧ | |
| અલ્લાઉદ્દીન | ૩ | |
| અહમદશાહ (અમદાવાદ વસાવનાર.) | ૨ | |
| બાબર | ૨ | |
| હુમાયુ | ૧ | |
| અકબર | ૧ | (પાણિપતની લડાઇ) |
| ઉદેસિંહ | ૧ | |
| પ્રતાપ | ૦ | |
| ઓરંગઝેબ | ૦ | |
| શિવાજી | ૫ | (દીલ્હી કેવી રીતે ગયો અને ત્યાંથી કેવી રીતે નાસી ગયો.) |
| કલાઇવ | ૧ | |
| હેસ્ટીંગ્સ | ૩ | |

વધારેમાં વધારે પ્રતાપી અને મહાન પુરૂષોને વિષે કાં તો કંઈજ કહેવામાં આવ્યું નથી અથવા તો ઘણીજ છુટછાટી અને નિઃસત્વ વાતો આપવામાં આવી છે અકબર અને પ્રતાપ ઔરંગઝેબ અને શિવાજી એ નામ સહેલાઇથી ભૂલી જવાય એવાં નથી,—તે હિંદના ઇતિહાસસિંધુની ટોચ ઉપરજ તરે છે અને છતાં પુસ્તકના પહેલા પાનાથી છેલ્લા પાના સુધી આ આખું પુસ્તક ફેરવી જઇએ તો તેમને વિષે કાંઇજ સંગીન ખબર મળી શકે એમ નથી. અકબરને વિષે માત્ર એકજ ૩૦ મી વાર્તા નજરે પડે છે પણ તે પાણિપતની બીજી લડાઇમાં અકબર શી રીતે જીત્યો તે વિશે છે. અર્થાત અકબરના મોં ઉપર મૂછ પણ નહિ આવી હોય તે વખતે તેણે કરેલું પરાક્રમ વર્ણવવામાં આવ્યું છે. પણ તેનો ઉદયસૂર્ય કેવી રીતે તપ્યો અને સકલ ભારતવર્ષની એકતા સાધવાને તેણે કેવા પ્રયત્નો કર્યા તે વિષે સ્હેજ પણ સૂચન તેમાં કરવામાં આવ્યું નથી. પ્રતાપસિંહને વિષે તો આવું પણ કાંઇ કહેવામાં આવ્યું નથી. “મેવાડનો બહાદુર રાજા ઉદેસિંગ” એ મથાળા નીચે જે વાત આપવામાં આવી છે તેમાં પ્રતાપને વિષે થોડું સામાન્ય લખાણ કરવામાં આવ્યું છે, અને તેણે લીધેલ પ્રતિજ્ઞા જણાવી છે પણ તે પ્રતિજ્ઞા પાળવા જે બહાદુર અને સાહસિક ત્હેણે જીંદગી ગાળી અને તેમાં જે અસાધારણ વીરતાના પ્રસંગોથી તેનું નામ ઇતિહાસમાં અમરતા પામ્યું છે તેમાંથી એક પણ પ્રસંગ દૃષ્ટિગોચર થતો નથી. એ પણ સમજાતું નથી કે પ્રતાપસિંહ ઉદેસિંગ કરતાં ઘણોજ વધારે પ્રસિદ્ધ હોવા છતાં પ્રતાપે પોતાના બાપના નામ પરથી ઉદેપુર સ્થાપ્યું એ મહત્ત્વની બાબત ઉપરથી પાઠનું મથાળું ઉદેસિંહનું શા માટે કરવામાં આવ્યું હશે. ઔરંગઝેબ વિશે તો એક પણ વાત આપવામાં આવી નથી. ફક્ત તેનું નામ ક્વચિત્ બીજા કેટલાક પાઠોમાં નજરે પડે છે. શિવાજીની હકિકત આ ત્રણે કરતાં જુદી છે કારણ કે તેને વિશે બે વાતો અનુક્રમણિકામાં નજરે પડે છે. પરંતુ તે બંનેમાં શિવાજી દીલ્હીમાં કેમ પકડાયો અને યુક્તિથી તે કેમ છૂટયો એ વિશેજ કહેવામાં આવ્યું છે. જેણે પોતાની કંગાલ અને ગરીબ સ્થિતિમાંથી એક સ્વતંત્ર રાજ્યનો પાયો કેવી રીતે નાંખ્યો એ વિષે કાંઇજ જણાવામાં આવ્યું નથી. આવા જે મહાપુરૂષોનાં નામ હિંદના ઇતિહાસનું સ્મરણ કરતાં તરત આપણી જીભ ઉપર ચઢે છે અને જેમની જીંદગી અનેક અસાધારણ અને ચમત્કારિક બનાવોથી રંગબેરંગી બની છે તેમને આટલો થોડો અને ઉપરચોટીઓ ન્યાય આપવામાં લેખક શા હેતુથી પ્રેરાયા હશે એ સમજવું મુશ્કેલ છે. હિંદના સારા યુગ વિષે થોડીજ વાર્તાઓ આપવી અને તેમાં પણ તેના જવલંત રત્નોનું વિસ્મરણ કરવું એ ઇતિહાસની પદ્ધતિનો વિપર્યય છે.

ઉપરાંત, ક્લાઇવે યુવાવસ્થામાં કાચની બારીઓ કેવી રીતે ભાંગી અને આત્મઘાત માટે કેવા પ્રયત્નો કર્યા તેમજ હેસ્ટીંગે પોતાના બાપદાદાની મીલ્કત મેળવવા યુવાવસ્થામાં કેવી પ્રતિજ્ઞા લીધી અને કંપની સરકારની નોકરીમાં દાખલ થવા માટે કેવી રીતે અરજી કરી તે જણાવ્યું છે. પણ તે બન્નેએ બ્રીટીશ રાજ્યનો પાયો કેવી રીતે નાંખ્યો તે સૂચવ્યું પણ નથી.

છેવટે અમારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે આ ઇતિહાસમાં લગ્ન અને સ્ત્રીહરણની વાતોનું એટલું મ્હોટું પ્રમાણ છે કે જેથી એક પાસ હિંદના ઐતિહાસિક સમય વિષે ઘણોજ ખોટો ખ્યાલ આવે છે તો બીજી પાસ ઉગતા બાળવિદ્યાર્થીઓના કોમળ

મગજ ઉપર ઘણીજ અનીષ્ટ અસર થાય છે. પૃથ્વીરાજ એક કન્યા શી રીતે જીતી લાવ્યો (પ્ર. ૧૪) અલ્લાઉદ્દીને રજપુત કુમારીકા જોડે કેવી રીતે લગ્ન કર્યું (પ્ર. ૨૦) અમદાવાદ વસાવનાર અહમદશાહ (પ્ર. ૨૨) એક રજપુત સ્ત્રીને પરણવામાં તે કેવી રીતે નિષ્ફળ થયો, (પ્ર. ૨૩) અલ્લાઉદ્દીને પદ્મિની રાણીનો ચહેરો આરસીમાં શી રીતે જોયો. (પ્ર. ૨૫) ભીમસીનું સ્વપ્નું, (પ્ર. ૨૬ જેમાં પદ્મિનીની વાત આગળ ચલાવવામાં આવી છે)—આ વાતોનાં મથાળાં જ તેની અંદર આવેલી હકીકતને સૂચવવા બસ છે. અમને એ પણ ઘણું ખરાબ લાગે છે કે આમાંની મ્હોટાં ભાગની વાતો રજપૂત સ્ત્રીઓ સાથે મુસલમાન રાજાઓના લગ્નની કે હરણની જ છે. સર્વ હિંદીઓ અને ખાસ કરીને સર્વે હિંદુઓ રજપૂત જાતિ તરફ અને તેમની બહાદુર સ્ત્રીઓ તરફ માનની વૃત્તિથી જ જુવે છે. અમને એમ લાગે છે કે આ પુસ્તકમાં આપવામાં આવેલી વાતો આથી કાંઇક વિપરીત અસર વિદ્યાર્થીઓનાં મન ઉપર કરે. આથી હિંદુઓનું મન દુભાય તેમ મુસલમાનોની જર્મન વિષે ખોટો ખ્યાલ વિદ્યાર્થીયોને આવે છે.

ટુંકામાં આ પુસ્તક અનેક ઐતિહાસિક ભૂલોથી દૂષિત છે, તેની વાર્તાઓની પસંદગી અત્યંત વિષમ અને અયોગ્ય છે તેમજ અનેક મહાપુરૂષો વિષે નહિ જેવીજ કે છીછરી માહિતી આપવામાં આવી છે. આમાંનો એક એક દોષ ઇતિહાસના કોઈ પુસ્તકને રદ્દ કરવાને બસ થાય, તો પછી આવા જે પુસ્તકમાં તે બધાંનો સમૂહ નજરે પડે તેને તો શાળાઓમાં કદી પણ સ્થાન ન મળવું જોઇએ.

(૨) ઈંગ્લંડ અને હિન્દના ઇતિહાસના પહેલાં પાઠો (કર્તા ઇ. માર્સડન)—એ આ પુસ્તક ચોથા અને પાંચમા ધોરણ માટે નિયત થયું છે.

આ પુસ્તકનું મથાળું જણાવે છે તે પ્રમાણે એકસોને અડસઠ પાનાના આ ન્હાના પુસ્તકમાં હિંદ અને ઇંગ્લાંડનો ઇતિહાસ બે જુદા જુદા વિભાગમાં આપવામાં આવ્યો છે અને ત્રીજા વિભાગમાં હિંદના રાજ્યબંધારણ વિષે સરળ જ્ઞાન આપવાનો હેતુ જણાય છે. આજ વાતમાં અમને આ પુસ્તકનો મ્હોટામાં મ્હોટો દોષ લાગે છે. હિંદ અને ઈંગ્લંડ જેવા બે મ્હોટા દેશના ઇતિહાસ એકજ ધોરણમાં સાથે સાથે શીખવવાની અયોગ્યતા વિષે વિચાર આપણે બાજુએ રાખીએ તોપણ તે બન્ને એક નાનકડા પુસ્તકમાં શીખવવાથી તેમાંના એકેના ખરા મહત્વનું ભાન વિદ્યાર્થીને ન થાય એ સ્પષ્ટ છે. આ પદ્ધતિને અંગે ઘણાં ઐતિહાસિક બનાવો છોડી દેવા પડે છે અને ઘણા મ્હોટા બનાવોને ટુંકામાં જ પતાવવા પડયા છે. આમ બન્ને દેશના ઇતિહાસ શુષ્ક અને ઉપર ચોટીઆ બની જાય છે અને તેની સંગીન છાપ વિદ્યાર્થીના મન ઉપર પડતી નથી.

આપણે આ પુસ્તકના ત્રણે ભાગ જુદા જુદા તપાસીશું. પ્હેલો ભાગ હિંદના ઇતિહાસ વિશે છે અને તેમાં પણ પહેલા પુસ્તકમાં જોએલા ગંભીર દોષો નજરે પડે છે. તેમાંના મુખ્ય નીચે પ્રમાણે છે.

(૧) હિંદના પ્રાચીન ઇતિહાસ વિશે જો પ્હેલા પુસ્તકમાં ત્રણજ વાતો છે તો આ પુસ્તકમાં તો તે વિષે આ એકજ વાક્ય નજરે પડે છે.—"In ancient times all India was divided into a great many kingdoms, each ruled by its

own Raja." હિંદના પ્રાચીન ઇતિહાસ વિશે આથી વધારે ગેરસમજ ઉત્પન્ન કરે એવાં વાક્યો ભાગ્યેજ લખી શકાય. કોઇને સ્વાભાવિક રીતે પ્રશ્ન થાય કે જો હિંદુસ્તાનમાં પ્રાચીનકાળથી તે સન ૧૦૦૦ સુધી ઘણાં જુદાં રાજ્યો હતાં તો પછી આખા દેશને માટે એક નામ શી રીતે પડયું અને તેમાં એક ધર્મ શી રીતે થયો. તેમજ અશોક અને ચંદ્રગુપ્ત, હર્ષ અને સમુદ્રગુપ્ત એ મહાન રાજાઓએ હિંદનો મ્હોટો ભાગ જીતી લઇ રાષ્ટ્રીય એકતામાં પોતાનો હિસ્સો આપ્યો એ બાબતનું પણ કેવળ વિસ્મરણ કરવામાં આવ્યું છે. અને જે બાળકોને પોતાના દેશના વધારેમાં વધારે ઉન્નત અને કીર્તિવંત સમયનો આવો ખરાબ ખ્યાલ આપવામાં આવે તેમના ઉપર ઇતિહાસની બીજી જથાબંધ વિગતોથી શી સારી અસર થઇ શકે?

(૨) હિંદના પ્રસિદ્ધ મહાપુરૂષો વિષે અહીંઆં પણ ઘણુંજ અપૂર્ણ જ્ઞાન આપવામાં આવ્યું છે. અકબર વિષે ચોથા પ્રકરણમાં કેટલીક હકીકત આપવામાં આવી છે પરંતુ અકબરની રાજ્યનીતિનું ખરૂં રહસ્ય તેમાં સમજાવવામાં આવ્યું નથી. જે વિશાળ રાજ્યનીતિના સિદ્ધાંતથી અકબરે રજપૂતો સાથે રાજકીય સંબંધ બાંધ્યો અને જે ઉદાર નિયમોથી હિંદના મ્હોટા ભાગનું રાજ્યતંત્ર ત્હેણે ચલાવ્યું તે વિષે કાંઇજ સમજ આપવામાં આવી નથી, તેમ તેની મહેસુલની રાજ્યનીતી કે પ્રાન્તોની રાજ્યવ્યવસ્થા વિષે પણ કાંઇજ કહેવામાં આવ્યું નથી. પ્રતાપ વિષે તો એક અક્ષર પણ જોવામાં આવતો નથી. શાહજહાનના સમયમાં હિંદમાં જે જાહોજલાલી હતી અને જે સુખ શાન્તિ પ્રવર્તતી હતી તેનો જરા પણ ચિતાર આપવામાં આવ્યો નથી, ફક્ત મહેલ બાંધનારનો ખેતાબ તેને આપી તેનું એકદેશીય જ્ઞાન આપવામાં આવ્યું છે. શિવાજી જાણે એક લૂંટારો હોય તેવી રીતે તેની જીતોનો વૃત્તાંત આપવામાં આવ્યો છે. અને આગળનાં પુસ્તકની માફક અહીંઆં પણ દીલ્હીમાંથી તે છુટયો ત્યાં સુધીનું જ વૃત્તાંત આપવામાં આવ્યું છે. આ પછી થએલા શિવાજીના અનેક રાજકીય વિજય અને રાજ્યનીતીના પ્રફુલ્લ વિકાસ વિષે કાંઇજ જોવામાં આવતું નથી.

હવે આપણ ઇંગ્રેજોના સમયનાં પ્રકરણો જોઇએ. કલાઇવ અને હેસ્ટીંગ્સનો વૃત્તાંત ઘણો એકતરફી છે એ સ્પષ્ટ રીતે જણાય છે; કારણ કે કલાઇવના સંબંધમાં અમીચંદનો પ્રસંગ અને હેસ્ટીંગ્સના સંબંધમાં રોહીલાનું યુદ્ધ, નંદકુમારની ફાંસી, રાજાચેતસિંગ અને અયોધ્યાની બેગમ—એમના પ્રસંગો વિશે કાંઇજ કહેવામાં આવ્યું નથી. જો લેખક એમ ધારતા હોય કે આવા મ્હોટા બનાવો તરફ દુર્લક્ષ આપવાથી જ બ્રિટિશ સત્તાની પ્રતિષ્ઠા ટકી રહેશે તો તે ગેરસમજ છે. કારણ કે છેવટે સત્ય વસ્તુઓ છાની રહી શકતી નથી અને જ્યારે વિદ્યાર્થીઓ બીજા પુસ્તકમાંથી તે વિશે જ્ઞાન મેળવે ત્યારે તેમનું લક્ષ તે તરફ વિશેષે કરીને ખેંચાવાનો અને લેખકને વિશે ઘણો હલકો અભિપ્રાય થવાનો સંભવ રહે છે. એકંદર બ્રિટિશ રાજપુરૂષો અને રાજનીતિનો અતિશય ગુલાબી ચીતાર આપવામાં આવ્યો છે, અને તેથીજ ત્હેના સત્ય વિષે ખાસ શંકા થાય છે. માર્કિવસ વેલેસ્લીની "subsidiary system" અને લૉર્ડ ડેલ્હાઉઝીની લૅપ્સની રાજનીતિની આડકતરી રીતે ઘણી પ્રશંસા કરવામાં આવી છે. એટલે તે એકદમ ફેરવવામાં આવી તેના ડહાપણ વિષે શંકા ઉત્પન્ન કરે છે. અમે ઇચ્છીએ છીએ કે ખાસ કરીને બ્રિટિશ ઇતિહા-

સની હકીકત એક પક્ષવાદીની નહિ પણ સામાન્ય સમજની દૃષ્ટિથી લખવામાં આવી હોત અને તેથી આખી બ્રિટિશ રાજ્યનીતિ વિષે વધારે વાસ્તવિક ખ્યાલ ઉત્પન્ન કરવામાં આવ્યો હોત.

બીજા વિભાગમાં ઇંગ્લાંડનો ઇતિહાસ સંક્ષેપમાં આપવામાં આવ્યો છે. અને સ્વાભાવિક રીતે ઉપર વર્ણવેલા દોષોથી તે મુક્ત છે. પરંતુ અહિંઆં પણ એકદેશીય પક્ષપાત પુરેપુરો અદૃષ્ય થતો નથી. જ્યારે "સ્પેનીશ આરમેડા" અને નેલ્સનની જીતો વિષે ઘણી ભરપુર વિગતો આપવામાં આવી છે, ત્યારે "મેગ્નાકાર્ટાના" વૃત્તાંત અસંબદ્ધ રીતે અને અસાધારણ સંક્ષેપથી વર્ણવ્યો છે, સીવીલ વોર વિષે પણ ઘણું ઉપરચોટીઉં વર્ણન આપવામાં આવ્યું છે. આથી પણ વધારે આશ્ચર્યકારક એ છે કે ઇંગ્લંડ કે ફ્રાન્સના "રેવોલ્યુશન" વિષે એક પણ લીટી આ પુસ્તકમાં દેખાતી નથી, જો કે રેલવેની શોધ સુધીનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. આવી રીતે ઇંગ્લંડના જે બનાવો માટે દરેકે દરેક ઇંગ્રેજ, પોતાને ઘણોજ મગરૂર ગણે છે, ત્હેના તરફ દુર્લક્ષ આપવામાં લેખકે હિંદિ વિદ્યાર્થીઓ માટે ખાસ જુદી જાતનો વૃત્તાંત લખવાનો હેતુ રાખ્યો જણાય છે.

ત્રીજા ભાગમાં હિંદના રાજ્ય બંધારણ વિષે કેટલીક હકીકત આપવામાં આવી છે. અને પહેલાંનાં પ્રકરણો જેમણે વાંચ્યાં હોય તેઓ ભાગ્યેજ આશા રાખી શકે કે લેખક નિષ્પક્ષપાતથી આ પ્રકરણ લખે. અકબર વિષે પ્રકરણમાં જ લેખકને જણાવવાની જરૂર લાગી છે કે જ્યારે તે બાદશાહની રાજનીતિનો આધાર ત્હેની સ્વેચ્છા ઉપર રહેતો હતો ત્યારે હાલ બ્રિટિશના સમયમાં ત્હેનો આધાર કાયદા ઉપરજ રહે છે—જે વાત તે સ્થાને લખવાની કાંઇજ જરૂર ન હતી. લૉર્ડ ડૅલ્હાઉઝીના પ્રકરણ પછી તરતજ બ્રિટિશ રાજ્યના લાભ વિષે લેખકે એક ખાસ પ્રકરણ લખ્યું છે. અને ત્હેમાંની ઘણી માહીતી ગમે તેટલી ખરી હોય તો પણ તે બિલ્કુલ ઉચિત જણાતું નથી.

આ વિભાગમાં હિંદુસ્થાનના રાજ્યતંત્ર વિષે જે હકીકત આપવામાં આવી છે ત્હેમાં એક પાસ ઘણીજ થોડી ઉપયોગી વિગતો જણાવી છે ત્યારે બીજી પાસ અભિપ્રાયો વધારે પ્રમાણમાં નજરે પડે છે.

પ્રથમ તો જણાવવામાં આવ્યું છે, કે "શહેનશાહના નામમાં હિંદનું રાજ્યતંત્ર વાઇસરોય ચલાવે છે." આજ બીના કેટલેક અંશે અસત્ય કહેવાય. કારણ કે શહેનશાહની સત્તા પહેલી તો હિંદી વઝીરના હાથમાં સોંપવામાં આવી છે, અને ઘણીખરી અગત્યની બાબતોમાં ત્હેની સંમતિ શિવાય વાઇસરોય કાંઇ પણ કરવાને અશક્ત હોય છે. વળી, "હિંદી વઝીર બ્રિટિશ પાર્લામેન્ટનો એક અમલદાર છે"—એવું અધુરૂં વર્ણન કરવામાં આવ્યું છે, પણ તે બ્રિટિશ પ્રધાન મંડળનો એક સભાસદ છે, અને પક્ષોની ચડતી પડતીની સાથે ત્હેની ફેરબદલી થાય છે, એ વધારે અગત્યની બાબતો જણાવવામાં આવી નથી. ધારાસભાને વિષે જે વર્ણન કરવામાં આવ્યું છે તે પણ ભ્રમજનક છે. લેખક જણાવે છે કે "નવો કાયદો કરવામાં આવે છે તે પહેલાં તે વર્તમાન પત્રોમાં જાહેર કરવામાં આવે છે—જેથી શું કરવાનું છે, તે દરેક જણ જાણી શકે, અને પોતાને રજુ કરવાના વાંધા દર્શાવી શકે. જો વાંધા ન્યાયી અને બુદ્ધિયુક્ત હોય, તો કાયદાને અમલમાં મુકતાં પહેલાં

ન્હેમાં ફેરફાર કરવામાં આવે છે.” આથી વાંચનાર વિદ્યાર્થીઓને એમ લાગે કે હિંદીઓને વાંધા ભરેલા લાગતા કોઇ કાયદા પસાર કરવામાં આવતાજ નથી.

વળી, “જ્યારે દુકાળ એક પ્રાંતમાં પડે છે, ત્યારે આખા દેશના ગવર્નરના હુકમથી બીજા પ્રાંતમાંથી પુષ્કળ ખોરાક આણવામાં આવે છે”—આ બીના કેવળ અસત્યજ ગણવી જોઇએ. એકંદર રાજ્યના ઉપકારી કાર્યો વિષે ઘણોજ અતિશયોક્તિભરેલો હેવાલ સ્થળે સ્થળે આપવામાં આવ્યો છે, તેમજ પ્રજા તરફથી જે દલીલો વારંવાર યોજવામાં આવી છે ત્હેનું ખંડન કરવાને આડકતરી રીતે પ્રયત્ન કરવામાં આવ્યો છે. હાલના બંધારણમાં બ્રીટીશ રાજપુરૂષો, સીવીલ સર્વીસના અમલદારો અને પ્રજાના પ્રતિનિધિઓને ચોક્કસ સ્થાન આપવામાં આવ્યું છે. તે બીનાને ઘણું ગૌણ સ્થાન આપી વ્યકિતગત પ્રજોપકારી રાજતંત્રની ભાવના ઉપર ખાસ ભાર મૂકવાનો પ્રયત્ન અમને સ્થળે સ્થળે નજરે પડે છે અને તેથી બ્રીટીશ રાજ્યનિતિનાં અતિશય મહત્ત્વનાં રહસ્યથી વિદ્યાર્થીઓ બિલકુલ અજ્ઞાન રહે એવો સંભવ છે.

૩. છઠ્ઠા અને સાતમા ધોરણમાં એન્ડર્સન અને માર્સડને લખેલું બ્રીટીશ સામ્રાજ્યના સંક્ષિપ્ત ઇતિહાસનું પુસ્તક શીખવવામાં આવે છે, આ પુસ્તકની અનુક્રમણિકા અને રચના જોતાં તે વિદ્યાર્થીઓને ઘણુંજ ઉપયોગી થાય એમ લાગે, કારણ કે પ્રાચીન કાળથી માંડીને હિંદ અને ઈંગ્લાંડ, એ બંન્ને દેશોનો ઇતિહાસ જુદી જુદી દશાઓમાં પસાર થઇને કેમ આગળ વધ્યો એ જણાવવામાં આવ્યું છે. તેમજ કેનેડા અને ઓસ્ટ્રેલીઆ દક્ષિણ આફ્રિકા અને ઇજીપ્ત—એ વિષે પણ માહિતી સંક્ષેપમાં આપવામાં આવી છે. સમગ્ર યૂરોપના ઇતિહાસ સાથે આ બનાવોનો સંબંધ પણ સ્થળે સ્થળે સૂચવવામાં આવ્યો છે. પરંતુ અમને લાગે છે કે ઇતિહાસનું જે જ્ઞાન વિદ્યાર્થીઓને અત્યાર સુધીમાં મળ્યું હોય તે વડે આ પુસ્તક યોગ્ય રીતે સમજવા તે અશક્તજ નીવડે. ઈંગ્લાંડ કે હિંદુસ્થાનના જુદા ઇતિહાસનું જેમને સંગીન જ્ઞાન ન હોય તેઓ બન્નેની અટપટી ગુંથણી ભાગ્યેજ સમજી શકે, તો પછી આખા સામ્રાજ્યના વિશાળ વિસ્તારનો સારો પરિચય તો તેઓ કેમજ મેળવી શકે?

પ્હેલાં બે પુસ્તકો જે દોષોથી અંકિત થયાં છે તેજ દોષો આ પુસ્તકમાં પણ ઘણે ભાગે નજરે પડે છે. પ્રથમ તો હિંદુસ્તાનના ઇતિહાસને કેવી રીતે રજુ કરવામાં આવ્યો છે તે જોઇએ. ઉપોદ્ઘાતના બીજા પ્રકરણમાં હિંદના પ્રાચીન ઇતિહાસ વિષે કાંઇક કહેવામાં આવ્યું છે. પરંતુ આપણને જોઇને આશ્ચર્ય થાય છે કે તેમાં રામાયણ કે મહાભારત, વેદ અને ઉપનિષદ, અશોક અને ચંદ્રગુપ્ત—એમને વિષે કાંઇજ કહેવામાં આવ્યું નથી પણ ફક્ત એટલુંજ સમજાવવાને પ્રયત્ન કરવામાં આવ્યો છે કે જ્યારે બ્રિટિશ લોકો પ્હેલેથીજ એક પ્રજા જેવા હતા ત્યારે હિંદમાં તો મૂળથીજ અનેક પ્રજાઓ વસતી હતી, અને જ્યારે ઈંગ્લાંડનો રાજ્યકારભાર પાર્લામેન્ટની મંજુરીથી મૂળથીજ કરવામાં આવતો હતો ત્યારે હિંદુસ્થાનના રાજાઓ કેવળ આપખુદ હતા. સન ૧૯૧૧ માં ૪૩ જુદી જુદી જાતિઓ ૨૩૮૮ જાતો અને ૧૪૭ ભાષાઓ હિંદુસ્થાનમાં હતી એ પણ પ્રાચીન ઇતિહાસના સંબંધમાં શા માટે જણાવવામાં આવ્યું હશે એ સમજવું મુશ્કેલ છે. પરંતુ આવા પુસ્તકમાં જે વાત વધારેમાં વધારે ભાર દઇને વારંવાર જણાવવામાં આવી છે અને જે અતિશય વાંધા

ભરેલી લાગે છે તે એ છે કે બ્રીટીશ રાજ્ય હિંદુસ્થાનમાં સ્થપાયું તે પ્હેલાં કાંઈ પણ વ્યવસ્થા કે શાન્તિ હિન્દમાં ન હતી ને કેવળ લૂંટફાટ જુલમ અને કાપાકુપી સર્વત્ર ચાલતી હતી. દાખલા તરીકે ૧૦૫ મે પાને જણાવવામાં આવ્યું છે કે દક્ષિણમાં ઓરંગઝેબે જુનાં રાજ્યો તોડી પાડયાં ત્યાર પછી "દેશનાં ઘણાં ભાગમાં જરાપણ સફરી રાજ્ય વ્યવસ્થા ન હતી, અને તેથી માલમિલકત એકથી બીજે ઠેકાણે લઈ જઈ શકાતી ન હતી." તેવીજ રીતે ૧૭૩ મે પાને જણાવવામાં આવ્યું કે "અહમદશાહ અબ્દલીએ મરાઠાઓને પાણિપતના યુદ્ધમાં હરાવ્યા ત્યાર પછી સર્વત્ર ગોટાળો અને અવ્યવસ્થા ચાલી રહી હતી; લૂંટારાઓ આખા દેશમાં ભમતા હતા, ઠગ અને લુંટારા રસ્તાઓ ઉપર અને ગામે ગામ ત્રાસ આપતા હતા અને જાન માલની કોઈપણ જાતની સલામતી ન હતી."

બ્રીટીશ લોકો જ્યારે હિન્દમાં આવ્યા તે વખતને માટે આ હકીકત કેટલેક અંશે ખરી હોય તો પણ તે કેટલી બધી વાર ફરી ફરીને કહેવામાં આવી છે અને ત્હેના પહેલાના "કાળ" વિષે એવું માન ધરવામાં આવ્યું છે કે હિન્દના સમગ્ર ઇતિહાસમાં જાણે અંધાધુની અને લુંટફાટજ હોય એમ લખે છે.

આમ જો હિંદને માટે ઘણોજ હલકો અભિપ્રાય ઠસાવવામાં આવ્યો છે તો બીજી પાસ ઈંગ્રેજો અને ઇંગ્રેજી રાજ્યનીતીના ગુણો મોટા રૂપમાં દર્શાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. કંપનીના નોકરો જે મ્હોટી લાંચો લેતા હતા તેને "ભેટ" તરીકે ગણવામાં આવી છે. હેસ્ટીંગ્સ ઉપર જે તહોમત અમીરોની સભા આગળ મૂકવામાં આવ્યું હતું તે તેના શત્રુઓએજ રચ્યું હતું એમ કહેવામાં આવ્યું છે.

લોર્ડ વેલેસ્લીની subsidiary system નો બચાવ કરતાં જણાવવામાં આવ્યું છે કે બ્રીટીશ રાજ્યમાંજ શાન્તિ રહી શકાતી હતી જ્યારે "આખા હિંદમાં લડાઇઓ અને લડાઇની વાતો ચાલી રહી હતી. ટેકરાઓ અને સપાટ પ્રદેશો ઉપર લૂંટારાનાં ટોળાં ભમતાં હતાં. લગભગ દરેક ઠેકાણે લડાઇઓને કાપાકાપી ચાલતી હતી. દેશનો મોટો ભાગ સપાટાબંધ રણ જેવો બનતો હતો."

સિંધ સાથે લડાઇ વિષે તદ્દન ખોટો ખ્યાલ આપવામાં આવ્યો છે. કારણ કે જ્યારે આ પુસ્તકમાં સિંધી અમીરો ઉપરજ બધો દોષ મુકવામાં આવ્યો છે ત્યારે નેપીઅરે જાત અનુભવ ઉપરથી લખેલા વૃત્તાંતમાં મેજર આઉટ્રામ ઉપરજ નિર્દયતાના અને સાહસિકતાના મ્હોટા આરોપ મુકવામાં આવ્યા છે. Lapse ની રાજનીતિ વિષે જણાવવામાં આવ્યું છે કે "આ Lapse નો કાયદો તે વખતે ઘણોજ ન્યાયી અને ઘણો સારો ગણાતો હતો. સારૂં રાજ્યતંત્ર ચોક્કસ કરવાની આથી વધારે સારી યોજના ભાગ્યેજ વિચારી શકાય."

બ્રિટિશ રાજ્ય બંધારણ સંબંધી વિભાગ, પહેલા પુસ્તકના જેટલો અહીંયા પણ એક દેશીય છે ૨૭૫ મે પાને લખ્યું છે કે "બધાને માટે હવે સરખા હક અને સરખા કાયદા છે." હિંદમાં રહેતા યુરોપીયનો અને યુરેશીઅન આ દેશમાં ઘણાજ મ્હોટા હક ભોગવે છે, એ જોતાં આ વાક્ય અર્ધ સત્યજ કહેવું જોઇએ. ૨૭૭ મે પાને લખ્યું છે કે, "જુના વખતમાં એ ઉંચી વર્ણો માટે એક કાયદો હતો, અને નીચી વર્ણો માટે જુદો કાયદો હતો."

એમાં પણ સત્યનું તત્ત્વ પણ જુજ છે. બ્રિટિશ રાજ્ય નીચે બંધાએલા રસ્તા અને રેલ્વેની કીંમત ઘણીજ વધારી મુકવાના હેતુથી ૨૭૮ મે પાને જણાવ્યું છે કે "બ્રિટિશ પ્રજાએ હિંદમાં રાજ્ય કરવા માંડયું તે પહેલાં હાલ છે ત્હેવા રસ્તા બીલકુલ જોવામાં આવતા ન હતા." એઓએ ચન્દ્રગુપ્તના તેમજ શેરશાહ અને શાહજહાના વખતમાં બંધાએલા હજારો માઇલના ઘણી સગવડવાળા રસ્તાની કેવળ ઉપેક્ષા કરી છે. તેમજ જુના વખતની નહેરો તુટી ગઇ હતી, અને "બ્રિટિશ રાજ્યે બંધાવેલી" નહેરો આખી દુનીઆમાં શ્રેષ્ઠ છે. એ બીના પણ શંકાસ્પદ લાગે છે. જમીનનું મહેસુલ અને ખેતીવાડીના ખાતાનું, દુકાળમાં દુઃખ નીવારણનું અને સરકારી લોનનું, જે ગુલાબી વર્ણન કરવામાં આવ્યું છે, તે સામાન્ય અનુભવથી ભાગ્યેજ પુરવાર થઇ શકે એમ છે. ઉદ્યોગના સંબંધમાં ખાસ જુદા ટાઇપમાં જણાવ્યું છે કે "હિંદુસ્તાનમાં કોઈપણ કંપની કે બેંકમાં કોઈ શેર યુરોપીયનને હસ્તક હિંદીઓ વેચાતો લઇ અને રાખી ન શકે એવો કાંઇજ પ્રતિબંધ નથી. જો તેઓ આ શેરની કીંમતના પૈસા આપવાને તૈયાર હોય તો" લાખો અને કરોડો રૂપિઆના તે શેર હિંદુસ્તાનમાં મળી શકતાજ નથી ત્હેમને અહીંયા વિસારે નાંખી દેવામાં આવ્યા છે. ગામડાંઓની સ્વચ્છતા વિષે જે વર્ણન ૨૯૮–૯ મે પાને કરવામાં આવ્યું છે. તે વાસ્તવિક કરતાં કલ્પનિક વધારે છે. સેનિટરિ નોટબુક પદ્ધતિસર રાખવામાં આવે છે કે નહિ, એ તો ગામડાના અમલદારોજ કહી શકે પણ મ્હોટા ભાગનાં ગામડાંના રસ્તાઓ સાફ થતા નથી. અને કુવા તળાવો સ્વચ્છ રાખવામાં આવતા નથી. એ તો સઉ કોઈ જાણે છે. ધારા સભાના કાર્ય વિષે પણ મી. માસ્ડંનના પુસ્તક જેવોજ અધુરો ચિતાર આપવામાં આવ્યો છે.

ઇન્ડીઅન આર્મ્સ એકટ વિષે લખ્યું છે કે "આ કાયદો સુલેહના રક્ષણમાં ઘણોજ સહાયરૂપ થાય છે......જ્યારે કાયદો અને વ્યવસ્થા ન હતાં ત્યારે લોકોને પોતાનું રક્ષણ કરવાની અને હથિયાર રાખવાની જરૂર પડતી હતી; ઘણું યુદ્ધ ચાલતું હતું. અને ઘણી જીંદગીઓ ખુવાર થતી હતી. હવે એક સબળ રાજ્યસત્તા સુલેહ જાળવે છે." આ વિચારસરણી પણ ભાગ્યેજ વ્યાજબી કહેવાય. વળી લેખક જણાવે છે કે "સરકાર પૈસાનો ભંડાર ભરવાને યત્ન કરતી નથી......મહેસુલ થોડું હોય કે વધારે હોય તે અસંખ્ય સુખ અને સગવડો લોકોને પુરા પાડવામાંજ ખરચીને ત્હેમને તે પાછું અપાય છે." અહિંઆ પણ "ગોલ્ડ સ્ટેન્ડર્ડ રીઝર્વ ફંડ" "કરન્સી રીઝર્વ ફંડ"નાં બેલેન્સીસનું અને ઈંગ્લંડમાં તેમજ હિન્દમાં રાખવામાં આવતા કોશનું સંપૂર્ણ વિસ્મરણ કરવામાં આવ્યું છે. હિંદની આબાદાનીનો પણ સ્થળે સ્થળે ગુલાબી ચિતાર આપવામાં આવ્યો છે. ઉંચી નોકરીઓમાં હિંદીવાનોની સંખ્યા વિષે ઘણો જ ખોટો ખ્યાલ નીચેના વાકયોથી આપવામાં આવ્યો છે." ધારા સભાના સભાસદોનો મ્હોટો ભાગ હિંદીઓનો છે. અને હિંદી કલેકટરો, હાઇકોર્ટ અને જીલ્લા કોર્ટના હિંદી જજો, હિંદી દાકતરો, અને ઇજનેરો, પ્રોફેસરો અને ઇન્સ્પેકટરો નીમાય છે." આ પદવીધારીઓની કુલ સંખ્યા અને ત્હેમાં હિંદીવાનોની સંખ્યા જો આપવામાં આવી હત તો ખરી સ્થિતિનો ખ્યાલ આવત.

ભૂગોળનો અભ્યાસક્રમ Concentric system ઉપર ગોઠવવામાં આવ્યો છે અને તે વિષે અમારે ખાસ કહેવાનું નથી. તેનાં પાઠય પુસ્તકો પૈકી હિંદુસ્થાનના પ્રાથમિક પાઠોનું (લેખકઃ–મી. ઇ. માર્સડન ભાષાંતર કર્તા રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રીવેદી) જે પુ-

સ્તક પ્હેલાં ત્રણ ધોરણ માટે નિયત (Prescribed) કરવામાં આવ્યું છે તે વિષેજ અમારે કેટલુંક વિવેચન કરવાનું છે. પ્રથમ તો આ પુસ્તકની અનુક્રમણિકા જોતાંજ જણાય છે કે જે નીચા ધોરણમાં આ પુસ્તક શિખવવાનું છે તે જોતાં પ્રાકૃતિક ભૂગોળને ઘણુંજ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. પહેલા નવ પાઠ પૃથ્વી અને હવા, ખંડો અને મહાસાગરો રાત અને દિવસ, નદીઓ અને નાળાં વગેરે સામાન્ય વિષયોના સંબંધમાંજ છે. જેથી આ વિષયમાં વિદ્યાર્થીને બહુ રસ ભાગ્યેજ પડે હિંદુસ્થાન વિષે પાઠ છે, તેમાંથી બ્રહ્મ દેશ વિષે ૧૬ મો પાઠ બાદ કરીએ તો બાકીનામાં Physical Geography ની દૃષ્ટીથી હિંદુસ્થાનના જુદા જુદા લક્ષણો વિષે–ઉંચા અને નીચા પ્રદેશો, નદીઓ અને ટેકરીઓ વગેરેના વર્ણન આપવામાં આવ્યા છે. સોળમાથી ૨૫ મા પાઠ સુધી નક્કર પ્રવાહી અને વાયુરૂપ પદાર્થો (૧૮) હવા (૨૦) વાદળાં ધુમ્મસ, ઝાકળ અને હીમ (૨૩) વરસાદ અને બરફ (૨૪) વગેરે કેવળ સાધારણ વિષયો અધવચમાં કેમ ચર્ચવામાં આવ્યા હશે તે સમજાતું નથી. આમ જો એક પાસથી પ્રાકૃતિક ભૂગોળને ઘણુંજ સ્થાન આપવામાં આવ્યું છે તો હિંદુ-સ્થાનના જુદા જુદા પ્રાન્તો અને તે પ્રાન્તોના જાણવાજોગ શહેર અને વિભાગો વિષે બહુજ ઉપર ઉપરની માહિતી આપવામાં આવી છે. અમારૂં એમ માનવું છે કે વિદ્યાર્થીઓને દેશના મુખ્ય સ્થળો વિષે ચોક્કસ માહિતી મળે ત્યાર પછીજ આવી સામાન્ય દૃષ્ટિથી તેનું અવલોકન કરવું જોઇએ.

આવોજ બીજો સામાન્ય દોષ જણાય છે કે કાર્યકારણનો સંબંધ યોગ્ય રીતે સમજાવવામાં આવ્યો નથી. અને આસપાસની ભુગોળના સંયોગો સાથે મનુષ્યની સામાજીક અને રાજકીય સ્થિતિનો સંબંધ પણ સમજાવવામાં આવ્યો નથી. પરીણામે ઇતિહાસ અને ભૂગોળના શિક્ષણ વચ્ચે જે પરસ્પર સંબંધ સધાવો જોઇએ તે સધાતો નથી અને ભૂગોળનું શિક્ષણ જેટલું રસમય અને ઉપયોગી થવું જોઇએ તેટલું થઇ શકતું નથી.

ઉપરાંત આ પુસ્તકમાં સ્થળે સ્થળે મહત્વની જે ભૂલો અમને લાગે છે તેમાંની કેટલીક નીચે ટાંકીશું. પ્રથમ તો પ્હેલાજ પાઠમાં એપ્રીલ મહિનાના અંતમાં ખૂબ વર્ષાદ પડયાની અને નદીમાં પૂર આવ્યાની હકીકત લંબાણથી આપવામાં આવી છે. અમારા જાણવા પ્રમાણે હિંદુસ્થાનના કોઇપણ ભાગમાં આવો બનાવ બનતો નથી અને હિંદુસ્થાનની બ્હારના કોઇ પણ પ્રદેશમાં બનતા આવા બનાવનું વર્ણન આ પુસ્તકમાં શા માટે મુકવામાં આવે એ પણ સમજાતું નથી. ૨૫ મા પાઠમાં જણાવવામાં આવ્યું છે કે "હિંદુસ્થાનમાં રૂતુનો ફેરફાર એટલે મુખ્યત્વે કરીને કોરી ઋતુમાંથી ચોમાસાનો ફેરફાર થાય છે તે" અહીંઆં શિયાળામાંથી ઉનાળાનો ફેરફાર કેવળ વિસરી જવામાંઆવ્યો છે અને તેથી વિદ્યાર્થીના મનમાં ભ્રમ થવાનો સંભવ રહે છે. ૧૪૧ મે પાને લખ્યું છે કે "વડોદરા મુંબાઇ ઇલાકાની ઉત્તરે એક મોટું દેશી રાજ્ય છે." જે યથાર્થ રીતે જોતાં ખરૂં નથી. ૧૭૦ મે પાને લખ્યું છે કે "લગભગ બધું યુરોપ પૃથ્વીના ઠંડા પ્રદેશમાં આવેલું છે," જે દેખીતી રીતે અર્ધ સત્યજ કહેવાય.

આ ઉપરાંત શબ્દોની અને વાકયરચનાની એટલી બધી ભૂલો આ પુસ્તકમાં નજરે પડે છે કે જેથી તેની કિંમત ઘણીજ ઘટી જાય છે. ૧૧૦ મે પાને જોવામાં આવે છે કે

"અરબસ્તાન એ હિંદુસ્થાનમાં મોટામાં મોટો દ્વીપકલ્પ છે." આવી ગંભીર ભૂલ પ્રકાશકે તેમજ મુદ્રકે કેમ રહેવા દીધી હશે એ સમજી શકાતું નથી. આવી જ એક ભૂલ ૧૪૨ મે પાને જણાય છે કે જ્યાં બીકાનેરને બદલે વાંકાનેર છાપવામાં આવ્યું છે. આથી પણ વધારે અક્ષન્તવ્ય એવી ભૂલો નજરે પડે છે કે જેને માટે વિદ્વાન ભાષાન્તરકર્તાનોજ દોષ કહાડવો જોઇએ. દાખલા તરીકે ૧૦૬ મે પાને વાંચવામાં આવે છે કે "એમાંના મુખ્ય કયુરાઇલ ટાપુની અંદર આવેલો ઓખોટ્સ્કનો સમુદ્ર, જાપાનના ટાપુની અંદર જાપાનનો સમુદ્ર, કોર્યાના દ્વીપકલ્પની અંદર પીળો સમુદ્ર અને ફીલીપાઇન ટાપુઓ અને બોરનીઆઓની અંદર ચીનાઈ સમુદ્ર છે." ૧૧૬ મે પાને લખ્યું છે કે "ઇરાન એક ઉંચો પ્રદેશ છે અને તે અર્ધા માઇલથી એક માઇલ સુધી ઉંચો છે." આજ પાના ઉપર વધારે હાસ્યજનક વાક્ય જણાય છે. "એ ઉંચા પ્રદેશ કરતાં પર્વતો ઉંચા છે" કેમ જાણે પર્વત શબ્દજ કોઇ પણ પ્રદેશ કરતાં વધારે ઉંચાઇ સૂચવતો ન હોય. ૧૭૯ મે પાને "બાલ્ટીક સમુદ્રમાંથી જે સામુદ્રધુની ઉંચી થઇ છે"—આ શબ્દપ્રયોગ ગુજરાતી ભાષામાં ઘણોજ અર્થહીન લાગે છે. ૧૮૭ મે પાને જણાવ્યું છે કે "હોલેંડની પેઠે બેલજીઅમ ઉત્તર સમુદ્રને કિનારે આવેલો ચપટો જમીનનો ચીચરવટો છે." અહીંઆં ભાષાની કિલષ્ટતા અને કૃત્રીમતા ખાસ ધ્યાન ખેંચે છે. ૨૨૩ મે પાને જણાવ્યું છે કે "આશરે એક માઇલ ઉંચા વિશાળ ઉંચા પ્રદેશમાંથી રોકી પર્વતો ઉંચા ચઢે છે." આ પણ ભાગ્યેજ ગુજરાતી ભાષા કહી શકાય. ૧૫૪ મે પાને વાંચવામાં આવે છે કે "મહાસાગર પૃથ્વીના પૃષ્ઠને ઢાંકી નાંખતી ખારા પાણીની ચપટી સપાટી છે" ૨૩ મે પાને લખ્યું છે કે "કેનેડા અમેરીકા ખંડના આખા ઉત્તરાર્ધ પર ફેલાએલો છે."

---

## ૫. સંસ્કૃતનું શિક્ષણ.

હિંદનું ધાર્મિક સાહિત્ય સંસ્કૃતમાં જળવાઇ રહ્યું છે. વળી તે પ્રાચીન સંસ્કારી ભાષા છે કે જેણે ભૂતકાળમાં વિકાસ અને વૃદ્ધિની ઘણી ઉંચી કક્ષા પ્રાપ્ત કરી હતી. તેટલા માટે તેનો અભ્યાસ અતિ અગત્યનો છે. આથી તેનો અભ્યાસ કરવાને અને તેનું વિશિષ્ટપણું ગ્રહણ કરવાને અને તેમાં રહેલો જ્ઞાનરૂપી ભંડાર મેળવવાને વિદ્યાર્થીઓને દરેક પ્રકારની સગવડ કરી આપવી જોઇએ.

સંસ્કૃત ભાષાનો અભ્યાસ વધારે રસિક બનાવવાને અને તેને વાસ્તે ખાસ પ્રીતિ ઉત્પન્ન કરાવવાને, અમારો અભિપ્રાય એવો છે કે યુનિવર્સિટીએ હાલ મુકરર કરેલા ધોરણમાં નીચેના ફેરફારો આવશ્યક છે.

(૧) વ્યાકરણનો વિભાગ એટલે સુધી સરલ કરવો અને તેમાં એવા ફેરફારો કરવા જોઇએ કે સામાન્ય સંસ્કૃત સાહિત્ય સમજવાને જોઇએ તેટલું જ્ઞાન પ્રાપ્ત કરવાને તે યોગ્ય ગણાય. સંસ્કૃત ભાષા રૂપાખ્યાનવાળી હોવાથી કેટલાંક રૂપાખ્યાનો વિદ્યાર્થીઓએ સંયોગીકરણ પદ્ધતિથી ( Synthetically ) શીખવાં જોઇએ, અને બીજાં રૂપાખ્યાનો તેમના સ્વરૂપ પરથી ઓળખતાં શીખવું જોઇએ.

(૨) સંસ્કૃત ભાષા માતૃભાષા દ્વારા શીખવવી જોઇએ.

(૩) બીજી ભાષામાંથી સંસ્કૃત ભાષામાં ભાષાન્તર કરવાનું કામ રદ કરવું જોઇએ પણ સાધારણ રીતે સંસ્કૃત વાક્યો રચવાનું શીખવવું જોઇએ.

(૪) આ હેતુ પાર પાડવાને જૂદી જૂદી દેશભાષાઓમાં યોગ્ય પાઠ્યપુસ્તકો રચાવાં જોઇએ.

---

## ૬. ઇંગ્રેજીનું શિક્ષણ.

ઇંગ્લીશ શીક્ષણ પદ્ધતિઃ—ઇંગ્લીશના શિક્ષણ સંબંધી હાલમાં બે પદ્ધતિ જોવામાં આવે છે. એક જુના વખતથી ચાલતી આવેલી ભાષાંતર દ્વારા શીખવવાની પદ્ધતિ અને બીજી વાતચીત દ્વારા, " ડીરેકટ મેથડ " થી શીખવવાની રીત. આ નવી પદ્ધતિ પ્રમાણે શીક્ષણ આપવાથી છોકરાઓ વાતચીતમાં વધારે કુશળ અને ચાલાક લાગે છે અને કલાસની મુલાકાત લેનારના મન ઉપર ઘણી સારી છાપ પાડી શકે છે પણ ઘણી વખત આ બધું ઉપર ઉપરના ડાકડમાળ જેવું હોય છે. જે શાળાઓમાં તદ્દનજ જુની પદ્ધતિએ કામ લેવાય છે ત્યાં છોકરાઓથી પોતાના વિચાર બોલીને દર્શાવી શકતા નથી પરંતુ ભાષાના નિયમ વિગેરેનું જ્ઞાન એ વિદ્યાર્થીઓ એટલે દરજ્જે ધરાવતા હોય છે કે તેઓ શુદ્ધ ભાષામાં લખી શકે છે. નવીન પદ્ધતિ પ્રમાણે શિક્ષણ આપવામાં પ્રાથમિક શાળાઓમાંજ શિક્ષણ લીધું હોય છે તેનો બીલકુલ ઉપયોગ થતો નથી કારણકે ભાષાના કેટલાક નિયમો અને વ્યાકરણનું સામાન્ય જ્ઞાન તેઓએ ચોથા ધોરણ સુધીમાં મેળવેલું હોય છે અને તેનો લાભ ઇંગ્લીશ શીખવામાં તેમનાથી લઈ શકાતો નથી. બીજું, કુદરતી નિયમ પ્રમાણે એક ભાષા જાણનાર નવી ભાષા શીખવા માંડે ત્યારે પોતે જે ભાષા જાણતો હોય તેમાં વિચાર કરી નવી ભાષાના શબ્દોના અર્થ અને નિયમો પોતાની ભાષા સાથે સરખાવી શીખે છે. નવીન પદ્ધતિથી બધાં ધોરણોમાં કામ લેવામાં આવે તો ભાષાનું જ્ઞાન બરોબર આપી શકાય કે કેમ તે એક શક પડતી વાત લાગે છે. આ પદ્ધતિ પ્રમાણે કેળવાયલો માણસ બોલવામાં અથવા વાતચીત દ્વારા પોતાના વિચાર દર્શાવી શકે ખરો, પરંતુ લખવામાં અને વિચારમાં તેને ઘણી મુશીબતો નડવાનો સંભવ રહે છે. વળી આ પદ્ધતિ પ્રમાણે દરેક ધોરણવાર અભ્યાસક્રમ ગોઠવવામાં પણ ઘણી જાતની મુશ્કેલીઓ રહેલી છે. વિદ્યાર્થીઓએ પાછલાં ધોરણમાં કેટલું જ્ઞાન મેળવ્યું છે તે ઉપલાં ધોરણના શિક્ષકો જાણી શકે એવો અભ્યાસક્રમ ગોઠવી શકાતો નથી અને તેથી વિદ્યાર્થીઓની અને શિક્ષકોની મુશ્કેલીઓ ઘણી વધી પડે છે. આ પ્રમાણે નવીન પદ્ધતીની મુશ્કેલીઓ છે પણ તે સાથે તે તદ્દન નિરુપયોગી છે એમ પણ અમે કહી શકતા નથી. અમારા માનવા પ્રમાણે ઇંગ્લીશ શીખવવામાં શરૂઆતમાં ગુજરાતીનો છૂટથી ઉપયોગ થવો જોઇએ જોઇએ અને સવાલ જવાબમાં વાક્યરચનાના નિયમનો કાંઇ પણ ભંગ થાય તો તે ગુજરાતીમાં બરાબર સમજાવીને કામ લેવાનું જોઇએ. પહેલા ધોરણમાં આ પ્રમાણે કામ લીધાથી વિદ્યાર્થીઓ સાદાં અને સરળ વાક્યોમાં વાતચીત કરી શકે છે અને તેની સાથે બીજા ધોરણમાં છોકરાઓને નિય-

મીત પાઠશાળા શીખવવામાં આવે તો ભાષાના નિયમો બરાબર સમજી ઘણી સારી રીતે વાતચીત કરવામાં આગળ વધે છે. ત્રીજા અને ચોથા ધોરણમાં પણ પાઠશાળા શીખવવાની રૂઢી ચાલુ રાખ્યાથી સારો લાભ મળે છે એમ અમારૂં માનવું છે. પાંચમા ધોરણથી ભાષાંતર માટે પાઠશાળાનીજ ખાસ જરૂર નથી પણ ગુજરાતી ભાષાનાં સારાં લખાણોનો ભાષાંતર માટે ઉપયોગ થાય તો બસ છે.

જુની પદ્ધતિ પ્રમાણે પાઠમાં આવતા અઘરા શબ્દોના અર્થ આપી ભાષાંતર કરાવવામાં ઈંગ્લીશના શિક્ષણની સમાપ્તિ થતી હતી. આવી રીતે છોકરાઓને ઈંગ્લીશ ભાષાનું સંગીન જ્ઞાન આપવું અશકય છે. પણ દરેક પાઠ અગર પેરેગ્રાફ સમજાવ્યા પછી તે ઉપર વર્ગમાં પ્રશ્ન પુછવામાં આવે અને છોકરાઓ પાસે લેખિત અથવા મોઢેથી સારાંશ કઢાવવામાં આવે તો ઘણો સારો લાભ થાય અને જુની પદ્ધતિ સામે જે આક્ષેપો કરવામાં આવે છે તે દૂર થાય. એવી પણ નવીન પદ્ધતિ જેમ આ દેશનાં બાળકોને અનુકુળ આવે તેમ નથી તેમ એકલા ભાષાંતરથી પણ ઈંગ્લીશનો સારો અભ્યાસ થઇ શકે એમ નથી, બન્નેનું યોગ્ય મિશ્રણ કરવામાં આવે તોજ ઈંગ્લીશના શિક્ષણમાં બરાબર સુધારો થયો ગણાય. ખાતાના નિયમ પ્રમાણે સરકારી તેમજ કેટલીક ખાનગી શાળાઓમાંથી પાઠમાળાનું શિક્ષણ કહાડી નાંખવામાં આવ્યું છે. પરંતુ તેની જગ્યાએ બાળપોથી અને ગુજરાતી વાંચનમાળાની પહેલી અને બીજી ચોપડી વપરાય છે. હવે સ્વાભાવિક રીતે પ્રશ્ન એજ થાય છે કે તરજુમો શીખવવોજ હોય તો અમુક નિયમસર રચાયેલી પાઠશાળા બાજુએ રાખી આવાં પુસ્તકોનો ઉપયોગ કરવાથી વધારે શો લાભ છે? અમારા માનવા પ્રમાણે પાઠમાળા જેવાં પુસ્તકોનો ઉપયોગ નીચલાં ધોરણોમાં વધારે લાભ કરે છે અને અમુક નિયમસર કામ થવાથી શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓની ઘણીક મુસ્કેલીઓ દૂર થાય છે. માટે અમે આ સંબંધમાં નીચે પ્રમાણે ભલામણ કરીએ છીએ:—

(૧) જ્યાં ડિરેકટ મેથડ અંગ્રેજી ભાષા મારફત શિખવવામાં આવે ત્યાં માતૃભાષાનો પણ ઉપયોગ સાથે કરવો.

(૨) ડિરેકટ મેથડમાં શિખેલાને પુષ્ટિ આપે તેવી ભાષાન્તર પદ્ધતિ રાખવી.

ઈંગ્રેજી પાઠયપુસ્તકોના સંબંધમાં અમારૂં માનવું છે કે તેની પસંદગીનો સવાલ શાળાના કાર્યવાહકોને સોંપવો જોઇએ, કારણ કે જે વાંચનમાળાઓનો હાલ ઉપયોગ કરવામાં આવે છે અથવા તો જેના ઉપયોગની ભલામણ કરવામાં આવે છે તેમાંની ઘણી ખરી આપણા વિદ્યાર્થીઓને અનુકુળ પડે તેમ નથી. વળી કેટલાએક આવા છુટા પાઠ ચલાવવાને બદલે ઉપલાં ધોરણોમાં એક સારા ગ્રંથકારનું આખું પુસ્તક વાંચવાની પદ્ધતિ વધારે પસંદ કરે છે. આ બાબતમાં મુખ્ય પ્રતિબંધ એજ છે કે સરકારે મંજુર કરેલાં પુસ્તકો સિવાયનું કોઇપણ પુસ્તક સરકારે સ્વીકારેલી શાળામાં વાપરી શકાતું નથી. નિયમ માત્ર એટલોજ છે કે નૈતિક અને રાજકીય બાબતોમાં હાનીકારક પુસ્તકો સરકારે સ્વીકારેલી, શાળામાં વપરાવાં જોઇએ નહીં અને આ નિયમને અનુસરીને આવાં નહી ચલાવવા જેવાં પુસ્તકોની યાદી કરવામા આવે તો કામ ઘણું સરળ થાય.

હાલમાં વપરાતાં પાઠય પુસ્તકો સબંધી માધ્યમિક શાળાના શિક્ષકોની પરિષદમાં એક શિક્ષકે પોતાના નિબંધમાં આ વિષય ઉપર લંબાણથી પોતાના વિચાર દર્શાવ્યા છે. અમારો અભિપ્રાય પણ તેને મળતો હોવાથી અમે ભલામણ કરીએ છીએ કે તે નિબંધ અમારી આ સુચનાઓ સાથે સામેલ રાખવો.*

---

## ૭. વિજ્ઞાનનું શિક્ષણ.

### (૧) મીડલ સ્કુલમાં વિજ્ઞાન.

Longman's Science Series for
Indian Schools for Standards I, II and III.

આ ત્રણે પુસ્તકો અંગ્રેજી પહેલાં ત્રણ ધોરણમાં ચાલે છે. ત્હેમના ગુણદોષ સામાન્ય હોવાથી એ ત્રણે સંબંધી એકઠું જ વિવેચન કરીશું. ત્હેમના અભ્યાસક્રમમાં સામાન્ય જડ પદાર્થો, સ્થાનિક વૃક્ષો, તથા સામાન્ય પ્રાણિઓ સંબંધી વર્ણન છે. ત્રીજા ધોરણમાં સાથે સાથે ઇંદ્રિય વિજ્ઞાન પણ આપેલું છે.

આપેલા વિષયોમાં હિંદુસ્થાનના ઉદ્યોગો અને દોલત વધારે એવી વનસ્પતિ અને પદાર્થોને સ્થાન મળ્યું હોત અને ત્હેના ઉપયોગ અને બનાવટ સંબંધી વધારે વર્ણન થયું હોત તો વધારે ફાયદાકારક થાય.

આ પુસ્તકો મુળ અંગ્રેજીમાં લખાએલાં અને ત્હેમાંથી તરજુમા થએલા છે તેથી ઘણી જગ્યાએ ભાષા કઢંગી થઇ ગઇ છે અને કેટલીક જગ્યાએ સંસ્કૃતમય શબ્દોને લીધે અઘરી પણ થએલી છે. જોડણીનું ધોરણ પણ વાંચનમાળા પ્રમાણે રહેલું નથી.

---

* હાલની પદ્ધતિ પ્રમાણે છોકરાઓને ગુજરાતી ચોથું ધોરણ પસાર કર્યા પછી ઇગ્લીશ શાળામાં દાખલ કરવામાં આવે છે અને તે વખતે તેમની ઉમ્મર સામાન્ય રીતે દશ વર્ષની હોય છે અને તેઓ ગુજરાતી ભાષાનું સામાન્ય જ્ઞાન ધરાવતા હોય છે. પ્રાથમિક શાળાઓમાં આટલી ઉમ્મર સુધી છોકરાઓને રાખી મુકવાથી કાંઈ ખાસ લાભ હોય એમ અમને તો લાગતું નથી. વળી છોકરીઓ માટે ત્રીજું ધોરણ પસાર કર્યા પછી માધ્યમિક શાળાઓમાં દાખલ કરવાનો નિયમ સ્વીકારવામાં આવ્યો છે તો તેજ ધોરણે છોકરાઓના સબંધમાં પણ કામ લેવામાં આવે તો ઇગ્લીશના વિષયમાં તેઓ એક વર્ષ વહેલો પ્રવેશ કરી શકે અને બીજા વિષયો જે હાલ ચોથા ધોરણમાં શીખવાય છે તેમાંના ઘણા ખરા માધ્યમિક શાળાઓમાં શીખવાતા હોવાથી છોકરાઓને કોઈપણ રીતે નુકશાન થવા સંભવ નથી. મુંબાઇમાં પારસીઓની કેટલીક શાળાઓમાં ગુજરાતી ચોથા ધોરણથીજ ઇગ્લીશનું શિક્ષણ શરૂ કરવામાં આવે છે અને મદ્રાસ ઇલાકામાં પ્રાથમીક શાળાઓમાં ઇગ્રેજીનું શિક્ષણ આપવામાં આવે છે તે પ્રમાણે આપણા ઇલાકામાં પ્રાથમિક શાળાઓમાં ઇગ્રેજીનું શિક્ષણ આપવાનું બની શકે એમ ના હોયતો અમારી સૂચના મુજબ ત્રીજા ધોરણનો અભ્યાસ પુરો કર્યા બાદ—એટલે પ્રાથમિક શાળામાં ચાર વર્ષ ગાળ્યા પછી, માધ્યમિક શાળામાં છોકરાઓને દાખલ કરવા માટે કોઈ પણ જાતનો પ્રતિબંધ હોવો જોઇએ નહીં.

જીવનલાલ હરિપ્રસાદ દેસાઈ.
બળવંતરાય પ્રમોદરાય ઠાકોર.

દાખલા તરીકે:—

ચપલેદ્રિય, જડેન્દ્રિય (ધોરણ ૧ પાનું ૧)

તે જોઇ કેટલાક વંદા વગેરેના વર્ગના જંતુઓની પીઠનો ચિત્ર વિચિત્ર ભાગ યાદ આવે છે. (ધો. ૧ પા. ૩૧)

જે ખુબસુરત રંગની ને ખુબસુરત આકારની રચનાઓ છોડ ઉત્પન્ન કરે છે તે ફુલ છે. (ધો. ૧ પા. ૫૫)

જોરાવર સુક્ષ્મદર્શક યંત્ર. (ધો. ૧ પા. ૫૮)

જીવતો પણ નિશ્ચેષ્ટ છોડ. (ધો. ૧ પા. ૬૪)

તમે ભાગ્યશાળી હોઓ તો તમને ફર્નના (હંસરાજના) પાંદડાની નીશાનીવાળો કોલસાનો કકડો મળી આવે છે. (ધો. ૨ પા. ૨૪)

સુતળ્યા લગામ. (ધો. ૨ પા. ૮૨)

વણુકર પક્ષી. (ધો. ૩ પા. ૮૨)

લખતી વખતે બરાબર સાવચેતી નહિ રાખવાથી કેટલીક જગ્યાએ ગેરસમજુત ઉત્પન્ન કરે એવી બાબતો પણ દાખલ થઈ ગઈ છે. અને કેટલીક ખોટી બીનાઓ પણ દાખલ થઇ છે.

દાખલા તરીકે:—

તરસ મટાડનાર ફળોની ખાતર આખા હિંદુસ્થાનમાં આ વૃક્ષ (આમલી) વવાય છે. (ધો. ૧. પા. ૭૭).

ધો. ૨. પા. ૬૩ માં બળદના પેટનું ચિત્ર આપ્યું છે અને ત્હેમાં આંચળ બતાવ્યા છે.

ધો. ૨. પા. ૬૯ માં ભેંસ અને બળદનો મુકાબલો કર્યો છે ત્હેના કરતાં ભેંસ અને ગાયનો મુકાબલો કર્યો હોત તો વધારે યોગ્ય થાત.

"ઇતિહાસ લખાતો થયો તે પહેલાં ઘણા લાંબા વખતપર મનુષ્ય એક વરૂ જેવા પશુ સાથે દોસ્તી બાંધતો. તે પશુ પછી તેનો એક ઉત્તમ મિત્ર અને સોબતી થઇ પડયો. આ પ્રાણિને હાલ આપણે કુતરો કહીએ છીએ." (ધો. ૨. પા. ૩૯).

"પાળેલા કુતરાને બિસ્કિટ તથા રોટલી ખાતા કરી શકાય છે" (ધો. ૨. પા. ૩૯) (જાણે કે વગર પાળેલા કુતરા બિસ્કિટ તથા રોટલી ખાતાજ ન હોય).

ધો. ૩. પા. ૩૭ માં જઠરના મોં સંબંધી લખાયું છે કે. "આ દરવાજો યોગ્ય વખત થતા સુધી બંધ રહે છે, તે જોઈ અસલના લોકો એટલો આનંદ પામતા અને વિસ્મય સાથે વિચાર કરતા કે અંદર કોઈ ભૂત દ્વાર રક્ષક અથવા દરવાન તરીકે બેસલો હશે, અને વખત થાય એટલે દરવાજો ઉઘાડતો હશે. તેથી જઠરના આ નીચલા મોંને તેઓએ એવું નામ આપ્યું છે કે તેનો અર્થ દરવાન થાય છે."

ધોરણ ૧ લાની અંદર એરંડાના રેશમના કીડા સંબંધી વર્ણન આપેલું છે. તે કીડા ઉછેરવાના પ્રયોગો ઘણી શાળાઓમાં થઈ શકતા નથી માટે ત્હેને બદલે બીજો વિષય મુકાવો જોઇએ.

ધોરણ ૨ જામાં દેડકાંનો વિષય છે તે શહેરની શાળાઓમાં ઉછેરાતાં નથી માટે ત્હેને બદલે બીજો વિષય ઐચ્છિક તરીકે ઉમેરવો જોઇએ.

ધોરણ ત્રીજામાં હાલનો ક્રમ વધારે પડતો છે માટે કાંઇક ઓછો કરવો જોઇએ.

## (૨) હાઈસ્કુલમાં વિજ્ઞાન.

પદાર્થ વિજ્ઞાનઃ—

પાંચમા ધોરણમાં પદાર્થવિજ્ઞાનનો ક્રમ ઘણી સારી રીતે ગોઠવાયો છે તેમ પ્રયોગો પણ સહેલા અને રસ પડે તેવા છે. છઠ્ઠા ધોરણમાં ઉષ્મા (heat) અને યાંત્રિક શક્તિઓ એ બે વિષયો ક્રમમાં યોજવામાં આવ્યા છે તેમાં ઉષ્માનો વિષય પ્રથમ અને યાંત્રિક શક્તિઓનો વિષય તેની પછી મૂકવામાં આવ્યો છે. આ કરતાં યાંત્રિક શક્તિઓના વિષયને પહેલો મૂકવો અમને વધારે સલાહકારક લાગે છે.

આ ધોરણનો પદાર્થ વિજ્ઞાનનો શાસ્ત્રીય અને ક્રીયાત્મક અભ્યાસક્રમ આ ધોરણના વિદ્યાર્થીઓની શક્તિના પ્રમાણમાં વધારે પડતો અમને લાગ્યો છે; એક તો નિશાળના વખતપત્રમાં આ વિષયને માટે પૂરતો વખત હોતો નથી. વળી દરેક સ્કુલમાં જે એપેરેટસ અને સાધનો પૂરાં પાડવામાં આવ્યાં હોય છે તે એકજ પ્રકારનાં અને કદનાં હોય છે આથી પરિણામ એ આવે છે કે એક વર્ષ એક વર્ગમાં થયેલું કામ પછીનાં બધાં વર્ષોમાં માત્ર ઉતારી લઇ શકાય છે. અને વિદ્યાર્થીઓની નોંધપોથીમાં સ્વચ્છ અને સ્પષ્ટ લખાણના ઉપર વિશેષ ભાર દેવાનું પરિણામ એ થાય છે કે શિક્ષક દરેક પ્રયોગની નોંધ પાટીયાપર લખે તે વિદ્યાર્થીઓ નોધપોથીમાં ઉતારી લે. નોંધપોથી જોવા ઉપરાંત આ વિષયમાં વિશેષ પરીક્ષા ન હોવાથી આને ઉત્તેજન મળવાનો સારો અવકાશ છે. વળી આ નવા વિષયોમાં આવતા પારિભાષિક શબ્દોનું જ્ઞાન પણ કાચું હોવાથી માસ્તર નાનાં નાનાં વાકયોમાં જે વર્ણન લખાવે તે વિદ્યાર્થીઓ માત્ર ઉતારી લે એ બનવાનો ઘણો સંભવ છે. વળી આ વિષય યુનિવર્સિટિની પરીક્ષા ક્રમમાં આવતો ન હોવાથી વિદ્યાર્થીઓ તેની ઉપર લક્ષ દેતા નથી. એટલે પ્રયોગોમાં પણ વિદ્યાર્થીઓને રસ ઉપજતો નથી.

રસાયન શાસ્ત્રનો ક્રમઃ—

આ વિષય સાતમા ધોરણમાંજ શિખવાય છે. આ સંબંધમાં આપણું પ્રથમ ધ્યાન ખેંચે છે તે એ બના છે કે શરૂઆતના પ્રયોગોમાંજ ઉપકરણોને ગોઠવવાના જ્ઞાનની જરૂર પડે છે; પણ કાચની નળીઓ વાળવી, બુચમાં છિદ્રો પાડવાં કે સામાન્ય ઉપકરણ ગોઠવવા માટે કાંઇજ જ્ઞાન આપવામાં આવ્યું હોતું નથી અને વાયુઓ ભેગા કરવાના પ્રયોગો છોકરાઓ પાસે કરાવવાનું ઠરાવવામાં આવ્યું છે તે અમને તદ્દન અજુગતું લાગે છે. વળી પ્રયોગોમાં વિદ્યાર્થીઓ પાસે Quantitative analysis માગવામાં આવે છે તે તો વધારે પડતું છે.

અમને આશ્ચર્ય થાય છે કે ખગોળવિદ્યાનો તદ્દન બહિષ્કાર કરવામાં આવ્યો છે; અત્યારના વિજ્ઞાનના ક્રમ પ્રમાણે એક ગ્રેજ્યુએટને પણ ખગોળના સામાન્ય સત્રોની માહીતી રહેવાની નથી. જો કે ખગોળના જ્ઞાનનો ઉપયોગ કોઈ ધંધા કે ઉદ્યોગમાં થઈ શકતો નથી પણ એ વિષયનું જ્ઞાન દરેક શિક્ષિત જણને હોવુંજ જોઇએ એમ કબૂલ કરવામાં આવે છે. ખાસ હિંદ એ આ પૂરાતન શાસ્ત્રનું ઉત્પત્તિસ્થાન છે અને દરેક હિંદી આ શાસ્ત્રમાં રસ ધરાવે છે; તે શાસ્ત્રને થતો અન્યાય સમજી શકાતો નથી.

વળી રસાયન શાસ્ત્રનાં ઉપકરણો કાચનાં ભાંગી જાય તેવાં હોવાથી દરેક વિદ્યાર્થીને તે સોંપવામાં તૂટવાનો અને એવી રીતે નવાં ઉપકરણો વેચાતાં લેવાનો વાર્ષિક ખર્ચ ઘણો થવાનો એ ચોક્કસ છે. આથી દરેક શાળા બનતાં સુધી માસ્તર પાસે માત્ર એક પ્રયોગ કરાવી છોકરાઓ પાસે નોટો લખાવે એમજ બનવાનું અને પરીક્ષામાં માત્ર નોટો જ તપાસવાની હોવાથી આનો પ્રતિકાર કરવાનું કાંઇજ સાધન હોતું નથી.

વળી બધાં ધોરણોમાં વિજ્ઞાનના શિક્ષણને અને તેની નોંધપોથીઓ જોવા વગેરે માટે પુરતા શિક્ષકો હોતા નથી; પરિણામે શિક્ષણ એકજ ધરેડમાં ચાલશે અને તેથી વિજ્ઞાન શિક્ષણનો મુખ્ય હેતુ સચવાશે નહીં.

માટે અમે ભલામણ કરીએ છીએ કે:—

(૧) ખગોળને અભ્યાસક્રમમાં સ્થાન આપવું.

(૨) છઠ્ઠા ધોરણનો પદાર્થવિજ્ઞાનનો ક્રમ ઓછો કરવો.

(૩) પદાર્થવિજ્ઞાન અને રસાયન માટે શાળામાં પ્રયોગો કરવા માટે પૂરતું ઉપસ્કર રાખી, યુનિવર્સીટીએ આ વિષયની લેખિત પરીક્ષા લેવી અને તેમાં એવા સવાલો પણ પૂછવા કે જેનો જવાબ જે વિદ્યાર્થીઓએ પોતે પ્રયોગ ન કર્યા હોય તેઓ આપવા અશક્તજ નીવડે.

(૪) સરકારે વિજ્ઞાનનો અભ્યાસક્રમ નિયત કરવો પણ તેનાં પાઠય પુસ્તકો કે નોંધપોથીઓ માટે સર્વને છૂટ મૂકવી.

(૫) પદાર્થવિજ્ઞાનના હાઇસ્કુલના ક્રમનો યુનિવર્સીટીના પહેલા વર્ષના ક્રમમાં સમાવેશ થઇ જાય છે. આવી રીતે આ ક્રમ બેવડાય છે તો બન્નેમાં યોગ્ય ફેરફાર કરવાનું સૂચવવામાં આવે છે.

છેવટે આ રીપોર્ટ બંધ કરતા પહેલાં અમે કરેલી સૂચનાઓનું તારણ કરીશું.

## પ્રાથમિક કેળવણી.

(૧) ગુજરાતી વાંચનમાળાના પાઠ સમજાય એવા હોવા જોઇએ વિજ્ઞાનના પાઠ વધારે સ્હેલા હોવા જોઇએ. અને ત્હેની કવિતામાં સુધારો થવો જોઇએ.

(૨) વાંચનમાળાની ભાષા અને છપામણી વધારે શુદ્ધ બનવી જોઇએ.

(૩) ગણિતનો ક્રમ ખાસ રીતે પહેલાં ત્રણ ધોરણ માટે વધારે સ્હેલો થવો જોઇએ.

## માધ્યમિક કેળવણી.

(૪) ઇંગ્રેજી ભાષાનાં હાલનાં પાઠ્ય પુસ્તકો ઘણાં અસંતોષકારક છે માટે હિન્દીઓને વધારે અનુકૂળ થાય એવાં પુસ્તકો પસંદ કરવાં જોઇએ.

(૫) ગુજરાતી ભાષા ચોથાથી સાતમા ધોરણ સુધીમાં સંસ્કૃત જેવી ભાષાઓ સાથે બીજી ભાષા તરીકે શીખવવી જોઇએ.

(૬) ગણિતનો અભ્યાસક્રમ વધારે હલકો કરવો જોઇએ અને તે અનુસાર પાઠ્ય પુસ્તકોમાં ઘણો સુધારો થવો જોઇએ.

(૭) પહેલાં ત્રણ ધોરણોમાંજ હિન્દુસ્તાનનો સરળ ઇતિહાસ પૂરો શીખવવો જોઇએ અને ચોથા અને પાંચમા ધોરણમાં ફક્ત ઇંગ્લાંડનો ઇતિહાસજ શીખવવો જોઇએ.

(૮) પહેલાંથી સાતમા સુધી બધાં ધોરણો માટે નિયત કરવામાં આવેલાં ઇતિહાસનાં પુસ્તકો અનિષ્ટ હોવાથી નિયત કરેલાં પુસ્તકોની યાદીમાંથી તે રદ કરવાં જોઇએ.

(૯) ખગોળને અભ્યાસક્રમમાં સ્થાન આપવું જોઇએ.

(૧૦) છઠ્ઠા ધોરણનો પદાર્થ વિજ્ઞાનનો ક્રમ ઓછો કરવો જોઇએ અને પદાર્થ વિજ્ઞાત અને રસાયનના વિષયોની લેખિત પરીક્ષા યુનિવર્સિટીએ લેવી જોઇએ.

### સામાન્ય.

(૧૧) પ્રાથમિક અને માધ્યમિકશાળાના સમગ્ર અભ્યાસક્રમની બારીક તપાસ કરી ત્હેની પુનર્વ્યવસ્થા કરવી જોઈએ—ખાસ કરીને એવી રીતે કે જેથી તે બન્ને ક્રમ વચ્ચે યોગ્ય સંબંધ સચવાય.

(૧૨) ઉપર સૂચવ્યા પ્રમાણે ઘણાં પાઠ્ય પુસ્તકો અસંતોષકારક છે. અને અમને લાગે છે કે ત્હેના સુધારાના પહેલા પગલા તરીકે પુસ્તકો દર વર્ષે નિયત કરવાની પદ્ધતિ તો રદ થવી જોઇએ. ઉપરાંત ઓ. મી. પરાંજપેના ઠરાવ અનુસાર શાળાના ઉપરીઓને પુસ્તકો પસંદ કરવાની વધારે છૂટ આપવાની પણ જરૂર છે.

અંતમાં આ રીપોર્ટ ઘડવામાં જે અનેક ગૃહસ્થોએ અમને કીંમતી મદદ આપી છે ત્હેમનો અમે આભાર માનીએ છીએ.

**કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.**
**હરિલાલ માધવજી ભટ્ટ.**
**સાંકળચંદ જેઠાલાલ શાહ.**
**બળવંતરાય પરમોદરાય ઠાકોર.**
**હિમતલાલ ગણેશજી અંજારિયા.**
**મગનભાઈ ચતુરભાઈ પટેલ.**

જીવણલાલ હરિપ્રસાદ દિવાન.
ડાહ્યાભાઈ લક્ષ્મણ પટેલ.
મણિલાલ નથુભાઈ દોશી.
હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ.
ડાહ્યાભાઈ બાળકૃષ્ણ મેહેતા.
હરિપ્રસાદ પીતાંબરદાસ મેહેતા.
રામશંકર હરજીવન ત્રિપાઠી.

અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર.
ઈશ્વરલાલ હીરાલાલ દેસાઈ, } મંત્રીઓ.
ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

અમદાવાદ, તા. ૧૮-૧૦-૧૬

---

## નિવેદન.

પ્રતિનિધિઓના હાથમાં આ રિપોર્ટ મૂકી શકાય તે હેતુથી આ રિપોર્ટ એટલી ઝડપથી તૈયાર કરવામાં આવ્યો છે કે તેમાં ઘણી ભૂલો રહી ગઇ છે. તેમાંથી મહત્ત્વની ભૂલો નીચે આપીએ છીએ. જોડણીની તથા તરત સુધારી શકાય એવી ભૂલો સુજ્ઞ વાચકો સુધારી લેશે એવી આશા છે.

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩ | ૧૮ | Prescribe | નિયત (prescribe) |
| ૩૫ | છેલ્લેથી ૪ | ૫ | ૨ |
| ૩૭ | ૧૨ | જર્મન | નીતિ |
| ૪૧ | ૧૩ | માન | મૌન |
| ૪૧ | ૧૪ | લખેછે | લાગેછે |
| ૪૬ | ૧૮ | પાઠશાળા | પાઠમાલા |

# પરિશિષ્ટ બીજાની પૂરવણી.

માધ્યમિક શાળાના શિક્ષકોના સંમેલનમાં ઈંગ્રેજી પાઠ્ય પુસ્તકો વિષે નેટીવ હાઈસ્કુલના ( અમદાવાદ ) હેડમાસ્તર મી. દાવરે નીચેનો લેખ વાંચ્યો હતો તે ૪૭ મે પાને કમીટીએ કરેલી ભલામણ મુજબ આ રીપોર્ટની પૂરવણી તરીકે પ્રકટ કરવામાં આવે છેઃ—

# English Text Books.

Let me begin with the VII Standard. The text for Std. VII last year was a comparatively simple book and the present book " The World at War " has been received by the students and masters alike as a veritable bolt from the blue. This book deals with the great Continental War that is at present raging in Europe. Undoubtedly it is of living interest to the students and it also cannot be denied that the book is intended to make the youngsters well up in uptodate knowledge. It is even acknowledged that the style of the book is very attractive and simple. Yet it appears that the authorities concerned have completly ignored the difficulties that lie in the way of students.

The book mainly deals with the war from three important points of view, historical, political and economical. Firstly as to the first. The first 50 pages of this book deal with the account of the ancient history of European countries. We know that the students have to make up a very long course in English and Indian History, and it would be an uphill task for them to mug up such an uninteresting narration of the History of foreign countries. The book itself presupposes a sound Historial knowledge on the part of the reader and is a new subject altogether in the case of the 7th std. students. It would be too much to suppose that the raw students imported from the 6th standard to the 7th with an insufficient knowledge of history should grasp such a book as this. It is absurd, for the teacher to proceed with the present day European topics when the students have not even completed the reign of George 1. I can say from my personal experience that students take for granted what the auther has to say but since the same is not supported by their meagre knowledge of history they forget it in a few days.

The word "Politics" will for ever remain linked with "history." I suppose there is no one in the room who would object to politics being taught to students. Yet, If I may not be considered presumptuous, let me say that it is a mistake to import political knowledge in the raw minds of the youngsters. Since it is rather a delicate matter it would be better to clear up my position. A rudimentary knowledge of politics may be imparted to the students coupled with information about the resources and wealth of the country and the relations between the country and foreign nations. But if advanced politics and the intricate political problems were to be discussed before them at this unripe age it is possible that a student may be transformed into a Machiavelli rather than an Edmund Burke. Before an important thing is prescribed it is essential to observe whether the minds of the students are capable to receive the same in its true light. It is my emphatic opinion that higher politics should be reserved for the students in their college career. When the students have imbibed a sufficient amount of history and political geography in schools, politics can create the desired effect in college.

As to the economical discussions, the difficulty could be better imagined than described. What could the poor young green boys know of free trade and protection, banking and currency questions and moratorium. It is a subject taught in the B. A. Class and it appears premature and unwise that it should be taught in the Matriculation Class. The sole point of my argument is that the minds of the students are not capable enough to comprehend this book. I may therefore conclude that a book of this type may better be prescribed for colleges rather than for schools.

*But this is not all. The author in his first edition had brought the war narrative up to January 1st 1916. Lately the author has edited the same book bringing the narrative downto July 1st 1916. Had he added this new matter in the form of a supplement, it would not have mattered much, but he has interspersed the original book with the new mattor, in such a manner that the new and old material could not be easily distinguished. This creates the following difficulties :—

---

* આ લેખ વંચાયા પછી યુનિવર્સિટી તરફથી જણાવવામાં આવ્યું છે કે આ પુસ્તકની પહેલી આવૃત્તિ પરીક્ષા માટે નિયત કરવામાં આવી છે.

Have we to begin the whole course over again or has the teacher to sort and sift all the new material and give it to the students in the form of a synopsis? Are all the students rich enough to buy this new edition? Are the minds of the students capable enough to imbibe the ever increasing stuff that the author produces? What guarantee is there that the author may not produce a third edition of his book after another 4 months? And the last and the greatest difficulty is by which edition will the examiners be guided in settling questions? The author does not appear to have given a particle of thought to the grievances of the students before issuing this edition. I am of opinion that the Head Masters of all the schools should remonstrate with the Registrar of the University and call upon him to solve the difficulty.

I now beg to add a few words about the School-Final text Book. I suppose I will not be considered a pessimist when I say that the present school-final text viz. Steps to Literature Boox VII by Arnold is one of the worst books that I have ever been compelled to read. It does not consist of passages culled from the recognized luminaries of literature but of entirely useless stuff selected from authors of no repute. Most of the passages are written in the nautical language, several of them are written in Elizabethan antiquated English, while others simply abound in African and American names. Even a graduate of the University will find such a book difficult, and only those who have made a sound study of Chaucer and Spenser could follow the passages written in Elizabethan English. A book like this gives up a very poor idea about English literature, and we are either prone to think that there were no excellent English authors or that their works have suddenly evaporated from the surface of this globe. I hope that the attention of the Department will be drawn to the total worthlessness of this book and that it will remedy this evil as soon as possible. It appears that the authorities are lavishing their favours only on a few pet authors, while other deserving ones are made to waste their sweetness in the desert air.

There is a world of difference butween the VII and V Std Text Books. Strangely enough the V Std text book, the Royal

Prince reader, consists mostly of fairy tales. This book gives us descriptions of old English life and it appears that Indian life and character has been scrupulously excluded therefrom. I fail to understand what interest this book will present to Indian students which is evidently meant for English boys. At the same time I noticed that there are no passages which inculcate moral training to the students, directly or indirectly. It is universally acknowledged that moral ideas should be imparted to the students at their young age, at a time when their minds are most susceptible to receive the same, and I think the authorities would be guilty of serious negligence if they overlook this all important fact. It is also my humble opinion that Indian life and character should be sketched on a grand scale and presented to the students. Biographical account of some of the noteworthy men of India would better serve the purpose rather than adopt the old fashioned mode of describing some odd stories of old English Kings. It is the chief fault of this book that its subject matter is almost monopolized by English thought and ideal.

In the IV Std., Macmillan's New English reader Part IV is used. It also contains a very slight representation of Indian life and that the little which is described is entirely depreciative of Indian reputation and prestige. There is a poem in the book, viz: that about King Foolishman in which an Indian Prince is held up to ridicule. The pictures given in these text books present European life on a superior scale while they afford a very meagre view of the Indian. We find pictures of the English gentry and aristocracy throughout the book, while the only Indian elements pictured therein are farmers, cartmen and half naked labourers. This despicable distinction should not be brought to the notice of the student and this grievance should be removed as soon as practicable. We again find therein descriptions of English seasons, English birds and English life and character. To think that Indian students would ever take an active interest in these English elements is diametrically opposed to the dictates of common sense. Really speaking these books, sanctioned by the Department, are useless to the Indian students and it is difficult for the masters to inspire in the student a love for such foreign topics. The III

Std., book presents a due proportion of Indian life but it is entirely devoid of any materials that may inculcate moral training in the minds of the youngsters. It is my firm belief that books by Indian authors should now be substituted for these volumes, because Indian authors are, I suppose, better conversant with the merits and capacities and the faults and failings of our boys. I think this to be high time for moving into the matter. I have found the II Std., text book both uninteresting and difficult for the students ( especially the poems ), and the author seems to have taken the standpoint of an English student rather than of an Indian. Re the I Std., text books I may repeat my criticisem and add that the course is a little bit too long for the young students. They have to complete two primers and one reader. The boys come up from the Vernacular schools during the terms and they are therefore unable to cope with this long course. The result, as may easily be imagined, is a perfunctory and desultory reading. It would be doing proper justice to the students if this difficulty is remedied in due time. All these facts prominently tend to this inevitable conclusion that the text book for the schools should be prescribed by the Head Masters and not by the D. P. I., who stands far remote from the field of action.

But I am diverging from the province of my subject and I shall close my speech after referring to the opinion recently expressed by Mr. J. Nelson Fraser about the S. F. students. He says that the tuition of English is not imparted as it ought to be. I may say that the present S. F. English text books " steps to Literature " to which I have already referred, can spoil the english of even a scholar not to speak of ordinary students. Besides, when the student devoted his serious attention to the historical, political and economical features of a book there is very little time and opportunity left for him to improve his English in any other way. The main object in writing a book must be to habituate the student's mind to an unblemished and idiomatic use of the English language. During the present state of affairs, whose essentialities are sacrificed at the altar of superfluities, the students cannot be justly blamed for their weakness in the English tongue.

# પરિશિષ્ટ ૩.

## માધ્યમિક શાળાના શિક્ષકોનું સંમેલન.

### ( ૧ )

### પહેલો દિવસ.

ગુજરાત કેળવણી પરિષદને અંગે અમદાવાદની ખાનગી માધ્યમિક શાળાના શિક્ષકોનું એક સંમેલન પ્રેમાભાઇ હોલમાં તા. ૩૦ મી સપ્ટેમ્બરની સાંજે અને તા. ૧ લી ઓકટોબરની સવારે ભરાયું હતું. બધી શાળાના હેડ માસ્તરો સુદ્ધાંત આશરે ૭૫ શિક્ષકો હાજર હતા અને ગોખલે સોસાઇટીના કેટલાક સભાસદો પણ આવ્યા હતા.

રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવને પ્રમુખપદ આપવાની દરખાસ્ત મુકતાં રા. જીવણલાલ વ્રજરાય દેસાઇ બેરીસ્ટરે જણાવ્યું હતું કે માધ્યમિક શિક્ષકોના મત જાણવાના હેતુથી આ સંમેલન મેળવવામાં આવ્યું છે. આ પ્રશ્નો વિષે ધારાસભામાં ઓ. મી. પરાંજપેના ઠરાવથી ચર્ચા થઇ છે અને તે વિષે જાહેરમાં પણ ઘણું વિવેચન થયું છે. આ સંમેલનના ઠરાવથી ચર્ચા થશે અને તે પરિષદ્‌ને ઘણી ઉપયોગી થશે, એવી આશા તેમણે પ્રદર્શિત કરી હતી. રા. ઇશ્વરલાલ દેશાઇએ આ દરખાસ્તને અનુમોદન આપ્યા બાદ રા. કેશવલાલ ધ્રુવે પ્રમુખપદ સ્વીકાર્યું હતું. પોતાની યોગ્યતા વિષે કેટલાંક નમ્ર વચન કહ્યા પછી રા. ધ્રુવે જણાવ્યું કે શિક્ષકો માત્ર જ્ઞાનના વેપારી જેવા ન હોવા જોઇએ, પણ આદર્શરૂપ ગુરૂ હોવા જોઇએ. વિચારોની પરસ્પર આપલે માટે આપણે ભેગા થયા છીએ અને ચર્ચાનો સાર પરિષદ્ આગળ રજુ કરવાનો છે. પછી સમયની મર્યાદા સૂચવ્યા બાદ તેમણે ચર્ચા શરૂ કરવા વિજ્ઞપ્તિ કરી હતી.

૧ **“ માધ્યમિક શાળાનો અભ્યાસક્રમ ભારે છે કે નહિ ? ”** તે વિષે ચર્ચા શરૂ કરતાં એક હાઇસ્કૂલના હેડ માસ્તરે કેટલાક આરંભના શબ્દો કહ્યા પછી જણાવ્યું કે આજકાલ કેળવણીની ચર્ચા કરનાર ગૃહસ્થો અને યુનિવર્સિટીના પરીક્ષકો વિદ્યાર્થીઓના દોષનો બધો બોજો માધ્યમિક શિક્ષણ ઉપર મૂકે છે. હવે હાલની સ્થિતિમાં સુધારા માટે પ્રથમ તો પ્રાથમિક શાળાની વ્યવસ્થા અને ક્રમમાં ઘણા ફેરફાર થવા જોઇએ. પ્રાથમિક શાળાના હેડ માસ્તર તરીકે જો ગ્રેજ્યુએટોને નિમવામાં આવે તો વધારે સારા વિદ્યાર્થીઓ ઉત્પન્ન થાય. હવે માધ્યમિક શાળામાં સાધારણ રીતે દશથી અઢાર વર્ષની ઉમરના છોકરાઓ આવે છે અને છતાં તેમના ઉપર અંગ્રેજી ઉપરાંત બીજા છ વિષયોનો બોજો નાંખવામાં આવે છે. પ્રથમ તો ગણિતનો અભ્યાસક્રમ ઘણો સખ્ત અને બોજારૂપ છે. યુનિવર્સિટીની શરૂઆતમાં મેટ્રિકમાં ઘણા સહેલા દાખલા મુકવામાં આવતા હતા પણ હવે તો જેમાં ઘણી ઝીણી ગુંચ હોય એવા દાખલા શીખવવામાં અને પૂછવામાં આવે છે. આથી વિદ્યાર્થીઓની બુદ્ધિ ખીલવાને બદલે દબાઇ જાય છે. માટે પહેલા ત્રણ ધોરણમાં

ગણિતનો ક્રમ વધારે સહેલો કરવો જોઇએ. તેજ ધોરણોમાં:ઇતિહાસ સરળ વાર્તાઓ માર-ફતજ શીખવવો જોઇએ, પણ હાલ તો માર્સ્ડનના પુસ્તકમાં ફક્ત ટુચકાજ શીખવવામાં આવે છે તે શોચનીય છે. ભૂગોળના સંબંધમાં તેમણે જણાવ્યું કે દશબાર વર્ષની ઉંમરના છોકરાને આખી દુનિયાની ભૂગોળનું જ્ઞાન આપવાનો ક્રમ ઘણો અયોગ્ય છે, અને સાધ-નોના અભાવથી ઘણી મુશ્કેલીઓ આવે છે. ત્રણ ધોરણમાં તો પ્રાન્ત અને ઇલાકાનીજ ભૂગોળ શીખવવી જોઇએ- વળી મેજીક લેન્ટર્નસ, સંગ્રહ સ્થાન વગેરે સગવડો હોય તો આ વિષય ઘણોજ રસમય બનાવી શકાય. વિજ્ઞાનનું શિક્ષણ ગુજરાતી પાઠય પુસ્તકોની મારફતજ આપી શકાય એમ હોવાથી તેને માટે જુદાં પુસ્તકોની જરૂર નથી. હાલના સંયોગોમાં ડ્રીલનો ક્રમ ઘણો નુકશાનકારક છે. સવારથી સાંજ સુધી નિશાળમાં પુરાઇ રહ્યા પછી ભુખ્યાં બાળકોને થોડી મિનિટ ડ્રીલ કરાવાથી લાભને બદલે હાનિ થવાનો સંભવ રહે છે. અંગ્રેજી Direct Method–થી શીખવવાથી લાભ થાય કે નહિ, એ વિષે મી. ફ્રેઝરે પોતે શક બતાવ્યો છે, જ્યારે ભૂતકાળમાં તરજુમાની પદ્ધતિથી તો ચોકસ લાભ થયા છે. અનુભવી શિક્ષકોને જણાયું હશે કે તરજુમો કરાવ્યા વિના ચાલે તેમ નથી. Direct અને તરજુમાની એ બંને પદ્ધતિનો સાથે સાથે ઉપયોગ કરવો જોઇએ. હવે ચોથા ધોરણમાં ચાર નવા વિષયો શિખવવામાં આવે છે: (૧) બીજી ભાષા સંસ્કૃત પર્શ્યન વગેરે. (૨) બીજ ગણિત (૩) ભૂમિતિ અને (૪) ઈંગ્લન્ડનો ઇતિહાસ. બાર વર્ષના બાળકોને આટલા બધા વિષયો શિખવવાનું ઘણું અગવડભરેલું થાય છે. તો જો બે નવા વિષયો ચોથા ધોર-ણમાં ઉમેરવામાં આવે અને બે પાંચમાં ધોરણમાં ઉમેરવામાં આવે તો ઠીક થાય. ભૂમિતિ અને ઈંગ્લન્ડનો ઇતિહાસ પાંચમામાં શરૂ થાય તો ચોથા ધોરણનો ક્રમ હલકો થાય, અંગ્રેજી ધોરણથી બધા વિષયો અંગ્રેજી મારફતે શિખવવા પડે છે, એ એક મોટી મુશીબત છે. બીજું સંસ્કૃત વગેરે વિષયો કેવળ ઐચ્છિક વિષયો તરીકે શિખવવા જોઇએ. ઇતિહા-સના વિષયમાં ઉપરના ધોરણોમાં કંઇ ખાસ નવું શિખવાનું હોતું નથી, તેથી ફક્ત અંગ્રેજી શિખે છે. એકંદર અભ્યાસમાં અંગ્રેજીનું ધોરણ ઘણું વધી ગયું છે અને પછી છોકરાઓ ઘણા કાચા છે, એમ માનવામાં આવે છે.

એક શિક્ષકે આ વિષે ચર્ચા શરૂ કરતાં જણાવ્યું કે નવા વિષયો શિખવાનું કહેવામાં આવે છે ત્યારે કંઇ નવો વખત મળતો નથી. શિક્ષકોનું એક મંડળ જો ક્રમ નક્કી કરતું હોય તો તે વધારે વ્યાવહારિક થાય. બીજું જે બાલકોને માટે ક્રમ નક્કી કરવામાં આવે છે, તેઓ આટલા થોડા વિષયો તૈયાર કરી પરીક્ષકોને સંતોષ આપી શકે કે નહિ તે પણ પ્રશ્ન છે. Anderson and Marsden ના પુસ્તકમાં ઇતિહાસનું તત્વજ્ઞાન આપવામાં આ વ્યું છે અને તે વિદ્યાર્થીઓને શિખવવામાં ઘણી મુશ્કેલી આવે છે. બીજા એક ગૃહ-સ્થે જણાવ્યું કે જેમ ખોરાક પચાવવામાં તેમ માનસિક શક્તિઓ ખીલવવામાં વખતની જરૂર પડે છે. જ્ઞાન કેવળ આપવાની નહિ પણ તેને પચાવવાની પણ જરૂર છે. બીજા એક શિક્ષકે જણાવ્યું કે હાલનો ક્રમ કુમળાં મગજને બોજારૂપ થઇ જાય છે માટે પરીક્ષાનાં ધોરણમાં કંઇ ફેરફાર થવો જોઇએ. એ વિષયમાં નપાસ થયેલા વિદ્યાર્થીની પરીક્ષા ફરીથી તેજ વિષયમાં લેવી જોઇએ, તે પાસ થયો હોય તેમાં નહિ. અન્ય શિક્ષકે જણાવ્યું કે તરજુમાની પદ્ધતિથી અંગ્રેજી શિખવાની સામે હું છું. Direct Methedથી શિખવાથીજ

અંગ્રેજીમાં વાતચીત કરતાં આવડી શકે છે. એક શાળાના વ્યવસ્થાપકે જણાવ્યું કે જ્યારે એક ધોરણ પસાર કરીને વિદ્યાર્થી બીજા ધોરણમાં જાય ત્યારે Direct Methodથી તેણે નીચલા ધોરણમાં કેટલી પ્રગતિ કરી છે, એ ઉપલા ધોરણનો શિક્ષક જાણી શકતો નથી, માટે તરજુમાની પદ્ધતિ પણ જોઇએ.

૨ "**ઇતિહાસનો અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકો**" એ વિષે બોલતાં એક શિક્ષકે જણાવ્યું કે ઉપરથી જોતાં આખો ક્રમ મોટો લાગતો નથી. પહેલાં ત્રણ ધોરણમાં હિંદના ઇતિહાસની વાર્તાઓ, ચોથા અને પાંચમામાં હિંદ અને ઇંગ્લંડનો સંક્ષિપ્ત ઇતિહાસ અને છઠ્ઠા અને સાતમામાં તે દેશોનો વધારે વિસ્તૃત ઇતિહાસ, એ હાલનો ક્રમ છે. બ્રિટીશ સામ્રાજ્યના ભાગ રૂપ હિંદ કેમ બન્યું, એ શિખવવાનો પ્રધાન ઉદ્દેશ હોય એમ જણાય છે. પરંતુ ક્રમનો ખરો ખ્યાલ તો પુસ્તકો જોવાથીજ આવી શકે. આપણી પ્રજાકીય ફરજો કેવી રીતે બજાવવી એનું જ્ઞાન આપવાને માટેજ ઇતિહાસનો ક્રમ યોજાવો જોઇયે. દુર્ભાગ્યે રા. બ. કમળાશંકરે કરેલા ઇતિહાસના તરજુમામાં હેસ્ટિંગ્સે કંપનીના નોકર થવાને કેવી અરજી કરી તે જણાવ્યું છે; પણ ચૈયતસિંગનો પ્રસંગ, રોહિલાઓ સાથે યુદ્ધ, અયોધ્યાની બેગમો સાથે તકરાર, એ વિષે કાંઈ કહેવામાં આવ્યું નથી. હેસ્ટિંગ્સના અમીરોની સભામાં ચાલેલા મુકરદમાનું એવું છુછલ્લું વર્ણન કરવામાં આવ્યું છે કે જેથી બર્ક જેવા રાજપુરૂષોને માટે માન ઘટી જાય. કલાઇવ કાચની બારીઓ કેમ તોડતો અને તેણે આપ ઘાતની કેવી કોશેશો કરી તે જણાવ્યું છે, પણ હિંદના રાજ્યનો પાયો તેણે કેવી રીતે નાખ્યો તે જણાવ્યું નથી. વળી મહમદ ગીઝની, આર્ગલની રાણી વીગેરેનાં ઘણાં નિરર્થક, વૃત્તાંત આપવામાં આવ્ય છે. ચોથા અને પાંચમા ધોરણમાં ચાલતો હિંદનો ઇતિહાસ બાબરથી શરૂ થાય છે, તેથી તેના સમય પહેલાં હિંદમાં કાંઇ સુધારો હતો કે નહિ, તેની વિદ્યાર્થીને કાંઈ ખબર પડતી નથી. સ. ૧૮૫૭ સુધીના બનાવોનું વર્ણન કરવામાં આવે છે અને તે પછી શહેનશાહ જ્યોર્જ ગાદીએ આવ્યાં ત્યાં સુધીની મુખ્ય હકીકતો ટાંકી છે. પરંતુ તે દરમીયાન પ્રજાકીય બુદ્ધિ કેવી રીતે ખીલી તે વિષે કાંઇજ જણાવ્યું નથી. છઠ્ઠા અને સાતમા ધોરણમાં ત્રીજી વાર માર્સ્ડનનો ઇતિહાસ ચલાવવામાં આવે છે. પરંતુ તે પહેલાંનાં કરતાં જરા પણ વિસ્તૃત નથી. ઈંગ્લંડનો ઇતિહાસ એકંદર ઠીક છે પરંતુ તેની તારીખો આપવામાં આવેલી નથી, એટલે બનાવોની સંકલના કરતાં વિદ્યાર્થીઓને મુશ્કેલી પડે છે. ઉપરાંત આ પુસ્તકમાં વિગતો કરતાં તે વિષે અભિપ્રાયો વધારે ભાગે આપવામાં આવ્યા છે, જેથી વિદ્યાર્થીઓની વિચાર કરવાની શકિત વિકાસ પામે નહિ. કોલેજમાં ઇતિહાસ હાલ પસંદગીનો વિષય છે, એટલે મોટા ભાગના વિદ્યાર્થીઓને આટલાજ જ્ઞાનથી સંતોષ માનવો પડે છે. વળી પ્રજાની જરૂરીઆતો કેટલે અંશે સરકારે પુરી પાડી છે અને કેટલે અંશે સંતોષાઇ નથી, એ જણાવ્યું નથી. ઈંગ્લાંડના ઇતિહાસમાં રીફોર્મ બિલ સબંધી ચળવળ વિષે હકીકત છે. પણ હિંદુસ્તાનની રાજકીય, ધાર્મિક, સામાજિક અને એકંદરે પ્રજાકીય ચળવળો વિષે કાંઇજ માહિતિ નથી. ઉપરાંત આપણા પોતાના પ્રાન્ત ગુજરાતનો ઇતિહાસ હાલ નહિજ જેવો શિખવાય છે. પ્રાન્તમાં જમીન, કાયદાઓ, કેળવણી વગેરેની વ્યવસ્થાઓ વિષે કાંઇજ માહિતિ અપાતી નથી.

ચર્ચા શરૂ થતાં એક શિક્ષકે જણાવ્યું કે પહેલાં ત્રણ ધોરણનું ઇતિહાસનું પુસ્તક "Concentric system ઉપર રચાયું છે અને તેથી કલાઇવ અને હેસ્ટીંગ્સ વિષે ઘણીજ સાદી બાબતોજ હોવી જોઇએ. હાલનાં પુસ્તકો વાંચીને તો એમ લાગે કે આપણે કેવળ પ્રજા તરીકે શૂન્ય માત્ર છીએ અને ભવિષ્યમાં કાંઇ પણ કરવાને અશકત છીએ. મી, રેનની Teacher's Handbook માં જણાવ્યું છે કે જો શિક્ષક પ્રામાણિક હોય તો તેણે શિષ્યને સ્પષ્ટ રીતે કહેવું કે હાલના જેટલાં ન્યાય સુલેહ. શાન્તિ, આબાદાની વિગેરે હિંદમાં કોઇ પણ દિવસે નહોતાં. આપણા ભૂતકાળના ઇતિહાસનું મીંડું વાળવામાં આવ્યું છે, અને આપણા નાતજાતના ભેદને ઘણું મોટું સ્વરૂપ અપાયું છે. રાજ્યવ્યવસ્થાના વર્ણનમાં કોંગ્રેસનાથી વિરૂદ્ધ મતનું મંડન ઇરાદા પૂર્વક કરવામાં આવ્યું છે. બીજા શિક્ષકે જણાવ્યું કે હિંદના પ્રજાત્વનું ભાન કરાવવાને ચંદ્રગુપ્ત અને અશોકના સમયનો ઇતિહાસ શિખવવો જોઈએ. ઉપરાંત ઇતિહાસ સ્વતંત્ર દ્રષ્ટિથી લખાય માટે સરકારી નોકરોએ તે ન લખવો જોઇએ. મરાઠા રાજ્યનો ઇતિહાસ શિખવવાની ખાસ જરૂર છે. એક ગૃહસ્થે જણાવ્યું કે ઇતિહાસની વાતોમાં કોઈ મહાન્ હિંદીઓની વાર્તાઓ નથી. પણ શું પંજાબ અને બંગાળ ગુજરાત અને દક્ષિણમાં મોટા શૂરવીરો થયા નથી ? બીજા શિક્ષકે જણાવ્યું કે ઇતિહાસમાં મોટા માણસોના સદ્દગુણો ઉપર વધારે ભાર મૂકવો જોઇએ. પરંતુ રામને વનવાસ આપ્યો તેથી દશરથ મૂર્ખ હતો, એવું હાલના પુસ્તકમાં લખેલું છે.

૩. " **ગુજરાતીનો અભ્યાસક્રમ અને પાઠય પુસ્તકો** "—એ વિષે ચર્ચા શરૂ કરતાં એક શિક્ષકે કહ્યું કે ગુજરાતીનો વિષય મેટ્રીકના ક્રમમાં ફરજીઆત નથી તેથી તે તરફ ઘણું દુર્લક્ષ બતાવવામાં આવે છે. તેથી ગુજરાતીના અભ્યાસને ખરૂં ઉત્તેજન આપવા માટે યુનીવર્સિટીમાં તે વિષય ફરજીઆત કરવો જોઇએ. હાલ ગુજરાતીના શિક્ષણને સાધારણ રીતે બે કલાક આપવામા આવે છે, એ બસ નથી. 'વ્યાકરણનું જ્ઞાન હાલ અપાતું નથી અને ગુજરાતીમાં નાપાસ થનારને ઉપલા ધોરણમાં ચઢાવવામાં આવે છે. પુસ્તકોના સંબંધમાં તેમણે જણાવ્યું કે હાલના જેવા સંગ્રહો નહિ પણ એકજ વિષય ઉપર લખાયેલાં આખાં પુસ્તકો શિખવવાં જોઇએ. આ વિષે ચર્ચા કરતાં એક શિક્ષકે કહ્યું કે ટ્રેઈનીંગ કોલેજ સિવાય, બીજે ઠેકાણે ગુજરાતીનું શિક્ષણ બરાબર અપાતું નથી. બીજું, પુસ્તકો કોઇ ચોક્કસ ધોરણો ઉપર પસંદ કરવામાં આવતાં નથી. માટે તે કામ વિદ્વાનોની એક કમીટીને સોંપવું જોઇએ. ત્યાર બાદ એક ગૃહસ્થે જણાવ્યું કે માતૃભાષાનું જ્ઞાન જે રીતે નાશ પામે તે રીતે આખો ક્રમ ગોઠવવામાં આવ્યો છે. આખા ક્રમમાં ગુજરાતીના શિક્ષણને ઘણુંજ પ્રાધાન્ય મળવું જોઇએ, જેથી તે દ્વારા કેળવાયલા ગૃહસ્થો પોતાના વિચારો છુટથી બતાવી શકે. એક ગૃહસ્થે જણાવ્યું કે આખી ચર્ચા ઉપરથી એમ જણાય છે કે અનેક રીતે ઇંગ્રેજીને ઘણુંજ અસાધારણ પ્રધાનપદ આપવામાં આવ્યું છે, પણ કોર્ટ શિવાય બધે ઠેકાણે જો ગુજરાતી ભાષા વાપરવાનો આપણે નિશ્ચય કરીએ તો તે ભાષાને અભ્યાસક્રમમાં યોગ્ય સ્થાન મળવુંજ જોઇશે. એક શિક્ષકે જણાવ્યું કે જ્યાં સુધી પરીક્ષામાં જવાબ ઈંગ્રેજીમાં આપવા પડે છે ત્યાં સુધી ગુજરાતીને યોગ્ય સ્થાન મળશેજ નહિ. અઠવાડિયામાં બે કલાક મળે તેમાં વ્યાકરણ શિખવવું કે કરણઘેલો શિખવવો ? પરીક્ષાના વિષયોનો નિર્ણય કરવા માટે શિક્ષકોનું એક બોર્ડ નીમવું જોઇએ અને મેટ્રીકમાં ઈંગ્રેજીમાં જવાબ આપવાની ઉંધી પદ્ધતિ દૂર કરવી જોઇએ.

૪ **ઈંગ્રેજીનાં પાઠ્ય પુસ્તકો[1]**—એ વિષે બોલતાં એક શિક્ષકે કહ્યું કે મેટ્રિકને માટે મંજુર કરેલું The world at war નામનું પુસ્તક જોઇને શિક્ષકો તથા વિદ્યાર્થીઓ ઘણાજ આશ્ચર્યચકિત થઇ ગયા છે. હાલના સમય સુધીનું વિગ્રહનું જ્ઞાન આકર્ષક શૈલિમાં આપવાના હેતુથી આ પુસ્તક લખાયું એ સૌ કબુલ કરશે પણ વિદ્યાર્થીઓને તે શીખતાં જે મુશ્કેલીઓ પડે તેની સરકારી ખાતાંએ ઉપેક્ષા કરી છે, પુસ્તકમાં ત્રણ જાતનાં તત્વો છે; ઐતિહાસિક, રાજ્યકીય અને આર્થિક. હાલ યોજવામાં આવેલો ઇતિહાસનો ક્રમજ ઘણી મુશ્કેલી ભરેલો છે તો પછી યુરોપના જુદા જુદા દેશોની હાલની રાજકીય સ્થિતિ અને સંબંધના જે જ્ઞાન સિવાય હાલના વિગ્રહના બનાવો સમજી શકાયજ નહીં તે એક ટુંકા પુસ્તકમાં આપવાનો પ્રયત્ન કરવો, એ અશક્ય છે. ઇતિહાસ જોડે રાજનીતિનો વિષય સંકલિત છે, પરંતુ બાળ વિદ્યાર્થીઓને તો રાજ્યબંધારણની ઘણીજ પ્રાથમિક વિગતોનું જ્ઞાન આપી શકાય. આથી વિગ્રહને અંગે ઉપસ્થિત થતા ઉંડી રાજનીતિના પ્રશ્નો વિષે સમજ આપવાનું અઘરૂં થઇ પડે છે. અર્થશાસ્ત્રની કંઇ પણ બાબતો મેટ્રિકના વિદ્યાર્થીઓ ન સમજી શકે એ સ્પષ્ટ બાબત છે. ફ્રીટ્રેડ અને પ્રોટકશન, બેંકીંગ અને કરન્સી અને મોરેટોરીઅમ વગેરે જે વિષયો બી.એના વર્ગમાં શીખવાય છે તેનું જ્ઞાન મેટ્રિકના છોકરાઓને કેમ હોઇ શકે? તે સિવાય લડાઇનાં આર્થિક કારણો અને પરિણામ વિષે વિદ્યાર્થીઓ કેમ વિચાર કરી શકે? આ પુસ્તકની નવી આવૃત્તિ હમણાંજ બહાર પાડવામાં આવી છે અને તેમાં જુના પુસ્તકમાં જુદે જુદે ઠેકાણે ટુંકા ફકરા ઉમેરેલા નજરે પડે છે. આ આખી હકીકત સમજવામાં છોકરાઓને મુશ્કેલી પડે છે અને પરીક્ષામાં કઇ આ વૃત્તિમાંથી પુછાશે તેનો સંદેહ રહે છે. સ્કુલ ફાઇનલ માટે મંજુર કરવામાં આવેલું પુસ્તક First Steps to English Literature એ તો એક ખરાબમાં ખરાબ ચોપડી છે, એમ મને લાગે છે. તેમાં ઉંચાં અંગ્રેજી પુસ્તકોના ફકરા આપવામાં નથી આવ્યા. પુસ્તકનો મ્હોટો ભાગ નૌકાઓ (nautical)ની ભાષામાં લખાએલો છે. કેટલાક ફકરા ઇલીઝાબેથના સમયની ભાષામાં લખાએલા છે અને કેટલાકમાં આફ્રિકા અને અમેરિકાનાં ઘણાં વિશેષ નામો આવે છે. ચોસર અને સ્પેન્સરનો અભ્યાસ ન કર્યો હોય એવા કાલેજના વિદ્યાર્થીઓને પણ આ પુસ્તક અઘરૂં લાગે તો પછી મેટ્રિકના વિદ્યાર્થીઓની તો વાતજ શી? સરકારી કેળવણી ખાતાનું ધ્યાન આ પુસ્તકની નિર્માલ્યતા તરફ જોરથી ખેંચવાની જરૂર છે, જેથી આ ગ્રંથ જલ્દીથી રદ થાય. પાંચમા ધોરણની રોયલ પ્રીન્સ રીડરમાં Fairy Tales મોટી સંખ્યામાં નજરે પડે છે, જુના વખતની ઇંગ્રેજોના સામાજિક જીવન વિષે તેમાં ઘણું નજરે પડે છે અને હિંદના રીતરીવાજોનો લગભગ બહિષ્કાર કરવામાં આવ્યો છે. સીધી કે આડકતરી રીતે તેમાંથી નૈતિક શિક્ષણ મળે એવું કાંઈ નથી; એટલે આ પુસ્તક હિંદના વિદ્યાર્થીઓને કેવી રીતે ઉપયોગી થાય તે સમજવું મુશ્કેલ છે. જુના વખતના ઇંગ્રેજ રાજાઓના કરતાં હિંદુસ્તાનના મહા પુરૂષોનાં જીવનચરિત્રો વાંચનમાળામાં આપવાં જોઇએ. ચોથા ધોરણમાં ચાલતી મેકમીલન કંપનીની રીડરમાં પણ આવાજ દોષો નજરે પડે છે.

---

૧ આ વિષે જે ઇંગ્રેજી લેખ અત્ર આપવામાં આવ્યો હતો તે બીજા પરિશિષ્ટની પુરવણી તરીકે આપવામાં આવ્યો છે.

તેમાં હિંદના રીતરીવાજ વિષે જે થોડું આપવામાં આવ્યું છે તે આપણા ગૌરવ અને મહત્તાને હલકાં પાડે તેવું છે. આ પુસ્તકોમાં જે ચિત્રો આપવામાં આવ્યાં છે તેમાં હિંદીઓને જંગલી અવસ્થામાં અને કવચિત અર્ધનગ્ન સ્થિતિમાં ચીતરવામાં આવ્યાં છે, અને ઇંગ્રેજોનાં ઉંચી સ્થિતિનાં માણસોને બતાવવામાં આવ્યાં છે. ત્રીજા ધોરણના પુસ્તકમાં હિંદી તત્વ વધારે ભાગે જણાય છે–છતાં તેમાં એવી કોઈ પણ વસ્તુએ નથી કે જે વિદ્યાર્થીઓના મન ઉપર સારી નૈતિક અસર કરે. બીજા ધોરણનું પુસ્તક મને ઘણુંજ કઠણ અને નીરસ લાગ્યું છે અને પહેલા ધોરણની ચોપડી નાનાં બાળકો માટે ઘણીજ લાંબી છે. આ બધા ઉપરથી એવા નિર્ણયપર આવવું પડે છે કે પાઠય પુસ્તકો ખાતાના વડા અધિકારીએ નહિ પણ શાળાના હેડ માસ્તરોએ પસંદ કરવાં જોઇએ.

આ વિષય ઉપર ચર્ચા કરતાં એક શિક્ષકે કહ્યું કે ઈંગ્રેજી પુસ્તકોમાં બિલકુલ ક્રમ નથી. પહેલાના વખતમાં ચોથા ધોરણથી હોરેશીઅસ વગેરે જે પુસ્તકો શિખવાતાં હતાં તેથી સાહિત્યમાં રસ ઉત્પન્ન થતો હતો. Steps to the English Literature એ પુસ્તકનું નામજ ખોટું છે. એમા જંગલી પ્રજાના વહેમો ઘણી હલકી ભાષામાં આપવામાં આવ્યા છે, પણ એક સારા લેખકનાં લખાણ તેમાં જણાતાં નથી. કેટલાંક પુસ્તકોમાં ભાષાનું નહિ પણ પદાર્થનુંજ જ્ઞાન આપવામાં આવ્યું છે. ભાષા રસિક અને અસરકારક રીતે વાપરી શકાય તે માટે શેકસ્પીઅર, બાયરન શેલી જેવા લેખકોના ફકરા શિખવવા જોઇએ. એક વર્ષે (લોંગમેનની) તો બીજે વર્ષે મેકમીલનની એમ જુદી જુદી સીરીઝ ચાલે છે, અને તેમાં હિંદીવાનો તરીકે ધારાળા અને ખરાબ સ્ત્રીઓનાં જે ચિત્રો આવે છે તે જોઇને દેશ માટે ધિક્કારજ ઉત્પન્ન થાય છે. બીજા શિક્ષકે જણાવ્યું છે કે Steps to English Literature વિષે એક ઈંગ્રેજે કહ્યું હતું કે તે પુસ્તકને પસંદ કરનારને ગાંડાની ઇસ્પિતાલમાં મોકલવો જોઇએ. ઇતિહાસમાં કલાઇવને દીવાનીની બક્ષિસનું ચિત્ર પણ એવી રીતે આપવામાં આવ્યું છે કે જેથી કલાઇવ કાંઇ આપતો હોય અને બાદશાહ કાંઇ લેતો હોય એવો ભાસ થાય. અન્ય શિક્ષકે જણાવ્યું કે હિંદુસ્તાનની વનસ્પતિ અને સારાં પ્રાણીઓ વિષે પાઠ હોવા જોઇએ. બીજા શિક્ષકે કહ્યું કે વારંવાર પુસ્તકો બદલવાથી ખર્ચ ઘણો વધી પડે છે. કારણ કે પહેલાં એકની ચોપડી બીજાના ઉપયોગમાં આવતી. અમુક મુદ્દત સુધી પુસ્તકો બદલાય નહિ, એવો નિયમ થવો જોઇએ. બીજા એક ગૃહસ્થે જણાવ્યું કે બધાં પાઠય પુસ્તકોના દોષનું ખરૂં મૂળ એ છે કે તે હિંદની નહિ પણ ઈંગ્લાંડની દૃષ્ટિથી લખાયાં છે અને છતા હિંદ કંઇ ઇંગ્લાંડ જેવો બની શકે નહિ પણ તેને તો રાષ્ટ્રીય શિક્ષણજ જોઇએ.

પહેલા દિવસનો કાર્યક્રમ બીજા દિવસ ઉપર આ સ્થળે મુલતવી રાખવામાં આવ્યો હતો.

## (૨)

## બીજો દિવસ.

**૫ વિજ્ઞાનનો અભ્યાસક્રમ અને પાઠ પુસ્તકો**—એ વિષે ચર્ચા શરૂ કરતાં એક શિક્ષકે કહ્યું કે મી. રેનના કહેવા પ્રમાણે આ વિષયનું પહેલાંનું શિક્ષણ **fraudulent farce** —તરકટી ફારસ–જેવું હતું. પણ હવે વિજ્ઞાનનો વિષય ફરજીઆત ન હોવાથી તેનો અભ્યાસ

યોગ્ય રીતે થતો નથી અને તેના શિક્ષણ વેળા વિદ્યાર્થીઓ સારી સંખ્યામાં હાજર રહેતા નથી. પ્રયોગોનો ખરો અર્થ કોઇકજ બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ સમજે છે. બાકીનાને પહેલાના ક્રમમાં જે સુધારા થયા છે તેથી લાભ થયો નથી. પહેલાં છઠ્ઠા અને સાતમા ધોરણમાં ખગોળ, રસાયણ અને યંત્ર–એ ત્રણ શાસ્ત્ર શિખવાનાં હતાં, અને તે દરેકથી ઘણો લાભ થતો હતો. ચોથા ધોરણમાં .શરીરશાસ્ત્ર અને આરોગવિદ્યાના જે વિષયો રાખવામાં આવ્યા છે તે વિજ્ઞાનના સામાન્ય શિક્ષકો શિખવી શકે એમ નથી. તે વિષયો માટે કેટલીક શાળામાં દાક્તરોજ રોકવામાં આવે છે. પહેલાં ત્રણ ધોરણનાં વિજ્ઞાનનાં પુસ્તકોમાં જડ અને ચેતન એવો વસ્તુઓનો વિભાગ પાડવામાં આવ્યો છે. હવે જડના સંબંધમાં ઈંટ, ચુનો, માટી વિગેરે સામાન્ય વસ્તુઓનું લંબાણથી વર્ણન કરવામાં આવ્યું છે, કે જે જરૂરનું નથી. આ પુસ્તકોની ભાષા પણ ઘણી ખરાબ છે. ઈંગ્લાંડની વનસ્પતિ વિષે ઘણા પાઠ છે. પણ શિક્ષકો કે શિષ્યોએ તે ન જોયેલી હોવાથી તેનું સારૂં જ્ઞાન આપી શકાતું નથી. પાંચમા ધોરણમાં Physics–પ્રકૃતિ વિજ્ઞાન–નો વિષય બરાબર શિખવવામાં ઘણી મુશ્કેલીઓ નડે છે. નકકુર વસ્તુઓના માપ વિષે જે માહીતી આપી છે તે Mensuration–માપકરણ શાસ્ત્ર અને ડ્રોઈંગમાં આવી જાય છે. પ્રવાહી પદાર્થોનું માપ કહાડવામાં જરા ઉંચા જ્ઞાનની જરૂર પડે છે, કે જે જ્ઞાન વિદ્યાર્થીઓને હોતું નથી. સિદ્ધાંતો વગર પ્રયોગોનું જ્ઞાન આપવું એ રમકડાંની રમત જેવું છે. છઠ્ઠા ધોરણમાં ગરમીનો અત્યંત કઠણ વિષય તરત શિખવાનો હોય છે અને તેમાં પણ પહેલો પ્રયોગ અતિશય કઠિન છે. .વિદ્યાર્થીઓ Thermometer–ઉષ્ણતા–ઠંડી માપકયંત્ર અને Barometer હવાનું દબાણ માપકયંત્ર વિષે કાંઇ સમજી શકતા નથી. યંત્રશાસ્ત્રનો ક્રમ ઘણોજ લાંબો છે અને તેના પ્રયોગો ઘણા કઠિન છે. રશાયણશાસ્ત્રમાં પહેલાંની માફક Atoms અણુઓ અને Malecules અણુસમૂહોનું જ્ઞાન શરૂઆતમાં આપવામાં આવતું નથી વિજ્ઞાનના પ્રયોગોને માટે ઘણાંજ કિંમતી સાધનોની જરૂર પડે છે, જે સાધનો સાધારણ શાળાઓ સહેલાઇથી મેળવી શકતી નથી.

આ વિષે ચર્ચા કરતાં એક શિક્ષકે જણાવ્યું કે જુના ક્રમ કરતાં હાલનો ક્રમ વધારે સારો છે, એવું મારૂં માનવું છે. શિખવવામાં મુશ્કેલીઓ હશે અને તેથી વાંધા જણાવવાની જરૂર પડે. First aid તાત્કાલિક પહેલી મદદ અને આરોગ્ય શાસ્ત્રના વિષયો ઘણાજ જરૂરના છે. ખગોળ વિદ્યાનું જ્ઞાન કેટલેક અંશે વાંચનમાળામાં આપવામાં આવે છે.

૬ **મંજુર પુસ્તકોમાંથી *Sanctioned Books* પાઠય પુસ્તકો પસંદ કરવાની પદ્ધતિ** વિષે બોલતાં એક શિક્ષકે જણાવ્યું કે, મી. પરાંજપેએ તે સંબંધી પોતાનો ઠરાવ ધારાસભામાં રજુ કર્યો ત્યારથી ઘણીજ ચર્ચા થઇ છે. તે ઠરાંવનો મુદ્દો એ હતો કે કોઇ પણ પુસ્તકો શાળામાં ચલાવવાની છુટ તેના વ્યવસ્થાપકોને હોવી જોઇએ; નૈતિક કે રાજકીય કારણથી અમુક પુસ્તકો નામંજુર કરવાની સત્તા કેળવણી ખાતાને હસ્તક રહેવી જોઇએ; પણ કેવળ કેળવણીના ધોરણથી પુસ્તક નામંજુર થાય ત્યારે તેમ કરવાનાં કારણો ખાતાએ જાહેર કરવાં જોઇએ. મી. શાર્પ અને મી. ચૌબલે સરકાર તરફથી આ ઠરાવ

સામે સખ્ત વિરોધ દર્શાવ્યા છતાં તે ૨૨ વિરૂદ્ધ ૧૮ ઠરાવે પસાર થયો હતો. હાલના નિયમ પ્રમાણે મંજુર થયેલાં પુસ્તકોની યાદીમાં ન આવેલું કોઇ પુસ્તક ગમે તેટલું સારૂં હોય તોપણ કોઇ Recognised School—સરકારે સ્વીકારેલી નિશાળ તે ચલાવી શકેજ નહિ. હવે સરકારી નિશાળો માટે તો સરકારને ચોપડીઓ નકી કરવાનો અધિકાર છે અને ગ્રાન્ટ લેતી નિશાળો માટે પણ તેમ કરી શકે; પણ ગ્રાન્ટ ન લેતી નિશાળોને આવો કોઇ પણ પ્રતિબંધ લાગુ પડવો જોઇએ નહી, હાલનો નિયમ એટલો સખ્ત છે કે મંજુર ન થયેલાં પુસ્તક યુનિવર્સિટી આગળ રજુ થયાં ત્યારે સરકારી ખાતા તરફથી સ્પષ્ટ રીતે જાહેર કરવામાં આવ્યું કે તે પુસ્તકો ન શિખવવાનો હુકમ બધી શાળાઓને મોકલવામાં આવશે. પુસ્તકો મંજુર કરનાર કમીટીનું બંધારણ પણ સારૂં નથી. તેના પ્રમુખને કોઈ પુસ્તક વાંધાભરેલું લાગે તો તે કમીટી આગળ મૂકે પણ નહી, જો તે કાંઇક પણ ઠીક લાગે તો કમીટીના સભાસદોની બહુમતિથી તે વિષે નિર્ણય થાય છે. હાલની વાંધાભરેલી પદ્ધતિને લીધે ઘણા પ્રતિષ્ટિત પુરૂષો પોતાનાં પુસ્તકો કમીટીની પરીક્ષા માટે મોકલતા નથી ને તેથી વિદ્યાર્થીઓને તે પુસ્તકોનો લાભ મળતો નથી. બીજી પાસ સરકારી નોકરોને પોતે લખેલાં પુસ્તકો મજુર કરાવવામાં ઘણી સરળતા મળે છે. યુરોપના દેશોમા ઘણા અનુભવ પછી મી. ભરડા જેવા શિક્ષણશાસ્ત્રીએ અંક ગણિતનું જે પુસ્તક લખ્યું તે પાઠ્ય પુસ્તક તરીકે નહી પણ ફક્ત ઇનામી પુસ્તક તરીકે મંજુર થયું. મેકોલે ને એડિસનના ગ્રન્થો, Vicar of Wakefield વગેરે મંજુર કરેલાં પુસ્તકોની યાદીમાં નથી. તે પુસ્તકો કોલેજમાં શીખવાય છે તેથી મંજુર નથી કર્યાં, એ કહેવું વ્યાજબી નથી કારણ કે ઇતિહાસનો વિષય પણ શાળાઓમાં તેમજ કોલેજોમાં શિખવાય છે. કિંમતના કારણથી કોઈ પુસ્તક નામંજુર કરવું ન જોઇએ, કારણ કે તે બાબત શિક્ષકો સારી રીતે સમજે છે. મંજુરીનો પ્રતિબંધ નકશા, ચિત્રો અને નોટ—બુકોને પણ લાગુ પડે છે, શાળાના વ્યવસ્થાપકોને જવાબદાર પુરૂષો ગણી આ બાબતમાં તેમને મી. પરાંજપેએ સૂચવ્યા પ્રણાણે સ્વતંત્રતા આપવી જોઇએ.

**૭ અંગ્રેજી સિવાય બીજા સર્વે વિષયોનું માતૃભાષા દ્વારા શિક્ષણ**—એ વિષય ઉપર બોલતાં એક શિક્ષકે જણાવ્યું કે બીજા કોઇ દેશમાં પરભાષા દ્વારા શિક્ષણ અપાતું નથી. માતૃભાષામાંજ બાળક વિચાર કરતાં શીખે છે અને એ ભાષાના સહવાસથીજ એની સમજશક્તિ ખીલે છે. તેર ચૌદ વર્ષની ઉમ્મરે જ્યારે વિદ્યાર્થી ચોથા ધોરણમાં આવે છે ત્યારે તેના ઉપર સંસ્કૃત, ભૂમિતિ, બીજગણિત વગેરે નવા વિષયોનો બોજો પડે છે અને વધારામાં આ વિષયો પરભાષા મારફત શીખવાય છે. પરિણામે વિદ્યાર્થીઓની બુદ્ધિ ખીલતી નથી અને ગોખણપટ્ટી વધે છે. ઇતિહાસને અંગ્રેજી દ્વારા શીખવવા કેટલાક આગ્રહ રાખે છે, પણ આમ શીખવવામાં અંગ્રેજી વાકયોનો ગુજરાતીમાં તરજુમો કરવો પડે છે અને જોડણી વ્યાકરણ વગેરે તરફ ધ્યાન ખેંચવું પડે છે. આથી છોકરો પોતાની ભાષામાં વિચાર કરતો બંધ થાય છે અને અંગ્રેજીમાં બોલવાની શકિત હજુ ન મેળવી હોવાથી છુટથી સવાલજવાબ કરી શકતો નથી. આ વિષય જો ગુજરાતીમાં શીખવાય તો તેને માટે અઠવાડીઆમાં છને બદલે ત્રણ 'પીરીઅડ' બસ થાય. અંકગણિતનો વિષય પણ જો ગુજરાતી દ્વારા શીખવાય તો વિદ્યાર્થીઓ તે સહેલાઇથી સમજી શકે. ઘણી વાર વિષયના

અજ્ઞાનને લીધે નહીં પણ સારી અંગ્રેજી ભાષા લખી ન શકવાથી વિદ્યાર્થીઓ પરીક્ષામાં નપાસ થાય છે. હાલ અંગ્રેજી ભણેલા અને ન ભણેલા વચ્ચે જે મ્હોટું અંતર થયું છે. તે નવી પદ્ધતિના અમલથી દૂર થવાનો સંભવ છે. કારણ કે ભણેલાઓ ગુજરાતી ઉપર ઘણોજ વધારે કાબુ મેળવી શકશે. વિજ્ઞાનની કેટલીક બાબતો ગુજરાતીમાંથી શીખવાય તો તે પણ વિદ્યાર્થીઓ સહેલાઈથી તૈયાર કરી શકશે. અંગ્રેજીના વિકાસના સંબંધમાં એમ જણાવ્યું કે સાત ધોરણની યોજના અંગ્રેજીમાં શીખવવા માટે નથી પણ વિચારશક્તિ ખીલવવા માટે છે. અંગ્રેજી મારફત શીખવવાથી વિદ્યાર્થીઓનું અંગ્રેજી એકદમ સુધરી જાય છે, એમ પણ નથી. મી. ફ્રેઝરે પોતાના રિપોર્ટમાં હમણાંજ જણાવ્યું છે કે સ્કુલ-ફાઇનલમાં બેસનાર વિદ્યાર્થીઓ પૈકી ફક્ત દસ છોકરાઓજ સાદું અંગ્રેજીમાં સારી રીતે લખી શકે છે. યુનિવર્સિટીના પરીક્ષકો પણ આ વિષે વારંવાર ફરીયાદ કરે છે. આમ ગુજરાતી કે અંગ્રેજી એકકે ભાષા નહી આવડવાથી વિદ્યાર્થીઓની ત્રિશંકુ જેવી સ્થિતિ બને છે. ગુજરાતીમાં સારાં પાઠ્ય પુસ્તકો નથી, એ દલીલમાં બહુ સાર નથી. જો ગુજરાતી દ્વારા વિષયો શીખવવાનું નક્કી થશે તો જોઇતાં પુસ્તકો તૈયાર થશે. ગુજરાતીમાં બધું શીખેલા વિદ્યાર્થીઓને કોલેજમાં મુશ્કેલીઓ પડે એમ કહેવામાં આવે છે પણ જો નીચેનાં ધોરણોમાં તેમની બુદ્ધિની ખીલવણી થઇ હશે તો પછી કાંઇ હરકત નડશે નહીં. વળી બીજા વિષયો માટે ઓછો સમય રાખી શકાય એમ હોવાથી અંગ્રેજીના 'પીરીઅડ' વધારી શકાશે. તેથી અંગ્રેજીનુ જ્ઞાન વધારે પ્રાપ્ત થઇ શકે. છેવટે તેમણે સૂચવ્યું કે આ સુધારો અમલમાં ત્યારેજ મૂકી શકાય કે જ્યારે મેટ્રિકમાં ગુજરાતી મારફત જવાબો આપવાની છૂટ યુનિવર્સિટી આપે ત્યારે.

આ વિષે ચર્ચા શરૂ કરતાં એક ગૃહસ્થે જણાવ્યું કે જે લોકો પોતાની માતૃભાષા બોલી શકતા નથી, તેમનું પ્રજા તરીકે અસ્તિત્વ જોખમમાં આવી પડે છે. કેટલાક દાખલા આપી તેમણે જણાવ્યું કે ઇજનેરી તેમજ ખેતીવાડીમાં અંગ્રેજી શિક્ષણ લેવાથી ઘણા અંગ્રેજી શબ્દોના ઘરગથુ ગુજરાતી શબ્દો ન આવડવાથી વ્યવહારમાં બહુ મુશ્કેલી અને મુઝવણ થાય છે. એક શિક્ષકે જણાવ્યું કે ગુજરાતી આખા હિન્દની ભાષા નથી, તેમ તે રાજભાષા નથી અને અંગ્રેજી દ્વારા શિક્ષણ બીનકુદરતી કહેવામાં ભૂલી જવાય છે કે બીજા દેશમાં રાજભાષા દ્વારા શિક્ષણ અપાય છે. સંસ્કૃત, ફારસી, વગેરે ભાષાઓ ગુજરાતી દ્વારા શીખવી શકાય. ગણિતનો વિષય અંગ્રેજીમાં શીખવવામાં બહુ મુશ્કેલી નડતી નથી પણ તે પણ ગુજરાતીમાં શીખવવામાં કાંઈ વાંધો નથી. પણ ઇતિહાસ તો અંગ્રેજીમાંજ શીખવવો જોઇએ. રાજનીતિ અને અર્થશાસ્ત્રના જ્ઞાન માટે હજી પણ આપણે પશ્ચિમ તરફ નજર નાંખવાની જરૂર છે, અને તે જ્ઞાનના ભંડાર અંગ્રેજી દ્વારાજ પ્રાપ્ત થઇ શકશે તેમ ગુજરાતી જ આખા હિન્દની ભાષા હોત તો તે ભાષામાં સારાં પુસ્તકોનાં તરજુમા કરીને પણ આપણે સંતોષ માનત. ગુજરાતીઓ દક્ષિણી કે બંગાળીઓ સાથે મળે છે ત્યારે અંગ્રેજીમાંજ વિચારની આપલે કરે છે. માટે અંગ્રેજીમાં વિચારો અસરકારક રીતે દર્શાવી શકાય એટલું અંગ્રેજી સર્વે કેળવાએલા માણસોને શીખવવું જોઇએ. અંગ્રેજીમાં ઇતિહાસ શીખવવાથી તે ભાષા ઉપર કાબુ ઘણોજ વધે છે. હાલ પણ અંગ્રેજીનું સાદુ શિક્ષણ મળતું નથી, એવી ફરીઆદ છે તો પછી આ ફેરફાર કરવાથી એ ફરીઆદ વધશે કે ઘટશે?

જો ગુજરાતી દ્વારા બધા વિષયો શીખવાય તો અંગ્રેજી ફક્ત બીજી ભાષાનુંજ સ્થાન પ્રાપ્ત કરે અને સંસ્કૃત કે ફારસીથી બહુ વધારે જ્ઞાન તેનું મળશે નહીં. આપણા દેશમાં ઘણી ભાષાઓ છે અને તે સર્વેની ઉપર રાજભાષા છે, આ સંજોગોમાં પ્રાંતોના ઐક્ય માટે અંગ્રેજી ભાષા છુટથી લખનાર અને બોલનાર ઘણા માણસોની જરૂર છે. પરીક્ષામાં પણ ઘણી મુશ્કેલીઓ નડે. પરીક્ષકોની સંખ્યા વધારવી પડે, પરીક્ષાનું ધોરણ એક સરખું નહીં રહે અને ઇનામ વગેરે આપવામાં ગુંચવણ થાય. જો હિંદી ભાષા આખા દેશમાં ફરજીઆત તરીકે શીખવાતી હોય તો તે મારફને શિક્ષણ આપવાનો કાંઇ વાંધો નથી, તો પણ રાજભાષા તો આપણે છોડી શકીએ નહિ.

અન્ય શિક્ષકે જણાવ્યું કે માત્ર ભાષાનુંજ પ્રાધાન્ય નજરે પડે છે અને જ્ઞાનને ઘણું ગૌણ પદ આપવામાં આવ્યું છે. બીજા વિષયો ગુજરાતીમાં શિખવવાથી English culture જશે નહિ. બીજા શિક્ષકે કહ્યું કે રાજકીય સ્થિતિને અંગે ઇતિહાસ અંગ્રેજી મારફત શિખવવાની જરૂર છે; પણ જે દૃષ્ટિથી તે શીખવવો જોઇએ તે સાધારણ રીતે સચવાશે નહિ કારણ કે માર્સડનની જેવી ચોપડીઓ સાધારણ રીતે મંજુર થશે. તેમણે એમ સુચવ્યું કે ચોથા અને પાંચમા ધોરણમાંથી ઇતિહાસનો વિષય કાઢી નાંખવો જોઇએ અને છઠ્ઠા અને સાતમામાં તે અંગ્રેજીમાં શીખવવો જોઇએ. કેટલીક વાર આપણે ભુલી જઇએ છીએ કે ગુજરાતી સાહિત્યની ખીલવણી અંગ્રેજી જાણનારાઓજ કરી છે, આપણે અંગ્રેજી Cultureની જરૂર છે, અને આખા દેશની ચળવળ પણ અંગ્રેજી ભાષામાંજ ચાલી રહી છે.

મૂળ વકતાએ ઉત્તર આપતાં જણાવ્યું કે અંગ્રેજી ભાષા નીચલાં ગુજરાતી ધોરણથી શીખવાય તો પણ હરકત નથી, પણ બુદ્ધિના વિકાસ માટે તો બીજા વિષયો માતૃભાષામાંજ શીખવાની જરૂર છે. ઇતિહાસના સંબંધમાં તેમણે કહ્યું કે ગીબન મેકોલે વગેરે લેખકોનાં જે પુસ્તકોમાંથી ખરી ઐતિહાસીક કેળવણી મળે છે તે તો કોલેજમાંજ શીખવાય છે. બે ત્રણ ભાષા જાણનારા પરીક્ષકો મેટ્રીક માટે નીમી શકાય અને તેમને તેમની ભાષામાં લખાએલા જવાબો સોંપી શકાય.

**૮. વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ અને કેળવણી**—આ વિષે એક શિક્ષકે નીચેનો લેખ વાંચ્યો હતો.

આપણે બે મુદ્દા તપાસવાના છે.

૧. આપણા વિદ્યાર્થીઓની શારીરિક સ્થિતિ કેવી છે?

૨. તેમને શારીરિક કેળવણી મળે છે? અને મળે છે તો કેવી?

આપણા દેશમાં જન્મતાં તમામ બાળકો કેમ જીવતાં નહીં હોય? આપણા દેશમાં બાળકોમાં મરણ પ્રમાણ શાથી વધારે હશે? આ અને આવા કવગા અને કફોડા સવાલો મારે પુછવા એવી મી. યાજ્ઞિકની ઇચ્છા હોવાથી તે પુછવા પડે તો માફ કરશો.

બીજી બધી બાબતમાં ગમે તેમ હો, પણ મરણપ્રમાણમાં અમદાવાદની સાથે હરીફાઇ કરનાર કોઇ શહેર નથી એ વાત આંકડાંઓથી, હવે, નિર્વિવાદ સાબીત થઇ ચુકી છે. મુંબઇ ઇલાકો આ બાબતમાં બહુ પછાત નથી. એટલે જે દેશમાં મરણ પ્રમાણ વધારે તે દેશની શારીરિક સ્થિતિ કેવી એ પુછવાની જરૂરજ કયાં!

હું હિંમત કરીને કહું છું કે આપણા બાળકોમાંના ૫૦% નબળા, થઇ કાંગળા જેવા માત્ર મરવાનીજ આળસે જીવે છે. આમાં વળી શરીરની ખરી ખીલવણી અને વૃદ્ધિ થવાના ખરા કાળમાં, જ્યારે ખરી રીતે તેમનાં ખોરાક, હવા, પાણી વગેરે પર ખાસ દેખરેખ રાખવાની જરૂર છે તેજ સમયમાં જે પ્રાથમિક શાળાઓમાં આ બાળકોને જવાનું થાય છે તેનાં મકાનો હવા અજવાસ વગેરે ખાસ જરૂરની બાબતોમાં તદ્દત નકામાં હોય છે. આ ઉપરાંત તેમના વાંચવાના પુસ્તકોના કાગળો રદી, શાહી ઝાંખી, છાપ આછી, ચિત્રો બેડોળ, અને નકસા આંખ ફોડે એવા હોય છે. વળી બાળકો ખાધું ન ખાધું કે નવ વાગ્યાના નિશાળે દોડે છે. અને સમીસાંજ સુધી ત્યાં પુરાય છે. આમાં કસરતને માટે પેરલલ બાર્સ, પાટીયું વગેરે નજરે પડે છે, પણ એ નિશાળોમાં કસરતના નામનું તો મોટું આમળા જેટલું મીંડું હોય છે.

અહીંથી આગળ ચાલી આપણી માધ્યમિક શાળાઓ જોઇએ, તો ત્યાં પણ, માફ કરજો સાહેબો, મને તો લાગે છે કે એનો એજ વેસ દેખાય છે.

મોટા શહેરોની ખાનગી શાળાના મકાનો ભાડાનાં હોવાથી તેમાં જગ્યાની તંગી, અને હવા અજવાસ કમી મળવાથી વિદ્યાર્થીઓના શરીરપર માઠી અસર થાય છે.

આ પ્રાયમરી અને માધ્યમિક શાળાઓના મકાનોને લીધે, અને પાતળા કાગળોપર ઝાંખી શાઇની આછી ઉઘડેલી છાપને લીધે ૫૦% અહીંજ ચસ્મા પહેરતા થાય છે, અને અહીંજ ૭૦% માથું દુ:ખવાની બુમ મારે છે. આમાં વળી અહીંના અયોગ્ય અભ્યાસક્રમો, અને તદ્દન અનનુકુળ પરીક્ષાઓની વચમાં બાળકો કચરઇ જાય છે તેમનાં અંગો ધોવઇ જાય છે, અને તેઓ વારંવાર ક્ષય અને એવા અસાધ્ય રોગોના ભોગ થઇ પડે છે. પણ આમાં વાંક કોનો ?

વળી દેશ પરદેશમાં કેળવણીનો અર્થ આપણા આ ભાગ કરતાં જુદોજ કરવામાં આવે છે. નિબંધ લખવો હોય ત્યારેજ માત્ર આપણા આ ભાગમાં કેળવણીમાં—શારીરિક કેળવણીનો સમાવેશ થતો જણાય છે. બાકીના તમામ વખતે આપણે શરીરને વિસારે પાડી માત્ર મગજનેજ કેળવવા તરફ મથીએ છીએ અને તેમ થવાનાં બે ચાર કારણો પણ છે.

જર્મની અને અમેરિકા બાદ કરીએ તો અંગ કસરતની બાબતમાં દુનીઆના તમામ ભાગ પાછળ છે. આમાં ઈંગ્લાંડ તો હમણાં થોડા વર્ષથીજ જાગ્યું છે. અને જો કે પાછળ થોડા સમયથી આ બાબતમાં ઈંગ્લંડ કંઇક પ્રયાસ કરી રહ્યું છે તે છતાં શારીરિક કસરત ફરજીઆત કરવાની તેને હજી જરૂર જણઈ નથી.

હવે જ્યારે ઇગ્લાંડમાંજ આ સ્થિતિ હોય ત્યારે હિંદુસ્તાનનું તો પુછવુંજ શું ?

આમાં વળી આપણા સંજોગો તપાસો.

૧ આપણી દેશી રમતો મરી ગઈ. આપણા અખાડા ઉડી ગયા.

૨ કસરત શાળાઓ માત્ર નામરૂપજ આવી. વળી કુવામાં ન હોય ત્યાં હવાડામાં આવે! શી રીતે એ ન્યાયે સરકાર પાસે અંગ કસરતના સારા સંગીન સાધન ન હોય તો કસરત માસ્તરોને સારૂં સંગીન શિક્ષણ મળેજ ક્યાંથી ?

૩ કસરતના આ ધંગધડા વગરના ધોરણને પરિણામેજ કેટલેક ઠેકાણે સાત દિવસે દસ મીનીટ ડ્રીલમાં બાળકોને પુરતી કસરત મળે છે એવું ખાતું માનતું દેખાય છે.

૪. જ્યાં કસરત માસ્તરો અને ઈન્સ્પેકટરોજ શરીરના જુદા જુદા અંગો કેમ કેળવવાં તે જાણતા નથી, અમુક વિદ્યાર્થીને અમુક અને અમુકને અમુક કસરતની જરૂર છે, એવું પદ્ધતિસર જ્ઞાન જ્યાં માસ્તરોનેજ મળ્યું નથી, ત્યાં કસરતનું નામ કડવું પડે, ત્યાં કસરતો રૂચિકર ન નીવડે તો નવઇ શી! હું તો ધારૂં છું કે રોગનું મુખ્ય ઘર અહીં જ છે.

૫. રમતો રમતાં બાલકોને ગમ્મત પડે છે, માસ્તરની દેખરેખ નીચે કસરત શાળામાં જે અદબથી ધ્યાન આપવું પડે છે, તેમ અહીં કરવું પડતું નથી. અહીં વિશેષ છૂટથી કામ થાય છે. અહીં અજાણ્યેજ જ્ઞાન સાથે ગમ્મત, તથા દુનીઆદારીનું ડહાપણ, અને નીતિના સંગીન પાઠ મળે છે, નૈતિક કેળવણીના હોંસીલાઓ આ દિશામાં ધ્યાન આપે તો પુસ્તકો કરતાં આ વ્યવહારૂ શાળાઓમાં સંગીન પાઠ આપી શકે એવો મને સંભવ દેખાય છે. આથીજ રમતો પ્રિય થઈ પડે છે. વળી પરદેશી રમતોમાં રાજતેજ છે. આથી તે વધારે પ્રિય લાગે છે.

૬. પણ આ રમતો મોંઘી હોય છે. તેમને માટે બહોળી જગ્યા જોઇએ છે. આ મળવી અને મેળવવી વારંવાર મુશ્કેલ પડે છે. એમાં જાથુનું ભારે ખરચ આવે છે. એ બોજો આપણા ગરીબ દેશને માટે ઉપડી ન શકે એટલો ભારે લાગે છે. પછી એમાં તમામ છોકરા ભાગ લઈ શકતા નથી. આથી ૫ કે ૧૦ ટકાનેજ ફાયદો થાય તેવો સંભવ છે. આથીજ એમનો પૂરો લાભ આપણને મળતો નથી.

૭. સરકાર શારીરિક કેળવણીને અંગે ખાનગી શાળાઓને મદદ કરવા રાજી દેખાતી નથી. ગ્રાન્ટ ઇન એઈડ કોડનો લાભ આ બાબતમાં ઇન્સ્પેકટરો આપતા નથી અથવા આપી શકતા નથી.

૮. નિશાળોએ ભેગા મળી મહા મથામણે ઉભી કરેલી એથલેટીક એસોશીએશન, જેના કમીશનર સાહેબ પ્રેસીડંટ છે, કલેકટર સાહેબ વાઇસ પ્રેસીડંટ છે, અને ઈન્સ્પેકટર સાહેબ ચેરમેન છે, તે ભીખ માંગી પોતાનું ટટુ મરતાં મરતાં ચલાવે છે. સીલકમાં રૂપીઆ પુરા ત્રણ અને પાઇ આઠ દશજ હોવા છતાં, સરકાર તેને ફુટી બદામ આપી શકતી નથી. જો રમવાને માટે જમીનની માંગણી કરવામાં આવે છે તો તેની દાદ કે ફરીયાદ સાંભળનાર શ્રી હરિ છે. જ્યાં કેળવણીના નેતા કમીશનર કલેકટર, ઇન્સ્પેકટર અને અન્ય સમજદાર ગૃહસ્થો દેશની શારીરિક સુધારણામાં આ હોંશ, મદદ, અને ખંત દેખાડે ત્યાં દેશનો દહાડો હજી ઘેર નથી. એમ કહીએ તો શું ખોટું ?

જ્યાં દેશનું કેળવણી ખાતુંજ કેળવણીના આ મુખ્ય અંગને ઉત્તેજન આપવાની પોતાની ફરજ છે એમ ન સમજે ત્યાં શારીરિક કેળવણી અપાય છે એમ કહેવાય કેમ ?

વળી જો અમદાવાદ જેવા સંજોગો તમામ શહેરોમાં હોય તો શારીરિક કેળવણી સારી અપાય છે એવું તો કહેવાય જ ક્યાંથી ?

હું ધારું છું કે આ બાબતમાં બે ચાર વ્યવહારૂ સૂચનાઓ કરૂં તો આપ ધ્યાન દઇ સાંભળશો.

આ સવાલ મારી સમજ પ્રમાણે ખાતાનોજ નથી. આ સાર્વજનિક સવાલ છે, તે પ્રજા–સમગ્ર જનસમાજ–નેશનનો છે. જેમ ખાનગી શાળાઓ પોતાના દેશી ભાઇઓની સવડ ખાતર હસ્તીમાં આવે છે તેમ નીચેની સૂચનાઓ પણ તેમને ગ્રહણ કરવાની છે.

૧. મોટા શહેરોના તમામ ભાગોમાં એક એક અખાડો ઉભો કરવામાં આવે તો આ દુઃખ અડધે અટકે.

૨. ગામે ગામ હોળી દીવાળી અને ભીખ અગીઆરશે આ અખાડાઓમાં રમત ગમતના અને અંગકસરતના મેળાવડા થાય અને આ કામને હર હમેશ કેમ ઉતેજન મળે જાય એવી યોજનાઓ કેળવાયલા ગૃહસ્થો તરફથી થાય તો દેશ કંઇક સંગીત કામ કરી શકે.

૩. જર્મની અને અમેરિકા જેવી ઐહિક સ્વર્ગરૂપ–કસરત શાળાઓ આ દેશમાં આવતાં ભલે વાર લાગે પણ જો આપણે અહીં આજે ભેગા થયેલા કેળવણીના કામમાં રોકાયલા આપણેજ આપણા સંબંધમાં આવનાર તમામ માણસોને કસરતની જરૂર સમજાવીએ તો કંઈક સારૂં પરિણામ આવે.

૪. આપણે મલ્લ જોઈતા નથી નથી. એક અથવા દસ રામમૂર્તિ અથવા સેંકડો સેન્ડોથી આપણું કામ સરવાનું નથી. ભલે તે હો, ન હો, થાઓ, ન થાઓ એક, પાંચ, દશ શહેરી અથવા આખું લશ્કર શરીરે સંગીન હશે તેથી કોઈ દેશ, કોઇ રાજ્ય રહ્યું રહ્યું નથી અને રહેવાનું પણ નથી. સમગ્ર પ્રજાના તમામ અંગો પરીપૂર્ણ ખીલે, કદૂપા, રોગી, તંદુરસ્તી વગરના શરીર રહેજ નહીં એ પ્રયાસ આદરો.

આ અંગે દેશમાં એવી શારીરિક કેળવણી આપનારા પેદા કરો કે જેઓ બેશી ગયેલી, અથવા કબુતરની છાતીની માફક ઉપસી આવેલી છાતીવાળાને, ઢળી ગયેલા ખભાવાળાને, મજ્જા રજ્જુ વધી ગયેલાને, હાથ પગ દોરડી અને પેટ ગાગરડી અથવા ફેફસાના ઠેકાણા વગરના વગેરે તમામ રીતે શરીરની ખોડખાપણવાળાઓને એવી રૂપની પદ્ધતિ સર, સંગીન શારીરિક કેળવણી આવે કે તેઓ સારા બાંધાના, તંદુરસ્તી, ઉપયોગી સુખી શહેરી થાય.

યુરોપીઅન યા અમેરિકન, મજુરનું કામ આપણા મજુરના કામ કરતાં કેમ વધારે ઉતરે છે ? આ સવાલનો થોડો આધાર, એનો થોડો જવાબ આપણી આ શારીરિક સ્થિતિ પણ આવે છે.

કસરતથી ભૂખ ઉઘડે છે કસરતથી શરીરની ગરમી જળવાય છે. કસરતથી આરામ મળે છે અને નીરાંતે ઉંઘ આવે છે, એથી સ્ફુર્તિ અને સહન શક્તિ વહે છે, એથી અંગોની તાકાત ખીલે છે વગેરે તમારી આગળ કહેવું નકામું છે.

મિત્રો ! આ કામ રમતો થોડેઘણે અંશે કરે છે. પણ ક્રમવાર, નિયમસર, તમામ અંગને સરખી રીતે ખીલવી, આખા શરીરને સર્વ રીતે બરોબર તૈયાર કરવાનું કામ અખાડા અને કસરતશાળાઓનેજ સોંપવું પડવાનું. ત્યાર વગર તે દોષો દૂર થવાનાજ નથી કસરતશાળાની વિવિધ કસરતોનો ઉપયોગ શો છે ? રમતો અને અન્ય કામને અંગે કસાતા શરીરના બાકી રહી ગયેલા ભાગોને ક્રમવાર, પદ્ધતિસર, ધીમે ધીમે, રૂચિકર કસરત આપી, સંભાળથી ખીલવવા, તેમની બાકી રહી ગયેલી વૃદ્ધિ પાછી ન્યારી કરવી, તથા માણસ માત્રને આ સંસાર સ્વર્ગરૂપ નીવડે એ તૈયારીઓ કરી આપવી, એ છે.

બાળકોનાં બદન ઉતરાવી જેમનો તેમનાં અંગો ધ્યાનપૂર્વક તપાસવાનો અભ્યાસ પડયો હોય છે તેઓ તમને ખાતરી કરી કહેશે કે જ્યાં જ્યાં આવાં સો બાળકો તપાસ્યાં હોય છે ત્યાં ત્યાં સેંકડે ૭૫ માં કંઇને કંઇ એવી શારીરિક ખોડ હોય છે કે જે સામાન્ય રમતગમતથી સુધરેજ નહીં. એને માટે તો રીતસર, રૂચિકર, અનુકુળ, કસરતશાળામાં મળે એવીજ કસરતો કામ આવવાની. આવા માણસોમાંના કોઇના આખા શરીરનો ફોટોગ્રાફ લઇ તેના કાતરથી જુદા જુદા કડકા કરીને કોઇ અજ્ઞાન માણસને દેખાડીએ તો આપો આપજ 'કહેશે કે આ અંગો એક માણસના હોઇ શકેજ નહીં. આ આપણી ખરી સ્થિતિ છે, ને કદી ભૂલવી જોઇતી નથી.

આ ઉપરાંત લોકોના શરીરની સુખાકારી સાચવવી, એ મ્યુનીસીપાલીટીઓની પણ મુખ્ય ફરજ છે. મોટા શહેરોના કર ભરનારાઓએ અમદાવાદ જેવા સંજોગો હોય તો ૫૦૦ ઘર દીટ એક એક ચોગાન મ્યુનીસીપાલીટી પાસેથી, પોતાના બાળકોના શરીરના સુખને અંગે, અલાયદું રખાવવું જોઇએ છે. આ કામ એક દિવસમાં થવાનું નથી. પણ પ્રયાસથી થશે એમ મારૂં માનવું છે.

સરકારે ગ્રાન્ટના ધોરણમાં જરૂર પડતો ફેરફાર કરી શારીરિક કેળવણીને અંગે દર સ્કુલને જુદીજ ગ્રાંટ આપવાની જરૂર છે.

અખાડા, મલકુસ્તી, પટા, દાવ, મગદળ, મલખમ, રમતો, વગેરે તમામ શરીર કેળવણીના કામો જે ગૃહસ્થો ખાનગી સાહસથી ઉભા કરે તેમને જેમ સરકાર સારા કામની કદર કરવા ખાતર, રાવસાહેબ, રાવબહાદુર વગેરે ઇલકાબો આવે છે તેજ ધોરણે જનસમાજે પોતાના તરફની કદર તરીકે આવા પરોપકારી સજ્જનોને, નરરત્ન, દેશબંધુ, પ્રજાસેવક, વગેરે ઇલકાબ આપવા ઘટે છે, અને તેમને દરેક જાહેર મેળાવડામાં મોખરાપર બેસવાનું માન આપવું ઘટે છે.

**૯ વિદ્યાર્થીઓની માનસિક સ્થિતિ**—એ વિષય ઉપર બોલતાં એક શિક્ષકે જણાવ્યું કે શરીર અને આત્માનો સુસંવાદી વિકાસ થવો જોઇએ. હાલના શિક્ષણથી કાંઇક માનસિક કેળવણી મળે છે, પણ એકંદર સ્મરણ શકિત ઉપર વધારે બોજો થાય છે.

**૧૦ વિદ્યાર્થીઓનો નૈતિક વિકાસ**—એ વિષે બોલતાં એક શિક્ષકે જણાવ્યું કે અશુભ લાગણીઓ કરમાય અને સારી ભાવનાઓ ખીલે એવું શિક્ષણ આપવું જોઇએ. દરરોજ સામાન્ય કામ શરૂ થતાં પહેલાં પ્રાર્થના કરવાની જે પદ્ધતિ ઈંગ્લાંડમાં છે તે

અહીંઆં દાખલ કરવી જોઇએ. શિક્ષકોએ ધ્યાનમાં રાખવું જોઇએ કે તેમના બોધ ઉપર અને ખાસ કરીને અંગત દાખલા ઉપર વિદ્યાર્થીઓની નીતિનો ઘણો આધાર રહે છે મહાભારત–રામાયણની કેટલીક વાતો શીખવાય તો તેની પણ નૈતિક છાપ સારી પડે. રમતગમતોમાં ભાગ લેતી વખતે પણ જો નિયમોને અનુસરી રમાય તો નૈતિક વિકાસમાં ઘણું કામ થાય.

તે વિષે ચર્ચા કરતાં એક શિક્ષકે કહ્યું કે, એન્થોવનની ચોપડીમાંથી તો નૈતિક શિક્ષણ નજ આપવું જોઇએ. નીતિના નિયમો સર્વસામાન્ય હોવા જોઇએ. પણ ઉપરનું પુસ્તક તો હિંદીઓને રાજભક્તિના પાઠ શિખવવાની દૃષ્ટિથી રચાયું છે.

પ્રમુખે બધા વિષયોની ચર્ચાનો ઉપસંહાર કરતાં જણાવ્યું કે ગુજરાતી ભાષાદ્વારા શિક્ષણ આપવાની બાબતમાં ઇતિહાસ વિષેજ મતભેદ છે અને બાકીના વિષયો પરત્વે ગુજરાતીમાં જવાબ આપવાની છૂટ આપવા યુનિવર્સિટીને વિનંતિ કરવાનો મત જણાય છે.

પ્રમુખ સાહેબ અને શિક્ષકોનો ઉપકાર મનાયા બાદ સંમેલનનું વિસર્જન થયું હતું.



# પરિશિષ્ટ ૪.

## સ્ત્રી કેળવણીના પ્રશ્નોની ચર્ચા માટે સંમેલન.

### પહેલો દિવસ.

સ્ત્રી કેળવણીના કેટલાક પ્રશ્નોની ચર્ચા માટે અમદાવાદ શહેરનાં થોડાંક આગેવાન સ્ત્રી પુરૂષોનું એક સંમેલન તા. ૭ મી અને ૮ મીની સાંજે પ્રેમાભાઇ હોલમાં મળ્યું હતું. પ્હેલે દિવસે આશરે સો જણુ હાજર હતાં અને તેમાં ફીમેલ ટ્રેઇનીંગ કોલેજની કેટલીક શિક્ષકાઓ અને શિક્ષકો પણુ હાજર હતાં. રા. જીવણલાલ વ્રજરાય દેશાઇએ સૌ. વિદ્યાગૌરી નીલકંઠને પ્રમુખપદ આપવાની દરખાસ્ત મૂકતાં જણાવ્યું કે આવતી કેળવણી પરિષદ્‌માં બીજા અનેક સવાલો સાગે સ્ત્રી કેળવણીના ગોડાંક પ્રશ્નો ચર્ચી શકાશે પરંતુ આ વિષયની વિગતતાર ચર્ચા વધારે છૂટથી અને વિસ્તારથી કરી શકાય માટે આ સંમેલન મેળવવામાં આવ્યું છે. પ્રજાના આગેવાનો તેમજ સરકારી કેળવણી ખાતાના અધિકારીઓ આ સંબંધમાં હાલ ઘણી જાગૃતિ બતાવે છે. તોતે પ્રસંગે આ ચર્ચા કરવી ઘણીજ યોગ્ય છે. રા. ઇશ્વરલાલ દેશાઇએ આ દરખાસ્તને અનુમોદન આપ્યું હતું. ત્યાર બાદ સૌ. વિદ્યાગૌરીએ પ્રમુખસ્થાન લીધું હતું. સંમેલનના હેતુ વિષે ટુંક સિવેચન કર્યા પછી તેમણે ચર્ચાની શરૂઆત કરી હતી.

૧. **સ્ત્રીઓ માટે જુદી કૉલેજ**—એ વિષે બોલતાં સૌ. વિદ્યાએ જણાવ્યું કે ગયે વર્ષે સ્ત્રી કેળવણીની ચર્ચા વિલાયતમાં શરૂ થઇ છે અને તેનો આપણુને ધકકો લાગ્યો છે. હિંદી વજીરે આપણા ઉપર એવું તહોમત મુકયું હતું કે આપણા દેશમાં તે વિષે કાંઇજ ઉહાપોહ થયો નથી. તેથી આપણે તે વિષયના જુદા જુદા સવાલો ચર્ચવા જોઇએ. ગયાં ૨૫ વર્ષમાં માધ્યમિત શિક્ષણુ લેનાર સ્ત્રીઓની સંખ્યા વધતી ગઇ છે. દર વર્ષે લગભગ સો બાળાઓ મેટ્રીકમાં પાસ થાય છે અને તેમાંની કેટલીક કોલેજમાં જાય છે. આથી વધારે સંખ્યામાં તેઓ ઉંચી કેળવણી લેતી નથી એનું કારણુ એ છે કે તેમને માટે જુદી કૉલેજ નથી. આપણી સમાજમાં સ્ત્રીઓ અને પુરૂષો છૂટથી એક બીજા સાથે હળીમળી શકતા નથી. હાલ કોલેજમાં જે સ્ત્રીઓ ભણે છે તેમને ગુપચુપ ભાષણો સાંભળવાં પડે છે. પણુ કોલેજ જીવન, ડીબેટીંગ સોસાઇટી વગેરેનો લાભ તેમને નથી. આથી જો છોકરીઓની જુદી કોલેજ હોય તો આ લાભ તેમને વધારે મળી શકે. આર્ટ્સ સાથે વૈદકની કોલેજની પણુ ખાસ જરૂર છે. વૈદકનું જ્ઞાન લેવાથી મળતર પણુ વધારે છે. ઘણીએ બાળાઓ ગુજરાન માટે વૈદકનું જ્ઞાન મેળવવા ઇંતેજાર હશે. પણુ જુદી કોલેજ ન હોવાથી

તેમાંથી ઘણી હાલ વૈદ્યની કૉલેજમાં જઇ શકતી નહિ હોય. આ બાબત ધ્યાનમાં લઇનેજ વડી સરકારે દિલ્લીમાં સ્ત્રીઓ માટે જુદી વૈદક કૉલેજ કાઢી છે, પરંતુ તેનો લાભ અહિંની સ્ત્રીઓ ભાગ્યેજ લઇ શકશે. મુંબાઇની સરકારે જુદી આર્ટ્સ કૉલેજની એક યોજના વડી સરકાર ઉપર મોકલી આપી છે, તેથી તેને ટેકો આપવાનો હાલ ખાસ પ્રસંગ છે.

રા. જીવણલાલ બેરિસ્ટરે ચર્ચા કરતાં જણાવ્યું કે પહેલો સવાલ તો એ વિચારવાનો છે કે સ્ત્રીઓનો અભ્યાસક્રમ છોકરાઓના જેવોજ હોવો જોઇએ કે નહિ? વળી જો કૉલેજ જુદી કાઢવી હોય તો તે માટે સ્ત્રી શિક્ષકો જોઇયેજ. અને તે મળી શકશે કે કેમ? અમેરિકા દેશ આપણને ઘણું શીખવી શકે તેમ છે. ત્યાં નજર કરતાં જણાય છે કે ત્યાની કૉલેજોમાં છોકરા અને છોકરીઓ એકઠાં ભણે છે, તો અહિં પણ તેમ કેમ ન કરવું? હું ખાત્રીથી કહું છું કે તેમ થવાથી છોકરાઓ બાયલા નહિ બને કે છોકરીઓ નફટ નહિં થઇ જાય. ઉલટા છોકરાઓ સ્ત્રીઓ તરફ માનની નજરે જોતાં શીખશે. જો ક્રમ જુદો કરવો હોય તો તો શાળાઓ કૉલેજો અને યુનિવર્સિટીઓ પણ તેમને માટે જુદી કરવી પડશે. જુદી આર્ટસ કૉલેજમાં પૈસા ખરચવા કરતાં સ્ત્રીઓ માટે બોર્ડીંગો જુદી કરવામાં આવે તો કૉલેજ જીવનનો લાભ મળે. મી. હોમી પે. ચાયવાળાએ વધુ ચર્ચા કરતાં જણાવ્યું કે, સ્ત્રીઓ માટે જુદી કૉલેજ એક luxury છે. ક્રમ જુદો હોય તો જુદી કૉલેજો કાઢવી નહિ તો જુદી કૉલેજ પાછળનો, પૈસો તેમના માધ્યમિક શિક્ષણ પાછળ ખર્ચવા જોઇએ.

રા. સંઘવીએ જણાવ્યું કે સ્ત્રીઓને ભણાવવી હોય તો ક્રમમાંના ભણતરનો બોજો ઓછો કરવો જોઇએ.

રા. રામમોહનરાયે જણાવ્યું કે જુદો ક્રમ અને જુદી કૉલેજો જોઇએજ.

રા. ચંદુલાલ દ્વવેએ જણાવ્યું કે જો ભેગી કૉલેજોથી છોકરીઓ કૉલેજમાં જતી અટકતી હોય તો ભેગા ભણવાથી ગમે તેટલો લાભ હોય તોપણ વધુ કન્યાઓને આગળ ભણવા લલચાવવાના હેતુથીજ જુદી કાલેજ જોઇએ.

રા. બા. જમીયતરામ શાસ્ત્રીએ જણાવ્યું કે છોકરીઓ માટે જુદી કૉલેજ કરી તેમાં છોકરાઓ જેવોજ ક્રમ હોય તો કાંઇજ વાંધા જેવું નથી. પછી ફેરફાર કરવાની જરૂર લાગે તો તેમ કરવું.

રા. ગટુલાલ ધ્રુવે જણાવ્યું કે જો કૉલેજ જીવન ન મળતું હોય તો જુદા કવાર્ટર્સથી તે મળશે અને પ્રોફેસરનાં ભાષણ તો ભેગાજ સાંભળે તેમાં કાંઇ વાંધો ન હોવો જોઇએ. જો ક્રમ જુદો કરવો હોય તોજ જુદી કૉલેજની જરૂર છે.

રા. પર્જન્યરાય મેઢે જણાવ્યું કે વૈદ્યની કૉલેજનો લાભ પુરૂષો જેટલો સ્ત્રીઓ લઈ શકતી નથી. માટે વૈદ્યની જુદી કૉલેજની જરૂર છે જ.

રા. બા. રમણભાઇએ એવી ફરીયાદ કરી કે ભેગી કૉલેજોમાં છોકરાઓ તરફથી સ્ત્રીઓ તરફ જોઇએ તેવો વિનય બતાવવામાં આવતો નથી. બલકે અવિનય બતાવવામાં આવે છે અને તેથી કેટલીક બાળાઓ કૉલેજમાં જતા ખચકાયજ. માટે જુદી કૉલેજોની જરૂર છે.

**(૨) પ્રો. કર્વેની સ્ત્રીઓ માટેની યુનિવરસીટી સાથે આપણો સંબંધ—** આ વિષય વિષે બોલતાં રા. રામમોહનરાય જસવંતરાયે જણાવ્યું કે, પ્રો. કર્વે એક મહા પુરૂષ છે, અને આપણે બધા તેમની તરફ માનની નજરે જોઇએ છીએ. સ્ત્રીઓ માટે ત્હેમણે સ્થાપેલી યુનિવરસિટિ સાથે આપણા સંબંધનો પ્રશ્ન ઘણીજ વ્યાવહારિક દૃષ્ટિથી તપાસવો જોઇએ. આપણે વિચારવાનું એ છે કે સુરત અને અમદાવાદમાં સ્થપાએલાં મહિલા વિદ્યાલયો કર્વેની યુનિવર્સિટિ સાથે જોડવાં કે નહિ. જોડવાની તરફેણમાં એમ કહેવામાં આવે છે કે સ્ત્રીઓ માટે ખાનગી વિશ્વવિદ્યાલય સ્થાપવાની ભાવના ઘણી આકર્ષક છે. ઉપરાંત એમ જણાવી શકાય કે, પ્રો. કર્વેની સંસ્થા અમુક પ્રાન્ત કે વિભાગની નહિ, પણ સકળ ભારતવર્ષની છે. દેશસેવા કરવાના મહાન હેતુથી ત્હેમણે આ કાર્ય આરંભ્યું છે, એ પણ નિઃશંક છે. વર્ષો સુધી સ્ત્રી કેળવણીના કામમાં ત્હેમણે જીવન અર્પેલું હોવાથી, તે સંબંધી ત્હેમનો અનુભવ પણ વિશાળ છે. નવી યુનિવર્સિટીના અંગે જે સેનેટ નિમવામાં આવી છે, ત્હેના સભાસદો વિદ્વાન્ અને અનુભવીઓ છે. મેટ્રિક અને તે પછી પરિક્ષાઓને માટે, જે અભ્યાસક્રમ આ સેનેટે રચ્યો છે, ત્હેમાં ઐચ્છિક વિષયો ઘણા છે. એટલે જે સંસ્થાઓ એની સાથે જોડાય ત્હેની પસંદગી માટે વિશાળ અવકાશ રહે. બીજી પાસ ગુજરાતમાં એવી કોઈ સંસ્થા નથી કે જેની સાથે જોડી શકીએ. ગુજરાતમાં સ્ત્રીઓની જુદી યુનિવર્સિટી નીકળવાનો તરતમાં સંભવ પણ નથી. આ સંયોગોમાં કર્વેની જે એકજ સંસ્થા પ્રાપ્ત છે ત્હેનો લાભ આપણે લેવો જોઇએ. ત્હેની સેનેટમાં થોડા ગુજરાતીઓ છે, અને જો ગુજરાતની કોઇ સંસ્થા ત્હેની સાથે જોડાશે, તો ત્યાંના ત્હેના વિદ્યાર્થીઓની પરીક્ષા માટે જુદી કમિટી નીમવાનો સંભવ છે. પરંતુ હાલની વસ્તુસ્થિતિનો પણ આપણે કાંઇક વિચાર કરવો જોઇએ. પ્રો. કર્વેનો ક્રમ ત્હેમની દેશી ભાષામાં રચાશે, અને તેથી પુનાની આ યૂનિવર્સિટી સાથે રંગુન, અમૃતસરની કોઇ શાળા જોડાય એ અશક્ય છે. ખરી રીતે જોઇએ તો હાલ કર્વેએ સ્વતંત્ર ધોરણ ઉપર સ્ત્રીઓ માટે કોલેજ સ્થાપી છે. તેમ આપણે એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે ઘણા વખત સુધી તે યુનિવર્સિટી મહારાષ્ટ્રનીજ રહેશે, અને આખા હિંદની થઈ શકશે નહિ. વળી સેનેટમાં ગુજરાતીઓની સંખ્યા ઘણીજ જૂજ છે, અને જેઓ તે પદવી ધરાવે છે તે ઘણા વ્યવસ્થાયી હોવાથી સેનેટના કામમાં આગળ પડતો ભાગ લેવાને અશક્ત છે. આથી અભ્યાસક્રમ તેમજ પરીક્ષાની વ્યવસ્થામાં ગુજરાતની પરિસ્થિતિ કદાચ ધ્યાનમાં નહિ લેવાય. આપણું મહિલા વિદ્યાલય તે સંસ્થા સાથે જોડાય તો પણ ત્હેની પરિક્ષા સ્થાનિક મનુષ્યોજ લઇ શકશે. આથી કર્વેની યુનિવર્સિટી સાથે જોડાવામાં ત્હેની છાપ મેળવવા સિવાય બીજો લાભ કાંઈજ નથી. જો આપણે ન જોડીએ તો પણ કર્વેના અભ્યાસક્રમ, પરીક્ષાના પ્રશ્નો, કાર્ય પદ્ધતિ વગેરેનો લાભ ત્હેમના રિપોર્ટ ઉપરથી આપણે લઇ શકીએ. ઐચ્છિક વિષયો ઘણા રાખવામાં શાળાના વ્યવસ્થાપકોની પડતી અગવડો આપણે જોવી જોઇએ. કારણ કે ઘણા વિષયો શિખવવામાં ખર્ચ ઘણોજ થઇ જાય. વળી જવાબદારીની બુદ્ધિથી આપણી શાળાઓ સ્વતંત્ર રીતે કામ કરી શકે, એવા માણસો ગુજરાતમાં નથી એવું કહેવું હાલના કાર્યકર્તાઓની અવગણના કરવા જેવું છે. વનિતા વિશ્રામ અને મહિલા વિદ્યાલયોની વ્યવસ્થા કરનાર ઘણા સ્વાર્થત્યાગી અને બાહોશ પુરૂષો અને સ્ત્રીઓ આપણી વચ્ચે હયાત છે. આ

સંસ્થાઓ પુનાની યૂનિવર્સિટી સાથે જોડાવાથી આપણને પોતાની સંસ્થા કાઢવાનો વિચાર નહિ રહે. પૈસાનો સવાલ પણ આપણે વિચારવો જોઇએ, કારણ કે જો કર્વેની સંસ્થા આપણે સંબંધ બાંધીએ તો આપણા ઉપર પૈસાના સંબંધમા ત્હેમનો વધારે હક રહે અને તેથી આપણા વિદ્યાલયોને કદાચ સોસવું પડે. પહેલાં આપણે આપણા પગ ઉપર ઉભા રહેવાનો પ્રયત્ન કરવો, અને પછી જો યોગ્ય લાગે તો પ્રો. કર્વેની સંસ્થા સાથે આપણી શાળાઓ જોડવી.

આ વિષે ચર્ચા શરુ કરતાં રા. ઇન્દુલાલ યાજ્ઞિકે જણાવ્યું કે સ્ત્રીઓની કેળવણી માટે ખાનગી બીન સરકારી સંસ્થા સ્થાપીને પ્રો. કર્વેએ આખા હિન્દુસ્તાન આગળ એક નવી ભાવના રજુ કરી છે. દેશના જુદા જુદા ભાગોમાં તેથી નવો ઉત્સાહ સ્ફુર્યો છે, અને મોટે ભાગે તેનીજ અસરથી આપણા શાંત ગુજરાતમાં પણ બે ખાનગી વિદ્યાલયો સ્થપાયાં છે. આમ જો પ્રો. કર્વેનાજ ધોરણ ઉપર આપણી સંસ્થાઓ ચલાવવાની હોય તો આપણો પ્રશ્ન એ નથી કે પ્રો. કર્વેની યુનિવર્સિટી સાથે શા માટે જોડવી, પણ એજ છે કે શા માટે ન જોડવી. પુનાની સંસ્થા સાથે સંબંધ બાંધવાથી ઘણાજ અનુભવી શિક્ષણ શાસ્ત્રીઓએ રચેલા અભ્યાસક્રમનો લાભ મળશે. તેમજ પ્રતિષ્ઠિત પરીક્ષકોનું મંડળ આપણી શાળાઓની પરીક્ષા લેશે. સમગ્ર હિંદની દૃષ્ટિથી પણ જરૂરનું છે કે આમ થવું જોઇએ. કારણ કે જો પુનાની યૂનિવર્સિટી સાથે જો કોઇ શાળા ન જોડાય તો તે નિષ્ફળ થઇ કહેવાય. આપણે તો ખાસ કરીને એજ જોવાનું છે, કે આપણી સંસ્થાને આપણે કોઇ સંસ્થા જોડીશું કે કેવળ અદ્ધર રાખીશું. ગુજરાતની યૂનિવર્સિટી સ્થાપવાની હાલ કાંઇ ચોક્કસ યોજના નથી. તો પંદર કે વીસ વરસ પછી તે સ્થપાય ત્યાં સુધી તો કર્વેની યૂનિવર્સિટી સાથે જોડાવામાંજ લાભ છે. રા. નગીનદાસ સંઘવીએ વધુ ચર્ચા કરતાં કહ્યું કે જો પરિક્ષાને માટે આ સંબંધ બાંધવામાં આવતો હોય તો તે યોગ્ય નથી, કારણ કે અહિંઆં પરિક્ષક તરીકે પ્રતિષ્ઠિત પુરૂષો અને સ્ત્રીઓ મળી શકે. રા. શંકરરાય અમૃતરાયે જણાવ્યું કે પ્રો. કર્વેની સેનેટનું બંધારણ જુદા જુદા પ્રાંતોને ન્યાયી નથી. અને તેથી આપણી શાળાઓ તેમને સોંપવાની જરૂર નથી. બધું શિક્ષણ ગુજરાતી દ્વારા આપવાનું હોવાથી ગુજરાતનાજ પરિક્ષકો જોઇએ. જો ગુજરાત માટે નવી યૂનિવર્સિટીની જરૂર હોય તો તે એકદમ સ્થાપવી જોઇએ. રા. જીવણલાલ દેસાઇએ પુછ્યું કે યુનિવર્સિટી પરિક્ષા લેવા માટે છે કે શિક્ષણ આપવા માટે છે? પરિક્ષા માટે જોડાવાની જરૂર નથી, અને શિક્ષણ માટે જૂદી યૂનિવર્સિટી કાઢવાની જરૂર છે.

(૩) **માધ્યમિક શાળાઓની સંખ્યા અને ત્હેનો વધારો**—એ વિષે બોલતાં રા. ઇન્દુલાલ યાજ્ઞિકે નીચેના આંકડા રજુ કર્યા હતા.

| સ્થળ. | સંસ્થા. | સરકારી. | મ્યુનીસિપલ | દેશી રાજ્યોની | ગ્રાંટ લેતી શાળાઓ. | | | ગ્રાંટ ન લેતી. | કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | યુરોપીયનની. | ઇંગ્રેજી ભાષાની | એંગ્લો-વર્નાક્યુલર | | |
| મુંબાઇ. | હાઇસ્કુલ. | ૨ | ૦ | ૧ | ૧૨ | ૪ | ૧૧ | ૨ | ૩૨ |
| | મીડલ સ્કુલ. | ૦ | ૧ | ૩ | ૧૪ | ૧૬ | ૧૪ | ૭ | ૫૫ |
| ગુજરાત. | હાઇસ્કુલ. | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૩ | ૦ | ૬ |
| | મીડલ સ્કુલ. | ૦ | ૦ | ૨ | ૦ | ૧ | ૦ | ૧ | ૪ |

આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે કન્યાઓની માધ્યમિક શાળાઓની સંખ્યા પ્રમાણમાં ઘણીજ જુજ છે. જ્યારે આખા ઇલાકામાં છોકરાઓની હાઇસ્કુલો ૧૪૧ અને મીડલ સ્કુલ ૩૭૯ છે, ત્યારે છોકરીઓ માટે તેજ સંસ્થાઓ અનુક્રમે ૩૨ અને ૫૫ છે. ૩૨ હાઇસ્કુલોમાંથી વળી ૧૨ ફકત યુરોપિયન કન્યાઓ માટેજ છે, અને ૪ માં પહેલેથીજ બધું ઇંગ્રેજીમાં શિખવવામાં આવે છે. આથી આપણા દેશની સામાન્ય છોકરીઓ જેનો લાભ લઇ શકે તેવી તો ફકત ૧૬ રહી. ત્હેવીજ રીતે ૧૪ મીડલ સ્કુલ યુરોપિયન માટે છે, અને ૧૬ માં ઇંગ્રેજીથીજ શરૂઆત થાય છે, એટલે આપણા દેશને સામાન્ય કન્યાઓ માટે તો ફકત ૨૫ જ રહી. આ નિશાળોના વધારા માટે ત્રણ માર્ગ સૂચવી શકાય. પ્રથમ તો સરકારેજ દરેક જીલ્લામાં ઓછામાં ઓછી એક હાઇસ્કુલ અને તેમ ન બની શકે તો એક મીડલ સ્કુલ છોકરીઓ માટે સ્થાપવી જોઇએ. આખા ઇલાકામાં સરકાર બે હાઇ-સ્કુલ ચલાવે છે, અને તે પણ કાંઇક અચાનક ઉઘડેલી છે, કારણ કે પુનાની હાઇસ્કુલની શરૂઆત તો ત્યાંના વતનીઓએજ કરી હતી, અને અમદાવાદની હાઇસ્કુલ ફીમેલ ટ્રેનીંગ કોલેજ સાથેજ ચલાવવામાં આવે છે. હવે જરૂરનું છે કે આ શાળા દર વર્ષે વધારવાનો ચોક્કસ ક્રમ સરકારે યોજીને અમલમાં મુકવો જોઇએ. બીજું મ્યુનિસિપાલિટિ અને લોકલ બોર્ડે પણ પોતપોતાના ક્ષેત્રમાં જ્યાં જરૂર જણાય ત્યાં આવી શા-ળાઓ સ્થાપવી જોઇએ. અત્યારે પણ મ્યુનિસિપાલિટિઓ આખા ઇલાકામાં છોકરાઓ માટે ૪ હાઇસ્કુલ અને ૫૬ મીડલ સ્કુલ ચલાવે છે, તો છોકરીઓના માધ્યમિક શિક્ષણ માટે સત્વર સંસ્થાઓ કાઢે એ જરૂરનું છે. લોકલ બોર્ડ પણ આ દિશામાં કાંઇ કરી શકે. કારણ કે તે હાલ ૫ મીડલ સ્કુલ ઇલાકામાં ચલાવે છે. ત્રીજું, લોકોના આગેવાનોએ અને પરોપકારી પુરૂષોએ પણ પોતાના દેશની કન્યાઓની કેલવણીમાં રસ લઇ તે માટે ન્હાની મોટી સંસ્થા કાઢવાને તત્પર થવું જોઇએ. સરકાર કે મ્યુનિસિપાલિટિ તરત જાગૃત ન થાય તો પ્રજાએજ આ કામ હાથ ધરવું જોઇએ.

આ વિષે ચર્ચા કરતાં રા. સંઘવીએ જણાવ્યું કે મ્યુનિસિપાલિટિને પૈસાની ઘણી તાણુ રહે છે, માટે આપણે પોતેજ કન્યાશાળાઓ સ્થાપવી જોઇએ. આ સ્થળે ચર્ચા બીજા દીવસ ઉપર મુલતવી રાખવામાં આવી હતી.

---

## બીજો દિવસ.

તા. ૮ મી ઓક્ટોબરને દિવસે સાંજે પાંચ વાગે આ સભા સૌ. વિદ્યાગૌરીના પ્રમુખ પણા નીચે મળી હતી, અને અધુરો રહેલો કાર્યક્રમ શરૂ કરવા પ્રમુખે સૂચવ્યું હતું.

**(૪) સરકારી શાળાઓ માટે સ્થાનિક આગેવાનોની કમિટિ નીમવાની જરૂર—** તે વિષે બોલતાં રા. બા. રમણભાઈ મહીપતરામે જણાવ્યું કે ગયા ફેબ્રુઆરી માસમાં સ્ત્રી કેળવણી વિષે હિંદી સરકારે જે પત્ર બહાર પાડયો છે, ત્હેમાં આ પ્રશ્ન વિષે પ્રાંતિક સર કારનો અને ત્હેની દ્વારા લોકોના આગેવાનોનો પણ મત પુછેલો છે, ત્હેના જવાબમાં મેં જણાવ્યું છે કે આવી કમિટિઓ નિમવાની જરૂર નથી. પ્રથમ તો અભ્યાસ-ક્રમ ગોઠવવાને માટે કદાચ કમિટી નીમિ શકાય. પરંતુ જુદે જુદે સ્થળે જુદો જુદો ક્રમ રાખવાની કાંઈ પણ જરૂર નથી. તે તો આખા ઇલાકાની શાળાઓ માટે એક સરખોજ હોવો જોઇએ. કેળ- વણી ખાતાના ઉપરી બ્હારના અનુભવીઓનો અને કેળવણીકારોને મત લેવો ઠીક છે, પણ ત્હેમાં ફેરફાર કરવાની સત્તા જુદી જુદી શાળાના અધિકારીઓને ન હોવી જોઇએ. જુદે જુદે ઠેકાણે જુદા જુદા વિષયો શિખવાતા હોય તો એક શાળામાંથી બીજી શાળામાં જવા ઇચ્છનાર કન્યાઓને ઘણીજ અગવડ પડે. કમિટિ બીજા કામને માટે પણ નીમી શકાય-શાળાની વ્યવસ્થા માટે આ સંબંધમાં ધ્યાનમાં રાખવાનું કે જેઓ શાળા માટે નાણાં આપે છે, ત્હેમનો હાથ વ્યવસ્થામાં કેટલેક અંશે રહેવાનો. મ્યુનિસિપાલીટી કે લોકલ બોર્ડ આવી શાળાઓ સ્થાપે એવો સંભવ નથી. કારણ કે તેમને મોટે ભાગે પ્રાથમિક શિક્ષણ તરફ લક્ષ આપવાનું હોય છે. સરકાર જો આવી શાળાઓ કહાડે તો તેની વ્યવસ્થા કેટલાક સ્થાનિક આગેવાનોના મંડળને સોંપે એ બની શકે એમ છે. અલબત્ સરકાર પૈસા આપે તો અમુક કોડના નિયમો પ્રમાણે વ્યવસ્થા રાખવાની ફરજ પાડી શકે. છતાં જો ધોરણ એકવાર નક્કી થાય તો સ્થાનિક કમીટી નીમી શકાય. તેમાં બહુધા સ્ત્રીઓ હોય અને તેમની મદદમાં કેટલાક ડેપ્યુટી હોય તો એકંદર કમીટી લાભદાયક બને. કમીટી હોય તો પણ હંમેશની દેખરેખ માટે કોઇ પગારદાર માણસ રાખવો જોઇશે. કેળવણીની આખી વ્યવસ્થામાં ખરેખરો સુધારો તો ત્યારેજ થશે કે જ્યારે ઈંગ્લંડની માફક અહીંઆં પણ દરેક જીલ્લામાં એક સ્વતંત્ર સ્કુલબોર્ડ નીમાશે અને તેના સભાસદો કેટલેક અંશે લોકોની ચુંટણીથી પસંદ થશે. આવા બોર્ડોની સ્થાપના જો શકય હોય અને તેમાં અનુભવી કેળવણીકારો નીમી શકાય એમ હોય તો કન્યા- ઓની માધ્યમિક શાળાઓ પર દેખરેખ રાખવાનું કામ તે યોગ્ય રીતે કરી શકે. તે શિવાય જો એકધારા બંધારણ વાળી કમીટી નિમી શકાય તે ઠીક છે. પણ અભ્યાસક્રમની પસંદગી માટે તો કમિટિ ન જ હોવી જોઇએ.

**( ૫ ) કન્યાઓ માટે જુદા અભ્યાસક્રમ અને તેના ખાસ જરૂરી વિષયો—**
**એ વિષે સૌ. શારદા મહેતાએ એક બોધદાયક ભાષણ કર્યું હતું.**

એ વિષે નીચેના બે પ્રશ્નો મુખ્ય છે:—

૧. અભ્યાસક્રમ અલાહિદા કેવી રીતે કરવા ? હાલનો અભ્યાસક્રમ કેટલો યોગ્ય છે ?

૨. સ્ત્રીઓને ખાસ ઉપયોગી થાય એવા વિષયો કયા કયા છે ? તેમને કેવી રીતે સ્થાન આપવું ?

પ્રથમ પ્રશ્નમાં બે પ્રશ્નનો સમાવેશ થાય છે. એક તો અભ્યાસક્રમ અલાહિદા હોવા જોઇએ કે નહિં ? અને બીજું, જો હોવા જોઇએ તો કયા કયા વિષયો અને કેવી રીતે દાખલ કરવા જોઇએ ?

અભ્યાસક્રમ અલાહિદા હોવા જોઇએ કે નહિં, તેને માટે મતભેદ છે. પ્રાથમિક શિક્ષણ માટે તો કાંઇ સવાલ જ ઉત્પન્ન થતો નથી. કારણ કે પહેલાં ત્રણ ચાર વર્ષમાં તો લખતાં, વાંચતાં, સાધારણ ગણિત, પ્રાંતનો જ ઇતિહાસ અને હિન્દુસ્થાનની ભૂગોળ એટલું શીખવાય છે. આટલું જ્ઞાન તો સહુને આવશ્યક છે. એથી વધારે શિક્ષણનો અવકાશ જ નથી. કારણ કે બાળકોનાં મગજ ઉપર વધારે બોજો નાંખવાની આપણી ઇચ્છા નથી. તેમજ એથી વધારે જ્ઞાન બાળકો કુમળાં મગજમાં ઉતરી પણ શકે નહિ. એટલે એટલાં વર્ષ સુધી એટલે લગભગ નવ વર્ષ સુધી તો તદ્દન સરખું જ્ઞાન છોકરા છોકરીઓને અપાય છે, તે વ્યાજબી છે. હવે ત્યાર પછી માધ્યમિક શિક્ષણ શરૂ થાય છે. તેમાંયે પહેલાં બે ધોરણોમાં તો છોકરા છોકરીઓને કાંઇ જૂદું શિક્ષણ આપવાની જરૂર નથી રહેતી. કારણકે બીજું ધોરણ પૂરૂં થતાં છોકરીની ઉમર લગભગ અગીઆર વર્ષની થશે. હવે અમારૂં કહેવું એમ છે કે, ત્યાર પછી છોકરાછોકરીના શિક્ષણક્રમમાં ફેર હોવાની જરૂર છે. કારણકે આપણા દેશની સ્થિતિ જોતાં જેટલો વખત પુરૂષોથી કેળવણી લેવાય છે, તેટલો વખત સ્ત્રીઓથી લઇ શકાતી નથી. ગમે તેમ હો આપણી સ્થિતિ જોતાં સાધારણ રીતે છોકરીની કેળવણી પંદર સોળ વર્ષમાં પૂરી કરવી પડે છે. અથવા એથી આગળ કોઈ ભાગ્યે જાય તો વીસ વર્ષ સુધી જઇ શકે છે તો તેટલા વખતમાં સ્ત્રીને યોગ્ય ભાથું આપવું એ આપણી ફરજ છે. એ વાત સત્ય છે કે જ્યાં મન કેળવવાની જરૂર છે, ત્યાં સ્ત્રીપુરૂષ બન્નેને માટે એક સરખી જ કેળવણી હોવી જોઇએ. જે પ્રમાણે પુરૂષોના સંસારવ્યવહારમાં તેમનું યુનિવર્સિટીનું શિક્ષણ, જીઓમેટ્રી, ટ્રીગોનોમેટ્રી, એલજીબ્રા, ઇત્યાદિ કાંઇ ઉપયોગમાં આવતું નથી; એ તો માત્ર મન કેળવવાના, મન ખીલવવાના ઉપાય છે. તો સ્ત્રીઓનાં મન ખીલવવાનાં એ જ સાધન હોવા જોઇએ; આ મુદ્દો થોડે અંશે ખરો છે. સંક્ષિપ્તમાં આ વિષયોનું elementary જ્ઞાન સ્ત્રીપુરૂષ બન્નેને હોય, તેમાં હરકત નથી. પરંતુ સ્ત્રીઓને થોડા વખતમાં, અનેક વિરૂદ્ધ સંજોગોમાં કાર્ય કરવાનું છે તેથી જે વધારે ઉપયોગના વિષય હોય તેને પ્રથમ સ્થાન આપવું. કારણકે, સઘળા વિષયો રાખતાં અભ્યાસનો બોજો ઘણો જ વધી જાય. આ ઉપરાંત સામાન્ય કેળવણી પછી, પુરૂષ વર્ગને માટે ધંધાદારીમાં અનેક પ્રકારનું શિક્ષણ મળે છે, તે જ પ્રમાણે સ્ત્રીઓને સંસારમાં જે કર્તવ્ય છે તે યોગ્ય રીતે બજાવવા માટે તેમને તેમના પ્રદેશમાં શિક્ષણ મળવાની જરૂર છે. પહેલાંના વખતમાં

એવી કેળવણી સંયુક્ત કુટુંબને લીધે અનેક આપદાઓ વેઠતાં મળતી હતી. આજે એ વખત બદલાયો છે. ન્હાની ઉમરથી કુટુંબની જવાબદારી આવી પડે છે તેથી સામાન્ય શિક્ષણ ઉપરાંત enlightened mothering એટલે સુશિક્ષિત માતા થવાની જરૂર પડે છે, એટલે બાળકોની ન્હાની ઉમરમાં સંભાળ, તેને યોગ્ય ખોરાક, માંદે સાજે તેની વ્યવસ્થા, બાળકના રોગની યોગ્ય સાવચેતી, તેમનું શારીરિક, માનસિક આરોગ્ય એ ઉપરાંત ગૃહવ્યવસ્થા સંબંધી બધા વિષયો જાણવાની તેને જરૂર પડે છે.

ગૃહરાજ્યમાં આર્થિક વૈજ્ઞાનિક, નૈતિક, અને કળા સંબંધી તત્વોનો સમાવેશ થાય છે. ગૃહ એ કુટુંબને રહેવાનું સ્થળ, પ્રેમનો આશ્રમ છે. મનુષ્ય જીવનનો પવિત્ર આશ્રમ છે.

ઘરમાં છોકરાં ઉછેરાય છે.

આજનાં સંતાન તે કાલનાં નાગરિક જન થશે.

સમાજનું પ્રથમ અંગ સ્ત્રી, અને તેનું બાળક હતું. કુટુંબમાં તથા ભિન્ન ભિન્ન જાતિમાં ચાલતી રૂઢી અને કાયદા, તે આ અંગને સ્થાયી બનાવવાનો, તેમજ પુરૂષ—એટલે પિતાનો કુટુંબ સાથે સંબંધ ગાઢતર કરવાનો ઇતિહાસ છે.

સ્ત્રીજાતિમાં ઉત્પાદક શક્તિ રહેલી છે. તે માતા તરીકેના કાર્યમાં પ્રત્યક્ષ થાય છે. સંતતિ ઉત્પન્ન કરવી, તેમને ઉછેરવી, ગૃહ અને ગૃહજીવનનું પોષણ કરવું એ આ શક્તિનો પ્રત્યક્ષ આવિર્ભાવ છે. તેથી દરેક બાળાને—પછી ગમે તે સ્થિતિમાં તે હોય—ગૃહજીવનના કર્તવ્યપ્રદેશમાં તેનો ઉત્સાહ જાગૃત કરવાને તેમ જ તેને રસિક બનાવવા માટે શિક્ષણ આપવું જોઇએ. અને જેમ જેમ આપણા જીવનની દૃષ્ટિમર્યાદા વિશાળ થતી જાય તેમ તેમ આપણી મનોભાવના ઉત્તરોત્તર ઉંચી થતી જાય, તેને અનુકૂળ શિક્ષણ હોવું જોઇએ. પરિણામે જીવનનું મહત્વ, જીવનની સુંદરતાનું ભાન થાય. આ જ જનસમૂહનો આદર્શ હોવો જોઇએ—જ્યાં આદર્શ નથી, ઉચ્ચ અભિલાષા નથી ત્યાં મનુષ્યની અધોગતિ થાય છે.

અનુભવથી જણાય છે કે, ૧૪ થી ૧૬ વર્ષની બાળાઓને કેવા પ્રકારનું શિક્ષણ અપાવવું જોઇએ, તેનો નિર્ણય થઇ શકયો નથી. પચાસ વર્ષ ઉપર આપણી જે સામાજિક સ્થિતિ હતી તે આજે રહી નથી. બદલાએલી પરિસ્થિતિને અનુકૂલ શિક્ષણ પદ્ધતિ હોવી જોઇએ.

પદ્ધતિપૂર્વક ગૃહવ્યવસ્થાનું શિક્ષણ વ્યવહારમાં મૂકવાનું કામ કંઇ ઘણું મુશ્કેલ નથી. એ કાંઇ ખોટો તરંગ નથી. સમાજના ઉત્કર્ષમાં અતિ મહત્વનું સાધન છે.

આજના ધોરણોમાં આ વિષયોને સ્થાન અપાતું નથી. તેથી છોકરીઓ લગભગ નવ દશ વર્ષ શાળામાં શીખીને નીકળીને તરત ઘર માંડે તો જરા પણ તેને સમજણ પડે નહિં ને ગોથાં ખાયા કરે. ઘણી બાબતો ઘરમાં જોયાથી આવડે એ વાત ખરી છે. પણ તે સઘળું સારી રીતે આવડવા માટે શિક્ષિત માતાઓની જરૂર છે. તે નિશાળે રહે છે એટલે ઘરમાં જોવા શીખવાનો અવકાશ રહેતો નથી. વળી જો આપણી છોકરીઓને યોગ્ય શિક્ષણ અપાશે તો અત્યારે કન્યાકેળવણી પ્રત્યે જે અપ્રીતિ છે તે દૂર થશે ને વધારે કન્યાઓ શિક્ષણ લેતી થશે.

એટલે ઉપર કહ્યું તેમ સ્ત્રીઉપયોગી વિષય દાખલ કરવા માટે અલાહિદા અભ્યાસ-ક્રમની જરૂર છે.

બીજું, હાલમાં સર્વ પ્રકારનું ઉચ્ચ શિક્ષણ દેશના અધિકારી લોક પરદેશી હોવાથી પારકી ભાષામાં આપવામાં આવે છે. ઉચ્ચ શિક્ષણથી ઇંગ્રેજી ભાષાનું સારૂં જ્ઞાન ગમે તેટલું આવશ્યક હોય, તો પણ સર્વ પ્રકારનું શિક્ષણ એ જ ભાષા દ્વારા આપવું એટલે વિદ્યાર્થીના માર્ગમાં અનેક અનાવશ્યક કૃત્રિમ અડચણ આવીને ઉભી રહે છે. આપણી માતૃભાષા, જે પ્રમાણે આપણી પોતાની કરીને ગ્રહણ થઇ શકે, તેટલા પ્રમાણમાં પારકી ભાષા આપણી કરવી અશકય છે. જ્યાં સુધી યુનિવર્સિટીમાં દેશી ભાષામાં જ શિક્ષણ આપવાની વ્યવસ્થા થાય નહિ ત્યાં સુધી ઉચ્ચ શિક્ષણની પ્રગતિ જોઇએ તેટલી થવાની નથી. બીજું, આ પદ્ધતિથી મગજને બહુ જ શ્રમ પડે છે. સ્વભાષાદ્વારા શિક્ષણ મળતું હોય તો ઘણા થોડા સમયમાં અને તેની સાથે સંગીન શિક્ષણ મળી શકે. જગતમાં કોઇ પણ દેશમાં પારકી ભાષાદ્વારા શિક્ષણ અપાતું જાણમાં નથી. આપણો જ દેશ કમનસીબ છે. તે છતાં હજી આપણા પોતાના લોક જ તેથી થતું નુકશાન સ્વીકારી શકતા નથી. એ ખરૂં છે કે, આપણી સ્થિતિ સહુ કરતાં જુદી છે. કબુલ. ઇંગ્રેજી ભાષાનું સદંતર શિક્ષણ ના જ આપવું એમ મ્હારૂં કહેવું નથી. બેશક, ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન આ જમાનામાં સર્વને હોવું જ જોઇએ. કારણ કે એક તો આપણી રાજ્ય ભાષા છે—આખા હિન્દુસ્થાનના શિક્ષિત વર્ગ વચ્ચે સંબંધ, એકતા કરાવનાર એક સાધન છે, અને તેનું સાહિત્ય વિશાળ છે. આ ઉપરાંત આપણા પોતાના દેશમાં તેમ જ અન્ય દેશોના આચારવિચાર, પ્રગતિ સર્વેનું ભાન થવા માટે ઇંગ્રેજી ભાષા એ જ સાધન છે. તેથી દરેક બાળાને ઇંગ્રેજી ભાષાનું સારૂં જ્ઞાન આવશ્યક છે; પરંતુ તે બીજી ભાષાં તરીકે ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, ઇત્યાદિ વિષયોનું જ્ઞાન ઇંગ્રેજી ભાષાદ્વારા આપવાની જરૂર નથી. કારણ કે મગજને બેશુમાર શ્રમ પડે છે. તો જો પુરૂષની મગજશક્તિનો પરભાષાદ્વારા શિક્ષણથી ક્ષય થતો હોય તો આપણી બાળાઓના કોમળ મગજની શક્તિ ક્ષીણ કરી નાખવાની જરા પણ ઇચ્છા નથી. પુરૂષોને તો સરકારી નોકરીઓ કરવાની છે, પરદેશી લોક સાથે ધંધો રોજગાર કરવાનો છે, એટલે એમને તો સરકારે સ્થાપેલી પદ્ધતિ પ્રમાણે શિક્ષણ લીધા શિવાય છૂટકો નથી. પણ સ્ત્રીઓને તેમ કરવાની શી જરૂર છે ? આપણામાં વિચારશક્તિ અને originality માલૂમ પડતી નથી તેનું પણ એ જ કારણ છે. કદાચ આટલી અવક્રિયા છતાં પુરૂષોને કદાપિ એ દ્વારા શિક્ષણ આપવું પડે તો હજી જૂદી વાત છે; પરંતુ સ્ત્રીઓને કાંઇ એવા કારણો નડતાં નથી. વળી તેમને થોડા વખતમાં ઘણું શીખવાનું છે માટે સ્ત્રીઓનો શિક્ષણક્રમ જૂદો હોવાની આવશ્યકતા છે.

સામાન્ય વ્યવહારૂ ઇંગ્રેજી જ્ઞાન આપવાનું ઘણું આવશ્યક છે. તે માટે ઇંગ્રેજી સાહિત્યના શિક્ષણમાં ઘણો વધારો કરવાની જરૂર છે. ઇંગ્રેજી ભાષાનું અગર ગુજરાતી ભાષાનું કોઇ પણ શિક્ષણ આપવાનો હેતુ એટલો જ હોવો જોઇએ કે, શિષ્યના મનમાં બુદ્ધિયુક્ત જીજ્ઞાસા ઉત્પન્ન થાય. જો એ સ્થિતિ ઉત્પન્ન થશે તો જીવનવ્યવહારમાં પડયા છતાં જ્ઞાનમાં વધારો કરવાની ઇચ્છા હમેશ થશે જ. જો વ્યવહારૂ (એટલે માત્ર તાર

શરનામા વાંચતાં આવડે એટલું નહિ પણ સાહિત્યમાં પ્રવેશ કરી શકે, વાતચીત કરી શકે એટલું ) ઇંગ્રેજીનું જ્ઞાન આપવું હોય તો મેટ્રિકમાં ઇંગ્રેજીનું શિક્ષણ અપાય છે તેના કરતાં વધારે વિશાળ જ્ઞાન આપવાની જરૂર છે, અને તે આપવા માટે કન્યાઓના મગજને શ્રમ ન પડે માટે ઇતિહાસ, ભૂગોળ, સંસ્કૃત, ખગોળવિદ્યા ઈત્યાદિ વિષયો માતૃભાષાદ્વારા શીખવ્યાથી પ્રથમના ચાર વર્ષમાં પૂરાં કરી શકાશે. એટલે પાછળના બે વર્ષો માત્ર ઈંગ્રેજી અભ્યાસ માટે, ગૂજરાતી ઉંચા વાંચન માટે તથા સ્ત્રી ઉપયોગી વિષયો માટે ઉપયોગમાં લઇ શકાશે. જે કન્યાની પાસે પૈસાનાં સાધન હોય, વખત હોય, બુદ્ધિશક્તિ હોય, અને ઇચ્છા હોય તો પુરૂષવર્ગ સાથે સ્પર્ધામાં ઉતરે. યુનિવર્સિટીની પરીક્ષાઓ આપે તો તેમાં કાંઇ વાંધો નથી. ઉલટું એવી સ્ત્રીઓ તો એક પ્રકારે આપણા જનસમાજની asset છે. માત્ર જનસમૂહમાં સ્ત્રીશિક્ષણનો પ્રચાર વધે, આપણી પરિસ્થિતિને અનુકૂલ, આપણા દેશને શોભા આપે એવાં સ્ત્રીરત્નો ઉત્પન્ન થાય એ પ્રકારની સ્ત્રીશિક્ષણપદ્ધતિ હોવા માટે શિક્ષણક્રમ જુદો હોવાની જરૂર છે. જે છોકરીઓને યુનિવર્સિટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષા આપવી હોય તે ભલે આપે, પણ જેને ન આપવી હોય તેને માટે તો અત્યારનો ક્રમ માત્ર મેટ્રીક્યુલેશન પાસ કરાવવાના ઉદ્દેશનું જ લક્ષ્ય રાખીને કરેલો છે, એટલે આપણી છોકરીઓની જીવનયાત્રાને અનુકૂલ નથી અને બીજું બહુ ભારે છે. માટે જે કન્યાઓને માધ્યમિક શિક્ષણ પૂરૂં કરીને અભ્યાસ પૂરો કરવો હોય, તેમને માટે જૂદો ક્રમ હોવાની જરૂર છે. વળી છોકરીઓના અભ્યાસના વખતમાં પણ થોડો ફેર હોવાની જરૂર છે. કારણકે, સામાન્ય ઘરની સ્થિતિ હોય ત્યાં જોઇએ તેટલાં માણસ કુણસો હોતા નથી તેથી છોકરીઓને પોતાની માતાને કામમાં મદદ લાગવું પડે છે. તો તેમના અભ્યાસમાં સરળતા કરી આપવા માટે તેમને અનુકૂલ નિશાળનો વખત રાખવાની જરૂર છે. આમ થાય તો જ કન્યા કેળવણી લોકપ્રિય થશે ને તેનો પ્રચાર વધશે.

આ ઉપરથી એમ લાગે છે કે, છોકરાઓ અને છોકરીઓનો ક્રમ માધ્યમિક શિક્ષણમાં જૂદો રાખવાની જરૂર છે.

હવે બીજો પ્રશ્ન લઇએ કે અભ્યાસક્રમ જૂદો હોવો જોઇએ, તો કેવો હોવો જોઇએ? કયા કયા વિષયો અને કેવી રીતે દાખલ કરવા જોઇએ ?

સરકારની નવી સૂચના પ્રમાણે કન્યાઓની માધ્યમિક શાળાઓનો શિક્ષણક્રમ ૭ ધોરણનો રાખ્યો છે, તેને બદલે એક ધોરણ ઉમેરીને સાત ધોરણોનો કરવો. એટલે તેર ચૌદ વર્ષની છોકરીને જે વિષયો સમજતાં મુશ્કેલ લાગે તે એક વર્ષ વધારે રહ્યાથી સારી રીતે સમજી શકાય. બીજું, ભૂગોળનો વિષય ઈંગ્રેજી ચોથા ધોરણમાં પૂરો કરી દેવો જોઇએ. એટલે ઇંગ્રેજી પહેલા ધોરણમાં હિંદુસ્થાનનું સામ્રાજ્ય, બીજા ધોરણમાં એશીઆ પૂરો અને બ્રિટિશ બેટો તથા બ્રિટિશ સંસ્થાનની વિશેષ માહિતી. અને ત્રીજા ધોરણમાં યુરોપ પૂરો; ( તે શિવાય ભૂતળ હરેક ધોરણમાં અને આફ્રિકાનું સામાન્ય જ્ઞાન અને ચોથા ધોરણમાં અમેરિકા અને આગળના ધોરણોનું સામાન્ય પુનરાવર્તન. )

ગૂજરાતી વાંચનમાં ત્રીજા ધોરણ પછી નવું સાહિત્ય કાંઇ નથી. તો ચોથા ધોરણમાં પ્રાચીન અને અર્વાચીન સાક્ષરોનાં ગદ્ય-પદ્યનું શિક્ષણ આપવું જોઇએ. પાંચમા

ધોરણમાં, છઠ્ઠા ધોરણમાં અને સાતમા ધોરણમાં શિષ્ટ ગ્રંથકારોના વાચન શિવાય માસિક ચોપાનિયાં, ન્યુઝપેપર્સમાંથી આર્ટીકલો વાંચીને તેનું વિવેચન કરવું જોઇએ.

ગણિતનો વિષય ચોથા ધોરણ સુધી ચલાવવો તેમાંથી મેટ્રિક સિસ્ટમ ક્હાડી નાંખવી અને નફો ટોટો ઉપરાંત મેન્સ્યુરેશન અને સ્ટોકસ અને શેર્સ ઉમેરવા. પાંચમાં ધોરણમાં નવી સૂચના પ્રમાણે નામાનો વિષય ગણિતમાં દાખલ કર્યો છે તે ક્હાડી નાંખવો અને તે ગૃહવ્યવસ્થાના વિષયમાં છઠ્ઠા ને સાતમા ધોરણમાં આવશે. એટલે પાંચમા છઠ્ઠા અને સાતમા ધોરણમાં ગણિત સમૂળગું ક્હાડી નાંખવું.

ઇતિહાસ. ચોથા ધોરણ સુધીમાં હિન્દુસ્થાનનો ઇતિહાસ પૂરો કરવો. પાંચમા ને છઠ્ઠા ધોરણોમાં ઈંગ્લાંડનો ઇતિહાસ પૂરો કરવો, અને સાતમા ધોરણમાં ઈંગ્લંડ અને હિન્દુસ્થાનનો ઇતિહાસ સાથે શીખવીને, તેની સાથે ઇન્ડીઅન એડમીનીસ્ટ્રેશન, મ્યુનિસીપલ, ગવર્નમેન્ટ એ બાબતો શીખવી.

ઍસ્ટ્રોનોમી—પાંચમા ધોરણમાં શીખવવી. ભૂગોળને બદલે.

ભરત, ગુંથણ, શિવણ—ખાસ કરીને શિક્ષણ ને વેતરકામ ઉપર વધારે લક્ષ આપવું. ભરતગુંથણ આપણા દેશનુંજ હોવું જોઇએ. કાઠીઆવાડ, કચ્છ, ભૂજનું ભરતકામ દાખલ કરીને તે શીખવવું જોઇએ. શિવણમાં થીંગડાં દેવાં, રફુ કરવું, પેરણ, ખમીસ વગેરે શીવતાં વેતરતાં શીખવવું.

ગૃહવ્યવસ્થા—નવી સૂચના પ્રમાણે ચોથા ધોરણથી શરૂ થાય છે તેને બદલે પાંચમા ધોરણથી શરૂ કરવી.

ઇંગ્રેજી નવી સૂચના પ્રમાણે સરળ વાંચન પાંચમા ધોરણમાં રાખ્યું છે તેને બદલે સરળ વાંચન extra ચોપડીનું ચોથામાંથી શરૂ કરીને પાંચમા ધોરણથી જરા અઘરૂં સારા ગ્રંથકર્તાનું શરૂ કરવું, અને તે જો અહીંના જીવનનું વાંચન હશે તો જરા અઘરી છતાં સમજણ પડશે અને તે પ્રમાણે અઘરા વાચનમાં પ્રવેશ કર્યા પછી છઠ્ઠા ધોરણમાં ઇંગ્રેજી સાક્ષરોનું વાંચન કરી શકાશે. છઠ્ઠા, સાતમા ધોરણને અન્તે રસ્કિન સ્કૉટ, શેક્સપીઅર ગ્રન્થકારોના સરળ પુસ્તક વાંચી શકે એટલું જ્ઞાન હોવું જોઇએ. આમ કરવાથી વાંચનની ટેવ પડશે, શિષ્ટ વાંચનની કદર કરવાની ટેવ પડશે. વાંચન પસંદ કરવામાં સરળતા થશે અને સાહિત્ય તરફ પ્રીતિ વધશે. સંસ્કૃત ચોથા ધોરણથી શરૂ કરીને સાતમા ધોરણ સુધી શીખવવું અને તેમાં વ્યાકરણની ઝીણવટ કરતાં એકસર્સાઇઝ ઉપર વધારે લક્ષ આપવું. સાતમું ધોરણ પુરૂં કરી રહે એટલે સામાન્ય શ્લોકો, નાટકો સમજી શકાય. ગુજરાતી ભાષાના જ્ઞાનમાં મદદ મળી શકે એટલે માર્ગોપદેશિકા, મન્દિરાન્તઃપ્રવેશિકા બન્ને પુસ્તકો ઉપરાંત પંચાખ્યાન, હિતોપદેશ, ભર્તૃહરિનાં શતક, રઘુવંશનું કાવ્ય, કાલિદાસ તથા ભવભુતિનાં નાટકો, કાદંબરીનો સાર તથા ભગવદ્ગીતા આટલાનું જ્ઞાન આવશ્યક છે.

સાથન્સમાં—સ્ત્રીઓ માટે ઘરગથ્થું અર્થશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, માંદાની માવજત, અકસ્માતના ઉપાય, બાળકોની સંભાળ, ખોરાક, ગૃહવ્યવસ્થા એ વિષયો છઠ્ઠા અને સાતમા ધોરણમાં શીખવાય.

આરોગ્યવિદ્યા—બીજા અને ત્રીજા ધોરણમાં શીખવાય.

હોમ હાઇજીન, ચોથા ધોરણમાં શીખવાય.

ફીઝીઓલોજી, બોટની, અને કેમિસ્ટ્રીનું Elementary જ્ઞાન—પાંચમા ધોરણમાં અપાય.

હોમ હાઇજીનના વિષયમાં—ઘરની જગ્યા, સ્વચ્છ પાણીનાં સાધન, ઘરમાં તેમ જ આસપાસ તથા સરસામાનની સ્વચ્છતા, ઘરના ખોરાકની સ્વચ્છતા તે સર્વ વિજ્ઞાનના નિયમોને આધારે સચવાય છે, અને તે પ્રમાણે ઘર રાખવું, બંધાવવું અને ચલાવવું જોઇએ. આ સર્વે વિજ્ઞાનના નિયમ વ્યવહારમાં મૂકી શકાય તો દેશનું આરોગ્ય ઘણું સુધરે.

ફીઝીઓલોજી—પાચનક્રિયા, લોહીની સાથે મિશ્રણ થવું, તાકાત એકઠી કરવી, મળ કહાડી નાંખવો એ સહુને માટે ખોરાકની વસ્તુઓનો ઉપયોગ, શારીરિક ઉન્નતિ માટે હાઇજીનીક જીવનની જરૂરઃ આ વિષય ફીઝીઓલોજીમાં આવવા જોઇએ.

આ પ્રમાણે અભ્યાસક્રમ—પહેલા ધોરણથી સાતમા ધોરણ સુધી નીચે પ્રમાણે થાય.

## પહેલું ધોરણ.

ગુજરાતી—ગવર્નમેન્ટની સૂચના પ્રમાણે તેમાં કાંઇ ફેરફારની જરૂર નથી.

ગણિત—એનું એ.

ઇતિહાસ—"

ભૂગોળ—હિન્દુસ્થાનની વિશેષ હકીકત.

ઇંગ્રેજી—એનું એ.

શીવણ કામ—,,

ડ્રોઇંગ—
મ્યુઝીક. } ફરજીઆત.

## બીજું ધોરણ.

ગુજરાતી—ફેરફારની જરૂર નથી.

મેથમેટીક્સ— ,,

ઇતિહાસ— ,,

ભુગોળ—એશીઆ પૂરો. બ્રિટિશ આઇલ્સ તથા બ્રિટિશ Possessions.

ઇંગ્રેજીમાં—કાંઇ ફેરફારની જરૂર નથી.

શિવણ— ,,

ડ્રોઇંગ
મ્યુઝિક } ફરજીઆત.

## ત્રીજું ધોરણ.

ગુજરાતી—કાંઇ ફેરફાર નહિ.

ગણિત— ,,

ઇતિહાસ—હિંદુસ્થાનનો સંપૂર્ણ ઇતિહાસ.

**ભૂગોળ**—યૂરોપ, આફ્રિકા જવા ભૂતળમાં જ્વાળામુખી પર્વત, ધરતીકંપ, વગેરે કન્યા વાંચનમાળામાં પાઠો આપ્યા છે તે.

**ઈંગ્રેજી**—કાંઈ ફેરફારની જરૂર નથી.

**આરોગ્યવિદ્યા**— ”

**શિવણ**— ”

**ડ્રૉઇંગ**<br>**મ્યુઝિક** } ફરજીઆત.

## ચોથું ધોરણ.

**ગુજરાતી**—પ્રાચીન અર્વાચીન સાક્ષરોનાં ગદ્ય, પદ્યમાંથી વાંચન, ઇંગ્લીશમાંથી ગુજરાતી અને ગુજરાતીમાંથી ઈંગ્રેજી તરજુમો.

**ગણિત**—મેન્સ્યુરેશનના સહેલા દાખલા અને સ્ટૉક્સ અને શેર્સ

**ઇતિહાસ**—ઇંગ્લંડનો ઇતિહાસ પહેલેથી ટયુડર વંશ સુધીનો.

**ભૂગોળ**—અમેરિકા Revision.

**ઈંગ્રેજી**—સરળ ઇંગ્રેજીનું વાંચન, આપણા દેશના જીવનનું વર્ણ ( Tales from Mahabharata જેવું પુસ્તક કે સહેલાઈથી સમજી શકાય. બીજો ફેરફાર જરૂરનો નથી.)

**ડોમેસ્ટિક સાયન્સ**—હોમ હાઇજીન.

**શિવણ**—કાંઈ ફેરફાર આવશ્યક નથી.

**સંસ્કૃત**—માર્ગોપદેશિકા ચોવીસ પાઠની સહેલી એકસરસાઇઝ.

**ડ્રૉઇંગ**<br>**મ્યુઝિક** } ફરજીઆત.

## પાંચમું ધોરણ.

**ગુજરાતી**—વાંચન ચાલુ, ન્યુઝપેપર્સ અને મૅગેઝીનમાંથી આર્ટીકલો વાંચવા અને તેની ચર્ચા.

**ગણિત**—કહાડી નાંખવું.

**ભુગોલ**— ”

તેને બદલે.

**એસ્ટ્રોનોમી**—

**ઇતિહાસ**—ઇંગ્લંડનો ઇતિહાસ, ટયુડરવંશથી જ્યોર્જ.

**ઈંગ્રેજી**—જરા અઘરા ગદ્યનું વાંચન. ૧૦૦ પાનાં જેટલું. ૨૦૦ લીટી કવિતાની સમજુતી સાથે.

સહેલી વાર્તાની ચોપડીઓનું વાંચન, પાઠના વિષયને લગતી વાતચીત સહેલા કાગળ લખવા, ટુંકી વાર્તાઓનો સાર લખવો, ક્લાસમાં મૂકેલી વસ્તુનું વર્ણન લખવું.

**સાયન્સ**—ફિઝીઓલોજી, બાયોલોજી, કેમિસ્ટ્રીનું સામાન્ય જ્ઞાન.

**સંસ્કૃત**—માર્ગોપદેશિકા પૂરી. મંદિરાન્તઃપ્રવેશિકાના સોળ પાઠ. એકસરસાઇઝ, ભવભૂતિ વગેરેની શરૂઆત.

**ડ્રૉઇંગ**—કહાડી નાંખવું.

**મ્યુઝીક**—ફરજીઆત.

## છઠ્ઠું ધોરણ.

**ગુજરાતી**—પાંચમા ધોરણની માફક શિષ્ટ સાહિત્યનું વધારે વાંચન.

**ઇંગ્રેજી**—સારા શિષ્ટ ગ્રંથકારોની શરૂઆત: ગદ્ય-પદ્ય.

**ઇતિહાસ**—ઇંગ્લંડનો ઇતિહાસ પૂરો.

**શિવણ**—પાંચમા ધોરણ જેવું જ.

**સાયન્સ**—ફર્સ્ટ એઇડ. હોમનર્સીંગ, ગૃહવ્યવસ્થા.

તેમાં ખોરાક કેવો જોઇએ તેની પસંદગી, ખોરાક માટે કેટલા પૈસા ખર્ચવા, ખોરાકની મળતી વસ્તુઓની પારખ, બનાવટથી થતા ફેરફાર, ખોરાકની કિંમત સરખી જ પુષ્ટિ આપી શકે એવા કિંમતનો ખોરાક કેવી રીતે વાપરવો વગેરેની માહિતી.

અનાજ તથા ખોરાકની વસ્તુઓની સંભાળ.

નામું લખતાં શીખવું.

**પાકશાસ્ત્ર**—ખોરાકનાં મિશ્રણ કેવી રીતે કરવું, સારી સ્વાદિષ્ટ અને દેખાતી સારી વાનીઓ કેવી રીતે બનાવવી.

પીસવું, કેવી રીતે તેનું થીઓરેટિકલ જ્ઞાન.

## સાતમું ધોરણ.

**ગુજરાતી**—છઠ્ઠા ધોરણ માફક.

**ઇંગ્રેજી**— ,, જરા વધારો કરવો.

**ઇતિહાસ**—ઇંગ્લંડ, અને હિંદુસ્થાનનો ઇતિહાસ-ઇન્ડીઅન એડમીનીસ્ટ્રેશન-હિન્દનું રાજબંધારણ.

**બાળકોની સંભાળ**-તેમાં ચાઇલ્ડ સાઇકોલોજી-બાલકોના માનસશાસ્ત્રનો સમાવેશ થવો જોઇએ.

**ડાએટિકસ**—તંદુરસ્ત તબિયતમાં, તેમ જ માંદગી વખતે કેવો ખોરાક યોગ્ય છે.

ઉમર, હવા અને ધંધાના પ્રમાણમાં ખોરાકમાં તેમજ તેની બનાવટમાં ફેરફાર કેવી રીતે કરવો.

મંદવાડ વખતના ખોરાક કેવી રીતે તૈયાર કરવા.

ગૃહવ્યવસ્થા, ગૃહ અને સામાજિક અર્થશાસ્ત્ર. આજ ધોરણ ઉપર કૉલેજનો ક્રમ રખાય.

રા. નગીનદાસ સંઘવીએ આ વિષે ચર્ચા કરતાં કહ્યું કે સૌ. શારદાના ભાષણમાં આપણી સ્થિતિનો સારો ચિતાર આપવામાં આવ્યો છે. ઘરગથ્થુ બાબતોનું સારૂં જ્ઞાન કન્યાઓને આપવા વિષે તેમણે જે કહ્યું છે તે મનન કરવા યોગ્ય છે. રા. ગટુલાલ ગોપીલાલે જણાવ્યું કે સ્ત્રીઓને કેવું શિક્ષણ આપવું એ વિષે વિચાર કરવાનો અધિકાર હવે પુરૂષોને રહ્યો નથી. પરંતુ આ વિષે બધી સ્ત્રીઓના વિચાર કાંઇ એક સરખા નથી. જ્યારે સૌ. શારદાએ તદ્દન જુદા અભ્યાસક્રમની માગણી કરી છે ત્યારે મુંબાઇના Women Graduate's Union તરફથી વડી સરકારના પત્રનો જે જવાબ મોકલવામાં આવ્યો છે તેમાં તદ્દન વિરોધી વિચારો જણાવવામાં આવ્યા છે. તે સભાનો મત એવો જણાય છે કે ઘરની સંભાળ અને માતૃત્વને લગતા વિષયોનું શિક્ષણ મોટા પ્રમાણમાં નાની વયની છોકરીઓને આપવાથી તેમને બહુ લાભ નહિ થાય પણ ઉલટું તેમના અભ્યાસનું ધોરણ ઘણું નીચું થશે. માટે એકંદર છોકરાઓના જેવોજ અભ્યાસક્રમ સ્ત્રીઓ માટે કાયમ રાખવો અને શિવણ, ભરત, ગુંથણ વગેરે વિષયો માટે અઠવાડીઆમાં બે ત્રણ કલાક રાખવા. આ ઉપરથી રા. ગટુલાલે જણાવ્યું કે ભણેલી સ્ત્રીઓના આ અભિપ્રાયનેજ આપણે વજન આપવું જોઇએ. રા. રામમોહનરાય જસવંતરાયે પૂછ્યું કે ઉપર જણાવેલા સ્ત્રીઓનાં મંડળમાં હિંદુ સ્ત્રીઓ કેટલી હતી. અમેરિકા જેવા સુધરેલા દેશમાં પણ રાંધવાનું અને ગુંથવાનું કામ નિશાળોમાં શિખવવામાં આવે છે. માટે આવા વિષયો અભ્યાસક્રમમાં દાખલ કરવાથી તે ઘણોજ હલકો બની જાય છે એમ કહી શકાય નહી. સૌ. શારદાએ ખુલાસો કરતાં જણાવ્યું કે કન્યાઓને ઓછું Liberal Education આપવું એવો મ્હારો કાંઇ મત નથી. પરંતુ આપણી સ્થિતિને અનુકુળ વિષયો માતૃ ભાષા દ્વારા શિખવવા જોઇએ. એવો મ્હારો અભિપ્રાય છે. રા. દિવાનજીએ લોન્ગ મેન કંપનીએ પ્રસિદ્ધ કરેલી વિજ્ઞાનની ગુજરાતી ચોપડીઓ ઉપર ટીકા કરતાં કહ્યું કે અજાણ્યા પ્રાણી અને વનસ્પતિ વિષે ઘણી જ કંટાળાભરેલી વિગતો તે પુસ્તકોમાં આપવામાં આવી છે. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણે જણાવ્યું કે રા. ગટુલાલના સિદ્ધાંતને હું મળતો થઉં છું. સ્ત્રી પુરૂષના શિક્ષણના ધોરણો સરખાં હશે તોજ તેમની સાંસારીક સ્થિતિ સરખી ગણાશે. નહિ તો સ્ત્રીઓની પદવી કાંઇક હલકી મનાશે. બીજા કેટલાક ગૃહસ્થોએ ચર્ચા કર્યા બાદ મી. હોમી ચાહેવાલાએ જણાવ્યું કે રા. ગટુલાલે આપણને કેટલીટ ચોંકાવનારી ખબર આપી છે. તેમણે મુંબાઇના મંડળનો મત વાંચ્યો ન હોત તોજ ઠીક હતું, કારણ કે તેઓએ જણાવ્યું છે કે ઘર કામ કરવું તે ચાકર બનવા જેવું છે. Liberal Education કોને કહેવું એ ઘણો કઠીન સવાલ છે. હાલની કૉલેજમાં તેવી કેળવણી અપાતી નથી. અને તે છોકરાઓને લાભદાયક થઇ નથી તો છોકરીઓને તો કેમજ થશે? શિક્ષણથી સ્ત્રીઓની બુદ્ધિ ખીલવી જોઇએ અને તે સાથે સ્ત્રીત્વ પણ ખીલવું જોઇએ, માટે સ્ત્રીઓનો અભ્યાસક્રમ જુદો હોવો જોઇએ અને તે માટે કોલેજ પણ જુદી હોવી જોઇએ. બાદ રા. મોહનદાસ ગાંધીએ કહ્યું કે છોકરાઓ અને છોકરીઓને સાથે કેળવવાનો અખતરો મેં પણ કર્યો છે પણ તેમાં મ્હારા હાથ દાઝ્યા છે. કુદરતે જે મર્યાદા મુકી છે, તેને ઓળંગવા જઇશું તો આપણે ખાસડાં ખાઇશું. સ્ત્રી પુરૂષો વચ્ચે ઉંચાઇ કે નીચાઇનો પ્રશ્નજ નથી. દરેક પોતા પોતાને સ્થાનેજ શોભે છે અને જો તેઓ સ્થાનભ્રષ્ટ થાય તો સર્વથા ભ્રષ્ટજ થાય. માટે જો અમુક સિદ્ધાંતો નક્કી

કરીને આપણે આગળ ચાલીશું તોજ ફાયદો થશે. મને તો એમ લાગે છે કે છોકરાઓની કેળવણીમાંજ બધું બળી રહ્યું છે. તો પછી તેમાં છોકરીઓને હોમવાથી શો લાભ?

**(૬) પાઠ્ય પુસ્તકો**—એ વિષે બોલતાં રા. ગટુલાલ ગોપીલાલે જણાવ્યું કે કન્યા વાંચનમાળા શિવાય છોકરીઓની શાળાનાં બીજાં પુસ્તકો છોકરાઓના જેવાંજ છે માટે તે વિષેજ હું બોલીશ. પ્રથમ તો મ્હારૂં એમ માનવું છે કે છોકરાઓ અને છોકરીઓ માટે જુદી વાંચનમાળા હોવી જ ન જોઇએ. આશરે દશ વર્ષની ઉમ્મરે કન્યા વાંચનમાળાનું પુસ્તક છોકરીઓને વાંચવાનું હોય છે. પણ તેટલી વયે તો જુદો અભ્યાસક્રમ ના હોવો જોઇએ એવો સર્વેનો મત છે. હાલની કન્યા વાંચનમાળામાં કેટલીક બાબતો અયોગ્યજ નથી. પણ ભયંકર છે. સાસરૂ, પતિ, નણંદ, વગેરે બાબતો વિષે જે પાઠ અનેકવાર મુકવામાં આવ્યા છે તે નિર્દોષ બાળાઓના મનપર ખરાબ સંસ્કારજ પાડે. આ પુસ્તકોની ભાષા પણ ઘણી વાંધાભરેલી છે. કેટલેક ઠેકાણે તે પ્રાન્તિક અને કેટલેક ઠેકાણે અશુદ્ધ છે. દાખલા આપતાં જણાવ્યું કે ઋષભદેવના પાઠમાં એવું જણાવ્યું છે કે અસલ ભાઇબેન પરણતાં હતાં. આવી વાત જો ખરી હોય તો પણ તે શિખવવાથી નુકશાનજ થાય. બીજું. મીરાંબાઇ અને બાદશાહની જે વાત વાંચનમાળામાં છે, તે ફક્ત લોકકથા જેવીજ છે—કાંઈ ઐતિહાસિક નથી, અને તેમાં પણ ઘણી અનિષ્ટ બાબતો છે. ત્રીજું વીરમતીનો પાઠ ઘણોજ અક્ષન્તવ્યજ છે. કારણ કે તેમાં ગુણકા વિષે ઘણું કહેવામાં આવ્યું છે. ચોથું 'વાંઝીઆબારના બાળકને' એવો ગાંમડીઓ શબ્દપ્રયોગ સમજવો ઘણો કઠીન છે અને બાળાઓને શિખવવા જેવો નથી. પાંચમું વાંચનમાળામાં ફક્ત વીરાંગનાનાજ પાઠ મુકવામાં આવ્યા છે તે યોગ્ય નથી. ફ્લોરેન્સ્ નાઇટીંગ ગેલ જેવી સમાજ સેવિકાના પાઠ પણ મુકવા જોઇએ. છઠું કવિતા તો એકંદરે નિષ્ફળ ગઇ છે. અંગ્રેજી કવિતાના અનુવાદ ઘણાજ ખરાબ છે. અને રાગનું કાંઇજ ઠેકાણું નથી. રા. નરસિંહરાવની કોયલની કવિતામાં જરા ફેરફાર કરીને તે કેવળ અર્થહીન બનાવવામાં આવી છે. શિખામણની ધાતો, શિયાળની વાતો અને પતિવ્રતાના પાઠ એટલા બધા છે કે તેથી કદાચ કોઇ બહારના માણસને એમ લાગે કે હિંદુસ્થાનમાં સ્ત્રીઓને માટે ઘણો અવિશ્વાસ છે. બીજી પાસ પુરૂષોના પુસ્તકોમાં પત્નીવ્રતનો એક પણ પાઠ હોતો નથી. ચિત્રો ઘણાંજ કદરૂપાં અને કઢંગાં છે. જગદેવ પરમાર મારવાડી કે મોચી જેવો ચિતર્યો છે, અને વીરમતી એક સાધારણ ભીલડી જેવી દેખાય છે. પાઠમાં તરવાર છે ત્યારે ચિત્રમાં તીર છે. એકંદર ચિત્રો નકામાં તથા અનિષ્ટ છે.

રા. દિવાનજીએ વિજ્ઞાનના ગુજરાતી પુસ્તકો વિષે ફરીથી ચર્ચા ચલાવી હતી અને તેમાંથી નકામી કંટાળા ભરેલી વિગતોના વધારે દાખલા આપ્યા હતા.

**(૭) ખાનગી માધ્યમિક શાળાઓ: મહિલા વિદ્યાલયો**—વિષે બોલતાં રા. કેશવપ્રસાદ દેસાઇએ જણાવ્યું કે આપણી આગળ રજુ કરવામાં આવેલા આંકડા ઉપરથી આપણને ખબર પડી છે કે માધ્યમિક શાળાઓની સંખ્યા ઘણીજ થોડી છે. ગુજરાતના પાંચ જીલ્લાની પ્રાથમિક નિશાળોમાં ૨૧ હજાર છોકરીઓ ભણે છે જે સંખ્યા હાલ લખી વાંચી પણ ન શકતી વસ્તીની સંખ્યા જોતાં નહિ જેવીજ છે. પણ માધ્યમિક

શિક્ષણની સ્થિતિ તો આથી પણ વધારે ખરાબ છે. કારણ કે આખા ગુજરાતમાં આવી શાળાઓ ફક્ત પાંચ ( અમદાવાદ ૨, સુરત ૨. ભરૂચ ૧ ) છે. બાકીને ઠેકાણે તો શાળાઓને અભાવે અનેકાનેક અપ્રકાશિત જયોતો રહે છે. જો આપણે ધ્યાનમાં લઇશું કે પ્રાથમિક વર્ગોમાં તો મ્હોટે ભાગે લખતાં વાંચતાંજ આવડે છે અને ખરૂં શિક્ષણ માધ્યમિક શાળામાંજ મળે છે તો હાલની સ્થિતિની ગંભીરતા આપણને સમજાશે. આ સંયોગોમાં સુરત અને અમદાવાદમાં મહિલા વિદ્યાલયો સ્થપાયાં છે એ કાંઇ સંતોષની બીના છે. આ શાળાઓને સરકારી મદદ મળી શકે નહિ. કારણ કે સરકારની મદદ લેતાં કેળવણી ખાતાનો યુનીવર્સીટીનો ક્રમ સ્વિકારવાની જરૂર પડે છે અને આપણને અનુકુળ ક્રમ તેઓ ધડે તે પહેલાં તો વર્ષો વીતી જશે. કબીરવડ હાલશે પણ સરકાર તો નહિજ હાલે, માટે હાલની જરૂરીઆત તો એજ છે કે આપણા પોતાના સાધનથી અને લોકોના બળથી ખાનગી માધ્યમિક શાળાઓ સ્થાપવી જોઇએ. આનો પ્રથમ હેતુ તો માધ્યમિક શિક્ષણનો પ્રસાર છે. ઉપરાંત આપણી સમાજની કન્યાઓ બહુ મ્હોટી વય સુધી ભણી શકે એમ ન હોવાથી થોડા વખતની અંદર ઘણા ઉપયોગી વિષયોનું સંગીન જ્ઞાન આપવાનો પ્રયત્ન આ સંસ્થાઓમાંજ કરી શકાય. મેટ્રીકના શિક્ષણ માટે ઘણાં લાંબા સમયની જરૂર હોવાથી તે મેળવવાનું કન્યાઓથી સાધારણ રીતે બની શકે એમ નથી. આપણીજ સમાજનાજ સ્ત્રી પુરૂષો કન્યાઓના શિક્ષણની વ્યવસ્થા કરે એ જરૂરનું છે. પરદેશી સ્ત્રીઓના હાથમાં આપણી બાળાઓની કેળવણી ન સોંપવી જોઇએ. આવા હેતુની સિદ્ધિ માટે ઘણાં નાના મોટાં ગામમાં આવા મહિલાવિદ્યાલયો સ્થપાવાં જોઇએ. જે ગામમાં ચાર પ્રાથમિક શાળાઓ હોય ત્યાં એક મહિલા વિદ્યાલય સ્હેલાઈથી સ્થાપી શકાય. આ સંસ્થાઓ ચલાવવામાં પૈસાની મોટી મુશ્કેલીઓ નડશે. સરકારની મદદ આપણને મળી શકશે નહિ, પણ આપણે યાદ રાખવું જોઇએ કે સરકારના પૈસા પણ આપણા ખીસામાંથી આવે છે. માટે જો આપણે પોતાના ઉપરજ થોડો ઘણો પણ કર આપીએ તો આવી ખાનગી સંસ્થા સહેલાઇથી ચલાવી શકીએ. મ્યુનિસિપાલિટિની મદદ પણ આ કામમાં મદદ કરી શકે. આવી સંસ્થાઓ મ્હોટી સંખ્યામાં સ્થાપવાના હેતુથી સમસ્ત ગુજરાતમાં એક મંડળ સ્થાપવું જોઇએ. જે ગામના લોકો પૈસાની અમુક રકમ મહિલા વિદ્યાલય સ્થાપવાને આપી શકે ત્યાં આ મંડળ તે સંસ્થા સ્થાપી શકે. આવી કંઇ યોજના શિવાય માધ્યમિક શિક્ષણનો પ્રસાર અશકય છે અને પરિણામે સમાજ સુધારો અને પ્રગતિ પણ અશકય છે. મેટ્રિકની પરિક્ષામાં દાખલ થવા ઇચ્છતી કન્યાઓને અનુકુળતા કરી આપવાની મુશ્કેલી રહે છે. આ માટે સાધારણ રીતે શીખવતાં પાંચ ધોરણ ઉપર વધારાના બે વર્ગો ઉમેરી શકાય, અને ત્હેમાં મેટ્રિકમાં જોઇતા વિષયોનું શિક્ષણ આપી શકાય.

આ વિષે ચર્ચા કરતાં પ્રો. બળવંતરાયે જણાવ્યું કે શાળાઓની ગણતરી કરીને શિક્ષણની કિમત આંકવાની પદ્ધતિ મ્હને કદી પણ સમજાતી નથી. કારણકે ખરી શાળા તે તેજ છે, કે જે સારી શાળા છે. ખાનગી શાળાનો અર્થ હું સ્વતંત્ર શાળા એમ કરૂં છું. જ્યાં આ સ્વતંત્રતા નથી ત્યાં સંસ્થાજ ન હોય તો ચાલશે. બધી વિધર્મી શિક્ષિકાઓ સ્હામે મ્હને વાંધો નથી. ભરૂચ અને નવસારીમાંની જુની ઢબની પારસણો આપણી

કન્યાઓને શિખવવાને યોગ્ય છે. પણ મુંબઇની પારસી શિક્ષિકાઓ જે શિક્ષણ આપે છે, તે ઘણુંજ વાંધાભરેલું છે. હિંદુઓનાં વાસણ અને સામાનથી માંડીને ત્હેમના રીતરિવાજ અને ધાર્મિક રૂઢીઓ સુધી સર્વ વસ્તુઓની સામે જે તિરસ્કાર તે બાઇઓ બતાવે છે, ત્હેની ઘણીજ ખરાબ અસર આપણી કન્યાઓ ઉપર થાય એવો સંભવ છે, માટે હાલ મ્હોટામાં મ્હોટી જરૂર હિંદુ શિક્ષિકાઓ વધારવાની જરૂર છે. તે શિવાય કન્યા કેળવણીનો સારો પ્રસાર અશક્ય છે. સ્ત્રીઓની કેળવણી આંકડાથી માપવી જોઇએ નહિ. સ્વતંત્રતા અને સંસ્કૃતિને ભોગે, તેવો વધારો ઇષ્ટ નથી. રા. હરિપ્રસાદ પિતાંબરદાસે જણાવ્યું કે હજી ગુજરાતમાં મહિલા વિદ્યાલયો એક પ્રયોગ રૂપ છે. માટે ત્હેની સંસ્થાઓ બીજે સ્થળે સ્થાપવાને આગ્રહ કરવો જોઇએ નહિ. મ્હોટી પ્રાથમિક નિશાળોના ઉંચા વર્ગમાં ઈંગ્રેજી શિખવાય તો હાલની જરૂરીયાત કેટલે અંશે પુરી પડે.

આ વિષે ચર્ચા કરતાં રા. હરિપ્રસાદ પિતાંબરદાસે જણાવ્યું કે આ વિષયમાં બધા એકમત છે. સાહિત્ય સભા તરફથી મોકલવામાં આવેલા જવાબોમાં પણ આવાજ વિચારો સૂચવેલા છે. મહિલા મંડળો આ કાર્ય જો માથે લે તો બની શકે. ઈંગ્રેજી શિક્ષણ મોટી વયની સ્ત્રીઓને આપવા વિષે કાંઇક મતભેદ રહે, પણ વ્યાવહારિક જ્ઞાન તો ત્હેમને આપવુંજ જોઇએ. સમય અને સાધન હોય તો કેટલીક કલાઓનું પણ જ્ઞાન આપી શકાય.

૮. **મ્હોટી વયની સ્ત્રીઓની કેળવણી**—એ વિષે ગં. સ્વ. સુલોચનાએ નીચેનો લેખ વાંચ્યો હતો:—

કેળવણી, કેળવણી એ શબ્દોનો ગુંજારવ દરેકના કાનની અંદર હવે તો થઈ રહેલો છે. ઉચ્ચ વર્ગ, સામાન્ય વર્ગ અને જેને આપણે હલકો વર્ગ ગણીએ છીએ તે પણ કેળવણી માટે આતુર બની રહ્યો છે. જેણે કેળવણી બીલકુલ લીધી નથી એવો વર્ગ પણ અત્યારે તેને માટે તત્પર થઈ રહ્યો છે. અને તેમાંનો એક વિભાગ મોટી ઉમરની સ્ત્રીઓનો પણ છે.

આજ પહેલાં જેણે કંઈ પણ અક્ષરજ્ઞાન મેળવ્યું નથી તેઓને આજે તેની કીંમત જણાવા લાગી છે અને પોતાના વ્યવહારને ઉપયોગી શિક્ષણ થોડું ઘણું પણ મેળવવું જોઇએ એવું સમજતા થયાં છે. અને આ ઉપરથી કેળવણીની જરૂર મોટાં અને નાનાં બધાંને છે તે માટે બે મત જેવું રહ્યું નથી; પરંતુ હવે તે કેવી રીતે મળવી જોઇએ એ વિચાર વિદ્વાન વર્ગને કરવાનો છે. મ્હારા થોડા અનુભવથી આ વિષે કાંઇક બોલવા રજા લઉંછું.

મોટી ઉમરની સ્ત્રીઓની કેળવણીમાં બે વિભાગ પાડવાની જરૂર છે. એક તો નિરક્ષર સ્ત્રીઓની ની કેળવણી. બીજી પ્રાથમિક શિક્ષણ લીધેલી સ્ત્રીઓની કેળવણી.

પ્રથમ, નિરક્ષર સ્ત્રીઓને કેળવણી કેવી રીતે આપવી એ વિચાર કરવાનો છે. મોટી ઉમરની સ્ત્રીઓ ફક્ત સામાન્ય વર્ગમાં નહીં પણ શ્રીમંત વર્ગમાં પણ નિરક્ષર છે.

એક તો મોટી ઉમરની સ્ત્રીઓને કેળવણી આપવા માટે જુદા જુદા લત્તાઓમાં ખાસ કલાસો ઉઘાડવાની જરૂર છે, કેમકે પોતાના લત્તાઓમાં તેવી કલાસો હોય તો થોડો ઘણો જે વખત મળતો હોય તેમાં તેઓ લાભ લઈ શકે. પોતાના મહેલ્લામાં તેવા કલાસો છે એવું જાણ પડવાથી એક બીજાને વાત કરીને તેમાં સારી સંખ્યા હાજરી આપી શકે.

વળી નજીક હોવાને લીધે વખતનો પણ બચાવ સમજી પોતાને ઘેર કાંઇ કામ હશે તો તે પણ અઘરૂં નહીં પડે તેવું જાણી તેનો લાભ સારી રીતે લઇ શકશે. અને જુદા જુદા લત્તાઓમાં આવી ક્લાસો ખોલાય તો પછી એકજ સ્થલે મોટી જગ્યા હોવાની જરૂર નહીં પડે અને એકાદ મેડા જેટલી જગ્યા હોય તો ઘણું થઈ પડે અને તેટલી જગ્યા તો હું ધારૂં છું કે આપણા શ્રીમાન્ બંધુઓના મકાનો ઘણાં ખાલી પડી રહેલાં હોય છે તેમાંથી પોતાની બહેનોના લાભ માટે તેવો એકાદ ભાગ કાઢી આપે તો બસ છે. તેમજ તેના શિક્ષણ માટે થોડું ખર્ચ કરવાનું હોય તે માટે પણ ગોઠવણ કરવાની તેજ લત્તાના થોડા મિત્રો મળી માથે લે તો તે પણ બની શકે તેવું છે.

બીજું શિક્ષણ ક્રમ—દરેક જુદા જુદા વિષયોનું જ્ઞાન લેવાને તેમને અવકાશ પણ હોતો નથી તેમજ કેટલીકવાર તેની જરૂર પણ હોતી નથી.

તેથી વાંચન—ભાષાજ્ઞાન સારૂં આપવાની જરૂર છે. એકાદ બે ચોપડીના વાંચન સાથેજ બીજાં પુસ્તકોનું વાંચન તેઓને ઉપયોગી થઇ પડે છે. અને તેવી રીતે વાંચનનો રસ પાડવાથી શિક્ષણ ઓછું હોવા છતાં જ્ઞાન વધારે મેળવી શકે છે.

લખવાનું જ્ઞાન સારૂં લખતાં આવડે તેવું આપવું જરૂરનું છે. હિસાબી જ્ઞાન વધારે નહિ પણ છેકજ થોડું કે જે રોજ વ્યવહારમાં ઉપયોગી થઈ પડે છે; જેવું કે, કુશકી ફોતરાં વેચવામાં, દુધ, દહીં શાક, દયણું વિગેરેના પૈસા આપવામાં જરૂર પડે છે તેને માટે આપીએ તો બસ છે.

ભૂગોળ, ઈતિહાસનું લેસન તરીકે અભ્યાસ કરવાની જરૂર લાગતી નથી, પરંતુ પોત પોતાના દેશની વિગતો શિક્ષણ આપનાર બાઇ અઠવાડિયામાં થોડા કલાક કહી જાય તો વાતના રૂપમાં જાણી શકે. પોતાનાજ ગામની કેટલીક મુખ્ય જાણવા લાયક જગ્યાઓ, હુન્નર ઉદ્યોગ સંબંધિ હકીકતો, આપણા દેશમાં થઇ ગયેલા નામાંકિત પુરૂષો અને સ્ત્રીઓનાં ચરિત્રો, તેમનાંમાં કયા કયા મુખ્ય ગુણ હતા, આપણે તેમાંથી શું લઇ શકીએ તેમ છે વિગેરેનું બુદ્ધિને કાંઇક કેળવવામાં મદદગાર થઇ પડે તેવું જ્ઞાન અપાય તો ઠીક.

આરોગ્ય સંબંધીનું જ્ઞાન—જો કે નિરક્ષર બૈરાંઓને વાંચતાં લખતાં શીખવવું એ જરૂરનું છે પરંતુ તે સાથે આ જ્ઞાન તો મુખ્ય કરીને આપવાની જરૂર છે. નિશાળોમાં બાળાઓને અપાય છે તેવું શિક્ષણ તરીકે નહિ પણ વાર્તાના રૂપમાં તે અપાવું જોઇએ અને તેનો સાર તેમને પૂછાય તો તેઓ કેટલું સમજ્યા છે તેનો ખ્યાલ આવી શકે.

દરેક જાતનું જ્ઞાન મેળવવાને તેમની ઇચ્છા હોતી નથી, તેની જરૂરીઆત પણ તેઓ સમજતાં નથી તેથી અભ્યાસ તરીકે તો ફક્ત વાંચતાં અને લખતાં શીખશે, પણ આ ઉપરાંતના વખતમાં તેઓને આરોગ્ય સંબંધી બોધ મળ્યો હોય તો દેશને ઘણો લાભ થઇ શકે. આપણાં બૈરાંની અજ્ઞાનતાને લીધેજ મૃત્યુ પ્રમાણ વધારે આવે છે.

આરોગ્ય સંબંધિના શિક્ષણની અંદર મુખ્ય મુખ્ય બાબતોજ તેમને વધારે સમજાવવી. બળીઆ, ઓરી, અછબડા જેવા ચેપી રોગો બાળકોને કેવી રીતે અસર કરે છે તે વખતે રાખવાની સાવચેતી, બાળકોને વધારે ખોરાક આપવાથી, કપડાં નહીં પહેરાવવાથી,

ગમે તેવી ગંદી જગ્યામાં રમવા દેવાથી, રોજ ન નવરાવવાથી શું નુકશાન થાય છે આવી બાબતો ઉપર તેમનું લક્ષ દોરવાની જરૂર છે.

શિવણ કામમાં ચણીઆ, ચોળી, ઝભલાં શીવતાં તથા થીંગડું દેતાં, તુણતાં, બખીઓ ઓટણ કરતાં શીખવવું જોઇએ.

આ ઉપરાંત હમેશાં અડધો કલાક કોઇપણ સારૂં પુસ્તક વંચાય અને શિક્ષણ લેવા આવનાર દરેક જણ તે સાંભળે તેવી ગોઠવણ થાય તો તેમાં વધારે લાભ થાય તેવું છે.

જેમ કથા વંચાતી હોય ત્યાં આપણા લોકોનાં બૈરાં ભાગ લે છે તેમ આ સાંભળવાને માટે પણ આવવા માંડશે.

વળી અઠવાડિયામાં એક વખત જે લત્તામાં આવી કલાસો હોય તે લત્તામાં રહેનારા એચાર મિત્રોએ મળી કોઇ શિક્ષિત બાઇને આમંત્રણ કરી જુદા જુદા વિષયો ઉપર ભાષણ અપાવવું. જેથી ભણવા નહીં આવનાર બાઇઓ પણ લાભ મેળવી શકે.

જેમ બને તેમ બાઇ શિક્ષકોજ રાખવાં.

ત્રીજું શિક્ષણનો વખત હમેશાં બપોરના એકથી ત્રણ અથવા એકથી ચાર વાગતાં સુધીનો હોય તો ઠીક પડે. આ વખતમાં દરેક બૈરાં નવરાં હોય છે અને કાંઇ કામ ન હોવાથી કાંઇને કાંઈ કુથલીમાં, લઢવામાં, ઉંઘમાં એમ વખતને નકામો ગુમાવે છે. મજુરીઆત વર્ગ શિવાય દરેક બૈરાંને આ વખત અનુકૂળ આવે તેવો છે.

પ્રથમ એક બે બૈરાંને આગેવાની તરીકે ભાગ લેવા સમજાવી આવતાં કરવાં એટલે તેની પાછળ બીજાંઓ પણ આવશે. અને કદાચ બપોરના વખતમાં કામ કરવાનું હશે તો તે પણ આ બાબતમાં રસ પડવાથી વહેલું મોડું કરવાની ગોઠવણ કરતાં શીખશે. અને આળસુપણું તેમજ અનિયમિતપણું આવા શિક્ષણની ગોઠવણ થવાથી દૂર થઇ શકશે.

આ પ્રમાણે નિરક્ષર સ્ત્રીઓ માટે જુદા જુદા લત્તાઓમાં અનુકૂળ વખતે ઉપયોગી શિક્ષણ આપવા માટે ગોઠવણ કરવામાં આવે તો, તે. સ્ત્રીઓને લાભ છે એટલુંજ નહીં પરંતુ તેમની પ્રજાને પણ વધારે કેળવણી લેવાની તક તે માતાઓ આપશે એ વિશેષ લાભ છે.

હવે બીજી બાબત પ્રાથમિક શિક્ષણ પુરૂં કરી રહ્યા બાદ તે બાળાઓનું શિક્ષણ ચાલુ રહે અને લીધેલું શિક્ષણ દૃઢ થાય તેમજ તેમાં વૃદ્ધિ થાય તે માટે વિચારવાની છે.

એક તો ઉપર બતાવ્યા પ્રમાણે જુદા જુદા લત્તાઓમાં તેમને માટે પણ કલાસો ખોલવાની જરૂર છે. તેવા કલાસો દરેક લત્તામાં ન બને તો બે ત્રણ લત્તાઓની મધ્યમાં ખોલવા જોઇએ. કેટલીક વખત હાથમાં પુસ્તક લઇ ભણવા આવવું તેમજ દૂરના લત્તામાં ભણવા જવું એ આપણાં વ્યવહારની રીતથી મોટી ઉમરની સ્ત્રીઓને સંકોચ પમાડે છે. તેથી જો આવી હોમ કલાસો ખોલવામાં આવી હોય તો તેમની કેળવણી અટકે નહીં. અને ફેલાવો કરી શકાય.

શિક્ષણ તરીકે પણ ભાષા જ્ઞાન સંગીન બનાવવાનો પ્રયાસ કરવો જરૂરનો છે.

ગણિત ઉપયોગી ચાલી ગયેલું હોવાથી ખાસ જરૂર પડે તો થોડું શીખવવું જોઇએ.

ઈતિહાસ ભૂગોળમાં ઉપયોગી બાબતો ઉપર ધ્યાન અપાવવું. આરોગ્ય, સંબંધી જ્ઞાન, તેમજ બીજા ઉપયોગી વિષયો ઉપર જરૂરીઆતના પ્રમાણમાં ફેલાવો થાય તો ઠીક.

ખાસ કરીને તેઓમાં કેળવણી ફેલાવવા વખત બપોરનો રાખવો. અઠવાડિક ભાષણો દ્વારા જેમ બને તેમ તેનો ફેલાવો વધારો થશે એવું જણાય છે. તેથી સારાં કેળવાયલાં બહેનો મારફત તેવાં ભાષણો જુદા જુદા વિષયો ઉપર અપાવવાં, અને તેમાં આવા કલાસોમાં શીખવા આવનાર નિયમિત હાજરી લે તેવી ગોઠવણ કરવી.

વર્તમાનપત્રો ને પુસ્તકાલયોનાં વાંચનનો શોખ ઉપજાવવાં અને તે વાંચવા મળે તેવી વ્યવસ્થા કરી આપવી જોઇએ.

આ પ્રમાણે કરવાથી શિક્ષણની મજબુતી બંધાશે અને નિશાળો છોડયા બાદ નકામો ગુમાવાતો વખત ઉપયોગમાં આવી શકશે, તેઓમાં કેળવણીનો ફેલાવો કરવાની ધારણા છે તે ફલીભૂત થશે.

આજના વિષયમાં એકજ બાબત મુખ્ય જોવાની છે અને તે મોટી ઉમરની સ્ત્રીઓને કેળવણી લેવા માટે કઈ કઇ અગવડો પડે છે એટલે તે દૂર કરવાનાં સાધનો તૈયાર કરી આપવાં.

આને માટે પુરુષ વર્ગનેજ ખાસ કરીને પોતાનું હૃદય ચોકખું કરવાની જરૂર છે. કેટલીક સ્ત્રીઓને કેળવણીની જરૂર જણાય છે પણ પુરુષવર્ગ તરફનીજ અનુકૂળતા નથી. જો કે પુરુષો બહાર બણગાં ફુંકે છે કે કેળવણી આપો, કેળવણી આપો, પણ તેમને કેવી રીતે અનુકૂળતા કરી આપવી તે તરફ લક્ષ અપાતું નથી. તેથી દરેક બંધુઓ પોતાની પુત્રીઓ, બહેનો અને સ્ત્રીઓને પડતી અગવડો દૂર કરવાનું માથે લે તો તે અગવડો દૂર થાય તેવી છે.

**(૯) શિક્ષિકાઓની ટ્રેઇનીંગનો પ્રશ્ન**—એ વિષય ઉપર બોલતાં રા. ગટુલાલ ગોપીલાલે જણાવ્યું કે, સ્ત્રી કેળવણીના પ્રસાર માટે વધારેને વધારે સ્ત્રી શિક્ષકોની જરૂર છે, એમ આપણે ચોમેર સાંભળીએ છીએ, તેથી ત્હેમની ટ્રેઈનીંગ વિષે આપણે વિચાર કરવો જોઇએ. હાલ આપણા ઇલાકાના દરેક વિભાગમાં એક ફીમેલ ટ્રેઇનીંગ કોલેજ છે. ત્હેમાં દાખલ થવા માટે ગુજરાતી ૫ મું ધોરણ પાસ કરીને એક ખાસ પ્રવેશક પરીક્ષામાં શિક્ષિકાને ફતેહમંદ થવું પડે છે. નિશાળોમાં જે રીતે ત્હેમને વિષયો શીખવવાના છે, તે ઉપર આ કોલેજમાં જોઇએ તેટલું ધ્યાન આપી શકાતું નથી કારણકે ઘણા વિષયોનું જ્ઞાન આપવામાંજ ઘણોખરો વખત જાય છે. યોગ્ય શિક્ષિકાઓની સંખ્યા વધારવાને વધારે ટ્રેઇનીંગ કોલેજની જરૂર છે. હાલ જગાની તાણને લીધે-ઘણી ઉમેદવારોને પાછું જવું પડે છે. સંખ્યાની બાબતમાં એક બીજો પણ બાધ છે. કેળવણી ખાતાના હાલના નિયમ પ્રમાણે પોતાના કાયદેસર વાલીની પરવાનગી શિવાય કોઇ બાઇને દાખલ કરી શકાય નહિ. હવે જો દાખલ થવા આવનાર બાઇ કોઇ મહેતાજીની પત્ની કે પુત્રી હોય તો કાંઇ વાંધો પડતો નથી. ઘણી વિધવાઓ પણ આવે છે, અને તેમના સંબંધમાં પણ બહુ મુશ્કેલી નડતી નથી. પણ ત્રીજો વર્ગ વગર વાંકે તજાએલી સ્ત્રીઓનો હોય છે. તેમને દાખલ કરવા માટે

તેના પતિની સંમતિની જરૂર પડે છે. અને તે મેળવવી ઘણીજ મુશ્કેલ છે. માટે પરવાનગી વિષે આ નિયમ જો દૂર કરવામાં આવે તો શિક્ષિકાઓની સંખ્યામાં વધારો થાય. આજ સ્ત્રીઓના નિર્વાહનો આધાર આ ધંધા ઉપરજ હોય છે. માટે તે દૃષ્ટિથી પણ આ વાત જોવી જોઇએ. ટ્રેઇનીંગ કોલેજમાં દાખલ થતી વખતે જે કરાર કરવામાં આવે છે, તે અનુસાર જો તે બાઇ શિક્ષણ પુરૂં થયા પછી ભણાવવાને ના મરજી બતાવે તો સ્કોલરશીપના પૈસા પાછા આપવાને તે બંધાએલી રહે છે. પરંતુ આ માટે વાલીનીજ જરૂર નથી પણ કોઇપણ સારો માણસ જામીન થઇ શકે. મ્હારા અનુભવ પ્રમાણે સ્ત્રીઓનાં મગજ કાંઇ નીચી ભૂમિકાનાં નથી, છતાં પુરૂષ શિક્ષકોના કરતાં સ્ત્રી શિક્ષિકાનો અભ્યાસક્રમ વણોજ નીચો રાખવામાં આવ્યો છે. ટ્રેઇનીંગ કોલેજમાં શિક્ષણશાસ્ત્ર શિખવવું જોઇએ તેને બદલે તેમને પોતાનેજ શિખવવામાં ઘણો વખત જાય છે. માટે જો વધારે ભણેલી સ્ત્રીઓને દાખલ કરવામાં આવે તો ઠીક પડે. માધ્યમિક શાળાઓને લગતી જુદી ટ્રેઇનીંગ કોલેજ પણ જોઇએ. હાલની મુંબાઇની કોલેજમાં સ્ત્રી શિક્ષકોને અનુભવને માટે જો કન્યાશાળા આપવામાં આવે તો તેમને વધારે અનુકુળ થાય. આમ છતાં સારી સ્ત્રી શિક્ષકોની ગેરહાજરીમાં પુરૂષ શિક્ષકોનો લાભ લેવો જોઇએ. સ્ત્રીઓની વ્યવસ્થા નીચે પુરૂષ શિક્ષકો હોય તો હરકત નથી. ખાનગી કલાસોમાં પણ ટ્રેઇનીંગ આપી શિક્ષિકાઓ તૈયાર કરવી જોઇએ.

(૧૦) **કન્યાશાળાઓનું ઇન્સ્પેક્ષન**—એ વિષે બોલતાં રા. રામમોહનરાયે કહ્યું કે કેળવણી ખાતાનો હું અનુભવી નથી. પરંતુ ઇન્સ્પેકટરોની સ્ત્રીશિક્ષકો તરફ વર્તણુક સ્હામે મ્હને ઘણીજ ફરીઆદો મળેલી છે. આ અનિષ્ટ સ્થિતિમાં સુધારો કરવા માટે પ્રથમ તો સ્ત્રી શિક્ષકોનો દરજ્જો વધારવો જોઇએ. પણ ખરો ઉપાય તો એ છે કે કન્યાશાળાઓનું ઇન્સ્પેકશન સ્ત્રી ઇન્સપેકટરોને સોંપવું જોઇએ. અને તે કાર્ય માટે જો દેશી બાઇઓ ન મળે તો તે જગ્યાએ યુરોપીઅન બાઇ નીમવાને કાંઇ વાંધો નથી.

આખી ચર્ચાનો ઉપસંહાર કરતા પ્રમુખ સૌ. વિદ્યાગૌરીએ કહ્યું કે એ દિવસનું આપણું વિવેચન કાંઇ નિરર્થક ગયું નથી, જો કે મતભેદ તો ઘણા વિષયોમાં રહ્યા છે. ખાસ કરીને કન્યાઓ માટે જુદા અભ્યાસક્રમ વિષે ઘણા વિરોધી મત જણાવવામાં આવ્યા છે. આથી ચર્ચાનો સાર લેતાં એટલું તો સિદ્ધ છે કે જેમ બને તેમ શિક્ષણનાં દ્વાર ખુલ્લાં કરવાં જોઇએ, અને તે માટે જુદી જુદી જાતની શાળાઓ ઉઘાડવાને પણ હરકત નથી. જેને જ્યાં યોગ્ય લાગશે ત્યાં તે શિક્ષણ લેશે. હાલની સરકારી શાળાઓમાં જેમને ન ફાવતું હોય, ત્હેમને માટે જુદી વ્યવસ્થા કરવાની જરૂર છે. સૌ. શારદાબ્હેને વિચારપૂર્વક જણાવ્યું છે કે સ્ત્રીઓ માટે જુદા જુદા અભ્યાસક્રમની જરૂર છે. તેમ હોય તો જુદા ખાતાં કાઢવાં જોઇએ. આમ ગમે તેવી યોજના કરવામાં આવે તો પણ આશય તો હંમેશાં ઉંચો રાખવો જોઇએ. કદાચ વ્યવહારમાં ન મૂકી શકાય તો Second best થી સંતોષ માનવો જોઇએ. કોલેજમાં શિક્ષણ જેમણે મેળવ્યું હોય તેઓ પુરૂષોની સામે લડશે એવું કાંઇ નથી. માટે બે જાતિઓ વચ્ચે વિરોધ વધે એવી દલીલ સ્ત્રીઓની ઉંચી કેળવણી સામે રજુ ન કરવી જોઇએ. સ્ત્રીઓ પુરૂષોને કેમ વધારે ઉપયોગી થાય એ દૃષ્ટિથી નહિ પણ પોતાના સમાજ અને દેશને કેમ વધારે ઉપયોગી થાય એ દૃષ્ટિથી ત્હેમની કેલવણીનો નિશ્ચય કરવો જોઇએ.

પોતાની કેલવણીની જરૂરીઆતો વિષે સ્ત્રીઓનેજ માગણી કરવા દો, અને જો તે જુદો ક્રમ માગે તો તેમને ખુશીથી આપો. કલાનું જ્ઞાન સ્ત્રીઓના પ્રદેશમાં હોવાથી તે તેમને આપવું જોઇએ. ઇન્સ્પેક્શન વિશે રા. રામમોહનરાયે જે હકીકત કહી છે તે ધ્યાનમાં લેવા યોગ્ય છે.

અંતમાં એ સંમેલન બોલાવવા માટે પરિષદના કાર્યવાહકોને ઉપકાર માનીને તેમજ પોતાને પ્રમુખપદ આપવા માટે આખી સભાનો આભાર માનીને પોતાનું ભાષણ સમાપ્ત કર્યું હતું.

પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકતાં ડો. હરિપ્રસાદે જણાવ્યું કે જ્યારે જ્યારે આવા સંમેલનોમાં ભાગ લેવાને તેમને આપણે વિનંતિ કરીએ છીએ ત્યારે તેઓ આનંદથી સ્વીકાર કરે છે. પોતાના આદર્શથી તેમજ સમાજસેવાથી સ્ત્રીઓની કેળવણીને આ શહેરમાં તેમણે ઘણો વેગ આપ્યો છે. રા. હીરાલાલ પારેખે તે દરખાસ્તને અનુમોદન આપ્યું હતું. અને તે પછી સંમેલનનું વિસર્જન થયું હતું.



# પરિશિષ્ટ ૫.

## પ્રાથમિક શાળાઓના શિક્ષકોનું સંમેલન.

આ પરિષદ્‌ને અંગે પ્રાથમિક શિક્ષણના કેટલાક સવાલો ચર્ચવાને અત્રેની પ્રાથમિક શાળાના કેટલાક શિક્ષકોનું સંમેલન તા. ૧૫ મી ઓકટોબરના દિવસે મેળવવામાં આવ્યું હતું. પ્રો. હરિલાલ માધવજી ભટ્ટને પ્રમુખસ્થાન અપાયા બાદ ચર્ચા શરૂ થઇ હતી.

**૧ અભ્યાસક્રમની યોગ્યતા:**

એ વિષે બોલતાં એક શિક્ષકે જણાવ્યું કે બાળવર્ગ માટે તો કાંઇ કહેવાનું નથી. પરંતુ પહેલા ધોરણમાં આંક ઓછા કરવા જોઇએ. તે પ્રમાણે બીજા ત્રીજા ધોરણમાં પણ ગણિતનો ક્રમ જરા હલકો હોવો જોઇએ. ડ્રોઇંગ અને કસરત માટે જુદા શિક્ષકો હોવા જોઇએ તથા બને તો વર્ગવાર નહિ પણ વિષયવાર શિક્ષકો હોવા જોઇએ. અન્ય શિક્ષકે જણાવ્યું કે વડોદરા રાજ્યની માફક બધાં ધોરણોમાં નીતિનું શિક્ષણ આપવું જોઇએ. ઇતિહાસના સંબંધમાં તેમણે કહ્યું કે હાલનો ઇતિહાસ મુસલમાન કાળથી મોટે ભાગે શરૂ થતો હોવાથી આપણી અધોગતિ અને પરાધીનતાની છાપ વિદ્યાર્થીઓના મન ઉપર પડે છે. દેશના પ્રાચીન ઇતિહાસની ઘણી વધારે વાતો શિખવવી જોઇએ. ડ્રોઇંગનો ક્રમ નાલાયક છે કારણ કે પહેલાજ ધોરણમાં સીધી આડી લીટીથી ક્રમવાર શરૂઆત કરવાને બદલે ચકલી, પોપટ, બગલુ વિગેરે ચિતરવાનું કહેવામાં આવે છે. બીજા એક વક્તાએ કહ્યું કે હાલના અભ્યાસક્રમમાં કાંઇ નવા વિષયો ઉમેરવાના નથી પણ તેની વહેચણીમાંજ ફેરફાર કરવાની જરૂર છે. જો હસ્તકળાનું શિક્ષણ પ્રાથમિક શાળામાં આપવું હોય તો ટ્રેઇનીંગ કોલેજમાં તેની શરૂઆત કરવી જોઇએ. પહેલા ધોરણમાં ગણિતનો ક્રમ હલકો કરવાની સૂચનાને તેમણે અનુમોદન આપ્યું હતું. બીજા ગૃહસ્થે જણાવ્યું કે બાળવર્ગમાં દસ ઉમેરવાનું અને બાદ કરવાનું બરાબર શિખવી શકાય નહિ. બીજા ધોરણમાં સ્થાનિક ભૂગોળ જો ગામડાની હોય તો ઘણી સહેલી હોય પણ જો અમદાવાદ શહેરના અટાપટા રસ્તા અને ગલીકુંચી પૂછવામાં આવે તો તે યોગ્ય નથી. ક્રમમાં સહેલી ત્રીરાશી બહુરાશી ન રાખવી જોઇએ કારણ કે કોઇ દાખલો પરીક્ષકને સહેલો લાગે તે બીજાને અઘરો જણાય. ત્રીરાશી સંપૂર્ણ શિખવાય ત્યાંજ રાખવી જોઇએ. ડ્રોઇંગ છ ધોરણ સુધી ઐચ્છીક વિષય છે એટલે તે ઉપર બરાબર ધ્યાન આપી શકાતું નથી. અને છતાં સાતમા ધોરણમાં તે ફરજીઆત વિષય છે. બીજા શિક્ષકે કહ્યું કે બાળવર્ગમાંના બાળકો દશ સુધી ઉમેરી શકે પણ બાદ કરી શકે નહિ. પહેલા ધોરણમાં આંકના ઘણા કપરા સવાલો પરીક્ષકો પૂછે છે માટે તે સંબંધમાં સુધારો થવો જોઇએ. ત્રીજા ધોરણના ગણિતમાં પણ સરવાળા બાદબાકી વગેરેના ઘણાજ મિશ્ર હિસાબ પૂછવામાં આવે છે, જે વિદ્યાર્થીઓને ઘણા અઘરા લાગે છે.

## ૨ પાઠય પુસ્તકો.

એ વિષે એક શિક્ષકે જણાવ્યું કે બાળપોથી તો ઠીક છે. પરંતુ પહેલી ચોપડીમાં બધા પાઠ અને ખાસ કરીને પદાર્થ પાઠ ઘણા લાંબા છે જેથી દરેક શીખવતાં એ ત્રણ દિવસ થઇ જાય છે. જે કેટલીક વસ્તુઓ વિષે પાઠ લખવામાં આવ્યા છે તે અહીઆં મળતા નથી એ એક મોટી મુશ્કેલી છે. ભૂગોળના પાઠય પુસ્તકો ભાગ ૧ લો અને ૨ જો બન્ને શિક્ષણ માટે યોગ્ય નથી. ગામડાની રાજકીય ભૂગોળ આપવી જોઇએ. કાર્ય કારણનો સંબંધ પણ બતાવવો જોઇએ જેથી મનુષ્યના જીવન ઉપર થતી હવા પાણીની અસર બરાબર સમજી શકાય. એ. પ્રિન્સીપાલ પ્રાન્જપેના ઠરાવ પ્રમાણે પાઠય પુસ્તકો પસંદ કરવાની સત્તા હેડ માસ્તરને હોવી જોઇએ. તેમણે પૂછયું કે માર્સડનના જેવો નિસત્વ ઇતિહાસ શા માટે મંજુર કરવો જોઈએ? અને ભરતખંડનો સરળ ઇતિહાસ શા માટે શીખવવાને યોગ્ય ગણવો જોઇએ નહિ? સાતમા ધોરણની વાંચનમાળાના પદાર્થ પાઠ ઘણા સખત છે તે સહેલા થવા જોઇએ. અન્ય શિક્ષકે જણાવ્યું કે હાલ વાંચનમાળામાં પાઠોના ભાગ કરવામાં આવેલા હોવાથી તે પુસ્તકમાં આપેલા ક્રમમાં નહિ પરંતુ એક પહેલા ભાગમાંથી, એક બીજામાંથી, એક ત્રીજામાંથી એમ શીખવવાની જરૂર પડે છે, માટે પહેલાની માફક બધી જાતના પાઠની સેળભેળ કરવી જોઇએ. કવિતાઓ ઘણીજ વિચિત્ર છે: દાખલા તરીકે બકરીનું બચ્ચું અને 'પિતાની કુહાડી.' અને બીજા શિક્ષકે કહ્યું કે સાતમા ધોરણની ચોપડીની પહેલી કવિતા જે કવિ ન્હાનાલાલે બનાવી છે તે તો થોડાજ શિક્ષકો સમજી શકે તો પછી વિદ્યાર્થીઓને તો કેમજ શીખવી શકાય. બીજા શિક્ષકે ઉમેર્યું કે પાંચમી ચોપડીમાં કવચિત ઘણા સૂક્ષ્મ વિચારો છે તો કવચિત્ ઘણીજ અણઘડ ભાષા નજરે પડે છે. એક ગૃહસ્થે જણાવ્યું છે કે આપણી વાંચનમાળા હિંદી અને બંગાળી કરતાં તો વધારે સારી છે એવો મારો અભિપ્રાય છે. છતાં એમ કહેવું જોઇએ કે કવિતાની પસંદગી ઘણીજ ખરાબ છે. ઘણી કવિતાઓમાં કોઈ જાતનું માપ કે બંધ નથી. 'સતનું ચિત ચિંતન રે કરવું,' 'રચના રચનારની,' વગેરે કવિતાઓ અર્થહીન છે. આમાંની બીજી કવિતા વિષે કહેવામાં આવ્યું છે કે તે એક મનોયત્ન તરીકે શીખવવાની છે. Longfellow's Psalm of Life નું ભાષાંતર ઘણુંજ ખરાબ અને અનિષ્ઠ છે. અખાની કેટલીક તત્વજ્ઞાનની કવિતાઓ છોકરાઓને સમજાવી શકાય એવી નથી. છઠ્ઠી અને સાતમી ચોપડીના પદાર્થપાઠ ઘણા કઠિન છે તેને બદલે ઘણા સહેલા પાઠ મુકવા જોઇએ. હમણાં ઇતિહાસના ક્રમમાં થયેલા ફેરફારને લીધે સાતમી ચોપડીના ઇતિહાસના પાઠ છઠ્ઠી ચોપડીમાં મુકવામાં આવ્યા છે. એકંદર ચિત્રો પણ ઘણાં ખરાબ અને અનુચિત છે. અન્ય ગૃહસ્થે જણાવ્યું કે વ્યાકરણના એક પુસ્તકની ઘણીજ ખોટ છે તે લખાવું જોઇએ. વળી પુસ્તકોની વારંવાર નવી આવૃત્તિ થાય છે એથી એક જણની ચોપડીનો ઉપયોગ બીજો વિદ્યાર્થી કરી શકતો નથી. પાંચ કે દશ વર્ષ સુધી તેમાં કાંઇપણ ફેરફાર ન થાય એવો નિયમ થવો જોઇએ. અન્ય શિક્ષકે જણાવ્યું કે વ્યુત્પત્તિના સારા પુસ્તકની જરૂર છે અને છઠ્ઠા અને સાતમા ધોરણની ભૂમિતી ઘણીજ અધરી છે. બીજા એક શિક્ષકે કહ્યું કે નેબ્યુલા સૂર્ય અને ગ્રહો વિષે જે પાઠ છે તે સમજી શકાય એવા નથી. ગૉખલે સોસાઈટીના એક સભાસદે જણાવ્યું કે શાળાપત્ર વિષે કોઈ શિક્ષકે કાંઈ કહ્યું નથી એ નવાઇભરેલું છે. તેમાં હાલ શિક્ષકોને ઉપયોગી થાય

એવી થોડીજ બાબતો આવે છે માટે તે સંબંધમાં ચર્ચા કરવા પરિષદ્‌ને હું ભલામણ કરૂં છું. એક શિક્ષકે કહ્યું કે લાલશંકરનું ગણિત વર્ષો પહેલાં રચાએલું હોવા છતાં તે હજી સુધી કેમ શિખવવામાં આવે છે તે સમજાતું નથી. દેશી નામાની પ્રેમચંદ કરમચંદની ચોપડીમાં પણ ઘણો સુધારો થવો જોઇએ કારણ કે હુંડીનામા વીગેરે અઘરી બાબતો તેમાં મુકવામાં આવી છે. પાંચ પૈસાની કિંમતની આરોગ્ય વિદ્યાને બદલે આરોગ્ય વિજ્ઞાનની પાંચ આનાની ચોપડી દાખલ કરવામાં આવી છે અને કારણરૂપે જણાવવામાં આવ્યું છે કે પહેલી ચોપડી હવે મળતી નથી. હાલ ગુજરાતી ભાષામાં નિબંધ લેખન પણ બરાબર શીખવવામાં આવતું નથી. જે કાગળો લખાવવામાં આવે છે તેમાં સ્વસ્તિશ્રી વગેરેની જુની શરૂઆતજ રાખવામાં આવે છે. અન્ય સદ્‌ગૃહસ્થે જણાવ્યું કે વાંચનમાળાની ચોપડીમાં શુદ્ધિપત્ર નજ હોવા જોઇએ જ્યારે હાલ દરેક પુસ્તકમાં લાંબુ શુદ્ધિપત્રક નજરે પડે છે અને તે ઉપરાંત કેટલીક વધારાની ભૂલો પણ દેખાય છે.

### ૩ પરીક્ષાની પદ્ધતિ.

એ વિષે બોલતાં એક શિક્ષકે જણાવ્યું કે આ વિષયને અભ્યાસક્રમ તેમજ પાઠ્ય પુસ્તકો સાથે ઘણોજ સંબંધ છે. અનુભવ ઉપરથી એમ જણાય છે કે પ્રાથમિક શાળાના બાળ વિદ્યાર્થીઓ પાસે પરીક્ષકો ઘણીજ મોટી આશા રાખે છે. સાતમા ધોરણમાં ગણિતના બહુ અઘરા દાખલા નહિ મુકવા જોઇએ. પરીક્ષાનું માપ કેટલું રાખવું જોઇએ એ વિષે પરીક્ષકોને બરાબર ખબર હોતી નથી. એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે ડેપ્યુટી અને શિક્ષકો વચ્ચે ઘણીવાર પરિક્ષાના સંબંધમાં તકરાર થાય છે. અને જો અઘરા સવાલો પુછવાથી પરિણામ ખરાબ આવે તો શિક્ષકને ઘણુંજ નુકશાન થવાનો સંભવ રહે છે. આસીસ્ટંટ ડેપ્યુટી પરીક્ષકોને શિક્ષણના વિષયોનું બરાબર જ્ઞાન પણ હોતું નથી. તેમાંના આશરે નેવું ટકાને દેશી નામુ આવડતું નથી. આશરે એંસી ટકાને ગણિતનું જ્ઞાન હોતું નથી અને લગભગ ૭૫ ટકાએ વાંચનમાળાના પુસ્તકો વાંચ્યાં હોતાં નથી. શિક્ષણનો બધો આધાર પરીક્ષા ઉપરજ રહેતો હોવાથી તેઓ પોતેજ જ્ઞાન સંપન્ન હોવાની જરૂર છે, હાલ તો તેઓ પોતે કોઇપણ વિષયનો કથિત પાઠ ભાગ્યેજ આપી શકે. અન્ય શિક્ષકે કહ્યું કે એક શાળાની પરીક્ષા પરિક્ષક ત્રણ દિવસમાં લે, જ્યારે શિક્ષક વિદ્યાર્થીઓના સંબંધમાં આખું વર્ષ રહી શકે તો તેમાંથી પરીક્ષા લેવાને વધારે લાયક કોણ ? હાલની કઠિન પરીક્ષા પદ્ધતનું પ્રમાણ વિદ્યાર્થીઓના તાર કહાડવામાં આવી રહી છે. હાલ તો પરિક્ષક એક ગામમાં સવાલ પૂછે તેની ખબર આસપાસના ગામમાં ફરી વળે છે અને તે અનુસાર તેમને ગોખણપટ્ટીથી તૈયાર કરવામાં આવે છે. ભાષાની વ્યુત્પત્તિ વિષે પણ હાલ ઘણા કઠિન સવાલો પૂછવામાં આવે છે. હાલની શિક્ષણપદ્ધતિથી શિષ્યોનાં લોહી ચૂસાય છે એમ તેમનું કહેવું હતું. જો કોઈ માસ્તર પરિક્ષકને કાંઇ કહેવા જાય તો તે તેમને ચૂપ રહેવાનું કહેવામાં આવે છે. પાસ થતા વિદ્યાર્થીઓના ટકા ઉપરથી તેમના શિક્ષણની કીંમત કરવામાં આવે છે એથી પરીક્ષકો આગળ મહેતાજીઓ ધ્રુજે છે.

અન્ય શિક્ષકે કહ્યું કે હાલની સ્થિતિમાં નથી મહેતાજીઓનો દોષ કે નથી પરિક્ષકોનો દોષ, પણ જમાનાનો દોષ છે. ઇંગ્લાંડમાં બાળવર્ગમાં પૂછાતા પ્રશ્નોને જોઇને પરીક્ષકો

અહીંઆં પણ તેવા પ્રશ્નો પૂછે છે. પણ એમણે ધ્યાનમાં રાખવું જોઇએ કે ઈંગ્લાંડના અને અહીંઆંના શિક્ષકો અને સાધનો વચ્ચે ફેર છે. ઈંગ્લાંડમાં સરવાળા બાદબાકી સમજાવવા માટે મિણબત્તી જેવી વસ્તુના સંખ્યાબંધ આકાર પાટીયા ઉપર ચીતરવામાં આવે છે. પણ અહીંઆં માસ્તરને ડ્રોઇંગ ન આવડતું હોવાથી મોઢેથીજ બધું શીખવવામાં આવે છે. શિક્ષણના સંબંધમાં પણ તેમણે કહ્યું કે કેટલેક સ્થળે કેદીના ઉપર રૂ. ૧૦ નો ખર્ચ કરવામાં આવે છે ત્યારે અન્ટ્રેઈન્ડ મહેતાજીને ફક્ત નવ રૂપિયા આપવામાં આવે છે. અન્ય ગૃહસ્થે જણાવ્યું કે ખરૂં જોતાં આસીસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરે મુલાકાત લઇનેજ સંતોષ ન માનવો જોઇએ પણ શિક્ષક પાસે પાઠ લેવડાવવા જોઇએ અને જાતે પાઠ શીખવવા જોઇએ. અઘરા વિષયો સહેલાઇથી કેમ શિખવી શકાય એ પણ દેખાડવું જોઇએ વિદ્યાર્થીઓના દેખતાં શિક્ષકોને અને શિક્ષકોના સમક્ષ હેડમાસ્તરને એમણે ઠપકો ન આપવો જોઇએ અને એકંદર તેઓ શિક્ષકના સલાહકાર મિત્ર બનવા જોઇએ.

## ૪ ભણાવવાનો સમય અને રજાઓ.

એ વિષે બોલતાં એક શિક્ષકે જણાવ્યું કે અર્ધો કલાક સારી રીતે શીખવવામાં આવે તો તે હાલના પાંચ કલાકના શિક્ષણ કરતાં વધારે ઉપયોગી નીવડે. માટે શિક્ષણની સંગીનતા ખાસ ધ્યાનમાં લેવી જોઇએ. કેદખાના જેવાં ખરાબ મકાનોમાં કુમળા બાળકોને પાંચ કલાક કે વધારે વખત ગોંધી રાખવામાં આવે અને પછી કેટલીક વાર એક કે બે કલાક ઘેર ટયુશન આપવામાં આવે તો પછી તેમની સ્થિતિ કેવી થાય? સુધરેલા સર્વ દેશમાં બાળવર્ગને ત્રણ કે ચાર કલાક રાખવામાં આવે છે ત્યારે અહીંઆ ૫॥ કલાક શીખવવામાં આવે છે. હવે આ બાળકોને રમાડતાં શિક્ષકોને આવડતું નથી તેમ રમવાને માટે ખુલ્લી જગા પણ હોતી નથી એટલે કલાકો સુધી ખરાબ જગ્યામાં કાંતો તેમને બેસાડી રાખવામાં આવે છે અથવા ગમે તેટલી વાર અગીઆરા ગોખાવવામાં આવે છે. શિક્ષકોનો પગાર ટુંકો હોવાથી તેમને ઘેર ઘણું કામ કરવાનું હોય છે. અને તેથી તેમનાથી કાંઈ તૈયારી થઇ શકતી નથી. છોકરાંઓને ઝટ બી. એ. કરવાનો વિચાર છોડી દઇ આ કેદખાનામાંથી તેમને મુકત કરવાં જોઇએ. અન્ય શિક્ષકે જણાવ્યું કે અત્રેની શાળાનો વખત હમણાંજ વધારી તે ૫॥ કલાકનો કરવામાં આવ્યો છે. આ ફેરફારનો ખરો અનર્થ શિઆળામાં સમજાશે. કારણ કે બાળકોને ઘેર જતાં સાંજ પડી જશે. આ અડધો કલાક ડ્રીલ માટે રાખવામાં આવ્યો છે પરંતુ છુટી જગ્યા ન હોય ત્યારે તો ડ્રીલ ફારસ જેવીજ થાય. માટે શાળાનો વખત કમી કરવોજ જોઇએ. મકાનો ઘણીવાર ગંદકીમાં હોય છે અને પાસે ઘણી દુર્ગંધ પણ ક્વચિત્ આવે આવી જગ્યાએ લાંબા સમય સૂધી વિદ્યાર્થીઓને બેસાડી મૂકવાથી તેમને ઘણુંજ નુકશાન થાય છે. અન્ય વકતાએ કહ્યું કે :ઉપરના ધોરણમાં તો પાંચ કલાકનો ક્રમ જોઇએ નહિં કે બધા વિષયો પુરા કરી શકાય નહિ. બાળવર્ગ માટે ૧૧ નો ટાઇમ યોગ્ય નથી. પહેલાં ત્રણ ધોરણ માટે બારથી ત્રણનો વખત જોઇએ. બીજા શિક્ષકે કહ્યું કે પ્રાથમિક શાળાઓમાં ઉનાળાની રજા પાળવી જોઇએ. અને પરિક્ષા ચોમાસાને બદલે માર્ચ એપ્રીલમાં લેવી જોઇએ.

## ૫ મકાનો.

એ વિષે બોલતા એક વકતાએ કહ્યું કે જે વખતે બાળકોનાં શરીર ખીલવવાનાં હોય તે વખતે તો તેમને ઘણી સારી જગ્યામાં રાખવાં જોઇએ. પરંતુ હાલનાં મકાનોમાં ક્વચિત્ અંધારૂં અને ખરાબ હવા હોય છે ત્યારે બાગ અને કસરતશાળા હોતી નથી. આથી છોકરાઓની ઇંદ્રીઓ ખિલતી નથી; પણ ઘણીજ દબાઇ જાય છે. રજામાં છૂટથી વાતચીત કરી શકે એટલી પણ જગ્યા હોતી નથી. એક ઓરડામાં ઘણા વર્ગો બેસાડવામાં આવે છે પણ તેની વચ્ચે પડદા પણ મૂકવામાં આવતા નથી. જ્યારે વધારે સારા મકાનની માગણી કરીએ છીએ ત્યારે જવાબ મળે છે કે પહેલાંના વખતમાં તો ધુળ ઉપર છોકરા બેસતા હતા. બીજા શિક્ષકે કહ્યું કે અહીંઆ બે શાળાઓમાં આશરે છસો છોકરા છે અને જગ્યાની ઘણીજ તુટ પડે છે, જ્યારે નવું મકાન લેવાનું હોય છે ત્યારે તે સોંઘા ભાડામાં મેળવવાનું કહેવામાં આવે છે. ટેબલ વગેરે સામાન ઉપર જરા પણ ધૂળ ન હોવી જોઇએ એવી સૂચના હોય છે. પણ ત્રણ રૂપિયાના કન્ટીનજન્ટમાં આખી નિશાળ સી રીતે સાફ કરી શકાય ? એક ઓરડીમાં દોઢસો છોકરા રાખશો તો ભવિષ્યના શહેરીઓ કેમ પેદા થશે ? એક એક સદ્‌ગૃહસ્થે જણાવ્યું કે જમીન લીંપણવાળી હોય ત્યારે ભોંય ઉપર સાદડી શેતરંજી વગેરે પાથરવાની વ્યવસ્થા થવી જોઇએ. એક શિક્ષકે કહ્યું કે અમે દર મહિને ગંદકી દૂર કરવા વિષે કહીએ છીએ ત્યારે સેજસાજ સુધારો થાય છે અને બધું સ્વચ્છ થયું છે એમ અમારે લખી આપવું પડે છે. પણ ફરીથી બીજે મહિને અમારે એ વિષે ફરિયાદ કરવી પડે છે. બીજા શિક્ષકે કહ્યું કે મ્હારા કલાસમાં ૪૭ છોકરાઓ છે તેઓને ઘણી મુશ્કેલીથી ભોંય ઉપર બેસાડી–સમાવી શકાય છે. તો પછી ત્યાં પાટલીઓ કેમ સમાવી શકાય ? એક નિશાળ આકાશેઠના કુવાથી કોકડીઆની પોળ સુધી છ કટકે બેસાડવામાં આવી છે.

## ૬ શાળાઓમાં દાખલ થતા વિદ્યાર્થીઓની વય.

એ વિષે બોલતાં એક શિક્ષકે જણાવ્યું કે છોકરો ચાર વર્ષનો થાય છે કે તુરત તેને પાંચ કલાક સાચવવા માટે માબાપ નિશાળે મોકલે છે. જુના વખતમાં સાત વર્ષનો નિયમ હતો અને લગભગ ૧૬ વર્ષથી પાંચને બદલે ચાર વર્ષનો નિયમ કરવામાં આવ્યો છે. હવે ઓછામાં ઓછા પાંચ વર્ષ પુરાં કર્યા સિવાય કોઇ બાળકને શાળામાં દાખલ કરવું ન જોઇએ. બીજા શિક્ષકે જણાવ્યું કે બાળકોને નિશાળે શા હેતુથી મોકલવામાં આવે છે–સાચવવાને કે ભણાવવાને ? જો યોગ્ય શિક્ષકો મકાનો, અને સાધનો હોય તો ત્રણ વર્ષના બાળકને પણ ભણાવી શકાય પણ હાલના સંયોગોમાં તો પાંચ વર્ષનો નિયમ કરવો જોઇએ. બીજા શિક્ષકે ફરીયાદ કરી કે બાળ વર્ગમાં વર્ષના ગમે તે માસમાં નવા છોકરાને દાખલ કરવામાં આવ છે.

## ૭ છોકરા છોકરીઓને સાથે ભણાવવાના લાભ ગેરલાભ.

એ વિષે વિષે એક શિક્ષકે કહ્યું કે શિક્ષિકાઓ ઘણું ઓછું ભણેલી હોવાથી કન્યાશાળામાં સારૂં શિક્ષણ અપાતું નથી તેથી જો અગીઆર વર્ષ સુધી છોકરીઓને છોકરાની નિ-

શાળમાં ભણાવવામાં આવે તો ખોટું નથી. અન્ય શિક્ષકે કહ્યું કે ઘણે ઠેકાણે છોકરા છોકરીઓને ભેગાં ભણાવવાનુંજ અનુકુળ પડે કારણ કે સાત આઠ છોકરીઓ માટે જુદીજ કન્યાશાળાઓ કાઢી શકાય નહિ. બીજા શિક્ષકે કહ્યું કે આ જમાનો ધાર્મિક નથી માટે કન્યાઓને હંમેશાં જુદીજ ભણાવવી જોઇએ અને તેમને માટે સારી સ્ત્રી શિક્ષિકાઓ ઉત્પન્ન કરવી જોઇએ.

## ૮ ઉંચા વર્ગોમાં ઇંગ્રેજીનું શિક્ષણ.

એ વિષે એક શિક્ષકે કહ્યું કે આવું શિક્ષણ ઘણુંજ જરૂરનું છે અને તે આપી પણ શકાય જો બીજા વિષયો કમી કરવામાં આવે તો. અન્ય વક્તાએ કહ્યું કે રાજપીપળા સ્ટેટમાં આ પદ્ધતિ દાખલ કરવાથી ઘણાં સારાં પરિણામ આવ્યાં છે. ઘણા વિદ્યાર્થીઓ પ્રાથમિક ધોરણોનો અભ્યાસ પુરો કરીને ઇંગ્રેજી ચોથા ધોરણમાં દાખલ થયા છે અને કેટલાક બી. એ. માં પાસ થયાં છે. પ્રાથમિક શાળાના હેડ માસ્તર તરીકે ગ્રેજ્યુએટોને નીમવાની જે દરખાસ્ત મુકવામાં આવી છે તે ઘણીજ અયોગ્ય છે. ગુજરાતી ધોરણમાં ઇંગ્રેજીનું શિક્ષણ આપવાને મેટ્રિક કે અન્ડર ગ્રેજ્યુએટને રોકી શકાય પણ તે હેડ માસ્તર હોવો ન જોઇએ. બીજી પાસ ત્રીજા વર્ષના ટ્રેઇન્ડ શિક્ષકોને મીડલ સ્કુલમાં શિક્ષક તરીકે નીમવા જોઇએ.

## ૯ શિક્ષકોના પગાર.

એ વિષે એક શિક્ષકે જણાવ્યું કે રેવેન્યુ વગેરે અનેક ખાતાના નોકરોના પગાર છેલ્લાં ચાલીસ પચાસ વર્ષમાં વધ્યા છે પણ પ્રાથમિક શાળાઓના શિક્ષકોના પગાર આશરે પચાસ વર્ષપર બાંધવામાં આવ્યા હતા તેમાં કાંઇ વધારો થયો નથી. તેમણે સૂચવ્યું કે સીનીઅર શિક્ષકોનો પગાર વધારેમાં વધારે ૭૫ રૂ. હોવો જોઇએ અને તેજ પ્રમાણે બીજા વર્ષના ટ્રેઇન્ડ શિક્ષકો માટે રૂ. ૬૦ ની અને પહેલા વર્ષના ટ્રેઇન્ડ શિક્ષકો માટેની મર્યાદા રૂ. ૩૫ ની રાખવી જોઇએ. હાલ અનટ્રેઇન્ડ શિક્ષકોને શરૂઆતમાં રૂ. ૯ નો પગાર આપવામાં આવે છે અને ૧૫ વર્ષે એક રૂપિયાનું પ્રોમોશન આપી તેને ૧૦ રૂપિયાનો પગાર આપવામાં આવે છે. આ પછી તેનો પગાર ભાગ્યેજ વધે છે. કારણ કે તેના પ્રોમોશનનો આધાર ઉપરીની ભલામણ ઉપર રહે છે. આ શિક્ષકોનો પગાર ઓછામાં ઓછો રૂ. ૧૨ જેટલો હોવો જોઇએ. એક વક્તાએ જણાવ્યું કે રૂ. ૯ માં તો શું પણ રૂ. ૪ માં પણ કામ કરનારા મળે તેમ ૨૦ રૂ. માં પણ મળે. પરંતુ જેમ પગાર વધારે સારો તેમ વધારે સારી જાતના શિક્ષકો મળી શકે. પહેલાં બ્રાહ્મણો કેળવણીનું કામ કરતા હતા. પણ તેઓ હાલ બીજા ધંધામાં પડે છે કારણકે તેમાં વધારે પૈસા મળે છે. જ્યાં સુધી હાલના કરતાં સારા પગારો આપવામાં આવશે નહિ ત્યાં સુધી ઉંચી કામના માણસો પ્રાથમિક શિક્ષણ માટે મળશે નહિ. અન્ય શિક્ષકે કહ્યું કે અમારા કોડનું દર્દ કોડના વ્યાધિ જેવુંજ છે. ઉત્તમ શિક્ષકોને એસીસ્ટંટ ડેપ્યુટીની જગ્યા આપવી જોઇએ. અમદાવાદ જેવા શહેરમાં પગાર ઉપરાંત મુંબાઇની માફક ખાસ એલાઉઅન્સ આપવું જોઇએ.

## ૧૦ ટ્રેઇનીંગ કોલેજનું શિક્ષણ.

એક શિક્ષકે જણાવ્યું કે પહેલા વર્ષમાં પાસ થયેલા ઘણા શિક્ષકોને બીજા વર્ષની પરીક્ષામાં બેસવાની મંજુરી મળતી નથી એ ઘણું અયોગ્ય છે. અન્ય વક્તાએ જણાવ્યું કે આખા ગુજરાત માટે એક ટ્રેઇનીંગ કોલેજ બસ નથી. માટે સુરત જેવા મથકમાં બીજી તેવીજ કોલેજ સ્થાપવી જોઇએ. તેમજ સંપૂર્ણ પ્રાથમિક શાળાઓમાં બને ત્યાં પહેલા

વર્ષનો વર્ગ કહાડવો જોઇએ. એક ગૃહસ્થે જણાવ્યું કે પહેલા વર્ષની પરીક્ષામાં પસાર થતા વિદ્યાર્થીઓને બીજા વર્ષના વર્ગમાં દાખલ કરવા જોઇએ કે નહિ એ વિષે તેમના જીલ્લાના ડેપ્યુટીનો અભિપ્રાય પૂછાવવામાં આવે છે. આથી જો તેનાજ જીલ્લામાં બીજા વર્ષના શિક્ષકની જરૂર હોય તો તેને આગળ જવા દેવામાં આવે છે. આથી ઘણોજ અન્યાય થવાનો સંભવ રહે છે; કારણ કે પહેલા વર્ષની પરિક્ષામાં ઉંચે નંબરે પસાર થનાર શિક્ષકના જીલ્લામાં વધારે ઉંચા શિક્ષકની જરૂર ન હોય તો તેને બીજા વર્ષમાં જતો અટકાવવામાં આવે છે અને નીચે નંબરે પાસ થનાર શિક્ષકની ખાતાને જરૂર હોય તો બીજા વર્ષનું શિક્ષણ આપવામાં આવે છે. આ અનર્થ ટાળવા માટે કાંઇક વ્યવસ્થા થવી જોઇએ. એક શિક્ષકે સૂચવ્યું કે ટ્રેઇનીંગ કોલેજમાં ઇંગ્રેજીનું શિક્ષણ આપવું જોઇએ.

આ વિવેચન સમાપ્ત કરતાં પ્રમુખે પ્રથમ તો આ આ સંમેલનમાં હાજર રહી ખુલ્લા હૃદયથી ચર્ચા કરવા માટે શિક્ષકોનો આભાર માન્યો હતો. ત્રીજી સાહિત્ય પરિષદ્‌માં વાંચનમાળા વિષે પોતે લખેલા નિબંધનું સૂચન કર્યા પછી તેમણે જણાવ્યું કે પહેલી છ ચોપડીઓ ઉપર તો ટીકાની કાંઇ અસર થઇ નથી. પણ સાતમી ચોપડી તે વખતે તૈયાર નહિ થયેલી હોવાથી જાહેર ચર્ચાને લીધે તેમાંથી કેટલી ભૂલો નીકળી ગઇ હતી. વાંચનમાળાના પુસ્તકોમાં કોઇપણ પ્રકારની અશુદ્ધિ ન હોવી જોઇએ. એકના એક શબ્દની જુદી જુદી જોડણી વાંચનમાળામાં માલુમ પડે છે. જે ટીકા આ પુસ્તકો સામે કરવામાં આવી છે તેનો કાંઇ જવાબ પણ આપવામાં આવ્યો નથી. આ સંબંધમાં આપણો હેતુ સિદ્ધ થાય ત્યાં સુધી સરકારને વારંવાર લખવું જોઇએ. વાંચનમાળા તૈયાર કરવાના સંબંધમાં તેમણે જણાવ્યું કે એમ લાગે છે કે ગુજરાતી મરાઠી કેનેડી અને સિંધી ગૃહસ્થો પાસે દરેક વિષય ઉપર મી. કોવર્ટને પાઠ લખાવ્યા હતા અને તે સર્વેમાંથી જે ઉત્તમ લાગ્યા તેનાં બીજી ભાષામાં ભાષાન્તર કરાવ્યા હતા. પરંતુ ભાષાન્તર કરનાર ગૃહસ્થોને ભાષાનુંજ સારૂં જ્ઞાન હતું નહિ એટલે ઘણા પાઠની ભાષા અતિશય ખરાબ બની છે. એના ઉદાહરણમાં ગુજરાતી અને મરાઠી સાતમી ચોપડી સરખાવી જોવાની તેમણે ભલામણ કરી હતી. વિજ્ઞાનના પાઠ ઘણા અઘરા છે. દાખલા તરીકે ટેલીગ્રાફીનો પાઠ હાઇસ્કુલના પણ થોડાજ શિક્ષકો બરાબર શિખવી શકે. શાળાના વખતના સંબંધમાં તેમણે કહ્યું કે હમણા વધારામાં આવેલો અર્ધો કલાક કહાડી નાખવો જોઇએ. કવિતાના સંબંધમાં ઘણી વજુદવાળી ચર્ચાઓ થઈ છે પણ તેનું કાંઇ પરિણામ આવેલું આપણે જાણતા નથી તેમજ તે ચર્ચાનો રદીઓ પણ કોઇએ આપ્યો નથી. પ્રાથમિક શાળામાં રજાના સંબંધમાં એમ કહેવાય છે કે રજા પુરી થયા પછી ઘણાં છોકરાં નિશાળમાં પાછાં આવતાં નથી. છોકરીઓને દશ વર્ષની ઉમ્મર સુધી છોકરાઓ જોડે ભણાવવામાં કોઇ પણ રીતે હરકત નથી જો કે નીચા વર્ગના લોકોના સંબંધમાં આ સિદ્ધાંત લાગુ પાડવો જોઇએ નહિ. ટ્રેઈન્ડ શિક્ષકો પુરા નથી માટે નવી નિશાળો કહાડી શકાતી નથી અને વધારે શિક્ષકો ટ્રેઇન્ડ કરી શકતા નથી કારણ કે તેમને રોકવાને નિશાળો પુરતી નથી. આવાં પરસ્પર વિરૂદ્ધ વચનો આપણે સાંભળીએ છીએ. છેવટે મોટી પ્રાથમિક નિશાળોમાં પહેલા વર્ષનો ટ્રેઇનીંગ કલાસ ઉઘાડવાની તેમણે સૂચના કરી હતી. પ્રમુખ સાહેબનો તેમજ શિક્ષકોનો ઉપકાર માનવાની દરખાસ્ત પસાર થયા બાદ સભાનું વિસર્જન થયું હતું.

# પરિશિષ્ટ ૬.

## પ્રશ્નાવલીઓ.

### ૧

### દેશી રાજ્યોને પ્રશ્નો.

૧. તમારે ત્યાં ગામડાં કેટલાં છે ?

૨. કેટલા ગામડામાં નિશાળો છે ?

૩. કેટલા ગામડામાં અલાહિદી કન્યાશાળા છે ?

૪. કેટલા ગામોમાં હજૂ નવી નિશાળો ઉઘાડવાની જરૂર છે ?

૫. નવી નિશાળ ઉઘાડતી વખતે ગામમાં લોકોને મદદ કરવાની ફરજ પાડવામાં આવે છે ?

૬. તમારે ત્યાં શિક્ષકોનો પગાર કેટલો છે ? કેટલે લગી વધારેમાં વધારે તે વધી શકે છે ?

૭. ટ્રેન્ડ શિક્ષકો કેટલા છે ? અનટ્રેન્ડ શિક્ષકો કેટલા છે ?

૮. અંગ્રેજી શિખવવાની નિશાળો કેટલી છે ?

૯. ગુજરાતી તાલુકા સ્કુલોમાં અંગ્રેજી શિક્ષણ દાખલ થઈ શકે એમ છે ?

૧૦. ઉંચો અભ્યાસ કરવા વિદ્યાર્થીઓને રાજ્ય તરફથી કેટલી સ્કોલરશિપો અપાય છે ?

૧૧. પરદેશ વિદ્યાર્થીઓ મોકલવા રાજ્ય તરફથી સ્કોલરશિપો અપાય છે ?

૧૨. ખાસ જાતોના શિક્ષણ માટે કાંઈ વ્યવસ્થા છે ?

૧૩. કેળવણીનો વિશેષ ફેલાવો કરવા રાજ્ય તરફથી કાંઇ ઉપાય લેવાય છે અથવા લેવા વિચાર છે ? કેટલી વધારે નિશાળો દર વર્ષે કહાડી શકો એમ છો ?

૧૪. ત્હમારી નિશાળોમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઉપર જે અંકુશ મૂકવામાં આવે છે તે વિષે ત્હમારો શો અભિપ્રાય છે ?

૧૫. એકંદર કેળવણીના સત્વર પ્રસાર અને સુધારા માટે ત્હમે શી સૂચનાઓ કરો છો.

૨

# મ્યુનિસિપાલિટીને પ્રશ્નો.

૧. કેળવણીના સંબંધમાં તમે કેટલો ખર્ચ કરો છો ?

૨. સરકારી ધારા પ્રમાણે કેળવણીના ખર્ચની અરધી રકમ આપવા સરકાર બંધાયેલી છે તે મુજબ તમને તમારા ખરચનો અરધો હિસ્સો મળે છે ? ન મળતો હોય તો કેટલો ઓછો મળે છે ?

૩. તમારી નિશાળોમાં ૨૫ ( પચીસ ) વિદ્યાર્થીઓ દીઠ એક શિક્ષક છે ? ન હોય તો આ ધોરણે તમારે કેટલા વધારે શિક્ષકો જોઇએ ? તેનો વાર્ષિક વધુ ખર્ચ કેટલો થશે ?

૪. તમારી નિશાળોમાં કેટલા ટ્રેન્ડ અને કેટલા અનટ્રેન્ડ શિક્ષકો છે ?

૫. તમારી નિશાળો માટે મકાન સુઘડ, સગવડવાળા અને હવા અજવાળાવાળાં છે ? જો તેમ ન હોય તો તેમાં સુધારા વધારા કરવાને અથવા જરૂર હોય તો નવાં મકાન બાંધવા અથવા બંધાવવા કેટલા ખર્ચની જરૂર છે ?

૬. તમારાં ગામમાં કેટલી વધારે નિશાળો કાઢવાની જરૂર છે ? તેમના નિભાવ માટે દરવર્ષે કેટલા ખરચની જરૂર છે ?

૭. તમારા શિક્ષકોના પગાર તમને સંતોષકારક લાગે છે ? એમાં ઓછામાં ઓછો કેટલો વધારો થવાની જરૂર છે ?

૮. તમારા તાબામાં કન્યાશાળાઓ કેટલી છે ? તેમાં ટ્રેન્ડ શિક્ષિકાઓ અને અનટ્રેન્ડ શિક્ષિકાઓ કેટલી છે ?

૯. અસ્પર્શ્ય વર્ગો માટે કેટલી નિશાળો ચલાવો છો ?

૧૦. ઉપર સૂચવેલા સુધારાઓ અમલમાં મૂકવા જે વધુ પૈસા જોઇએ તે મેળવવા તમે શા માર્ગ સૂચવો છો ? તમારા મહેસુલમાંથી અને સરકારી ગ્રાંટમાંથી એ પૈસા કેટલા ભાગમાં મળી શકે ?

૧૧. મ્યુનિસિપલ આવકના ઓછામાં ઓછા દસ ટકા પ્રાથમિક કેળવણી માટે ખર્ચવા જોઇએ એવો નિયમ તમને યોગ્ય લાગે છે ?

૧૨. અંદાજપત્ર (બજેટ) ઘડવાની તમારી સત્તા ઉપર કેવા પ્રતિબંધ તમને વ્યવહારૂ રીતે નડે છે ? તમારા અભિપ્રાય પ્રમાણે તે કેટલે અંશે અને કેવી રીતે ઓછા કરી શકાય ?

૧૩. તમારી નિશાળોમાં ફી માટે જે રકમ વસૂલ કરવામાં આવે છે તે તમે માફ કરી શકો એમ છો ?

૧૪. વિદ્યાર્થીઓની શારીરિક તપાસ અને કેળવણી માટે હાલ શી વ્યવસ્થા ચાલે છે ?

૧૫. તમે ધાર્મિક અને નૈતિક શિક્ષણ કોઇ પણ રૂપમાં તમારી નિશાળોમાં આપો છો ?

૧૬. ધંધા હુન્નરના શિક્ષણ માટે, અને અપંગોના શિક્ષણ માટે નિશાળો તમારા તરફથી ચાલે છે અથવા નવી કાઢી શકો એમ છો ?

૧૭. તમારી નિશાળોમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઉપર જે અંકુશ મૂકવામાં આવે છે તે વિષે તમારો શો અભિપ્રાય છે ?

૧૮. એકંદર કેળવણીના સત્વર પ્રસાર અને સુધારા માટે તમે શી સૂચનાઓ કરો છો ?

૩

# ખાનગી માધ્યમિક નિશાળોને પ્રશ્નો.

૧. તમારી નિશાળનું પૂરૂં નામ શું ?

૨. તેની વ્યવસ્થા એક વ્યક્તિને કે મંડળને હસ્તક છે ?

૩. તેની સ્થાપના ક્યારે થઇ ?

૪. તેને સરકાર તરફથી કાંઇ ગ્રાંટ મળે છે કે નહી ?

૫. નિશાળમાં કેટલાં ધોરણો શીખવવામાં આવે છે ? અને તે દરેકમાં કેટલા વર્ગ છે ?

૬. ઓછાં ધોરણો હોય તો વધારે ધોરણો કરવાની સ્થાનિક જરૂરિયાત લાગે છે ?

૭. નિશાળમાં કેટલા વિદ્યાર્થીઓ ભણે છે ? દરેક વર્ગમાં કેટલા ? વર્ગના દરેક વિભાગમાં કેટલા ?

૮. છેલ્લી પરીક્ષાઓમાં બેઠેલા વિદ્યાર્થીઓમાંથી કેટલાને ઉપલા-ધોરણમાં ચઢાવવામાં આવ્યા હતા ? મેટ્રિક્યુલેશન અને સ્કુલ ફાઇનલનાં ધોરણો તમારે ત્યાં હોય તો કેટલામાંથી કેટલા ગઇ પરીક્ષામાં પાસ થયા હતા ?

૯. છેલ્લા પાંચ વર્ષમાં વિદ્યાર્થીઓના પ્રમોશનની સરેરાશ કેટલી છે ?

૧૦. તમારી નિશાળનો વાર્ષિક ખરચ શો છે ? તે ખર્ચનો કેટલો ભાગ

(ક) ફી

(ખ) ખાનગી મદદ અને

(ગ) સરકારી અથવા મ્યુનિસિપલ ગ્રાન્ટ માંથી મળે છે ?

૧૧. ગ્રાન્ટ તરીકે તમને મળતી રકમ વિશે તમારો શો મત છે ?

૧૨. તમારી નિશાળમાં કેડલા શિક્ષકો છે ? તેમાં કેટલા ટ્રેન્ડ અને કેટલા અનટ્રેન્ડ છે ? તેમનું ભણતર ક્યાં લગીનું છે ? તેમના પગાર અને પ્રોસ્પેક્ટ કેવાં છે ?

૧૩. ટ્રેન્ડ અને અનટ્રેન્ડ શિક્ષકોના શિક્ષણમાં તમને કાંઈ ફેર લાગે છે ?

૧૪. તમારી નિશાળની વ્યવસ્થા ઉપર સરકારી કેળવણી ખાતુ કેવા પ્રકારની દેખરેખ અને અંકુશ રાખે છે ?

૧૫. નીચેની બાબતોના સંબંધમાં કેળવણી ખાતાના નિયમો તમને વ્યવહારિક રીતે કેટલે અંશે નડે છે ?

(ક) દરેક વર્ગ અને આખી નિશાળમાં રાખવાના વિદ્યાર્થીઓની સંખ્યા.

(ખ) પરીક્ષાની પદ્ધતિ અને વિદ્યાર્થીઓના પ્રમોશનની સંખ્યા.

(ગ) શીખવવાના વિષયો અને તેમની ટેક્સ્ટ બૂકોની પસંદગી.

(ઘ) શિક્ષકોની યોગ્યતા અને પગાર.

(ઙ) મકાન, પ્રયોગશાળા (લેબોરેટરી), સગવડ, ફરનીચર, રમવાની જગા વગેરે.

૧૬. શિક્ષણના ધોરણને હાનિ કર્યા સિવાય આમાંના કોઇ નિયમોમાં ફેરફાર થઇ શકે ખરા ?

૧૭. તમારી નિશાળમાં કાંઇ નૈતિક અને ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે? આપવામાં આવતું હોય તો તે ફરજિયાત છે? કયાં પુસ્તકો શીખવો છો? એનાં પરિણામ કેવાં લાગ્યાં છે ?

૧૮. સ્લોઇડ જેવી અથવા ધંધાની કોઇ કેળવણીની હાલનું શિક્ષણ વધારે સારૂં કરવા તમને જરૂર લાગે છે?

૧૯. વિદ્યાર્થીઓની શારીરિક તપાસ અને કેળવણી માટે તમારે ત્યાં શી વ્યવસ્થા છે? બધા વિદ્યાર્થીઓ એનો હોંશથી લાભ લે છે? તમારે ત્યાં આવતા વિદ્યાર્થીઓનાં શરીર અને તબીયત તમને કેવાં લાગે છે? સારાં ન હોય તો તેનાં કારણો શાં લાગે છે? શરીર સારાં રહેવામાં ગરીબાઇ અને અભ્યાસ કેટલે અંશે જોખમદાર છે? શરીર સબળ અને તંદુરસ્ત કરવા શા ઉપાયો સૂચવો છો?

૨૦. જન્મ ભાષાદ્વારા શિક્ષણ આપવા બાબત તમારો શો મત છે?

૨૧. હાલ જેટલા વિષયો શીખવાય છે તેમના સંબંધમાં સૂચના કરવાની છે! સાયન્સના અભ્યાસક્રમ વિષે કાંઇ ફરીઆદ છે? ઇતિહાસ ભૂગોળનાં પુસ્તકો સારાં નથી એવી ફરીઆદમાં કાંઇ વજુદ છે?

૨૨. માધ્યમિક કેળવણીનું ખર્ચ દિવસે દિવસે વધતું જાય છે? વતું હોય તો તે વાજબી છે? લોકોની આર્થિક સ્થિતિ લક્ષમાં રાખતાં વધારો પોષાય એવો છે? એથી શિ-શિક્ષણના પ્રસારણને ધક્કો સહોંચે છે? ખરચ ઓછું કરવાનો રસ્તો છે?

૨૩. તમે કેટલી સ્કોલરશીપ અને ફ્રીશિપ આપો છો ?

૨૪. માધ્યમિક કેળવણીની હાલની સ્થિતિ વિશે સૂચના કરવા જેવી છે ?

૨૫. નિશાળોમાં નવા વિદ્યાર્થીઓ દાખલ કરવા વિષે શા નિયમો છે? ખાસ કરીને ખાનગી શાળાઓમાંથી તેમજ ખાનગી શિક્ષણ લઇ આવનાર વિદ્યાર્થીઓને કેવી રીતે દાખલ કરો છો? કેળવણી ખાતાની મંજુરી આ સંબંધમાં લેવી પડે છે? આ અને બીજા આવા નિયમોમાં ત્હમે શા સુધારા સૂચવો છો?

૨૬. ત્હમારી નિશાળોમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઉપર જે અંકુશ મૂકવામાં આવે છે તે વિષે ત્હમારો શો અભિપ્રાય છે?

૨૭. એકંદર કેળવણીના સત્વર પ્રસાર અને સુધારા માટે ત્હમે શી સૂચનાઓ કરો છો?

૪

# જીલ્લા લોકલ બોર્ડને પ્રશ્નો.

૧. ત્હમે નિશાળો ઉપર કેટલો ખર્ચ કરો છો ?

૨. છેવટે ત્હમારા જીલ્લાના દરેક ગામમાં એક નિશાળ સ્થપાય એ માટે દર વર્ષે કેટલી વધારે નિશાળો સ્થાપવી જોઇએ ? અને ત્હેનો દર વર્ષે વધુ ખર્ચ કેટલો થાય ?

૩. જીલ્લાની નિશાળોમાં કેટલા શિક્ષકો ટ્રેઇન્ડ અને કેટલા અનટ્રેઈન્ડ છે ?

૪. ત્હમારી કેટલી નિશાળોનાં મકાન ભાડે લેવામાં આવ્યાં છે અને કેટલી નિશાળો માટે નવાં મકાન બાંધવાની ઘણી જરૂર છે ? એકંદર સારાં મકાનો યોગ્ય રીતે પૂરાં પાડવા માટે કેટલો ખર્ચ થાય ?

૫. શિક્ષકોના પગાર તમને સંતોષકારક લાગે છે ? સારા શિક્ષકો મેળવવા માટે ત્હેમના પગારમાં કેટલો વધારો કરવો જોઇએ અને તે માટે કેટલો વધુ ખર્ચ થાય ?

૬. આ જુદા જુદા ખર્ચ માટે જે કુલ રકમ જોઇએ તે કેટલે હિસ્સે ત્હમારા મહેસુલ અને સરકારી ગ્રાન્ટમાંથી મળી શકે ?

૭. આ માટે બોર્ડની મહસુલમાં જે વધારો થવો જોઇએ તે કેવી રીતે થઇ શકે ?

૮. સરકારની પરવાનગીથી અમુક મુકરર કરેલા કર નાંખવાની સત્તા મ્યુનિસિપાલીટીની માફક બોર્ડને આપવી જોઇએ ?

૯. અંદાજપત્ર (બજેટ) ઘડવાની ત્હમારી સત્તા ઉપર કેવા પ્રતિબંધ ત્હમને વ્યાવહારિક રીતે નડે છે ? ત્હમારા અભિપ્રાય પ્રમાણે તે કેવી રીતે અને કેટલે અંશે ઓછા કરી શકાય ?

૧૦. નિશાળોની વ્યવસ્થામાં સરકારનું કેળવણી ખાતું અને મહેસુલખાતાના અમલદારો શો ભાગ લે છે ? તે વ્યવસ્થા ત્હમે વધારે સ્વતંત્ર રીતે કરી કરી શકો તે માટે કેવા સુધારા ત્હમને યોગ્ય જણાય છે ?

૧૧. ત્હમારી નિશાળોમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઉપર જે અંકુશ મૂકવામાં આવે છે તે વિષે ત્હમારો શો અભિપ્રાય છે ?

૧૨. એકંદર કેળવણીના સત્વર પ્રસાર અને સુધારા માટે ત્હમે શી સૂચનાઓ કરો છો ?

---

૫

# તાલુકા બોર્ડને પ્રશ્નો.

૧. તમારા તાલુકામાં બધાં મળીને કેટલાં ગામ છે ?

૨. આ ગામો પૈકી કેટલા ગામોમાં લોકલ બોર્ડ કે મ્યુનિસિપલ નિશાળ નથી ?

૩. નિશાળ નથી એવા ગામોના કેટલા ગામના લોકો પોતાના ગામમાં નિશાળ લાવવા ખુશી છે ?

૪. જે લોકો પોતાના ગામમાં નિશાળ લાવવા ખુશી છે એમાંના કેટલાક ગામના લોકો નિશાળને માટે વગર ભાડે મકાન પુરૂં પાડવા ખુશી છે ?

૫. એવાં કેટલાં ગામડાં છે કે જ્યાંના લોકો નિશાળ લાવવા ખુશી છે પરન્તુ વગર ભાડે મકાનો આપવા ના પાડે છે ?

૬. ત્હમારા તાલુકાનાં કેટલાં ગામોમાં માત્ર ત્રણ ધોરણની ગ્રામ્યશાલાઓ ( rural schools ) છે ?

૭. ગ્રામ્યશાળાવાળા કેટલા ગામોએ પોતાની નિશાળોમાં વધારે ધોરણો ખોલવા સરકારને અરજીઓ કરી છે ?

૮. અરજી કરેલા કેટલાની અરજીઓ પૂરેપૂરી સ્વીકારાઈ છે, કેટલાકની સ્હેજસ્હાજ સ્વીકારાઈ છે અને કેટલાની બીલકુલ સ્વીકારાઈ નથી ?

૯. ત્હમારા તાલુકાનાં કેટલાં ગામોમાં કન્યાશાળા છે ?

૧૦. કન્યાશાળા નથી એ પૈકીનાં કેટલાં ગામોમાં છોકરીઓના ભેગી છોકરીઓ ભણેછે?

૧૧. જે ગામોમાં છોકરા ભેગી છોકરીઓ ભણે છે ત્હેમાં પંદર કરતાં વધારે છોકરીઓ કયા ગામોમાં ભણે છે ? આવા ગામવાળાઓ પોતાની જુદી કન્યાશાળાઓ મકાનો આપીને કે મકાન આપ્યા વગર કઢાવવા ખુશી છે ?

૧૨. કયા ગામોમાં સરકારે અંત્યજ વર્ગની નિશાળો કાઢી છે ?

૧૩. પ્રાથમિક કેળવણી ઉપર ત્હમે કેટલો ખચ કરો છો ?

૧૪. ત્હેનો કેટલો ભાગ.

(ક) ફી
(ખ) ધર્માદા દાન
(ગ) બોર્ડનું મ્હેસુલ અને
(ધ) સરકારી ગ્રાન્ટમાંથી

આવે છે ?

૧૫. છેવટે દરેક ગામમાં એક નિશાળ સ્થપાય એ હેતુથી દર વર્ષે કેટલી વધારે નિશાળો સ્થાપવી જોઇએ ? અને ત્હેનો વાર્ષિક ખર્ચ કેટલો થાય ?

૧૬. સરકારી કેળવણી ખાતાના અમલદારો ફક્ત દેખરેખ રાખવાનુંજ કામ કરે છે કે શિક્ષકોનો દંડ કરવાની ત્હેમને પ્રમોશન આપવાની, ત્હેમની બદલી કરવાની નિશાળો બંધ કરવાની વગેરે સત્તાઓ અજમાવે છે ? એ સત્તાઓ કેટલે અંશે કમી કરવી જોઇએ ?

૧૭. ત્હમારી નિશાળોમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઉપર જે અંકુશ મૂકવામાં આવે છે તે વિષે ત્હમારો શો અભિપ્રાય છે ?

૧૮. એકંદર કેળવણીના સત્વર પ્રસાર અને સુધારા માટે ત્હમે શી સૂચનાઓ કરોછો ?

